# ખાસ સંગ્રહ કરવા લાયક પુસ્તકો

| પુસ્તક | કિંમત |
|---|---|
| અલકક બંકા દેવડા ભા. ૧–૨ | ૬–૮ |
| રાજયોગી અને પરમાર ધારાવર્ષદેવ ભા. ૧–૨ | ૮–૦ |
| મહાત્મા ગાંધીજીનું જીવન | ૪–૮ |
| રાષ્ટ્રિય કોંગ્રેસનો ઇતિહાસ ભા. ૧–૨–૩ | ૧૧–૦ |
| વિશ્વભારતી અથવા હિન્દી સંસ્કૃતિનું કેન્દ્ર | ૧–૦ |
| ઋગ્વેદ સંહિતા ભા. ૧ | ૨–૦ |
| " " ૨ | ૨–૦ |
| " " ૩ | ૨–૦ |
| " " ૪ | ૨–૪ |
| " " ૫ | ૨–૦ |
| જુવાનીની ચાવી | ૧–૮ |
| વેપારની ચાવી | ૧–૧૨ |
| આપણું પ્રાચીન રાજતંત્ર | ૧–૪ |
| કળા વિષે પ્રવચનો | ૦–૭ |
| નેલ્સનનું જીવનચરિત્ર | ૧–૦ |
| વલ્લભ | ૧–૦ |
| મહિપતરામ | ૧–૧ |
| નરસિંહ મહેતો | ૦–૧૧ |
| પરિવર્તનવાદ | ૦–૧૦ |
| ઈંગ્લાંડ અને હિંદુસ્તાન | ૦–૧૫ |
| હિંદુસ્તાનના લોકો | ૦–૧૧ |
| જગતની રાજનીતિ અને હિંદ | ૦–૮ |
| આર્યોનું આદિ નિવાસસ્થાન | ૦–૬ |
| સ્થાનીક સ્વરાજ્યની સંસ્થાઓ | ૦–૯ |
| સામાજીક સુખરૂપતા | ૦–૧૧ |
| સરોવરના જીવો | ૦–૧૩ |
| તરવાની કળા | ૦–૭ |
| ગર્ભવિદ્યા | ૦–૧૨ |
| નૌકા બળ | ૦–૧૧ |
| સર્પ | ૦–૧૨ |
| ધનવિદ્યા | ૦–૧૧ |
| ખેતીના ઉપદ્રવો | ૦–૧૪ |
| ફળઝાડનો બગીચો | ૧–૨ |
| છોડવાનું જીવન | ૦–૪ |
| કરોળીઆનાં કાવત્રાં | ૦–૬ |
| મનુષ્ય ભ્રમણ | ૦–૧૨ |
| કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ૧–૮ |
| ઉદ્‌ભિજ્જોની ઉત્ક્રાંતિ | ૧–૪ |
| કેળવણી | ૧–૮ |
| સીતા | ૦–૬ |
| બુદ્ધ ભગવાનની વાતો | ૦–૬ |
| મેગેસ્થીનીસના સમયનું હિન્દ | ૦–૮ |
| પ્રકાશ | ૦–૬ |
| ઇત્સીંગના સમયનું હિન્દ | ૧–૧૦ |
| મીસની મુલાકાત | ૦–૬ |
| પ્રાચીન પૂર્વ | ૦–૧૨ |
| હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ | ૦–૧૧ |
| નેપાળની ચાવી | ૧–૧૨ |
| મહમદ બેગડો | ૦–૬ |
| સૂર્ય નમસ્કાર | ૦–૮ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ૦–૬ |
| આપણા મહારાજા | ૦–૬ |
| ભારતીય સમાજશાસ્ત્ર | ૧–૬ |
| વિદ્યુત | ૧–૦ |
| વિજ્ઞાનના વિધાયકો | ૧–૧૨ |
| હિંદુસ્થાનમાંના જુદા જુદા ધર્મ | ૦–૧૨ |
| પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન | ૦–૧૦ |
| વાઘેલાઓનું ગુજરાત | ૦–૬ |
| ભાષાવિજ્ઞાન પ્રવેશિકા | ૧–૧–૬ |
| મારું જીવન અને કાર્યક્ષેત્ર | ૦–૧૨–૦ |
| પંચતંત્રની વાતો ભા. ૧ | ૦–૮–૦ |
| " " ભા. ૨ | ૦–૮–૦ |
| રેડીઓ અને ટેલીવિઝન | ૦–૮–૦ |
| કુસ્વાડી | ૦–૪–૦ |

**લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા.**

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠાકર
સુહાસમિત્ર પ્રેસ, વડોદરા.

સહતંત્રી :
શ્રી. રમા ઠાકોર

પુ. ૩૮ મું ] એપ્રિલ : ૧૯૪૨ [ અંક ૨ જો.

## અનુક્રમણિકા



— બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના



પુસ્તક ૩૮મું  માર્ચ : ૧૯૪૨  અંક ૧ લો

# વિશ્વચંડિકા

દેઈ તાલી ઝૂમે, ને મતવાલી ઘૂમે,
ઘોર વિશ્વચંડિકા ઝૂમે ઘૂમે.

છૂટા છે કેશ, હસ્ત રંગ્યા બે રક્તથી,
જાણે સંસાર, મહાકાળી ઘૂમે;
ઘોર વિશ્વચંડિકા ઝૂમે ઘૂમે.

હાથે કરમાલ, રૂંડમાળા છે કંઠમાં,
ભાલા ઉછાળતી ભયાળી ઘૂમે;
ઘોર વિશ્વચંડિકા ઝૂમે ઘૂમે.

અસુરોને માત યુદ્ધ ખેલે પડકારતી,
ગેબી હુંકાર એનો ભુવને ઘૂમે;
ઘોર વિશ્વચંડિકા ઝૂમે ઘૂમે.

સળવળતી જીભ એની રક્ત સમી આંખડી,
ઘાવોને ઝીંકતી ભૂખાળી ઘૂમે;
ઘોર વિશ્વચંડિકા ઝૂમે ઘૂમે.

'ત્રાહિ, ત્રાહિ, ત્રાહિ' કહી ધરતીયે ત્રાસતી,
ધરતીને ખૂંદતી કરાળી ઘૂમે;
ઘોર વિશ્વચંડિકા ઝૂમે ઘૂમે.

શ્રી. મનુ દવે કાવ્યતીર્થ

# વસંત એકજ વાર

રચનાર :
નરહરિપ્રસાદ ભટ્ટ

વસંત એકજ વાર,
જીવનમાં વસંત એકજ વાર—
જીવનમાં વસંત૦

આવે તે પ્હેલાં વહી જાતી,
રહે ગ્રીષ્મ-સંતાપ,
ઉના આંસુ કેરા વરસાદ—
જીવનમાં વસંત૦ ૧

નભ-મંડળમાં ચંદા ચમકે,
મહિને એકજ વાર,
અરે હા, મહિને એકજ વાર;
પ્રિયા વદન ચંદાથી ઝરતી,
એકજ ઓજસ ધાર—
જીવનમાં વસંત૦ ૨

કુસુમ-કુંજથી કોયલ કૂજે,
રેલવતી રસ – ધાર,
પધારે વસંત પ્હેલી વાર-(૨)
આત્માનાં અંતર્પટ ઉઘડે,
પ્રગટે પ્રણય પ્રકાશ,
કરે દુર હૃદય તણા અંધાર-
ઉરે રેલાતી રસની ધાર-(૨)
બને પણ તે તો એકજ વાર—
જીવનમાં વસંત૦ ૩

કુંજે કુંજે પુષ્પ પ્રગટતાં,
પ્રસરે મધુર પરાગ,—
સુકાતાં ક્ષણમાં તે કરમાય;—
અરેરે ક્ષણમાં તે કરમાય;—
હૃદય-કુંજનાં પ્રણય પુષ્પ તો,
ઉઘડતાં બિડાય,
અરેરે ઉઘડતાં જ બિડાય—
અને તે ઉઘડે એકજ વાર—
જીવનમાં વસંત૦ ૪

મધુરી પ્રસરે પુષ્પ-કુંજથી,
શીતલ અનિલ પરાગ,
અરે હાં, શીતલ અનિલ પરાગ;
પ્રણય-પુષ્પ બીડાતાં ક્ષણમાં,
રહેતી હૈયા-ખાખ,
અરેરે રહેતી હૈયા-ખાખ—
જીવનમાં વસંત૦ ૫

ફુલ ફુલ પર જઇ મધુકર બેસે,
માગે ભિક્ષા દાન—
હૃદયના મોંઘા ભાવની લ્હાણુ-(૨)
થાય નહિ સન્માન,
બને સૌ શુષ્ક અને વેરાન—
જીવનમાં વસંત૦ ૬

ચંદા-તેજે ઉદધિ ઉછળે,
ઉછળે જળનાં પૂર—
અરે હાં ઉછળે જળનાં પૂર:
પ્રિયા વદન ચંદાને નિરખી,
હરખે ઉછળે ઉર,
જાતાંમાં, ક્ષણમાં શોકાતુર,
બને નિર્દુઃખ આકુળ વ્યાકુળ—
જીવનમાં વસંત૦ ૭

વસંત એક વધાવા સૌને,
હોંસ અનેરી થાય,
વધાવા વરસે વરસે લ્હાય-(૨)
પવન, પુષ્પ, ચંદા, કોયલ વિણ,
વસંત કયમ ઉજવાય,—
કહેશો, વસંત કયમ ઉજવાય ?—
જીવનમાં વસંત૦

" હતી ને સાહેબ ! " માળી નમ્રતાથી બોલ્યો.

" ત્યારે પરીક્ષા થઇ ગયા પછી હું અહીં રજામાં આવવાનો છું તે નહોતો જાણતો ? " જયંતના મિજાજનો પારો જરા ઉંચો ચડયો.

" જાણતોતો ને સાહેબ ! " માળી ઔર નમ્ર બન્યો.

" તો પછી આ બંગલો કેમ તેં ભાડે આપ્યો ? " જયંતના કપાળે કરચલીઓ પડી.

" પણ સાહેબ-પણ-" માળીની જીભ લોચાવા લાગી.

વશરામ જૂનો નોકર હતો; જયંતને નાનો બાળક રમાડયો હતો; તેથી તેના પર તેને અપૂર્વ મમતા હતી; તે બોલ્યો " પણ બંગલો ભાડે આપ્યો તો મને જણાવવું તો હતું ? "

" જણાવવાનો હતો સાહેબ, પણ મારો બબલો માંદો થઇ ગયો. તેના ગભરાટમાં ભૂલી ગયો. "

" વારુ, જા હવે પહેલાં બહાર ગાડી ઉભી છે તેમાંથી સામાન લઇ આવ ને પેલા આઉટ-હાઉસમાં ગોઠવી દે-ઉભો રહે પણ, લાગલો દોડે છે શાનો ?-કેટલા વખતની બાડાચિઠ્ઠી કરી છે ? "

" એક મહિનાની, સાહેબ ? "

" મૂર્ખો કંઇનો ? જા, જા, હવે પેલો સામાન લઇ આવ. "

અને તે દિવસે જયંતે પોતાનો મુકામ તે આઉટ-હાઉસમાં જ રાખ્યો.

૩

સાંજના પહોરે જયંત આઉટ-હાઉસની બહારની બાજુએ એક આરામ ખુરસીમાં પડ્યો પડ્યો કંઇક ચોપડી વાંચવાનો પ્રયત્ન કરતો હતો એવામાં તેની નજીક આવી કોઇએ ઉધરસ ખાધી ! તે ચમક્યો " અત્યાર વાગી પેલી સુંદર યુવતી તો નહિ હોય ! " જયંતે પાછું વળી જોયું તો એક વૃદ્ધ દમ ચડતાં ખું ખું કરતો ઉભો હતો ! તેણે ખીસામાંથી પોતાના નામનું કાર્ડ કાઢી જયંતના હાથમાં મૂક્યું. તેના પર છાપેલું હતું:—

" દી. બ. સૂર્યરામ દેસાઇ
દીવાન, રામપુર સ્ટેટ (રીટાયર્ડ)"

" બેસો, બેસોને ? આમ ઉભા શા માટે ?" જયંતે ચકિત થઇ પાસે પડેલી ખુરસી ખેંચી કહ્યું.

" હા-બેસવું જ પડશે ! હાં, આપજ આ બંગલાના માલીક ને ? બરાબર, બરાબર, મારી સુશી કહેતી હતી ખરી; આપને ઘણી અગવડ થઇ ખરું ? અમે અર્ધો બંગલો આપને ખાલી કરી આપીએ ? ક્યાં ગયો આપનો નોકર ? બોલાવોને તે જરા સામાન કાઢી નાખશે; ને આપનો ગોઠવી દેશે ! "

તત્કાળ વશરામે બધો સામાન ફેરવી નાખી બંગલાની ઉતર બાજુએ આવેલા વરંડાને જોડેલા ખંડમાં લાવી મૂક્યો; અને બહાર ત્રણ ચાર ખુરસીઓ ગોઠવી દીધી.

પછી જયંત અને દીવાન બહાદુર વાતોએ વળગ્યા.

૪

" આપનો આ બાજુનો પ્રદેશ તો બહુ રમણીય લાગે છે હો ! " દીવાન સાહેબ બોલ્યા.

" એમ ?-પણ ભાઇસાહેબ, આપ તો વૃદ્ધ એટલે વડીલ કહેવાઓ, ને મને આપ, આમ કહીને શું કામ સંબોધો છો ? " જયંતે વિનય બતાવ્યો.

" ચાલો હવે નહિ કહું, હાં, પણ અહીંનું પાણી પાચનક્રિયા માટે કેટલું સરસ, ને સ્વાદમાં તેટલું જ સુંદર ! આ બેજ દિવસમાં મારી તબીયત કેટલી સારી લાગવા માંડી. વળી અહીં ઐતિહાસિક સ્થળો પણ ઘણાં છે;

આજ સવારે હું પેલા સામેના કિલ્લા પર ગયો હતો; ને કાલે પેલી ગુફા જોવા જવાનો છું, અને પરમ દિવસે શું પ્રોગામ રાખ્યો છે ?-ભૂલી ગયો ! ઉભા રહોને, મારી ડાયરી લઈ આવું !"

"ના, ના, એટલા માટે નાહક શું કરવા તસ્દી લો છો ?" જયંતે સસ્મિત કર્યું.

"અહીંઆ જ તમારા જ્વાનિયાઓની ભૂલ થાય છે ને? પોતાના ધર્મનું અભિમાન, કુળનું અભિમાન, પોતાના ઇતિહાસનું અભિમાન—"

"વશરામ, વશરામ, થોડું પાણી લાવ તો." જયંતે બૂમ મારી.

"વાહ, વાત તો ઠીક ઉડાવો છો હો ? પણ આમ જુઓ જયંતભાઇ, એવું સંશોધન કર્યા વિના મારૂં પુસ્તક કેમ કરીને પૂરૂં થાય ?"

"ઓહો, આપે પુસ્તક પણ લખ્યું છે ?"

"વાહ, એટલું પણ નથી જાણતા ? જાઓ મારા સાહેબ, ગુજરાતનો નવતર ઇતિહાસ ભા. ૧ બહાર પડી ચૂકયો છે, ભાગ ૨ પૂરો થવા આવ્યો છે, ભાગ ૩ ની લખાવટ ચાલે છે, ભાગ ૪ ના વિચાર મગજમાં ઘૂમે છે, ભાગ ૫ માના—ખું, ખું, ખું—" દીવાન બહાદુરને ઉધરસ ઉપડી આવી.

"બોલતાં આપને બહુ શ્રમ પડી ગયો; હવે અંદર જઇ જરા આરામ લો—" કહેતાં જયંતે બૂમ મારી "વશરામ, વશરામ, સાહેબનો જરા હાથ ઝાલ તો."

અને વશરામના ટેકાથી દીવાન બહાદુર પોતાના ખંડમાં આસ્તેકદમ ચાલવા લાગ્યા.

૫

બે ચાર દિવસ બાદ—બપોરના બાર વાગતાં તાપથી કંટાળી ગયેલો જયંત બગીચામાં બનાવેલા હોજમાં નહાવા ગયો; એવામાં ,, વશરામ, વશરામ " એવી સુશીલાની બૂમો તેના કાન પર અથડાઇ. વશરામને જયંતે કાંઇક વસ્તુઓ લેઇ આવવા ગામમાં મોકલ્યો હતો; અને સુશીલાની હાંકોના ધ્વનિ પરથી એટલી વાત તો સ્પષ્ટ હતી કે તે કાંઇ પણ આફતમાં હતી ! કોણ જાણે કેવા યે સંકટમાં બિચારી હશે ?–તો તેની મદદે દોડી જવાની જયંતની ફરજ નહોતી ? હા, પણ સુશીલા સ્ત્રી હતી, અને જયંત અદલ સ્ત્રીદ્વેષી હતો–તેનું મન સ્ત્રીની મદદે જવાનું કેમ કબુલ કરે ?–પણ તેના પગ તો સુશીલાની બાજુએજ વળ્યા !

સુશીલાએ પોતાના ખંડમાં રહ્યાં રહ્યાંજ જણાવ્યું કે હું અંદરના ભાગમાં વાંચવામાં લીન થઇ હતી, ને બાપુજી ભૂલથી બહાર તાળું મારી નજીકના ગામે ઐતિહાસિક ગુફા જોવા ગયા છે–તે સાંજે આવવાના છે !"

જયંત સાંભળીને હસી પડયો. બારણે એક જબરદસ્ત ખંભાતી તાળું વાસેલું હતું અને તેની ચાવી દીવાન સાહેબના ખીસામાં રહી ગઇ હતી, હવે શું થાય ? તાળું તોડવા વિના બીજો રસ્તો નહતો–હથોડી સાંડશી વગેરે ઓજાર લાવી તત્કાળ તેણે તાળું તોડી નાખ્યું, ને બારણું ખોલતાંજ સુશીલાએ બહાર નીકળી એક છૂટકારાનો દમ ખેંચ્યો. "હા...શ, બાપ, આજ તમે ભાઇસાબ ન હોત તો મારે સાંજ સુધી આ કોટડીમાં પૂરાઇ રહેવું પડત."

તેની આંખમાં કૃતજ્ઞતા જણાઇ.

"તો તેથી શું બગડી જવાનું હતું ?" જયંતે ગંભીર હાસ્યથી કહ્યું.

"વાહ રે વાહ, તમે પણ ખરા લાગો છો ? હા...શ... છેકજ નિર્દય !"

"જરાયે નહિ !"

"ત્યારે બીજું શું ?

"હું દ્વેષી છું. નિર્દય નહિ !"

" દ્વેષી ? કોના ? " સુશીલા આભી જ બની ગઇ.

" આખી સ્ત્રી આલમનો; તમારી સાથે આટલી વાતચીત કરી એજ વધારે પડતું છે ને ? મારે તો હવે નહાવા જવું છે. "

" મારે યે નહાવું પડશે ! "

" કેમ વારુ ? "

" તમારા જેવા સ્ત્રીદ્વેષી સાથે વાત કરી તેના પ્રાયશ્ચિત માટે ! ચાલોને, હુંયે આવું છું. તમારી સાથેજ. "

૬

સીમેન્ટ કાંકરીથી ચણેલા વિશાળ હોજમાં ઉભય કેટલીકવાર સુધી પાણી ઉછાળતાં નહાયાં, તર્યા. પરંતુ તરતાં તરતાં વચમાં સુશીલા એકવાર મોટી બૂમ પાડી ઉઠી, " મરી ગઈ, મરી ગઇ. ડૂબી-પગ થાકી ગયા—"

અને ખરેખર તે પાણીમાં ડૂબતી જ દેખાઇ. જયંતે ડૂબકી મારી તેને બહાર કાઢી–પણ તે બેભાન હતી.

જયંતે તેને બે હાથ પર એકલાં જ ઉંચકી આણીને બંગલામાં બીછાના પર સુવાડી.

કેટલીક વારે તે શુદ્ધિમાં આવી ને તુર્તજ ક્ષીણ સ્વરે બોલી ઉઠી. " જયંત–તમે મારો જાન બચાવ્યો હો–તમારો ઉપકાર—"

" ગમે ત્યારે વળશે જ—" જયંત વચમાં જ બોલી ઉઠયો " પણ હમણાં તમે જરા આરામ લો; હું હવે જાઉં. "

" મને તો બ્હીક લાગશે આ એકલાં ?"

" એમ ? ભલે, તો તમારા બાપુજી આવતા સુધી હું તમારી સાથે રહીશ. "

" હાશ, હવે મને કેવું સારું લાગ્યું ! હવે તો તમારો સ્ત્રી દ્વેષ મટી ગયોને ? "

" લગારે નહિ ! "

" ત્યારે તમે મને કેમ બચાવી ? ડૂબવા જ દેવી હતી ને ? મને મારી જ કેમ ન નાખી ? "

" સુશીલા, તું સ્ત્રી નથી માટે–" હવે જયંતે તમે પરથી તુંકારીને વાત ચલાવી.

" ત્યારે હું કોણ છું ? "

" દેવી. "

" ને તમે દેવ છો ? "

" જરૂર. "

" પણ દેવી કાંઇ ઢોંગ કરે નહિ. ને આ દેવી તો જરા ઢોંગી ખરી. તેણે તમને ફસાવામાં, તરતાં પાણીમાં તેના પગ કાંઇ ખરેખર થાકી ગયા ન હતા; ને સાચી મૂર્ચ્છા પણ નહોતી આવી ! " કહેતાં સુશીલા ખડ ખડ હસી પડી.

" દેવી પાકી ઢોંગી છે તો આ દેવ પણ કયાં કાચો છે ? તને પહેલી જ વાર જોઇ ત્યારથી તેનો સ્ત્રી દ્વેષ કયારનો પલાયન કરી ગયો હતો; પણ તેમ છતાં તેણે છેવટ સુધી પોતાનું સ્ત્રી દ્વેષનું નાટક ભજવ્યા જ કર્યું ને ? " એટલું કહેતાં તે સુશીલાથી બેવડું હસ્યો. ને અચાનક તેણે હાથ લાંબો કરતાં સુશીલાએ જોરથી તાળી આપી.

૭

સાંજે સાડા છ વાગે દીવાન સાહેબ આવી પહોંચ્યા; તે વખતે જયંત-સુશીલા બાગમાં ફરતાં હતાં અને સૃષ્ટિસૌંદર્યની અનેરી મોજ માણતાં હસીને કલ્લોલ કરી રહ્યાં હતાં ?

પિતાને જોતાં જ સુશીલા મૃગહરિણીની માફક દોડી આવી બોલી. " વાહ, બાપુજી ખરા તમે ? આમ મને બંગલામાં પૂરીને જ જતા રહ્યા ને ? આ જયંતભાઈ ન હોત તો મારી શી દશા આવત ? ને પછી હોજમાં નહાવા પડી–તે ડૂબતી જ હતી–પણ એમણે મને બચાવી. "

" એમ ? ચાલો, ઇશ્વરે ખેર ગુજારી. એમણે તને આ નાના જળાશયમાંથી બચાવી તો સંસાર સાગરમાંથી પણ એ જ બચાવશે ! ખાત્રી રાખજે–પણ હા, આજની ટપાલની વાત તો હું તને કહેવાની ભૂલી જ ગયો ?"

આમ વાતોમાં તેઓ બંગલામાં આવી ગયાં. દીવાબત્તી થતાં દીવાન સાહેબની આજુ-બાજુ જયંત સુશીલા ડાબા જમણી ખુરસી-ઓમાં ગોઠવાઈ ગયાં.

વૃદ્ધ દીવાને ચિરૂટ ચેતાવી તેની મીઠી ફોરમ ભર્યો ધુમાડો કાઢતાં કહ્યું. " તારા ગગનભાઇ ને મધુભાભી આજ રાતના આવે છે."

" એમ ? હાશ, હાશ, ત્યારે તો મજા." રમતિયાળ સુશીલા ખુરસીમાં જ નાચી ઉઠી.

જયંતના કપાળે કરચલીઓ ચડી.

૮

આજે દીવાન સાહેબના કુટુંબ મિલનના આનંદમાં જયંતને ત્યાં જમવાનું નિમંત્રણ હતું.

જમતાં જમતાં જયંત–મધુની એક નજર થઇ; અને દીવાન સાહેબે તેમનો પરિચય કરાવતાં કહ્યું " આ મધુ. અસલ મધુરિકા નામ બદલી અમે છેલ્લી ઢબનું ટૂંકું મધુ નામ જ રાખ્યું છે. એનાં મારા ગગનવિહારી સાથે ગઇ સાલે જ લગ્ન થયાં છે. ને આ જયંત-કુમાર આ બંગલાના માલીક અને આપણી સુશીબેનના ભાવિ જીવન સહચર "

સુશીલાના ગાલે ગુલાબી રંગની તસરો ફૂટી.

જયંત–મધુએ સામે જ સ્મિત કર્યું. વૃદ્ધને કાંઇક આશ્ચર્ય લાગ્યું " તમે અગાઉથી જ પરિચિત લાગો છો ખરાં ? "

" હા જી, " જયંતે સત્ય વાત કરી " અમે કોલેજમાં સાથે જ હતાં. "

" ત્યારે તો એ પરિચય જીવનભર ન ભૂલાય ? કેમ ખરુંને મધુ ?" ગગનવિહારીએ રસિકતા દર્શાવી.

" નહિસ્તો ! ને તે માટે તો કુદરતે પણ મદદ કરીને ! સુશીબહેન મારફત એ આપણે ત્યાં ખેંચાયા જ ને ? "

આમ વાર્તા વિનોદમાં જમણવાર ખલાસ થયો. ને બીજે જ અઠવાડીએ જયંત સુશી-લાનાં લગ્ન ઉકલી જતાં બંને નવયુગલ વયોવૃદ્ધ દીવાન સાહેબની છત્રછાયામાં કાશ્મી-રના પ્રવાસે ઉપડી ગયાં.



# જીવન સંગીત

જીવન સરગમ તણા સુરો, બસુરા કાં બજે આજે,<br>
અનેરા વાદ્યના તંતુ, કઢંગા ને ઢીલા ભાસે.<br>
હતું સંગીત મધુરું એ, ભીકા મર્મો હતા તેમાં,<br>
બર્યાતાં ગાન કોકિલનાં, હતાં ગુંજન હૃદય ઝીણાં.<br>
હતા એ નાદ નુતનને, હતી સુરમ્ય એ તાનો,<br>
હતી સૌરભ તણી સિંધુ, વહી ગઈ ક્યાં હવે આજે.<br>
હતું એ સ્વપ્ન કે સાચું, થયું મુશ્કેલ એ કળવું.<br>
ગયું તે સર્વને ભૂલી, ( રહ્યું ) રહી કરવું હૃદય હળવું.

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# વિધવા

[ આ ભરતભૂમિ-હિદુસ્તાનમાં ગંગા નદી બહુજ પવિત્ર મનાય છે. આદરા વિધવાને પણ ગંગાની સાહેલડી-એનપણી ગણીને 'ગંગાસ્વરૂપ' કહીએ છીએ-લખીએ છીએ.

આવીજ એક નિર્દોષ પણ દુઃખીયારી વિધવા, એક સેવાભાવી યુવાનની નજરે પડતાં, તેને શું દુઃખ છે, તે પુછવામાં આવે છે. દુઃખ જાણીને એ યુવાનને તીવ્ર લાગણી અને સદ્ભાવ ઉત્પન્ન થાય છે. પરિણામે પોતાની બેન સમોવડી ગણી, ઘેર લઇ જવા તૈયાર થાય છે. બાઇનું મન આવવામાં ન અચકાય, માટે તે યુવાન પોતાનાં—પિતા, માતા, ભાઇ, ભાભી કેવી ઉદાર ભાવના દાખવશે, તેનું પણ સ્પષ્ટીકરણ કરે છે.

ઉપર જણાવી હકીકત નીચેના કાવ્યમાં, યથાસ્થિત રીતે રજૂ કરી છે. ]

: : રાગ—ઓધવજીના સંદેશાનો : :

સેવાભાવી યુવાન :

ભરતભૂમિની ગંગા સમ સાહેલડી !
નિર્મળ હૈયે આંસુ કાં ઉભરાય જો ?
કોણે કીધું દુર્બળ હૈયું આપનું ?
કહો વાતલડી અંતર ખોલી આપજો,
ભરતભૂમિની ગંગા સમ સાહેલડી. ૧

દુઃખિયારી વિધવા :

વલવલતા અંતરની વાતો ક્યાં કરૂં ?
કંથ સિધાવ્યા મૂકી એકલ વાટ જો;
ઓથ મળે નહિ પિયરમાંહી કોઇનો,
ધરતી દેતી નથી સમાવા માગ જો !
ભરતભૂમિની ગંગા સમ સાહેલડી. ૨

સાસુ કહે છે જાને ખપ્પર જોગણી,
ભરખ્યો મારો કેલૈયો કુમાર જો;
પગલે પગલે કાજળ કેરી છાપણી,
તું આવ્યેથી વળિયું સત્યાનાશ જો.
ભરતભૂમિની ગંગા સમ સાહેલડી. ૩

યુવાન :

દુઃખી થામાં ધીરજ ધરને બેનડી !
આંસુ દેખી લાગે સુજને પાપ જો;
તારા પગલે પાવન મારૂં આંગણું,
તુજ દર્શનથી ટળશે સૌના તાપ જો.
ભરતભૂમિની ગંગા સમ સાહેલડી. ૪

બાપુ કે'શે આજે પામ્યો દીકરી,
માતા કે'શે પામી જમણો હાથ જો;
વીરો મારો કે'શે પામ્યો બેનડી,
ભાભી કે'શે ટળી નણંદની ખોટ જો.
ભરતભૂમિની ગંગા સમ સાહેલડી. ૫

શ્રી. જયરામ, નથુભાઈ પટેલ

# સંયમ અને ત્યાગ

લેખિકા : કુ. વનબાળા છ. દેસાઈ

મહત્વાકાંક્ષા એ એક એવો સુંદર મીઠા જળનો ઝરો છે કે તેની પ્યાસ દરેક સંસ્કૃત મનુષ્યને હોય છે જ. અને તે મહત્વાકાંક્ષાઓ પૂર્ણ કરવા તે ભગીરથ પ્રયત્નો કરે છે, આ પ્રયત્નો તેજ તેના જીવનની કળા. દરેકની જીવનકળા જુદી જુદી હોય છે. જીવવાની કળા એટલે જીવન સુધારણા. મનુષ્યની અંદર રહેલા ઉચ્ચતરગુણો ખિલવવાની કળા. આ ગુણોમાં ત્યાગ અને સંયમ ઘણો જ મોટો ભાગ ભજવે છે. સેવેલા આદર્શો પૂર્ણ કરવા ત્યાગ અને સંયમ અતિ આવશ્યક છે.

હવે સંયમ એટલે શું? સંયમ કોને કહેવો? મોટે ભાગે સંયમને માટે ત્રણ જાતની વ્યાખ્યા અતી પ્રચલિત છે. પ્રથમ એક મનુષ્યને કુદરતની અંદર જે જરૂરી છે, જે એને ભોગવવાનું છે, તે બધું ન ભોગવે તે સંયમ. સામાન્ય સંયમ તે ધર્મમાં જ—ક્રિયાકાંડમાં જ હોય તેવી માન્યતા છે. પરંતુ આ સર્વાંશે સત્ય નથી. સંયમ માત્ર દેહદમનમાં જ આવતો નથી. પરંતુ દેહના સાચા વિકાસમાં જ રહેલો છે. બીજુ તથ્ય એ છે કે અમુક સમયે અમુક ચીજનો, વિચારનો, કે વર્તનનો ત્યાગ કરવો તે સંયમ. જો આ પ્રમાણે સંયમને વિશાળ રૂપમાં જોઈએ તો તે સ્વતંત્રતા જ છે. સંયમમાંથી જ સ્વતંત્રતા ઉદ્દભવે છે. મનુષ્ય પોતાની મરજી મુજબ અમુક કાળે અમુક સમયે કોઇ પણ પ્રકારનો ત્યાગ કરે તે સંયમ. આ પ્રમાણે મરજી મુજબ પળાએલો સંયમ તે સ્વતંત્રતા નહિ તો બીજુ શું છે?

કોઈ પણ ગુણના ઉદ્દભવનો ઇતિહાસ જોઇશું તો સંયમનો ઉદ્દભવનો ઇતિહાસ તે બધા જ ગુણો કરતાં ચઢિઆતો છે. તેનો ઉદ્દભવ માત્ર લાગણીમાંથી જ થાય છે. જ્યારે મનુષ્યને કોઇ વિભૂતિ માટે; કોઇ ઉચ્ચતમ આદર્શ માટે તમન્ના જાગે છે; તેની ઝંખના થાય છે, ત્યારે તેનામાં ત્યાગ અને સંયમની ભાવના બહુજ જ્વલંતરૂપે પ્રકાશે છે. બસ પ્રેમ, નીરવ લાગણી તેજ આ બે મહાન ગુણોના ઉદ્દભવનું કારણ છે.

'આશા શ્રદ્ધા અને પ્રેમ' જે જીવનના પાયારૂપ છે. તેમાંએ પ્રેમ તે મુખ્ય છે. એ મહાન પાયામાંથી આનો ઉદ્દભવ! એ શું ઓછી મહત્વની ખીના છે?

આ ઉપરાંત ઝીણવટથી જોઇએ તો તરત જ દેખાય છે કે સંયમના તાંતણા તો આપણી રગેરગમાં લોહીની નદીઓની માફક વીંટળાએલા છે. માતાના ઉદરમાં જેમ ગર્ભનો વિકાસ થાય છે તેમ જ તે ગર્ભના ઉદરમાં આ સંયમનો વિકાસ પણ આપોઆપ થાય છે. એટલે એ તો સ્પષ્ટ જ થયું કે જીવનની શરૂઆત પહેલાં જ સંયમની શરૂઆત થઇ જાય છે. એક સ્ત્રીને આદર્શ માતા થવા માટે કેટકેટલી વસ્તુનો ત્યાગ કરવો પડે છે? તેની સગર્ભાવસ્થામાં પણ તે કેટલી બધી દરકાર લે છે. કોને માટે? પોતાના પુષ્પ માટે. બાળકના જન્મ પછી પણ તેને આદર્શ બનાવવા માટે તે આત્મવિલોપન કરે છે. તેનાં સુખોનો ભોગ આપે છે. આ મહાનુભાવ માતાની મોટાઇ.

પુરુષનાં જીવનમાં પણ આ તાંતણો વણાયો છે. ગૃહસ્થ પણ પોતાનાં જીવનને ખાતર અનેક અંગત સુખોનો ત્યાગ કરે છે. માત્ર

## અંતર આગ બળે

અંતર આગ બળે,
દયાનિધિ ! અંતર આગ બળે.

દારૂણ દવમાં દુનિયા બળતી,
નયન અંગારા ઝરે;
દયાનિધિ ! અંતર આગ બળે.

વિષ ભરેલા કાળા સર્પો,
ભોળા જનને ડસે,
દયાનિધિ ! અંતર આગ બળે.

શિષ્ટતા કેરો સ્વાંગ સજીને,
સંસ્કૃતિ દેવજ દમે,
દયાનિધિ ! અંતર આગ બળે.

માનવતાના મુગટ પ્હેરી,
માનવ દેહજ દળે,
દયાનિધિ ! અંતર આગ બળે.

આગ બુઝાવવા મથું છું પણ,
આગ બળવત્તર બને,
દયાનિધિ ! અંતર આગ બળે.

શ્રી. રમણલાલ ચંદુલાલ કાટવાળા

અસામાન્ય જીવનની ઝંખના એ જ જીવનને ઉન્નતિને પંથે ગતિ કરાવે છે.

આ પ્રમાણે જોતાં લાગે છે કે સંયમ તો ગર્ભની અંદર જ વણાઇ ગયો છે. બાળક, કિશોર, યુવાન, વૃદ્ધ બધા જ જાણે અજાણે સંયમો પાળે છે. પરંતુ તે સમજણ વગરનો ભોગ છે. તેથી તેની કિંમત કેટલી અંકાય ? એટલે જ બાળક જ્યારે બાળક મટી યુવાન થાય છે અને કેટલાંક નાગરિકતાના ધર્મનો પણ ડોળ કરે છે. તેનામાં આ ઇશ્વરદત્ત મહાન ગુણનું વિલોપન થતું આપણે જોઇએ છીએ. આ જગતનાં ચક્રમાં તે ભાન ભૂલે છે અને મદ તથા અહંકારમાં "સંયમી જીવનથી શો ફાયદો ?" એમ વિચારી તેવું સ્વચ્છંદી વર્તન પણ આચરે છે. જગતનાં ઇતર પ્રાણીઓ કરતાં તે કંઇક વધારે છે. ને ઉચ્ચ છે. એવી અહંકારની વૃત્તિઓને પોષવામાંજ માને છે. કેટલીકવાર એવું પણ બને છે કે જુઠ્ઠાં સ્વચ્છંદી ને અનીતિમાન માણસો જગતમાં મ્હાલે છે. ને સમાજમાં માન પામે છે. પરંતુ લાંબો વિચાર કરતાં જણાશે કે તે માન કે સુખ તેમનું સાશ્વત ટકતું નથી. તેમાં તેને સંતોષ નથી. તે બધાને ખોટાં વલખાં મારવાં પડે છે. અને અંતે તેમનો કુતરા જેવો અવતાર થઇ જાય છે. મૃત્યુ પણ તેમને શાંતિ અર્પી શકતું નથી. આમ દેખાતું સુખ તે સુખ નથી પણ સુખ પાછળનાં ફાંફાં અર્થાત સુખ પોતેજ નહિ પણ તેનાં ઓળાજ માત્ર છે. શું જ્ઞાની માણસ આવું સુખ પસંદ કરશે ? શું તેઓ અકેલી પાશવ વૃત્તિઓનેજ ખિલવશે ? અને તેમાંથી મળતું સુખજ સાચું માનશે ? માત્ર આવાજ સુખની કલ્પના

પોતાના જ જીવનનો વિકાસ નહિ પરંતુ આખાએ કુટુમ્બનો વિકાસ—તેની આદર્શ ભાવનાઓનો વિકાસ તે પોતાને શીર લે છે. અને તે આદર્શ પૂર્ણ કરતાં સારૂં એવું જીવન ખપી જાય તો પણ એ એક શબ્દ સરખો પણ ઉચ્ચારતો નથી. આવા તો અનેક ત્યાગ અને સંયમો ઉચ્ચતર કોટીનો હોઇ મનુષ્ય સેવે છે, કારણ તેને જીવનધર્મોનું ભાન છે. એટલે આવાં ન્હાનાં ન્હાનાં ભોગ અને ત્યાગ કરવાની તેને ટેવ જ પડી ગઇ છે. એટલે તેને સંયમ તે સંયમ લાગતો જ નથી. આ પ્રકારના સંયમો પાળવાથી મનુષ્ય સામાન્ય એવું સાધારણ જીવન ભલે જીવી શકે પણ

છે. શેનાથી ? જે આપણી અંદર પાશવી વૃત્તિઓ છે તે બહાર ન આવે અને આપણાં ચારિત્રને દૂષિત ન કરે તે જોવાનું છે. માત્ર ભૌતિક જગતનો ત્યાગ કરવાથી આપણે પવિત્ર થઈ શકવાનાં નથી; માટે પ્રથમ કાર્યને દૂર કરવું પડશે; એટલે કે ખરાબ કાર્યો તરફ સંયમ, તે સંયમની આરાધના પછી વિચારની સુધારણાને પરિણામે જગતનો ત્યાગ થશે, તોજ જીવન સુધરશે નહિતર આ રખડું બાવા જેવું જીવન થઇ જશે. જગતનો ત્યાગ ભલે થાય પરંતુ તે પછી પણ સંયમ તો સેવવો જ પડશે. ત્યાગની ભાવના એટલે સંયમ, અને તેનું આચરણ એટલે ત્યાગ. આ પ્રમાણે જોતાં લાગે છે કે ત્યાગ એ મહાન છે અને સંયમ સામાન્ય છે. મોટા ભાગના લોકો સંયમ પાળી શકશે, પરંતુ ત્યાગ નહિ કરી શકે.

ઉપર કહ્યું તે પ્રમાણે આપણી અંદર દૈવી અને આસુરી બન્ને ગુણો રહેલા છે. આ આસુરીતત્વો તે હંમેશા આગળ આવવા માગે છે, અને ઘણી વખત ફાવે છે પણ ખરા; અરે ? કદીક તે જીવનની અંદર સુખકર પણ બને છે. પરંતુ એ સુખ સાશ્વત નથી હોતું. ઝાંઝવાના જળ જેવું છે. જ્યારે આપણી અંદર આવી આસુરી વૃત્તિઓ જાગે ત્યારે આપણે પ્રાર્થના જપ અને મનન કરીને તેને દૂર કરવી જોઇએ. ને શેતાન-ઇડ તરફ ન જતાં super-ego તરફ પ્રયાણ કરીએ, તો જે આ મહાન યુદ્ધ spiritual struggle એટલે કે દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચે ચાલતું દ્વન્દ્વ યુદ્ધ, તેના પર આપણે જીત મેળવીએ, અને દૈવી ગુણોનો સાક્ષાત્કાર કરીએ. દરેક મનુષ્યને આ મહાન યુદ્ધ સામે ઝુઝવું પડે છે. જ્યારે આત્માની ઉન્નતિ સધાય ત્યારે જે સારા થવાની ભાવના છે તે આપોઆપ સારાપણાની સાથે બહાર આવે છે. તે સમયે દેવ અને શેતાન વચ્ચે ઘર્ષણ થતું નથી. જીવન માત્ર આધ્યાત્મિક ઉન્નતિ અર્થે જ નિર્ગમન કરાય છે. દરેક મનુષ્યને પોતાનાં જીવનની ઉન્નતિ માટે મહત્વાકાંક્ષા હોય પણ આત્માની ઉન્નતિના કોયડા તો કોઇક વિરલા જ ઉકેલે છે.

જીવનની સુધારણા માટે પણ આપણી જે પાશવી વૃત્તિઓ છે તેનો ત્યાગ કરવો પડશે. આ જીવનમાં શ્રેયસ અને પ્રેયસ એવા માર્ગો આવે છે. આપણી વૃત્તિઓ આપણાં હિત કરતાં પસંદગી-સ્થૂળ આનંદ આપનારા માર્ગ તરફ ખેંચી જશે; પણ તે સમયે એવી વૃત્તિઓને દૂર કરી બુદ્ધિપૂર્વક મનન કરીને આત્માના અવાજ પ્રમાણે શ્રેયસ માર્ગ ગ્રહણ કરે તે જ સાચો સંયમી માણસ. આ સંયમની સાથે સન્યાસ આવી ગયો; એવી રીતે કે આસુરી વૃત્તિઓ તરફ સંયમ-તેને દબાવી અને સાથે સાથે .જે આનંદદાયક હતું પણ હિતકર નહોતું માટે તેનો ત્યાગ કરી માત્ર હિતકર માર્ગ જ ગ્રહણ કર્યો. આ વૃત્તિઓને દૂર કરવી તે ઘણું કઠિન છે. મોટા ભાગનાં માણસો આ ઘોર સનાતન યુદ્ધમાં હારી જાય છે. એ હાર કંઇ મનુષ્યની શક્તિઓનો નાશ કરવા માટે યોજાઇ નથી; પણ તેનો અંતિમ હેતુ તેનું શ્રેયસ કરવાનો જ હોય છે. ખરાં આદર્શવાળાં માણસો જગતમાં રહીને નિષ્કામભાવે સેવા કરે છે, અને ખરાબ વૃત્તિને બાળીને પોતાનાં હૃદયમાં માત્ર દેવોનો જ વાસ કરાવે છે. આપણા પરમ પવિત્ર પુસ્તક ગીતામાં જે યોગોનું વર્ણન છે, તેમાં ભક્તિયોગ જ્ઞાનયોગ, કર્મયોગ, સંન્યાસયોગ એ મુખ્ય છે. આ યોગ સાધતાં મનુષ્યો અહરનિશ સંયમ જ સેવે છે. કર્મયોગી હંમેશા નિષ્કામ ભાવે સેવા જ કરે છે. તેને નથી ફળની આશા કે કીર્તિની લાલસા. ભક્તિ માર્ગીઓ ભક્તિ કરે છે તે સમયે તે પોતાનાં અનેક સુખોનો ભોગ આપે છે. અરે ?

તેમાનાં કેટલાક ઉચ્ચ કોટીએ પહોંચેલાં તો આ જગતનો પણ ત્યાગ કરે છે. જ્ઞાનયોગ, સાધે છે તેનું પણ તેમજ. મહર્ષિ રોરિક જેવા કળાનો યોગ સાધે છે અને કવિવર ટાગોર તો જીવનભર જ્ઞાનના જ ઉપાસક રહ્યા છે. આ યોગની ભાવના સોળે કળાએ ખીલે માટે આપણા મહર્ષિઓએ જીવનના અગ્રગણ્ય ભાગ સમા સુંદર આદર્શવાળા ચાર આશ્રમો સ્થાપ્યા. ગૃહસ્થાશ્રમ પછી વાન પ્રસ્થ આશ્રમ આવે છે. આ આશ્રમમાં ગૃહસ્થ તે પોતાનું ગૃહ તરફનું કર્તવ્ય પૂર્ણ કરીને જગત તરફ મીટ માંડે છે. કુટુમ્બ પ્રત્યે અનાસક્તિ પણ જગત તરફ આસક્તિ આ આશ્રમમાં મનુષ્યનું જીવન સેવાર્થે જ અર્પાય છે. પછી ચોથો અને છેલ્લો આશ્રમ તે સન્યસ્થ આશ્રમ. આમાં જગત સમસ્ત પ્રત્યે અનાસક્તિ. જે પ્રવૃત્તિમય નિવૃત્તિ હતી તેમાંથી મનુષ્ય કંઇક આગળ વધે, અને પોતાનાં આત્માની સુધારણાર્થે જપ, તપ, જ્ઞાન ઇત્યાદીથી જીવનને ધન્ય કરીને તેની માયા સમેટી આ જગતની પાર ચાલ્યો જાય છે.

આ પ્રમાણે જેને જીવન ધન્ય બનાવ્યું છે તે આ દ્વંદ્વોનાં રહસ્યો ઉકેલે છે. ભૂલો કરવા છતાં જે ભૂલને સમજે છે અને સુધરવા પ્રયત્ન કરે છે તે પોતાનાં માર્ગે–તેને શોધેલા માર્ગે પછી તે સત્યનો હોય, યા ધર્મનો હોય તે તરફ પ્રયાણ આદરે છે. આ બધાથી એ સ્પષ્ટ જ જણાય છે કે મહાત્માઓનાં અણુએ અણુ ભોગ ત્યાગ અને સંયમથી જ ભરપૂર હોય છે. સાચો ભક્ત, સાચો કલાકાર, સાચો દેશપ્રેમી, સાચો ધર્મ સ્થાપનાર બધાનાં જીવનમાં સંયમ તો છે જ. એ એ વિહોણું જીવન કેમ કલ્પી શકાય ? કોઇ વખત દેહને આત્મા વિહોણો કલ્પ્યો છે ? તો તે જ પ્રમાણે ત્યાગ અને સંયમ વિહોણું જીવન કેમ કલ્પી શકાય ? ખરેખર સંસ્કૃત હૃદયનાં મનુષ્યમાં આ કલ્પના આવી ન જ શકે.

卐

## ભારત

૧ હતું આ સ્વર્ગમય ભારત, અહિં અવિનાશ અવતરતા<br>
સુનેરી સ્વર્ગ ભૂમીનાં, સહુ જ્યાં પાપ પરવરતાં.

૨ થતા યજ્ઞો પ્રબળ પ્રીતે, ગગન ચુંબીત જતી જ્વાલા,<br>
થતી વેદો તણી વાણી, ભુદેવો ના ભીષણ નાદે.

૩ હતું આ ભવ્ય ભારતને, હતી સુવર્ણની ખાણો,<br>
અનુપમ ભારતી ખોળે, રચ્યા અન્દય ગુણી વિરો.

૪ કુસુંમો ને વિલાસોમાં, ગયું સર્વસ્વ ભારતનું,<br>
હણાયાં હીત ને લક્ષ્મી, ગયાં રસ કસ બધાં સાચાં.

૫ હતા ક્ષત્રિય બ્રાહ્મણ જે, સમજતા નીજ કર્તવ્યો,<br>
વળી વૈશ્યો અને શુદ્રો, ભુલ્યા સહુ પંથ પોતાનો.

૬ પ્રભુ ! પુનીત પુરાણા આ, અનેરા ભવ્ય ભારતને,<br>
નીતી પંથે હવે દોરી, પુનઃ તેવું બનાવી દો.

કુ. સરસ્વતી બાપાલાલ શાહ

# લાડીલી

હતી કાંઇ એક લાડીલી સુંદરી રૂપરૂપનો અંબાર,
ઉછરી'તી કાંઇ માતાના લાડમાં રૂપને લઇ અપાર.... ૧

કરતી નહિ કાંઇ કાજ ને વળી ફરતી મનની મોજ,
બ્રાહ્મી મેંદીના તેલ નાખીને પટીયાં પોડતી રોજ.... ૨

સાંજ પડેને નીકળે ફરવા આવતી મોડી ઘેર,
માતપીતા તેને કાંઈ નવ કહેતાં મારતી પોતે લે'ર.... ૩

એક દિન આવી લગ્નની અવધી પીયુની આવી જાન,
પરણી પધાર્યાં શ્વસુર ગૃહેને ભંગ થયાં સ્વમાન.... ૪

સાવરણી લેતાં કમર દુઃખતી થાક લાગે અપાર,
વાસણ માંજતાં ફુટતી બંગડી આવડે નહિ લગાર.... ૫

તેલ નાખવાને મળે ન અવસર ફરવા કયાંથી જાય ?
અજાણ્યા વાસમાં દીલ પેસે નહિ યાદ આવે નિજ માય.... ૬

રસોઈના કાજે કંઈ ગાળો સૂણતી સાસુતણી દિનરાત,
કજીઆ કંકાસ અતિશે થાતાં વહ્યા છે દિન સાત.... ૭

લખવા બેઠી જગને કાગળ લડાવશો નહિ લાડ,
સાસરીયામાં દુઃખ સહેશે નહિ પૂરવાની કો લાડ.... ૮

રાત્રી કેરા પવનની લહેરે સૂતાં સઘળાં લોક,
નવ સૂતી આ લાડીલી સુંદરી જવું તેને પરલોક.... ૯

ગ્યાસતેલ કેરા ડબાને લઇને છાંટયો છે નિજ તન,
અંતમાં ચાંપી દીવાસળી, ને અગર ઊડયો ગગન....૧૦

શ્રી. મોહનલાલ પ્રાગજી પટેલ

# ખાલી કબર

લેખક :
શ્રી. 'આ.'

અફઝલખાનને જ્યારે બીજાપુરના રાજા તરફથી શીવાજી ઉપર ચડાઇ લઇ જવાનો હુકમ મળ્યો, ત્યારે તેનું મન ખુશાલી અને ઉત્સાહથી ઉભરાઇ ગયું. કારણુ બીજાં બધાં કામો બાજુએ મૂકી પોતે જે કાંઇ કરી બતાવવા ઇચ્છતો હતો તે એજ હતું કે, પોતાને ગમે તે ખરેખરા બહાદુર શત્રુની સામે, પોતાની લડાયક શક્તિ અને બળ બતાવી શકવાની તક મળે; અને આ વખતે બહુ ખ્યાતિ પામેલા મરાઠા સરદાર કરતાં બીજો વધારે બહાદુર નર હતો પણ કોણ ? પરંતુ તે સેનાપત્તિનો ઉલ્લાસ ટુંક સમયમાં જ શમી ગયો, કારણુ એક ભવિષ્ય વેત્તાએ તેને ચેતવણી આપી કે હમણાં તેણે કોઇ ચડાઇ લઇ જવાનું સાહસ કરવું નહિ, કેમકે તેમાંથી તે જીવતો પાછો ફરશે નહીં.

આ વાત હસી કાઢીને અફઝલખાને કહ્યું કે આમ જ હોય તો પછી મારે જરૂર જવું જોઇએ. શું, એક વીર યોદ્ધાને મોતથી ડરી જવાનું અથવા આવી ગાંડી વાતો સાંભળી પોતાની ચડાઇ પડતી મુકવાનું છાજે ખરૂં ? લડાઇનો આવેલો આવો મોકો, એક શૂરા સરદારના હાથમાંથી જવા દેવાનો પ્રયત્ન કરશો જ નહીં, કારણુ તેમ કરવામાં તમારો શ્રમ મિથ્યા જશે.

× × ×

પરંતુ ત્યાર પછી અફઝલખાન લડાઇ માટે ઉપડવાની તૈયારીઓ જેમ વધારે ને વધારે કરતો જતો હતો, તેમ તેમ તે ચેતવણી તેના મનમાં જોરજોર ઘુમતી હતી, જેણે આખરે એક મજબૂત માન્યતાનું સ્વરૂપ પકડ્યું, અને તેની ખાસ વિશ્વાસપાત્ર પહેલી રાણી કાતમા બેગમને તેણે આ હકીકત કહી.

" પ્રિયે ! જો હું આ લડાઇમાંથી પાછો ન ફરૂં તો તમારૂં બધાંનું શું થશે ?

પોતાની તેમજ બીજી ત્રેસઠ બેગમોની જીંદગીનો સવાલ તેણીના જવાબ ઉપર અવલંબી રહેલો હતો, તો પણ કાતમા બેગમ બિલકુલ અચકાયા વિના બોલી—અમને પણ સાથે લેતા જાઓ.

અફઝલખાન વિસ્મયતાથી બોલ્યો શું કહ્યું ? લડાઇમાં ?

પોતાની ચમકતી આંખો તેના તરફ તાકીને કાતમાબેગમે કહ્યું, ના લડાઇમાં નહીં પરંતુ લડાઇ કરતાં પણ વધારે ઉચ્ચ ભૂમિમાં કે જ્યાં અમારા ખાવિંદને જવાનું છે એમ કહે છે. અમને પહેલેથી જ મરી જવા દો કે જેથી અમે, વીરનરને છાજતી ભૂમિમાં પ્રયાણુ કરતા તેના આત્માની સાથે આવવાને તૈયાર થઇ રહીએ.

આ વાત સાંભળી અફઝલખાન કંપી ઉઠ્યો. તેણીની આ યોજનાના વિચારમાત્રથી જ તેને કંપારી આવી, અને પોતાની સૌથી નાની બેગમ કમનીય કિશોરી રોશનઆરા કે જેણે હજી પોતાની સુકુમાર યુવાવસ્થામાં પુરો પ્રવેશ પણ કર્યો નહોતો તેનો ખ્યાલ આવતાં અફઝલખાને પુછ્યું—પણ રોશનઆરાનું શું ? જેની યુવાવસ્થાની કુમળી કમલ પાંદડીઓને પ્રેમરૂપી સૂર્યના સુવર્ણમય પ્રકાશથી ખીલવાની હજી પુરી તક પણ મળી નથી, એટલામાં જ શું તેણીને અકાળે છુંદી નાંખવી પડશે ?

કાતમા બેગમ બોલી—પણ જો તે સૂર્ય અસ્ત પામીને ફરી ઉગશે જ નહી તો શું તે

કળી ઉપર પણ ઘોર અંધકારરૂપી વિધાતક વિનાશ ઉતરી તેનો નાશ નહીં કરે ?

× × ×

અફઝલખાનની બીજી બધી બેગમોએ, ફાતમા બેગમની આ ગોઠવણને જાણે તે પોતાના શિરછત્રની જ આજ્ઞા હોય તે મુજબ સ્વીકારી લીધી, સુંદર રોશનઆરા પણ બોલી ઉઠી કે સૂર્યાસ્ત પછીના અંધારામાં પડી રહેવા કરતાં, જલદીથી ઘોર અંધકારરૂપી દરવાજામાંથી નીકળી જઇ, બીજી બાજુના તેજોમય પ્રદેશમાં પહોંચી જવું, એ વધારે સારૂં છે.

ફાતમા બેગમે બધી વ્યવસ્થા પોતાના હાથમાં લઇ લીધી. તેણીએ જનાનખાના પાસે એક નાના સરોવર નજીકની જગ્યા પસંદ કરી ત્યાં ચોસઠ કબરો ચણવાનો, કડીઆને હુકમ આપી દીધો. તે દીવસોમાં ભજવાયેલાં આ નાટકનું આ દશ્ય, વરસો થયાં નષ્ટપ્રાય થયું છે, તોપણ તે કબરો હજી સાબૂત છે, અને તેમાંની એક કબર ખાલી છે.

કબરો તૈયાર થઇ ગઇ, બીજી બધી તૈયારીઓ કરી લેવામાં આવી, અને પછી એક ભયાનક સવારે, અફઝલખાનને રાજાએ મોટી મીજબાની આપી. જ્યાંથી પાછા ફરતાં તેણે આંસુસારતી પોતાની સર્વે બેગમોની છેલ્લી સલામ લીધી, અને પછી ભારે શણગાર સજેલા હાથી ઉપર બેસી ચાલી નીકળ્યો. તેની વિદાયની ઘડી એ બેગમોના બળીદાન સમયની ઈશારતરૂપ હતી. કંચુકીઓ, ભારે બુરખાવાળી બેગમોને એક પછી એક સરોવર પાસે લઇ ગયા, જેમાં પડીને સર્વે ડુબી મરી.

તે યાદીમાં ત્રેસઠમું નામ રોશનઆરાનું. ઉંચી નાજુક અને કાળા પોશાકમાં સજ્જ થએલી એક સ્ત્રી ફાતમા બેગમને ભેટી અને પછી તુરત જ તેણીએ તળાવમાં ભુસકો માર્યો, પરંતુ જ્યારે તેણીનું શબ, બહાર કાઢીને તેને બીજી બેગમોની બાજુમાં દફનાવવા માટે તેના મોઢા ઉપરનો બુરખો ખસેડવામાં આવ્યો, ત્યારે માલૂમ પડયું કે આ રોશનઆરા નહોતી, પણ તેણીની બાંદીની પૌત્રી હતી.

ફાતમા બેગમ ગંભીર સ્વરે બોલી કે તેણીએ આપેલી કબુલાત પાળી નથી, તો પણ તેણીને કાંઇ શ્રાપ આપ્યો નહીં. આ શબને બીજી કોઇ જગ્યાએ દફનાવો, અને ચોસઠમી કબર જ્યાં સુધી રોશનઆરા પોતે આવીને તે ભરી દે નહી ત્યાં સુધી ખાલી જ રહેવા દ્યો, એવો હુકમ આપીને સરોવરના પગથીઆં ઉતરીને પોતે પણ ડુબી મરી.

× × ×

જે છોકરીએ બહાદુરીથી પોતાના દેહનું બલીદાન આપ્યું હતું, તે રોશનઆરાની બાંદીની દીકરીની-દીકરી થતી હતી. તેણી પોતાને સોંપાયેલી આવી અમૂલ્ય થાપણને આવી રીતે મૃત્યુ પામતી જોવાને ખુશી ન હોવાથી, રોશનઆરાને દવાથી બેભાન બનાવી, સાંચી ઉઠાવી, ચાલી નીકળી હતી. જ્યારે રોશનઆરાને ભાન આવ્યું ત્યારે પોતાને એક અંધારી અને ગુંગળાવી નાંખે એવી જગ્યામાં પડેલી જોઇ અને ત્યાં બાજુમાં જ પાણી વહેતું હોય એમ તેણીને લાગ્યું.

ઘડીભર તેણીને લાગ્યું કે ચોકસ આ મોતની ખીણ જ હોવી જોઇએ. તે બેઠી થઇ ગઇ, અને ગુંગળાતા અવાજે બૂમ પાડી ઉઠી. પણ તેણી મોતની ખીણમાં નહોતી, કારણ તે ચીસ સાંભળીને, તેની બુઢ્ઢી બાંદી તંબુનો પડદો ઉંચો કરી-એક હાથમાં દીવો અને બીજા હાથમાં પ્યાલો લઇને ધીમેથી અંદર આવી. તેને જોઇ રોશનઆરા ગભરાટથી રડી પડી અને બોલી—અમ્મા—આ બધું શું છે?—હું ક્યાં છું?—તેં આ શું કર્યું છે?

બાંદી ધીમેથી બોલી—ખામોસ—બેટી—શાંત

વા. એટલું કહી ઠંડા અને તાજગી દેનારા શરબતનો પ્યાલો રોશનઆરાના હોઠ આગળ ધર્યો.

તું સહિસલામત અને પૂરા હોશમાં છું. આપણે બીજાપુરથી ત્રણ દીવસની મજલ જેટલાં દૂર, તારા ખાવિંદની છાવણીમાં છીએ.

રોશનઆરાએ સરબતનો એક ઘૂંટડો પીને પ્યાલો આઘો ઠેલ્યો, અને રડી ઉઠી–મારા ખાવિંદની છાવણીમાં–ઓહ–અમ્મા–હું અહીં છું તેની તેમને ખબર છે ? તેઓ મારે માટે શું ધારશે ?

શાંત થા–છાની રહે–તેણીના ખાવેશનો ઉભરો શાંત કરતાં તે ઘરડી બાંદી બોલી. તું આંહી છે તે વાત તેઓ જાણતા નથી. હું હમણાં જઈને તેમને કહું છું. જો...તેણીને વધારે બોલતી અટકાવી રોશનઆરા ક્રોધ કરીને બોલી–મને એકદમ તેમની પાસે લઇ જા. તેમના ક્રોધની વીજળી જો કોઇના ઉપર પાડવાની હોય, તો તે મારા ઉપર જ પડવી જોઇએ–તારા ઉપર નહીં.

રોશનઆરા જરા પણ ઢીલ કે નકાર સહન કરી શકી નહિ. અને જેમ તેમ પોતાના શરીરને ઠીકઠાક કરી પોતાના ખાવિંદ અફઝલખાનની પાસે જવાને ચાલી નીકળી. તેના પહેરેગીરો તે બાંદીને ઓળખતા હતા, તેથી તેમણે કોઇને રોકયાં નહીં. સરદાર, રાત્રીના ભોજન પછી આરામ લેતો એકલો પડયો હતો, તેવામાં પોતાના તંબુનો પડદો ઉંચો થતાં તેણે ઉંચું જોયું, અને સામે કોણ આવીને ઉભું છે તે જોતાં જ તે બુમ પાડીને ઉભો થઇ ગયો, અને રોશનઆરાને પોતાની ભુજ પાસમાં સમાવી દીધી.

મારા જીવનના દીપક, મારી આશાના મીનારા, તે બોલી ઉઠયો–ખરેખર તે ધુતારા જોશીના બકવાદને ખોટું પાડયું આ શુભ શુકન છે. જો તું મોતને પાછું ઠેલી શકી, તો હું પણ તેમ કેમ નહીં કરી શકું ?

× × ×

છાવણીમાં આ ખબર વાયુવેગે ફેલાઈ ગયા, અને તે ભવિષ્યવેત્તાની આગાહી જાણનારા સીપાઇઓ ઉપર, તેની વીજળીના જેવી અસર થઇ. અફઝલખાનની માફક તેમને બધાને પણ લાગ્યું કે ગમે તેવી કફોડી સ્થિતિમાં મુકાવા છતાં પણ લડાઇમાં તેમની જીત જ થશે.

પોતાનું મોત થાય તો પછી રોશનઆરાની પોતાનું બલીદાન આપવાની વાત અફઝલખાને સાંભળીજ નહીં, અને તે બોલ્યો પ્રિય ! જો ખુદાએજ ડહાપણ વાપરીને તારી જીંદગી બચાવી લીધી, તો પછી હું તેનું કારણ પુછનાર કોણ ? તારે જીવવુંજ પડશે, અને મારે ખાસ ધ્યાન રાખવું પડશે કે મારું ગમે તે થાય, તો પણ તને કાંઇ થવું જોઇએ નહીં.

તેણે એકહજાર ચુનંદા ઘોડેસવારોની તેણીના અંગરક્ષકો તરીકે નીમણુંક કરી, અને એક ખાસ હલકા વજનનું જાળીવાળું બખ્તર, ટોપી, ઢાલ અને તલવાર તેણીને માટે તૈયાર કરાવ્યાં, કારણ તે બધું પહેરવાથી રોશનઆરા બીજા કોઇ યોદ્ધા જેવીજ લાગે, અને કોઇનું ખાસ ધ્યાન ખેંચે નહીં.

પ્રિયે ! જો હું લડાઇમાં પડું, તો તારે આ તારા અંગરક્ષકો સાથે ચાલી નીકળવું. તે લોકો એવા બહાદુર છે કે ગમે તેવા શત્રુઓમાંથી પોતાનો રસ્તો કાઢી શકશે. મને વચન આપ કે તું તેમજ કરીશ. એમ નહીં–પયગમ્બરની દાઢીના સોગન ખાઇને કહે કે તું તેમ કરીશ અને તારી આ મહામૂલી જીંદગીનો બીનજરૂરી રીતે અંત આણીશ નહીં.

× × ×

અને હવે આપણે આ કંપારી આવે એવા નાટકના ત્રીજા હપ્તામાં આવીએ છીએ. અફઝલખાન મરાયો. શીવાજીએ પોતાની બાંયમાં સંતાડેલા અને આંગળીઓ ઉપર પહેરેલા લોઢાના વાઘનખથી તેનું શરીર ફાડી નાંખ્યું, અને તેની છાતી કટારથી ચીરી નાંખી. ભાલાવાળા મરાઠા સીપાઇઓ આજુબાજુની ટેકરીઓમાંથી બહાર ધસી આવ્યા અને તેમણે બીજાપુરની છાવણી ઉપર છાપો માર્યો, જેથી છાવણીમાં ઘણોજ ગભરાટ ફેલાઇ ગયો.

આ ભયજનક સમાચારથી રોશનઆરાને બહુ આઘાત લાગ્યો, તથા તેણી નાસીપાસ થઇ ગઇ, તોપણ તેણીએ પોતે આપેલું વચન પાળ્યું. તેણીએ પોતાનું બખ્તર વગેરે ઝટપટ પહેરી લીધું, અને રડતી કકળતી બાંદીને સાથે લઇને પોતાના અંગરક્ષકો સાથે, ઘોડેસ્વાર થઇને છાવણીમાંથી ચાલી નીકળી. તેઓ છાવણીથી આશરે અરધો માઇલ ગયાં હશે ત્યાં મરાઠાઓની એ મોટી ઘોડેસ્વાર ટુકડીઓએ તેમના ઉપર હુમલો કર્યો, અને ત્યાં આગળ ભયંકર યુદ્ધ જામ્યું.

દુશ્મનોની સંખ્યા તેમના કરતાં પાંચગણી વધારે હતી તો પણ બીજાપુરનાં માણસોએ પોતાને સોંપાયેલા કાર્યને વફાદાર રહીને, અને તેમની ખ્યાતિ પ્રમાણે બહુ જ બહાદુરીથી દુશ્મનોને મારવા તથા કાપવા માંડયા. પરંતુ નિર્દય શત્રુઓના ઘાથી, એક પછી એક, પાંદડાની માફક ખરી પડવા લાગ્યા, તો પણ પાછા હટયા નહીં. છેવટે જ્યારે તેઓમાંનાં ત્રણસો માણસો બાકી રહ્યાં, ત્યારે તેમણે બહાદુરીથી દુશ્મનોની વચમાંથી પોતાનો રસ્તો કાપી, બહાર નીકળી આવી, રોશનઆરાને નાસી છૂટવા ને બને તેટલો વધારે વખત આપવાના ઇરાદાથી પાછા ફરીને, દુશ્મનો ઉપર બમણા જોરથી હલ્લો કર્યો.

× × ×

રોશનઆરા પોતાનો ઘોડો કુદાવતી જંગલમાં ચાલી નીકળી, અને બીજાપુરના લશ્કરમાંનો ઉત્તમમાં ઉત્તમ તેનો ઘોડો, જો કે તેને બે માણસનું વજન (જે બહુ વધારે નહોતું) ઉંચકવાનું હતું તો પણ જેસલેર દોડયો જતો હતો. આખરે તે સ્ત્રીઓથી વધારે શ્રમ સહન ન થઇ શકવાથી, તેઓ એક નાના વહેળીઆ પાસે ઘોડા ઉપરથી ઉતરી પડયાં. આંહી તેઓ એક વિશાળ વડની નીચે બેઠાં, અને થાકેલી ભુખી અને ઘણી જ નાસીપાસ થએલી રોશનઆરા રડી પડી.

પરંતુ તે બન્નેમાંથી એકકેય સ્ત્રીને ખબર નહોતી કે, અલ્લાએ આ દારૂણ દશામાંથી તેઓનો ચમત્કારિક રીતે બચાવ કરવાનું નિર્માણ કર્યું હશે. તે વહેળાની સામી બાજુએથી કોઇની ચપળ આંખો તેઓની આ દશા જોઇ રહી હતું, અને તે પ્રેક્ષકે ચુપચુપ ત્યાંથી સરી જઇ તે વહેળાના નીચેના ભાગમાં થોડે દૂર છાવણી નાંખીને પડેલા, મોગલ લશ્કરના એક ઉંચા દરજ્જાના પોતાના ઉપરી અમલદારને તેઓના આંહી આવી ચડયાના આ ખબર આપ્યા.

હમીદે તુરત જ પોતાના એક સરદારને તે બન્નેને તેની છાવણીમાં બોલાવી લાવવા મોકલ્યો. રોશનઆરાએ જો કે પોતે પહેરેલા પોશાકથી જણાઇ આવે તેમ પોતે એક યોદ્ધો છે એવું બતાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ હમીદની તીક્ષ્ણ અને ચકોર દૃષ્ટિ આગળ તેણીની જાત છાની રહી શકી નહીં. પોતાની બુઢ્ઢી બાંદીને તેને ગામ મુકવા જતાં રસ્તામાં ભુલા પડયાનું તેણીએ બતાવેલું બ્હાનું તેણે તે વખત તો કબૂલ રાખ્યું. તેમને જુદો તંબુ તથા નોકર ચાકરો સોંપી, જતી વખતે તે રાત્રે પોતાની સાથે ભોજન લેવા આવવા તેણીને વિનંતી કરી.

× × ×

ભોજન દરમિયાન તેણે રોશનઆરા સાથે એક રાજકુંવર તરીકે જ વાતચીત કરી. પરંતુ જ્યારે તેના નોકરો રત્નજડીત હુક્કાઓ મુકીને તંબુમાંથી વિદાય થયા ત્યારે હમીદે તેણીની સુંદર આંખો સાથે પોતાની દષ્ટિ મેળવી, અને તે સ્હેજ હસ્યો.

રાજકુમારી-તે બોલ્યો.

રાજકુમારી–રોશનઆરા ચમકીને બોલી ઉઠી-ના હું નથી.

હમીદે જરા તેની પાસે ખસીને કહ્યું-મને હવે વધારે છેતરવાનો યત્ન રહેવા દે શું તું મને એમ મનાવવા માગે છે કે આ નમણી આંખો જે આટલી બધી નાજુક હોઇને રડી રડીને સુજી ગએલી છે, તેણે આજ પહેલાં કોઇ વખત લડાઇની ભયાનકતા જોઇ છે? આ નાજુક અને સુકોમળ હાથ શું તું મને એમ સમજાવવા માગે છે કે તેણે આ તારી તકલાદી તલવારથી માણસોનાં માથાં કાપી નાખ્યાં છે? રહેવા દે તેણે આજીજી કરીને કહ્યું. તું મને કહે કે તું કોણ છું?

તેની આકર્ષક આંખોના પ્રભાવથી અને તેના લંબગોળ ચહેરા ઉપર તરી આવેલા સદ્‌ભાવથી લાચાર બની જઇને...

× × ×

હમીદ રોશનઆરાને લઇને બંગાળામાં તેણીના પિતાને ગામ ગયો, અને ત્યાં તેની સાથે શાદી કરી.*

* ટા. વી. તા. ૨૮-૯-૪૧ માંની સ્ટીલ્લોક ની વાર્તા ઉપરથી અનુવાદ.

# ઉષા

: : રાગ—નાગરવેલીઓ રોપાવ... : :

જુઓને જાય રજની ચાલી રૂમઝુમ ઝાંઝણ જાયે
શ્યામલ આવરણ લેઇ રૂમઝુમ ઝાંઝણ જાયે

ત્યાં ઉષા જલદી આવે
રંગીત સાડીને સજી
નમસ્તે કરી ઉષા વિદાય પ્રેમથી આપે
ફરીથી આવવા કહી વિદાય પ્રેમથી આપે

વળાવી રજનીને પ્રેમે
વિચારી કાંઇ મનમાં તે
માંડી સ્વચ્છ સૌ કરવા રવિને નોતરાં દેતી
પુરતી સાથીયા રંગિત રવિને નોતરાં દેતી

હોંષીલી ઉષા મંડી
ઉઠાડ્યા ડંકા ધારી
રંગિત કિરણો ફેંકી ઉઠાડ્યા જગજનોને
વધાવી રૂડા અનિલ ઉઠાડ્યા જગજનોને

ત્યાં રવિરાજ આવે છે
પુરવના દ્વારમાંથી તે
કુમકુમ થાળ હસ્તે લેઇ વધાવે પ્રેમથી ઉષા
ગ્રહીને ગાલ પર સુરખી વધાવે પ્રેમથી ઉષા

રવિરાજ કિરણ ફેંકી
સ્વિકારે માન હોંચથી
ચાલે જગે પ્રવાસે જાય ઉષા વિદાય આપે જો
સફળ પ્રવાસ ઝંખે જો ઉષા વિદાય આપે જો

ત્યાં ઉષા અદ્રશ્ય થઈ
નિજ ગૃહમાં ચાલી ગઇ
કરવા પ્રાર્થના રૂડી મંગલ ઇચ્છતી રવિની
માંડે જપ મનમાં તે મંગલ ઇચ્છતી રવિની

શ્રી. પ્રેમકુમાર

# કોલસો આધુનિક ઉદ્યોગોનું જીવનતત્ત્વ

લેખિકા : સૌ. કુમન ક. વોરા

આધુનિક વિજ્ઞાનના યુગમાં ડગલે ડગલે યંત્રોની જરૂર પડે છે. યંત્રોને ચલાવવા માટે વરાળ કે જેને આપણે યંત્રોનું જીવન તત્ત્વ પણ કહી શકીએ તેની જરૂર પડે છે. આપણા દૈનિક જીવનમાં મોટાં રાક્ષસી વરાળ યંત્રો, વિદ્યુત ગતિએ ચાલતી આગબોટ, મોટાં શહેરોને અહોરાત પાણી અને રોશની પહોંચાડવાનાં યંત્રો બધાં વરાળથી જ ચાલે છે. આ વરાળ કેમ બની અને તેનું ઉત્પાદક કોણ એ વિષે વિશેષ લખવા જરૂર નથી, એ બધી વરાળ કોલસો બાળવાથી ઉપજાવી શકાય છે. એક વૈજ્ઞાનિકે કોલસાને " બ્લેક ડાયમન્ડ " સુધીની ઉપમા પણ આપી દીધી છે, અને ખરેખર આજના વૈજ્ઞાનિક યુગમાં કોલસાનું સ્થાન એટલું મહત્વપૂર્ણ છે કે એ ઉપમા અયોગ્ય અથવા અસ્થાને ન જ ગણી શકાય.

કોલસો વરાળ ઉત્પન્ન કરવાના બળતણ તરીકે જ વપરાય છે એમ નહિ, તેમાંથી ઘરગથ્થુ ઉપયોગ માટે જોઇતો નરમ કોલસો ( Soft Coke ) અને અશુદ્ધ ધાતુઓને શુદ્ધ કરવા માટે વપરાતો કઠણ કોલસો ( Hard Coke ) બનાવવામાં આવે છે. ઉપર લખી જાતોના કોલસાને બનાવવામાં તેને એક યા બીજી રીતે બાળી નાંખવામાં આવે છે. તેમાંથી તે વખતે ખુબ ધુમાડો નીકળે છે. આગગાડીમાંથી નીકળતો ધુમાડો આપણે સૌએ અનેકવાર જોયેલો છે. તેવો જ આ ધુમાડો પણ હોય છે. આ ધુમાડામાંથી યોગ રસાયણિક પ્રક્રિયાઓ દ્વારા અનેક કિંમતી વસ્તુઓ જેવી કે કોલ ટાર નેપ્થા, સુગંધીત દ્રવ્યો, સેકેરીન, રસાયણિક રંગો, ક્રિસોટ વગેરે વગેરે મળે છે. આ બધા ઉપરાંત અત્યંત અગત્યની વસ્તુ બેન્ઝોલ કે જેમાંથી ડી. એન્ડ ટી. જેવી આવશ્યક વસ્તુઓ મળી રહે છે, તે પણ આ ધુમાડામાંથી જ મળે છે.

આવો ઉપયોગી કોલસો શું છે અને કેવી રીતે મળે છે તે વસ્તુ ઉપર જરા દ્દષ્ટિપાત કરીએ. ભૂસ્તર વેત્તાઓ સપ્રમાણ સાબિત કરી બતાવે છે કે જે જગાએ હાલમાં કોલસાની ખાણો મળી આવી છે તે જગાએ લાખ્ખો વર્ષ પહેલાં મોટાં, ઘાડાં અને ગીચ જંગલો હશે. અને તે જંગલનાં વૃક્ષો અને જળપ્રલય વખતે તણાઇ જઇ તે ઉપર માટીના થરો બંધાયા. વળી વૃક્ષો આવ્યાં. વળી થરો બંધાયા અને તે બધા ઉપર પાછળથી બંધાએલા થરોનું, પૃથ્વીની આંતરિક ગરમી. અને સૂર્યની ઉપરની ગરમી એ બધાથી એ વૃક્ષોનું ખંડદહન ( Partial oxidation ) થયું. અને એ રીતે અત્યારનો કોલસો ઉદભવ્યો. આજે પૃથ્વીપર અનેક દેશોમાં કોલસાનું ખોદકામ પૂર જોસમાં ચાલે છે. આપણે ત્યાં પણ બિહાર, ઓરીસા, બંગાળ આસમ, મધ્ય પ્રાંત અને પંજાબમાં આવેલી કોલસાની ખાણો કોલસાના ઉત્પાદનમાં પોતાનો ઠીક ઠીક હિસ્સો આપે છે.

કોલસાના ખોદકામમાં ઇજનેરી, ભૌતિક અને ભૂસ્તર વિજ્ઞાનના જ્ઞાનની આવશ્યકતા રહે છે અને કોલસાની દરેક ખાણમાં એ વિષયોના નિષ્ણાતો રાખવાની સરકાર તરફથી ફરજ પાડવામાં આવે છે.

કોલસો ખોદવાની ત્રણ મુખ્ય રીતો છે. (૧) Quarry અથવા ખુલ્લી ખાણ, (૨) Incline અથવા સીડી ખાણ (૩) Pit અથવા કુવા ખાણ, જ્યાં કોલસો જમીનની સપાટી લગભગ હોય ત્યાં ખુલ્લી ખાણ ખોદવી સુગમ પડે છે. ઉપરની માટીના અને પત્થરના થોડા ઘણા થરો હોય છે ત્યાંથી તુરતજ કોલસો મળે છે, આ રીત બહુ સસ્તી અને સૌથી સલામતિ ભરેલી છે. જ્યાં કોલસો જમીનની સપાટીથી વધારે પ્રમાણમાં નીચે હોય અને ઉપરના થરો કાપી કાઢવા આર્થિક દ્રષ્ટિએ યોગ્ય ન હોય ત્યાં એક સુગમ સ્થળેથી ઢોળાવ રસ્તો ખોદતાં ખોદતાં કોલસાના થર સુધી લઇ જવામાં આવે છે. આને સ્થાનિક ભાષામાં સીડી ખાણ કહે છે. ઉપર લખી બે રીતો લાગુ ન પાડી શકાય તેમજ જ્યાં કોલસાના થર સારી રીતે ઉંડા હોય ત્યાં પીટ અથવા તો એક સીધો કુવો ખોદવામાં આવે છે. જેને ખાણિયાઓની ભાષામાં ચાનક કહેવામાં આવે છે. છેક જમીન ઉપરથી માંડીને વચ્ચે આવતા નરમ અને કઠણ બધા ખડકો ભેદીને છેક કોલસાના પર સુધી આ કુવો લઇ જવામાં આવે છે.

હિંદુસ્તાનમાં આવા કુવાઓ ૧૦૦ થી ૧૬૦૦ ફુટ સુધીની ઓછીવત્તી ઉંડાઇ સુધી ખોદવા પડે છે. આવા કુવાઓ ખોદવામાં દારુ ગોળાનો અને કોમ્પ્રેસ્ડ એરથી ચાલતી સારડીનો આશ્રય લેવો પડે છે. ઉપર લખ્યા કુવાઓ કોલસાના થરને અડે છે ત્યારથી અંદર ને અંદર આગળ કોલસો ખોદવામાં આવે છે. નીચે ખાણમાં કામ કરવાનું ઘણું જ રસિક છતાં પણ ગંદુ છે. હાથમાં બત્તી અથવા તો ટૉર્ચ લાઇટ લઇને ચાનક ઉપરથી નીચે ઉતરવા માટે ગોઠવેલ વીજળીક અથવા હિંદુસ્તાનમાં બહુધા વપરાય છે તેવી યાંત્રિક લીફ્ટમાં ઉભા રહેવાનું હોય છે. ઘંટડીઓ દ્વારા જાતજાતની નિશાનીઓ થયા બાદ સરરર કરતા આપણને અંધકાર તેમજ અજાણ્યા વાતાવરણમાં મુકી દેવામાં આવે છે. ચાનકની બાજુઓમાંથી અવિરત વહેતા જળપ્રવાહનો મધુરો અવાજ અને એકાએક હવા દબાણમાં ફેર પડવાથી કાનના પડદાઓ ઉપરનું દબાણ ખરેખર આનંદજનક અનુભવ છે. ખાણમાં ઉતરીએ ત્યારપછી થોડે વખતે આપણી આંખો એ અંધકારમાં આપણા હાથમાંની બત્તીના પ્રકાશથી દેખી શકીએ તેવી સ્થિતિમાં આવી જાય છે. ખાણમાં આપણે આગળ ચાલવા માંડીએ છીએ ત્યારે અંદરના રસ્તાઓ સાધારણ માણસો ચાલી શકે એટલી ઉંચાઇવાળા અને ઠીક ઠીક પહોળા હોય છે. મુખ્ય રસ્તાઓમાં વિજળીક બત્તીઓ અને બન્ને બાજુ ટ્રામ લાઇન નાખેલી હોય છે જેમાંની એક ઉપર કોલસાની ભરેલ ગાડીઓ ચલાવવામાં આવે છે. મુખ્ય રસ્તાઓ અમુક નિશ્ચિત અંતરે પહોંચ્યા પછી તેમાંથી પેટા રસ્તાઓ અથવા તો જેને ખાણિયાઓની ભાષામાં ગેલેરી કહેવામાં આવે છે તે કાઢવામાં આવે છે. ચારે તરફથી ગેલેરીઓ ચલાવીને વચ્ચે વચ્ચે કોલસાના મજબુત ભાગને છોડી દેવામાં આવે છે જેનાથી ઉપરની જમીનના થરો, મકાનો, તળાવો, રેલ્વે લાઇન, રસ્તાઓ વિગેરેને ટેકો મળે છે. કોલસાના આવી રીતે રાખી મુકેલા ભાગને "પીલર્સ" કહે છે. જ્યારે ગેલેરીઓ ચલાવતાં ચલાવતાં ખાણના સીમાડા સુધી પહોંચી જવાય છે ત્યારે પીલરોરૂપે રાખી દીધેલા કોલસાને કાપવાની જરૂર ઉભી થાય છે. અને તે ક્રિયામાં ત્રણ ભાગનો કોલસો કાપી કાઢવામાં આવે છે. કોલસો કાપવાનું કામ અમુક ખાસ જાતની જંગલી કોમો કરે છે અને તેઓને મલકટ્ટા કહેવામાં આવે છે.

જ્યાં મજુરી સસ્તી હોય છે ત્યાં મજુરો માર્ફત કોલસો કપાવવાનો રીવાજ છે. મજુરો

પોતાની નાની સરખી ત્રીકમ જેને તેઓ ગેંતી કહે છે તેનાથી કોલસો કાપે છે. મુખ્ય મુખ્ય રસ્તાઓ ઉપર ટ્રામલાઇન હોવાથી જે જગાએ મજુરો કોલસો કાપતા હોય છે ત્યાં સુધી અથવા તો બને તેટલી તેઓની નજીક ટ્રામ લાઇન લઇ જવામાં આવે છે અને કપાયેલા કોલસાને સુંડલા ભરી ભરીને ટ્રામ લાઇન પર ઉભેલાં નાનાં વેગનો જેને ટબ કહે છે તેમાં ભરાય છે. આવાં સાત આઠ ટબો ભરાઇ જાય ત્યારે તેઓને એકબીજા સાથે જોડીને હૉલેજ એન્જીન માર્ફત ચાનકના મુખ સુધી પહોંચાડી દેવામાં આવે છે. ઘણી ખરી મોટી ખાણોમાં હૉલેજ એન્જીનો વિજળીથી ચલાવાય છે. આખી ખાણનાં ટબો ચાનકના મુખ પાસે નીચે જમા થાય છે પછી એક સાથે બે અથવા તો એક જે પ્રમાણે સગવડ હોય તે પ્રમાણે ડોલી માર્ફત ચાનક ઉપર લઇ જવામાં આવે છે. આ રીતે ઉપર કોલસો લાવ્યા પછી તે ખાસ મોટા મેદાનમાં જમા કરવામાં આવે છે. અને ખાસ સગવડ તરીકે એ જગ્યાને અહીંને જ એકાદી રેલ્વેની સાઇડીંગ લાવવામાં આવી હોય છે. જેના ઉપર રેલ્વેના વેગનો રાખવામાં આવે છે અને તેમાં ભરી ભરીને કોલસો પરદેશ ચડાવવામાં આવે છે. આ સ્થળને Depot કહેવામાં આવે છે.

કોલસાને તેના જુદી જુદી જાતના કદ પ્રમાણે વિભાગ કરવા માટે કેટલીક સમૃદ્ધ ખાણોના ડીપોમાં seveeing & siging Plant પણ રાખેલા હોય છે. જેમાં જુદા જુદા માપની ચાળણીઓમાંથી સ્ટીમ કોલસો, રબલ અને કોલસાની ભૂકી એમ વર્ગીકરણ કરવામાં આવે છે. જ્યાં યાંત્રિક ચાળણાની સગવડ નથી હોતી ત્યાં સાધારણ કદના હાથ-ચાળણાઓ વડે કોલસો ચાળવો પડે છે. કારણ કે ગ્રાહકોને મનગમતા માપનો કોલસો ખાણોએ આપવાનો હોય છે.

ખાણના ઇન્જનેરોને કેટલીક મુશ્કેલીઓનો પણ સામનો કરવો પડે છે. જેમકે Coal dust erplosion અથવા મિથિલ ગૅસ અથવા એકાએક પાણીનું ધોધમાર ફુટી નીકળવું તેમજ ખાણની અંદર અકસ્માતથી અથવા ગેસના સળગવાથી લાગી નીકળતી આગ વગેરે વગેરે. ખાણમાં કામ કરતા માણસોનાં સુખ સગવડ માટે ખાણના પાણીને પણ જમીનની સપાટી પર ફેંકવા માટે જરૂર મુજબ વિજળીક કે યાંત્રિક પંપો ગોઠવવામાં આવે છે આમ બને તેટલી ચીવટપૂર્વક ખાણનું કામ સહીસલામત બનાવવાના ઉપાયો યોજવામાં આવે છે. અને દરેક કંપનીએ ખાણની સલામતી જાળવવા ખાસ માણસો રોકવાં પડે છે. ખાણમાં કામ કરતાં માણસોને શુદ્ધ હવા આપવા તેમજ અંદરની ગરમી ઓછી કરવા તથા નુકશાન કરનારા ગેસોને મંદ પાડવા માટે ખાણના મોઢા પર એક રાક્ષસી પંખો અવિરત ફરતો રાખવામાં આવે છે.

આ રીતે એક (Colliery) કોલીઅરીમાં જમીન ઉપર તો માત્ર ઓફીસ અને ખાણના કાર્યકર્તાઓને તેમજ મલકટાઓને રહેવાનાં મકાનો સિવાય કાંઇ દેખાતું નથી. છતાં પણ જમીન નીચે ચોવીસે કલાક ધમધોકાર કામગીરી ચાલુ રહે છે.

અત્યારે આ ઉદ્યોગ ઉત્તેજનને અભાવે તેમજ પરદેશની સ્પર્ધાને લીધે મૃતપ્રાય અવસ્થામાં આવી પડયો છે. ઇચ્છીએ કે ભારતવર્ષની સરકાર અને ઉદ્યોગપતિઓનું ધ્યાન જેમ બને તેમ જલ્દી આ નજીવા છતાં અત્યંત આવશ્યક રાષ્ટ્રઉદ્યોગ તરફ ખેંચાય અને તેનું યોગ્ય નિયમન અને ઉત્થાન કરવામાં આવે. અસ્તુ.

# સમાજવાદી સૃષ્ટિમાં સ્ત્રીઓનું સ્થાન

લેખિકા : કુ. ઇન્દીરા નહેરૂ

“ હિંદી નારી પરત્વેની ધૃણાત્મક અને કમકમાં ઉપજાવે તેવાં કડક બંધનો હું નાનપણથી જોતી આવી છું. એવી પરિસ્થિતિમાં રશિયન ક્રાન્તિમાંથી ઉદ્દભવેલા સમાજવાદી સ્ત્રી સમાજે જે પ્રગતિ સાધી છે તેથી મને અજાયબી કેમ ન ઉપજે ? ”

### ગઇ કાલની ગુલામ

ઝારના સમયની સ્ત્રી સાથે આપણી આજની હિંદી સ્ત્રી, ઘણી રીતે મળતી આવે છે; ખાસ કરીને જ્યાં નાના નાના વિભિન્ન રાષ્ટ્રીય મતો અસ્તિત્વ ધરાવે છે. ઝારના કાયદા-કાનૂન પ્રમાણે ત્યાં ત્યારે ગુલામદશા કરતાં ભાગ્યેજ ઊતરતું હતું. તે કાળે ત્યાંની નારીને કોઇ જાતના હક્કો ન હતા. રાજદ્વારી તેમજ શહેરી હક્કો ભોગવવા માટે ત્યારે રશિયન નારી માટેનાં બારણાં બંધ હતાં. તેને કોઇ પણ પ્રકારનો મતાધિકાર ન હતો. અન્ય દેશોની માફક ત્યાંની કામદાર સ્ત્રીઓ ઉપર ભારે જુલમ ગુજરતો. ત્યાંની કાચી વયથીજ તેને બુદ્ધિનું તેમજ હાડકા ભાંગી નાંખે તેવું સખત કામ કરવું પડતું. પુરૂષની માફક તેને પણ દિવસના દશથી બાર કલાક કામ કરવું પડતું. જેના પરિણામે તેના નસીબે આનંદહીન જીવન, અડધો ભૂખમરો, અજ્ઞાન અને જરૂરીઆતોના અભાવનું જીવન વિતાવવું પડતું. કેટલીકવાર તેમને બેકાર રહેવું પડતું તેમજ તેમની મજુરીની લુંટથી તેમના કુટુંબો પણ પાયમાલ થતાં.

રશિયાના પૂર્વ વિભાગની સ્ત્રીઓનું જીવન તો એથી પણ વધુ દુઃખી હતું. ખાસ કરીને હિંદી સરહદ ઉપર આવેલા તાડજીકીસ્તાન, ઉઝબેકીસ્તાન, અને કઝાકીસ્તાન ન માની શકાય તેવો ઉતરતો તેમનો દરજ્જો હતો, અને પુરૂષ વર્ગનું તેમના ઉપરનું આધિપત્ય કોઇ ઓર હતું. લગ્નોના તો વેપારની માફક સોદા થતા. નાની બાળાઓને આઠ-નવ વર્ષની ઉમ્મરે પરણાવી દેવામાં આવતી. એ જમાનામાં સ્ત્રીનું સ્થાન પુરૂષના આમોદ પ્રમોદ સિવાય બીજું ન હતું. તેને માટે લગ્નમાં મળેલી મિલ્કત એ જ માત્ર સાધન હતું. ઘરમાં અને બહાર તેનું સ્થાન એક કામ કરનારી નોકરડી તરીકેનું જ હતું. તેણે તેનું મોઢું ફરજીઆત છુપાવવું પડતું તેમજ તેના શરીરને પણ “ પરાંજા ”થી ઢાંકવું પડતું. આ “ પરાંજા ” આપણે ત્યાંના બુરખા કરતાં પણ નપાવટ હતું. આ “પરાંજા” ઘોડાના વાળમાંથી બનાવવામાં આવતું અને તે કાળા રંગનું હોઇ ગરમ, તેમજ તંદુરસ્તીને નુકશાનકારક રહેતું. કન્યાનો જન્મ એ ત્યારે દુર્ભાગ્ય ગણાતું. અને સ્ત્રીના મરણ પાછળ શોક દર્શાવવામાં આવતો નહીં.

### મહાન પરિવર્તન

પરંતુ ત્યાર પછી સોવીએટ રાજ્ય આવ્યું અને તેના નેતાઓએ વિચાર્યું કે કોઇ પણ લોકશાસનમાં સ્ત્રીઓ ભાગ લેતી ન થાય ત્યાં સુધી તેને સંપૂર્ણ અથવા નક્કર લોકશાસન કહી શકાય નહિ. તેઓએ દેશના રાજકીય જીવનમાં તેમજ સામાન્ય રીતે કોમી જીવનમાં જાહેર રીતે ઝંપલાવવું જોઇએ. “ નવેમ્બરની ક્રાંતિ ”એ સ્ત્રીઓને પુરૂષોના જેટલા જ હક્કો બક્ષીને એક નવો જ યુગ પ્રવર્તાવ્યો છે. એક સૈકાની રશિયન સ્ત્રી

### સરખું કામ અને એકસરખો પગાર

બીજા કામદારોની માફક સોવીએટ સ્ત્રીઓને પણ દિવસના સાત કલાક કામ કરવાનું હોય છે. અને કેટલાંક ઔદ્યોગિક મથકોમાં ૭ કલાક પણ હોય છે. કામદાર સ્ત્રી હોય કે પુરૂષ હોય તેના કામના પ્રમાણમાં બન્નેને સરખો પગાર આપવાના ધોરણનું ચુસ્તપણે પાલન કરવામાં આવે છે. પુરૂષોની માફક સ્ત્રીઓને પણ વાર્ષિક રજાઓ આપવામાં આવે છે અને તેની તંદુરસ્તી સારી ન હોય તો તેને સેનીટેરીયમમાં રાખી એ મુદત માટે પણ છૂટી આપવામાં આવે છે.

ક્રાંતિના સમય પહેલાં રેલ્વેમાં સ્ત્રીઓ માટે કોઇ પણ મહત્વના પદે નિયુક્ત કરવાની સખ્ત બંધી હતી. જ્યારે આજે ૧૦ લાખ કરતાં પણ વધુ સ્ત્રીઓ રશિયાની રેલ્વે પર કામ કરે છે જેમાંની ઘણીખરી મહત્વના કામ સંભાળે છે. તેમાંની ૪૦૦ સ્ટેશન માસ્તર છે. ૧૫૦૦ આસી. સ્ટેશન માસ્તર છે. ૧૦,૦૦૦ રેલ્વેના છજીનેરો છે અને સંખ્યાબંધ એન્જીન ડ્રાયવરો છે.

રશિયાને તેના પોતાના સ્ત્રી ઇજનેરો છે, સ્ત્રી વિમાનીઓ છે. સ્ત્રી વૈજ્ઞાનિકો છે. આજે ત્યાં એક પણ એવું ઔદ્યોગીક અથવા ખેતીવાડીને લગતું કે કળા અથવા વિજ્ઞાનને લગતું અથવા સરકારી કોઇ ખાતું એવું નથી કે જ્યાં સ્ત્રીઓ કામે લાગેલી નથી. વિશાળ પાયાપર ચાલતાં ત્યાંના ઉદ્યોગોમાં ૧,૦૦ ૦૦૦ ઉપરાંત સ્ત્રી ઇજનેરો કામ કરે છે. જ્યારે દુનિયાના રશિયા સિવાયના દેશોમાં મળીને ૧૦,૦૦૦ સ્ત્રી ઇજનેરો છે. ઝારના સમયના રશિયામાં ૨૦૦ થી ઓછી સ્ત્રી દાકતરો હતી. જ્યારે આજે ૧,૩૦ ૦૦૦ ડાકટરો હોઇને તેમાંના અર્ધ ઉપરાંતની સંખ્યા સ્ત્રીઓની છે. આશરે ૧,૯૦,૦૦,૦૦ સ્ત્રીઓ ત્યાંના સરકારી સામુદાયીક ખેતરોમાં કામ કરે છે.

સોવિયેટ રશિયાની આ પ્રગતિ ત્યાંના આગેવાનોએ સ્ત્રી જાતીની યાતનાઓ દૂર કરવાના પ્રયત્નો ન કર્યા હોત તો થઇ શકત નહીં ત્યાંની સ્ત્રીઓના બંધારણ પ્રમાણેજ તેઓને કામ પર લઇ સકવાને. લગતો કાયદો છે. ૧૮ વર્ષની નીચેના સ્ત્રી પુરૂષોને કારખાનાઓમાં કામે લગાડવા સામે સખત કાયદો કરવામાં આવ્યો છે. સ્ત્રીઓના ગર્ભવતી અવસ્થાના ૭ માસ સુધી તેમને કામ કરવામાંથી મુક્ત કરવામાં આવે છે. બાળક ધાવતું હોય-૭ માસનું થાય ત્યાં સુધી માતાને રાતપાલીમાં કામે જવા સામે પ્રતિબંધ મુકાયેલો છે. બાળકને જન્મ આવવાના ૩૫ દીવસ અગાઉથી માતાને કામપરથી રજા આપવામાં આવે છે તેમજ બાળકના જન્મ બાદ પણ તેને ૨૮ દીવસની છુટ્ટી હોય છે. ખેતરોમાં કામ કરતી સ્ત્રીઓને પણ બાળકના જન્મ અગાઉ તેમજ જન્મ બાદ એક એક માસની રજા આપવાનો કાયદો છે. આ રજાના દીવસો દરમ્યાન પણ એમની સરાસરી કમાણી તો તેમને મલતીજ રહે છે. ગર્ભવતી માતાઓને હળવા કામ પર મુકવામાં આવે છે તે દરમ્યાન પણ તેમના પગારનું ધોરણ તો એનું એજ રહે છે. બાળકવાળી માતાઓને દર સાડાત્રણ કલાકે અડધા કલાકની રજા આપવામાં આવેછે.

### લગ્ન પદ્ધતિ

માતા અને બાળકનું સોવીએટ લગ્ન કાયદો રક્ષણ કરે છે. સોવીએટ રશીઆમાં સમાન અને સ્વતંત્ર એકમોનું ઐચ્છિક લગ્ન થાય છે. સમાજ અને સરકાર બન્નેના હીતમાં લગ્ન નોંધોને ઉત્તેજન આપવામાં આવે છે. જો કે વણ નોંધાએલા લગ્નો પણ કાયદેસર રીતે સ્વીકાર્ય ગણાય છે. આના પરિણામે ત્યાં એ કાયદા બાળકો જન્મતા નથી તમામ બાળકોને સમાન હક્કો પ્રાપ્ત થાય છે. સરકાર

મોટા કુટુંબો નીભાતાઓ માટે મોટી રકમ એનાયત કરે છે. દેશના રચનાત્મક કાર્યક્રમમાં ભાગ લેવાથી ત્યાંની સ્ત્રીઓ આર્થીક સ્વતંત્રતામાં ઉન્નત સ્થાન ધરાવે છે. સોવીએટ સરકારની વડી સત્તા ધરાવનારાઓમાં ૧૮૯ સ્ત્રી સભ્યો છે. ૧૫૦૦૦૦૦ સ્ત્રીઓ સોવીએટ ગામડા અને શહેરોમાં પ્રવૃત્ત રહે છે.

સોવીએટ રાજતંત્રમાં સ્ત્રીઓના મગજ અને શક્તિ સમાજ હિતના તેમજ સ્ત્રી જાતીના ભલા માટેના કામોમાં રોકાયેલા હોય છે. આથી સ્ત્રીઓની વ્યક્તિગત શક્તિ અને આવડતમાં સારો વધારો થયો છે. પરિણામે આજે તે એક આદર્શ શહેરી તરીકે લેખાય છે. આના પરિણામે સરકારનેજ ફાયદો થયો છે એટલુંજ નહી પરંતુ ત્યાંની સ્ત્રી કૌટુમ્બીક સંસ્કારીક અને સમાનતાના દરજ્જામાં સારૂં સ્થાન મેળવી શકી છે. *

* "સ્ટુડન્ટ" માંથી.



## બ્હાવરી

[ રાગ : આજ રસીયો ]

આજ ગાયોના ગોપાળ કૃષ્ણે બ્હાવરી બનાવી,<br>
બંસરી બજાવી મ્હારા હૈયાને હસાવી....આજ. ૧

: સાખી :

કુંજે કોકિલા ટહુકતી રસ ગીતના રણકાર,<br>
સ્નેહ દીપિકા ચેતવે આનંદ ને અંબાર.<br>
ધૂન પ્રેમની ગજાવી, લોક લાજને મીલાવી....આજ. ૨

: સાખી :

ચંદ્ર ચાંદની ચમકતી મધુ સુધા ઝલકાય,<br>
રૂડાં તારક ચળકતા અંગે અંગ કુલાય.<br>
રસ ઝંકારમાં ભીંજવી હૈયે ચેતના જગાવી....આજ. ૩

: સાખી :

આત્માને પ્રફુલાવીને રીઝાવતા વૃજનાથ,<br>
ફુલમાળા હસ્તે ધરી સોહે સખીયો સાથ.<br>
મધુ રાસને રચાવી ધૂન પ્રેમની મચાવી....આજ. ૪

શાં. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# વડોદરા અને અમદાવાદમાં ઉજવાયેલો શ્રી નાથીબાઈ

"શ્રીમતી નાથીબાઇ દામોદરદાસ ઠાકરસી હીંદી મહીલા વિદ્યાપીઠ" નો રૌપ્ય મહોત્સવ વડોદરાની શ્રી મહારાણી ચીમનાબાઇ મહિલા પાઠશાળા તરફથી તા. ૧૪–૨–૪૨ ના રોજ સાંજે લોકેન નાયબ દિવાન મે. રાજપ્રિય મોતીલાલ છોટાલાલ દેસાઇના પ્રમુખપણા નીચે ન્યાયમંદિરના હોલમાં ઉજવાયો હતો. હોલને આસોપાલવનાં તોરણોથી તથા ફુલઝાડનાં કુંડાંઓથી શણગારી શ્રી મા. મહારાણી ચીમનાબાઇ સાહેબના સફેદ આરસના બાવળાને પુષ્પહારથી વિભુષિત કર્યું હતું. સમારંભમાં અમલદારો, સુશિક્ષિત શેઠ સહુકારો, ગૃહસ્થો સન્નારીઓ અને વિદ્યાર્થીનીઓનાં માબાપોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

### સ્વાગત અને શુભ સંદેશા

પાઠશાળાની વિદ્યાર્થીનીઓએ સ્વાગત: સ્નેહ ભરે કરિતર સો 'તું સૌ. અપર્ણા દેશપાંડે કૃત સ્વાગતગીત મધુરકંઠે ગાયા બાદ શ્રી પ્રો. ચતુરભાઇ પટેલે આજના માંગલિક પ્રસંગે બહારગામથી આવેલા શુભેચ્છાના સંદેશા રજુ કર્યા હતા. જેમાં શ્રીમતી પ્રેમલીલાબેન વી. ઠાકરસી, શ્રી ડૉ. કર્વે, શ્રી રજીસ્ટ્રાર મહિલા વિદ્યાપીઠ મુંબઇ, શ્રીમતી શારદાબેન દીવાન વગેરેના મુખ્ય હતા.

### શ્રીમતી અરુણાદેવી મુકરજીનું સ્વાગત ભાષણ

સ્ત્રી કેળવણી મંડળ સમિતિના પ્રમુખ શ્રીમતી અરૂણાદેવી મુકરજી એમ. એ. એમણે સ્વાગત ભાષણ અંગ્રેજીમાં આપતાં, હિંદી મહિલા વિદ્યાપીઠની સ્થાપના અને તેનો ઉદ્દેશ કહી બતાવી જણાવ્યું કે ૨૫ વર્ષ ઉપર હિંદી સ્ત્રીઓની વર્તમાન યુગની જરૂરીઆતો પૂરી પાડવા કન્યાઓને તેમની માતૃભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ અને જ્ઞાન આપવાના ઉદ્દેશથી આ વિદ્યાપીઠ સ્થપાયલી તેનો વિકાસ પ્રો. કર્વે અને તેના સહ કાર્યકર્તાઓના શ્રમ, ખંત અને ધીરજથી થયો છે. આ સ્ત્રી કેળવણીમાં ઉચ્ચ આદર્શથી આકર્ષાઇ મુંબઇના મહાન ગુજરાતી શાહ વેપારી સર વિઠલદાસ ઠાકરસીએ બાદશાહી દેણગી આપતાં એ આદર્શનો સાક્ષાત્કાર થઇ શક્યો હતો. વડોદરામાં ૧૯૨૭ માં શ્રી મહારાણી ચીમનાબાઇ પાઠશાળાની શરૂઆત વિનીત પાયા ઉપર થઇ. ૧૯૩૯ માં વિદ્યાર્થીનીઓની સંખ્યા ૯ હતી તે વધીને હાલમાં ૩૦ ની થઇ છે આવી ધીમી પ્રગતિનાં કારણોમાં સહાયનાં સાધનોનો અભાવ મુખ્ય છે. શરૂઆતમાં શ્રી સરકાર તરફથી વાર્ષિક રૂા. ૪ હજારની ગ્રાંટ મળતી હતી તે બંધ થઇ છે. હાલની પાઠશાળાની પ્રગતિ અને સારા સ્ટાફ વગેરેથી એવી સ્થિતિ થઈ છે કે રાજ્યની મદદ પુનઃ ચાલુ થવા પાત્ર અમે થયા છીએ. આ કાર્યમાં મે. વિદ્યાધિકારી સા. ની સહાનુભૂતિ અને સહાયની અમે અપેક્ષા રાખીએ છીએ. અને આગળ ચાલતાં વક્તાએ મહાવિદ્યાલયની પ્રગતિ અને પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો હતો.

### ડૉ. કર્વેને માનાંજલિ

ઉપસંહારમાં કર્મવીર માનનીય ડૉ. કર્વે પ્રત્યે માનાંજલી અર્પણ કરી અત્રે મ્હારાં અન્ય હીંદી બહેનોની લાગણીમાં ભાગ લઉં એ સુયોગ્ય છે. કહેવામાં આવે છે કે સ્ત્રીઓનું હીત એ પુરૂષોનું જ હિત છે અને એ લોકહિતને સાચી પાડવામાં આ વયોવૃદ્ધ નાના સરખાં છતાં મહાન કર્મવીર ડૉ. ધોન્ડુ કેશવ

# ઠાકરસી મહિલા વિદ્યાપીઠનો રૌપ્યમહોત્સવ ::

કર્વેનું નામ મોખરે હોય તેઓનાં શ્રમ, શ્રદ્ધા અને ઉદાત્ત કર્મભાવનાની મીઠી સુવાસ અમર રહેશે. ( તાળીઓ )

### શ્રીમતી શારદાબેનનું ભાષણ

પછી શ્રીમતી શારદાબેન મહેતાએ જણાવ્યું કે કર્મવીર કર્વે સ્ત્રી ઉન્નતીમાં ખુબ રસ લેતા. તેઓ જાપાન ગયેલા ત્યાં જે જોયું અને અનુભવ્યું તેથી આપણા દેશમાં પણ જાપાનના ધોરણે સ્ત્રી શિક્ષણ દાખલ કરવા તેમના મનમાં વિચાર સ્ફુરી આવ્યો અને મુંબઇમાં સમાજ સુધારા પરિષદના પ્રમુખસ્થાને આવ્યા ત્યારે ગજવામાં રાતી પાઈ નહીં છતાં સ્ત્રી શિક્ષણની ઘોષણા કરી અને તુરત જ દાનવીર શેઠ શ્રી વીઠલદાસભાઇએ રૂા. ૧૫ લાખની બાદશાહી સખાવત કાઢી આપી જેથી સ્ત્રીઓ માટેની આ વિદ્યાપીઠ સ્થપાઇ. એ કર્મવીર પુરૂષની તપશ્ચર્યાના સુફળનું આ દષ્ટાંત છે. ( તાળીઓ ) પચીસ વર્ષને અંતે એ સુફળ જોવાનું સદ્ભાગ્ય તેમને કેટલું આનંદદાયી હશે તે આપણે કલ્પી શકીએ છીએ.

### સંખ્યા ઓછી–પણ સેવાભાવી

આ સંસ્થાની શરૂઆત બહુ નાના પાયાથી થઇ ધીમે ધીમે પ્રગતી થઈ અમદાવાદ. અને વડોદરા વગેરેમાં વિદ્યાલય અને મહાવીદ્યાલયો સ્થપાયાં અને હવે સ્નાતિકાઓ તૈયાર થઇ છે. જો કે યુનીવર્સીટી કરતાં સંખ્યા ઓછી છે, પણ આ વીદ્યાપીઠે ગુજરાત-મહારાષ્ટ્રમાં સુંદર કાર્યકર્તાઓ વધુ સંખ્યામાં પુરાં પાડયાં છે.

સ્ત્રી કેળવણીની ચાર વિશિષ્ટતા આ સંસ્થા ધરાવે છે. (૧) માતૃભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ, (૨) લલિત કળા, (૩) ગૃહ શિક્ષણ, અને (૪) જનતાને માફક આવતું સસ્તું શિક્ષણ. માતૃભાષામાં શિક્ષણ આપનારી આ એક જ સંસ્થા છે. જે સ્થળે જે સ્થાનિક-ભાષા હોય તે-દ્વારા શિક્ષણ અપાય છે. પર ભાષામાં શિક્ષણ અપાય તે અયોગ્ય અને હાલના યુગમાં શરમાવા જેવું છે, છતાં આવી સંસ્થામાં સંખ્યા ઓછી છે અને પૈસાની તાણ છે તે શા માટે ? કારણ કે આપણને સ્થાપિત ચીલે જુની ઘરેડમાં ચાલવાની ટેવ પડી છે. દેશકાળનો પ્રવાહ સમજી પ્રગતિ માટે યોગ્ય સુધારા કરવા ઘટે છે. સહશિક્ષણની કેટલેક દરજ્જે જરૂર સ્વીકારાય છે. પણ તેમાં જનતાનો મોટો વર્ગ હજુ નથી માનતો. તેમને માટે આ સંસ્થા આશીર્વાદ સમાન છે. યુનીવર્સીટી શિક્ષણ અતિખર્ચાળ છે. તેવું પણ આ સંસ્થામાં નથી યુનીવર્સીટીની પદવી સરકારી નોકરી માટે ઘણાને કદાચ વીશેષ આકર્ષક દેખાતી હશે, પણ તે ધ્યેય નહીં હોવું જોઇએ. બી. એ. તો હું પોતે પણ છું અને હજુએ ઘણાં એ ચીલે ચાલી રહ્યાં છે. પણ જી. એ. એ ગુજરાત–મહારાષ્ટ્રને સેવાભાવી કાર્યથી દીપાવ્યું છે તેટલું જ બી. એ. એ શોભાવ્યું નથી. મને પોતાને માતૃભાષામાં શીક્ષણ મળ્યું હત તો હું હાલ કરતાં વધારે જ્ઞાન મેળવી શકી હત. અંગ્રેજી શીક્ષણુ પાછળ મગજનો વ્યય યુનીવર્સીટી પદ્ધતીથી થાય છે તે આ સંસ્થામાં થતો નથી. પ્રથમ સમય જુદો હતો ત્યારે પરદેશી રાજ્યે પરદેશી ભાષાદ્વારા શીક્ષણ ઠોકી બેસાડયું હતું. હવે સમય બદલાયા છે આંખો ઉઘડી છે છતાં પારકી ભાષાદ્વારા ચલાવી રાખીયે તે શરમાવા જેવું છે. પ્રો. કર્વેના મગજમાં આ વિચાર ઉદ્ભવ થયેલો અને તે પ્રમાણે આ સંસ્થાની યોજના કરી–જે દેશને ઉપયોગી અને ગૌરવભરી છે. હું ૨૫ વર્ષથી આ સંસ્થા સાથે જોડાયેલી છું. મને

તેના કામનો અનુભવ છે. તેમાં તુટીઓ છે. પણ તે શામાં નથી? તૃટી હોય તો તે સુધારવી જોઇએ. શીક્ષણ પદ્ધતીમાં ખામી હોય તો પરીષદ ભરી વીચાર કરી સુધારા કરવા જોઇએ. અત્યારે જગત ચગડોળે ચઢયું છે. પણ સદાને માટે તેમ રહેવાનું નથી. વખત એવો છે કે રાષ્ટ્રીય કેળવણી લઇ જે બહેનો સામાન્ય વ્યવહારમાં પડેલી છે, તે રાષ્ટ્ર ઘડતરમાં કામ આવશે. તે માટેની તાલીમ લેવા આપણે વધુ સહાય સવડ આપવાની દરેકની ફરજ છે. સંસ્થાની સ્નાતિકાઓને ઉદ્દેશીને જણાવું છું કે બહેનો, તમારા ઉપર જવાબદારી વિશેષ છે. શિસ્તબદ્ધ અને સંયમશીલ રહીને તે તમારે અદા કરવી જોઇએ. તમને ઉત્તમોત્તમ શિક્ષણ મળ્યું છે, એવા ગૌરવ સાથે સમાજ આગળ ઊભા રહેવાનું છે. જ્ઞાન સ્વાર્થ માટે નથી. એક દીપક બીજાને પ્રકટાવે તેમ તમારે જ્ઞાન પ્રકાશ ફેલાવવાનો છે, એમ કરીને આ સંસ્થાના ગૌરવમાં વધારો કરો એમ તમારી પાસે આશા રાખું છું. (તાળીઓ) શ્રી કર્વે દીર્ઘાયુ થાય અને આ સંસ્થા પ્રગતી કરી ગૌરવ મેળવે એ પ્રાર્થના છે. (તાળીઓ)

**પ્રમુખ શ્રી મોતીલાલ દેસાઇનું ભાષણ**

પછી પ્રમુખસ્થાનેથી શ્રી મોતીલાલ દેસાઇએ વીદ્વતાભર્યું ભાષણ આપતાં પોતે અંગ્રેજીમાં બોલવા ધારતા હતા, પણ એક મીત્ર પ્રસંગ અને સંસ્થાના ઉદ્દેશને અનુસરી માતૃભાષામાં બોલવા સલાહ આપતાં તે અનુસાર ગુજરાતીમાં અત્રે બોલીશ, કહી આ મહત્વના અને અભીનંદનીય પ્રસંગે પ્રમુખસ્થાનનું માન આપવા માટે કાર્યકર્તાઓનો આભાર માની જણાવ્યું કે:—બ્રિટીશ સંસ્કૃતિની છાપ આપણા હિંદુસ્તાન ઉપર લગભગ એક સદીથી પડી છે, અને તેના એક શુભ પરિણામ તરીકે સ્ત્રીઓની પ્રગતિ અને પ્રવૃત્તિ, એ આપણા સામાજીક જીવનનો મહત્વનો ભાગ થઇ પડી છે. કોઇ પણ પ્રગતિ કે પ્રવૃત્તિ કેળવણી વગર શક્ય નથી. એ હવે સિદ્ધ થઇ ચૂક્યું છે. સ્ત્રી કેળવણીનો પ્રશ્ન અનેક ભૂમિકાઓમાંથી પસાર થયેલો આપણે જાતે જોયો છે. ભણેલી સ્ત્રીઓનો મોટો ભાગ સુધરી ગયેલો એટલે કે વંઠી ગયેલો હોય એવું સાબીત થયું નથી, ઉલટ તેમના ગૃહસંસાર સુંદર રીતે ચાલતા આપણે જોઇએ છીએ, એટલુંજ નહી, પરંતુ સ્ત્રીઓ હવે ભણે છે, નોકરી પણ કરે છે અને ગૃહસંસાર પણ ચલાવે છે, એ પરિસ્થિતિ ઉભી થઇ છે; અને તેથી સમાજના સ્વાસ્થ્યમાં કંઇ વિશિષ્ઠ ધક્કો લાગ્યો હોય એમ પણ દેખાતું નથી. વળી આ યુગના યુવક માનસમાં ઊભેરાયલી એક ઝીણવટનો હું ઉલ્લેખ કરું, તો કહી શકાય, કે કેળવણી એ સ્ત્રીઓની લગ્ન લાયકાત બનતી જાય છે. આમ સામાજીક દ્રષ્ટિએ સ્ત્રી કેળવણી એક સ્થાપિત વસ્તુ બની ગઈ છે, અને નિરક્ષરતા કરતાં અક્ષરજ્ઞાન એ ઉચી કક્ષા છે, એમ સ્ત્રીઓની બાબતમાં હવે સમાજ સ્વીકારી લે છે.

કેળવણી ઉપયોગ પ્રાધાન્ય હોવી જોઇએ કે આદર્શ પ્રાધાન્ય? એ વીશે કેળવણીકારોમાં મતભેદ ચાલ્યાજ કરે છે. કેળવણીના નીષ્ણાત હોવાનો મારો દાવો નથી. નીષ્ણાતો કોઇપણ વિષયોમાં નિર્ણય ઉપર આવી શકે છે કે કેમ તેની મને શંકા છે, અને તેમના નિર્ણય ઉપર વિવાદ થઇ તેમના નિર્ણયોને સમયનાં વહેણ કેવી ઝડપથી ફેરવી નાખે છે, તેનો મને અને આપ સૌને ખ્યાલ છેજ. એટલે આપણી સામાન્ય માન્યતાને વળગી રહી, નિષ્ણાતોને જરા બાજુએ રાખી, આપણે એટલુંજ કહી શકીએ કે, વ્યવહાર અને આદર્શ બન્નેનો સમન્વય કરી આપે, એજ કેળવણી અત્યારને માટે સારામાં સારી ગણી શકાય.

સ્ત્રી અને પુરૂષ સહશિક્ષણ મેળવે એજ

વાસ્તવીક છે, એવો પણ એક વાદ આપણે ત્યાં ચાલે છે અને એ વાદમાં સત્ય નથી એમ કહેતાં આંચકો ખાવો પડે છે. છતાં એ વાદ આખો સમાજ સ્વીકારી તેને અપનાવે, સહ શિક્ષણની પ્રારંભ ભુમીકામાં ઉભી થતી મુશ્કેલીઓ આખો સમાજ સહન કરે, એવી સ્થિતી ઉભી થાય, અને સહશિક્ષણમાં મુશ્કેલીઓ ઉભી થતી નથી એવું કહેનાર ઘણાજ ઓછાં માબાપ અને શિક્ષકો હોય છે. તેથી આખો સમાજ એ સ્વીકારી લે એવી સંપૂર્ણ દુર્ઘટ સહશિક્ષણ આખા સમાજ માટે યોજાય: ત્યાં સુધી સ્ત્રી શીક્ષણ મુલતવી રાખવું, એ સૂર્યની ઉષ્મા ટળે નહીં ત્યાં સુધી સૂર્યને ઉગવાની મના કરવા સરખું થશે! સ્ત્રી કેળવણીને માન્ય રાખ્યા પછી સ્ત્રીઓને શિક્ષણ આપવું એજ ધર્મ બની રહે છે. નિષ્ણાતો મુશ્કેલીઓ વીચારે અને તે નીવારવા યોજનાઓ ઘડે. ભુલ જણાય ત્યાં અટકી તે ભુલ સુધારાય. ભુલના ભયથી આખા સીદ્ધાન્તનો ભોગ ન જ અપાય. એ દ્દષ્ટિએ શ્રીમતી નાથીબાઈ ઠાકરસી ભારત વર્ષીય મહીલા વિદ્યાપીઠ એક યશસ્વી, ઝળકતું અને સફળ દષ્ટાંત છે એમ કહેતાં મને ખુબ હર્ષ થાય છે. (તાળીઓ) ગુર્જર દાનવીર-મરાઠી કર્મવીર એક ઉદાર ગુજરાતી ગૃહસ્થે બાદશાહી સખાવત કરી, એક મહારાષ્ટ્રીય સમાજ સુધારક અને તપસ્વી સમાજ સેવકે પોતાની બુદ્ધી શક્તિનું સમર્પણ કર્યું, અને એ સખાવતી પુરૂષની માતાના નામ સાથે જોડાયેલી એક ભારત વર્ષીય સંસ્થા ઉદ્‌ભવ પામી, આજ પચીસ પચીસ વર્ષથી સ્ત્રી સમાજની, અને તે દ્વારા સમગ્ર ભારતીય સમાજની સેવા બજાવ્યા કરે છે, એ આખો ઈતીહાસ જો પ્રશંસનીય ન હોય, તો માનવ પ્રવૃત્તિમાં કશું જ પ્રશંસનીય નથી એમ કહેવું પડે.

### પ્રાંતિક ભેદને સ્થાન નથી

આપણી સંસ્કૃતિમાં આપણે પ્રાંતિક ભેદને જરાયે મહત્વ આપ્યું નથી અને તેના પરીણામ કેવા સુંદર આવે છે એ જોવા માટે આપણે રજત મહોત્સવ તરફ નજર નાખવી બસ થશે, શ્રી વિઠ્ઠલદાસ ઠાકરસી જેવા એક ઉદાર ધર્મદ્દષ્ટિ અને સંસ્કારી ધનિક, તથા પ્રોફેસર કર્વે જેવા સાધુ-ચરિત, ધુની કેળવણીકાર, એ બન્નેનો સંપર્ક સાધતી આજ પચીસ વર્ષથી ચાલતી સ્ત્રી ઉપયોગી કેળવણી સંસ્થા તેની શાખા પ્રશાખાઓ સાથે, આજ હિન્દ ભરમાં ફેલાઈ સ્ત્રીઓના સંસ્કારમાં વૃદ્ધિ કરે છે તેમને ઉચ્ચ કેળવણીનાં સાધનો પુરાં પાડે છે સહ શિક્ષણનાં અનિષ્ટો સહન ન કરી શકતા વર્ગોને એ અનિષ્ટોથી બચાવે છે, અને કોઈપણ વિદ્યાપીઠે હજી સુધી ન કરેલી, માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની સેવા સાધી, બીજી વિદ્યાપીઠોને તે એક ધડો આપે છે. ( તાળીઓ ) ઉસ્માનીયા યુનીવર્સીટીથી પણ પહેલાં આ ભારત વર્ષીય મહિલા વિદ્યાપીઠે, માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો ચીલો પાડી ગાંધીજી જેવા દેશ નેતાના ઠપકામાંથી પોતાને ઉગારી લીધેલી છે, એ દીર્ઘદર્શીપણું ખરેખર આપણું ધ્યાન ખેંચે એમ છે. ( તાળીઓ )

### સંસ્થાના શિક્ષણની વિશિષ્ટતા

મારા નમ્ર મત અનુસાર શિક્ષણ સમાજને ઉપયોગી હોવું જોઈએ સ્વાર્થ અને સેવાભાવનો સુમેળ સાધે એવા પ્રકારનું હોવું જોઈએ. મેં મુંબઈ યુનીવર્સીટીના શિક્ષણ ક્રમનો આશ્રય લીધેલો છે અને મને મળેલા શિક્ષણ માટે હું મગરૂર નથી એમ તો છેક નજ કહી શકું. છતાં શ્રીમતી નાથીબાઈ મહિલા વિદ્યાપીઠનો અભ્યાસક્રમ જોઈ મને એટલી તો ખાત્રી થઈ, કે બીજી વિદ્યાપીઠના અભ્યાસક્રમ કરતાં આ વિદ્યાપીઠમાંના અભ્યાસક્રમમાં વ્યવહાર, કલા અને આદર્શનું સંમીશ્રણ કરવાનો ખુબ શ્રમ લેવાયેલો છે,

અને સ્ત્રી જીવનને ખાસ સ્પર્શે એવા અભ્યાસ વિષયો પસંદ કરીને, યોજકોએ સ્ત્રી જાતીની કેળવણીની અને આખા સમાજની બહુ ઉપયોગી થવા કરેલી છે.

સરખામણી સર્વદા અપ્રિય છે. એટલે હું આ સંબંધમાં વધારે કહીશ નહી, માત્ર એટલું જ કહીશ કે સ્ત્રી શીક્ષણ માટે મારી સલાહ કોઇ માગે, તો તેને હું બીજી કોઇ પણ સંસ્થામાં જવા કરતાં, જે વિદ્યાપીઠનો આપણે રજત મહોત્સવ ઉજવી રહ્યા છીએ, તે વિદ્યાપીઠનો આશ્રય લેવા આગ્રહ કરીશ. ( તાળીઓ )

સ્ત્રી પુરૂષની સમાનતા એ બહુ ચર્ચાયલા પ્રશ્નમાં હું ઉતરવા માગતો નથી. સમાનતાનો સ્વીકાર અગર સ્ત્રીઓની શ્રેષ્ઠતાનો પણ સ્વીકાર કરીને, આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે સ્ત્રી અને પુરૂષ સરખા બન્ને માનવ વિભાગોના પ્રાકૃતિક ધર્મોમાં ફેર તો છે જ. એ ફેરનો સ્વીકાર કરવો એ જ વ્યવહાર ન બનવામાં આપણે ઘણીવાર આપણા ઉદેશને અને આદર્શને ધક્કો પહોંચાડીએ છીએ. એટલે આ ભેદનો સ્વીકાર કરી ગોઠવાયેલો કાર્યક્રમ મને બહુ ઉપયોગી લાગ્યો છે. અને તે આબાપો, શિક્ષણ શાસ્ત્રીઓ તથા કેળવણીકારોના ધ્યાન ઉપર લાવવાની હું રજા લઉં છું.

### અભિનંદન-આશીર્વાદ

અંતમાં હું આ નાથીબાઈ વિદ્યાપીઠને વડોદરા મહિલા પાઠશાળાને અને રજત મહોત્સવ શક્ય બનાવનાર સૌ ભાઈબહેનોને અભિનંદન આપું છું, આ પાઠશાળા તથા વિદ્યાપીઠ લાંબુ ઉપયોગી જીવન પસાર કરે એવી અભિલાષા સેવું છે અને એ વિદ્યાપીઠમાંથી બહાર પડેલી બહેનો, પવિત્ર, સંસ્કારભર્યું, દેશઉપયોગી કાર્ય કરતી રહે! એવી આશીષ આપું છું. ( તાળીઓ )

( ૨ )

## અમદાવાદમાં શ્રી. વિદ્યાબહેનનું ભાષણ

સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠ જોઇએ કે નહીં એ પ્રશ્ન બાજુ પર મૂકીને એટલું તો કહી શકાય કે સરકારે સ્થાપેલી યુનિવર્સિટીમાં વર્ષો બાદ જણાએલી ત્રુટીઓ પૂરવાનો પ્રયત્ન કરવા માટે પણ એક સ્વતંત્ર સંસ્થાની જરૂર તો હતી જ. મુખ્યત્વે માતૃભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાનો ભારે અખતરો બીજું કોઇ કરી શકે તેમ નહોતું તેમ જ કેટલાક વિષયો જેવા કે સંગીત, ચિત્રકલા વગેરેને આપણા પ્રાન્તની યુનિવર્સિટી કદી સ્થાન આપી શકત નહીં—હજી પણ ઘણા પ્રયાસો છતાં અપાતું નથી. આ બધી મહત્વની વસ્તુઓ તરફ ખાસ લક્ષ આપવામાં આ સંસ્થાનું વિશિષ્ટત્વ છે.

આ વિદ્યાપીઠ સને ૧૯૧૬ માં સ્થપાઈ અને ત્યાર પછી ચાર વર્ષે સને ૧૯૨૦ માં અમદાવાદમાં તેને જોડાઇને મહિલા પાઠશાળા કાઢવામાં આવી એ પાઠશાળા તરફથી પોતાની વિદ્યાપીઠનો રજતમહોત્સવ આજે ઉજવાય છે એ પ્રસંગ પાઠશાળાનાં સંસ્થાપકોને મન આનંદનો અવસર ગણાય. શ્રીમતી શારદાબહેન મહેતા, ડૉ. સુમંત મહેતા, શ્રી. ઇન્દુલાલ યાનિક વગેરે ભાઇ બહેનોના ઉત્સાહ અને પ્રયત્નથી પાઠશાળા શરૂ થઇ હતી. સ્વ. રા. બા. લાલશંકર ઉમીયાશંકરના ફંડના વ્યવસ્થાપકોએ એ પાઠશાળાને યથાશક્તિ સહાયતા કરવાથી એ ચાલુ રહી શકી છે.

હજારોનાં મકાનો બાંધી તેના ઉપર રૂપીઆ લઇ તે મકાનોનાં ખર્ચ પૂરાં પાડવાની

હિંમત કે શક્તિ આ સંસ્થાના સંચાલકોની નહોતી અને નથી. મધ્યમ પદ્ધતિથી એટલે કે Mcderate માર્ગે જેમ ચાલે તેમ ચલાવવું એ ધોરણ રાખેલું છે એટલે બહારનાંની નજર આકર્ષે એવું કાંઇ કરી શકાયું નથી. પરંતુ અહીંની પાઠશાળામાંથી આજ સુધીમાં સવાસો સ્ત્રી ગ્રેજ્યુએટો તૈયાર થઈ છે. તે બહેનો આ કૉલેજ અગર યુનિવર્સિટી ન હોત તો કદી પણ ઊંચી કેળવણી લઇ શકી ન હોત એ ચોક્કસ છે. ઘણાં માબાપો પોતાની છોકરીઓને છોકરાઓ સાથે ભણાવવા રાજી નથી હોતાં. તેમને માટે પણ આ એક દ્વાર બન્યું છે.

આપ સર્વેને વિદિત છે કે આ યુનિવર્સિટીમાં માતૃભાષા દ્વારા તમામ શિક્ષણ અપાય છે છતાં અંગ્રેજી ભાષા ફરજીઆત વિષય છે અને તેમાં મુંબાઈ યુનિવર્સિટીના ક્રમને બનતા સુધી અનુસરવામાં આવે છે. અંગ્રેજી લખવું અગર બોલવું એ જો કસોટી કે સ્ટેન્ડર્ડ ગણાય તો તે ધોરણ અહીં સંતોષકારક નહિ જણાય, પરંતુ અંગ્રેજી સાહિત્યના ઉચ્ચતમ પુસ્તકોનો અભ્યાસ કરી શકાય એ હેતુથી એ ભાષા શીખવાની આવશ્યકતા સ્વીકારીએ તો તે આ યુનિવર્સિટી કરી શકે તેમ છે.

આ પાઠશાળા બાવીસ વર્ષથી ચાલે છે. આખા ગુજરાતમાંથી એમાં અભ્યાસ કરવા બહેનો આવે છે. તથાપિ એને પોતાનું મકાન કે છાત્રાલય નથી એ અમારો ખેદ છે. અમે પ્રયત્ન ક્યાં કરીએ છીએ પરંતુ સફળ થયાં નથી. અમારા કાર્યકરો શ્રદ્ધા ઉપજાવી નથી શક્યા એ સંસ્થાનું કમનસીબ છે. અગર અમારા કાર્યકરો પાસે એવી ચાવીઓ નથી કે જેને જોરે શ્રીમંતોની થેલીઓ ખોલાવી શકે–અમારા સંચાલક મંડળમાં જોડાતાં પણ ધનવાનો અચકાય છે. કારણ કે આ ગરીબ સંસ્થા છે અને ધનની સહાયતાની જરૂર તેને રહે છે. આપણા ગરીબ દેશમાં ગરીબ સંસ્થાને શરમાવાનું કાંઇ નથી. નાના પાયા પર જે બને તે કરવા માટે સજ્જ થવું એ સંચાલકોનો ધર્મ છે. આ સંસ્થાને પગભર કરવા માટે ઇશ્વરે જેમને સંપત્તિ આપી છે, તેમને અમારી આગ્રહભરી વિનંતિ છે. સંસ્થામાં ખામીઓ હશે તે તેમના સહકાર અને સલાહથી દૂર થશે–તેનાથી અલગ રહેવાથી નહીં.

અમારી શ્રદ્ધા સંસ્થામાં ભણનાર બહેનો પર સૌથી વધારે છે. એઓ બહાર નીકળી સંસ્થાનું નામ ઉજ્જવલ કરશે તો તેની કીર્તિ આપોઆપ વધશે. આજ કેટલાંએ આમાંથી નીકળી પ્રજાહિતનાં કામો કરે છે એ અમારા ગર્વનું કારણ છે. સરકારી કૉલેજો કરતાં અહીંનું વાતાવરણ રાષ્ટ્રીયતાનું પોષક છે એ દેખીતું જ છે. તે ઉપરાંત અમારા અધ્યાપકો પણ અમારા કાર્યના સ્તંભરૂપ છે. એમની લાયકાત અને શિક્ષણના પ્રમાણમાં તેમને કાંઇ વેતન મળતાં નથી. બીજાં ખાતાંમાં અગર બીજી શિક્ષણસંસ્થાઓમાં ત્રીસ વર્ષ પૂર્વે તેઓ જોડાયાં હોત તો આજે પાંચસો કે હજાર રૂપીઆ મહીને કમાતા હોત પરંતુ ઉચ્ચ આદર્શને વળગી રહેવાની તેમની દઢ માન્યતા ખરેખર ધન્યવાદને પાત્ર છે. અધ્યાપકો અને વિદ્યાર્થિનીઓ એ બંને ઉપર મદાર રાખી આ કાર્ય ચલાવાયું છે અને ભવિષ્યમાં કોઇ મોટાં દાન નહિ મળે તો ગરીબડી રીતે પણ આ સંસ્થા પોતાનું કામ નીભાવે જાય એવી પરમાત્મા પાસે યાચના છે.

# પરિવર્તન

લેખક :
શ્રી. રમેશ દેસાઇ

એને બધા ખુબ માન આપતા. એ કોલેજમાં પણ આદર્શવાદી યુવતિ ગણાતી. એ જ્યારે ખાદી પર વિવેચન કરતી ત્યારે એના બધા મિત્રો આવતી કાલથી ખાદી પહેરવાનો અચુક નિશ્ચય કરતા. એ જ્યારે જવાહરલાલના ગુણોનું બ્યાન કરતી ત્યારે શ્રોતાઓ મંત્રમુગ્ધ થઇ જતા.

એવી એ યુવતિ હતી. એને માટે બધા ઉંચી આશાઓ રાખતા. બધા એકી અવાજે કબુલ કરતા કે 'પન્ના એક મહાન સ્ત્રી થશે.'

*

પન્ના પર બાળપણથીજ દેશભક્તિના સંસ્કારો પડ્યા હતા. હિંદમાં આવીને ગાંધીજીએ પાંચસો અનુયાયી મેળવ્યા હસે ત્યારથીજ પન્નાના માતાપિતા ગાંધીજીના પુજારી બન્યા હતા.

પન્ના દોઢેક વર્ષની હશે ત્યારે તેણે ગાંધીજીના વસ્ત્ર ઉપર પોતાનો કોમળ હાથ મુકી એમને પુછેલું કે 'આ ડાડી છે?' ગાંધીજી આ પ્રશ્નથી ખુબ ખુશ થએલા. એમણે સ્મિત સાથે પન્નાની માતાને કહ્યું હતું કે 'આ બાલીકા મહાન થવા સર્જાઇ છે.'

પન્ના આ વાત સંભારી પોતાની બ્હેનપણીઓ આગળ ગર્વ લેતી હતી.

પન્નાની ઉમ્મર વધતી ગઇ. સાથે સાથે રાષ્ટ્રભક્તિનો જુવાળ ચઢતો ગયો. ૧૯૩૦ના સત્યાગ્રહનો સમય આવ્યો. ૧૧ વર્ષની પન્ના ખુબ ઉત્સાહથી પ્રભાતફેરીઓમાં જતી. સરખી સહીઅરોની પ્રભાતફેરીઓ યોજતી અને પાર પાડતી. મોટી મોટી સભાઓમાં પણ પન્ના રાષ્ટ્રગીતોની છોળ ઉડાડતી.

ત્યાર પછી જ્યારે લાગ મળે ત્યારે રાષ્ટ્રને સેવા આપવા તૈયાર રહેતી.

૧૯૩૭માં જવાહરલાલે ગુજરાતનો પ્રવાસ આદર્યો હતો. તે વખતે પણ પન્ના સ્વયં-સેવિકાદળમાં જોડાઇ ગઇ હતી. તેની સેનાપતી તરીકે નિમણુંક થઇ હતી.

જવાહરલાલ શહેરમાંથી જવાના હતા ત્યારે એમની સાથેજ વિદાય કરવા ત્રણ સ્ટેશન સુધી ગઇ હતી.

"તમને ઇતિહાસનું કયું સ્ત્રી-પાત્ર સૌથી વધારે ગમે છે?" જવાહરલાલે પન્નાને પુછ્યું.

"ઝાંસીની શુરવીર રાણી લક્ષ્મીબાઇ" પન્નાએ ઉમળકાભેર જવાબ દીધો.

જવાહરલાલ ખુશ થઇ ગયા.

આ વખતે પન્ના કોલેજના પ્રિવિયસના કલાસમાં આવી ગઇ હતી.

*

પન્ના હવે નિબંધો લખતી. એના ભાઇ સૌરભ પાસે બેસી નિબંધો વાંચતી. સૌરભ પન્ના કરતા પાંચ વર્ષ નાનો હતો. સૌરભ રસપુર્વક તે નિબંધો સાંભળી તેના પર ટીકા કરતો. પન્નાના નિબંધના વિષયો હતા; "હિંદી સ્વરાજ્ય", "વિશ્વ બંધુતાની ભાવના", "પાછળું સ્વાતંત્ર્ય યુદ્ધ"......

એવામાં સ્ત્રી મંડળ તરફથી 'હિંદની આબાદી' ઉપર નિબંધ લેખનની હરીફાઇ હતી. પન્નાએ પહેલું ઇનામ મેળવ્યું. એણે લખેલું કે:

"કોઇ પણ દેશની આબાદીનો આધાર એ દેશની આર્થિક સ્થિતિ પર છે.

'આ રીતે જોતાં હિંદની આર્થિક સ્થિતિ સુધારવી હોય તો ખાદી વાપર્યા શિવાય છૂટકો નથી.'

આ એના નિબંધનો ટુંકસાર હતો. સૌરભની છાતી આ વાંચી ગજગજ ઉંચી આવતી.

પન્નાનું વાંચન પણ વિશાળ હતું. તેને સામ્યવાદી પુસ્તકો વાંચવા ગમતા—જાતે ગાંધીવાદમાં માનતી છતાં ટ્રોટસ્કીનું 'લીટરેચર એન્ડ રેવોલ્યુશન' એને કંઠસ્થ હતું. 'ફુલછાબ'નો "નવી દુનિયા" અંક વાંચી સંભળાવતી ત્યારે સૌરભની આંખોમાં નવી રોશની ચમકતી.

*

પન્નાનાં માબાપ બીજી જ ગડમથલમાં હતાં. પન્ના હવે ઉંમર લાયક થઇ હતી. તેણીને પરણાવવા માટે માતાપિતાને ઉત્કંઠા થઇ હતી.

પન્નાને ખુશમીજાજમાં જોઇ એક દિવસ તેની માએ કહ્યું. "આ પંકજ કેવો સારો છોકરો છે! પાસો એલ. એલ. બી. થયો છે માબાપ પૈસાદાર છે..."

વાક્ય પુરું થતા પહેલાં પન્ના ઉઠી ગઇ. તે વાતનો મુદ્દો સમજી ગઇ. એને મન પંકજ બાયલો લાગતો. એને તો આદર્શની ઝંખના કરતો, પોતાના દેશસેવાના કામમાં ઉત્સાહ આપે એવો પતિ જોઇતો હતો.

થોડા દિવસો સુધી માએ વિવાહ સંબંધી કંઇ જ શબ્દો ન ઉચ્ચાર્યા. પન્ના થોડા દિવસો સુધી ઘેર જ બેસી રહી.

પણ થોડા દિવસો પછી વિદ્યાર્થિ મંડળ તરફથી વિદ્યાર્થિનીઓની પરીષદમાં એને ભાષણ આપવાનું હતું. એના ભાષણમાં બાહ્ય કૃત્રીમતા ન હતી. સાદા શબ્દોમાં પણ તેણીએ સરકારની સખ્ત ઝાટકણી કાઢી હતી.

થોડા વખતમાં જ પન્ના પાછી શહેરના જાહેર જીવનમાં મુખ્ય વ્યક્તિ બની ગઇ.

એવામાં નવરાત્રીના ઉત્સવના ગરબાઓ આવ્યા. તે પોતાના લત્તામાં જે ગરબાઓ ગાતી તેમાં હિંદવાનો પ્રત્યે હમદર્દી હતી. એના ગરબાઓમાં ગાંધીજીની જીવનકથા વણાયલી હતી.

*

માએ ફરીથી પન્ના પાસે લગ્નની માંગણી કરી. પન્નાએ માબાપને આશ્ચર્યમાં નાંખી હા પાડી.

એનો વર મહેન્દ્ર ઇંગ્લેન્ડ જઇ એમ. એ. થઇ આવ્યો હતો. એ જાતે સમાજવાદી હતો. એના ક્રાંતિકારક વિચારોને લીધે સરકારે એને I. C. S. ની પરિક્ષામાં બેસવાની મનાઇ ફરમાવેલી એથી એમ. એ. થઇ સંતોષ મેળવેલો.

અત્યારે મહેન્દ્ર કોઇ એક વિમા કંપનીમાં ૨૦૦–૨૫૦ ના મામુલી પગારે નોકરી કરતો.

પન્ના સુધારાવાદી હતી. મહેન્દ્ર ક્રાંતિકાર હતો. બન્નેએ લગ્નના ખર્ચાળ ધાંધલને તિલાંજલી આપી. સમાજે સાદાઇ ભર્યું લગ્ન અપનાવી લીધું. સામયિકોના તંત્રીઓએ આનંદથી વધાવી લીધું.

*

લગ્ન થયા પછી એકાદ મહીને સૌરભ પન્નાને ત્યાં ગયો, પન્ના અને મહેન્દ્ર 'Birth of a baby' જોવા ગયા હતા.

સૌરભ પન્નાના ટેબલ પાસે ગયો. ખાનામાંથી એક નિબંધ વાંચવા માંડયો:

"દરેક કુટુંબના સુખનો આધાર પતિ-પત્ની વચ્ચેના સંપ ઉપર રાખે છે."

સૌરભને આંખે અંધારાં આવવા માંડયાં એને પોતાની જાતનું ભાન રહ્યું નહિ. હજી તો ગઇ કાલે જ પન્નાએ લખ્યું હતું: "દરેક દેશની આબાદીને આધાર આર્થિક સ્થિતિ પર છે." હજી ગઈ કાલે જ પન્ના રાષ્ટ્રિય જીવન પર વિવેચન કરતી.

...અને આજે ! એનું રાષ્ટ્રિય જીવન દાંપત્ય જીવનમાં સમેટાઇ ગયું.

તે વખતે પન્ના Birth of a baby ની ફીલ્મ જોઇ રહી હતી !

સૌરભને હવામાં અનેક ભુતાવળો તાંડવ નૃત્ય કરતી દેખાઇ રહી હતી.

# વીરસિંહ............અને.........સુન્દરબાઇ*

લેખક : શ્રી. કૃષ્ણરાવ મોહિલે

તીર અને તલ્વારનો જમાનો હતો. માનવીનાં હૈયે હૈયે રેલાતાં હતાં, સ્નેહ અને શૌર્યનાં પૂર. કેશરીસિંહ શૈલમાં રાજ્ય કરતા હતા. એમને હતી એક સુંદરબાઇ નામે દિકરી. સુન્દરબાઇએ સંસ્કૃત સાહિત્યનો સારો અભ્યાસ કર્યો હતો. એટલું જ નહિ, પરંતુ તે એક હિંમતી, શૂર અને ઉદારવૃત્તિવાળી સ્ત્રી હતી. એ જમાનામાં, સૌન્દર્યમાં એ અજોડ લેખાતી. નામ પ્રમાણે જ એની મૂર્તિ પણ સુન્દર હતી.

વિદ્વાન હોવાં છતાં, એને વિદ્વત્તાનું અભિમાન ન હતું. એક દિવસ એ પોતાની સખીઓ સાથે બાગમાં રમતી હતી. બાગના મધ્ય ભાગમાં સુન્દરબાઇનો મહેલ આવ્યો હતો. ઘટાદાર ઝાડો સૂર્યકિરણને આવતાં ત્યાંના ત્યાં જ અટકાવતા હતા; સુવાસીત પુષ્પોથી આખોય બાગ મઘમઘી રહ્યો હતો; ફળફુલોથી વૃક્ષો ઝૂકી રહ્યા હતા–ગ્રીષ્મ ઋતુ હતી. બપોરનો સમય મહેલમાં ગાળી, સુન્દરબાઇ સંધ્યાકાળે સખીઓ સાથે બાગમાં રમવા આવી.

એ વખતે વલ્લભીપુરનો રાજકુમાર, વીરસિંહ બાગમાં અચાનક આવી ચઢ્યો. વીરસિંહ શિકારે નીકળ્યો હતો અને વનમાં શિકાર પાછળ દોડતાં દોડતાં સાથીઓથી એ વિખુટો પડ્યો. સખ્ત તડકાથી અને મુસાફરીથી એ થાકી ગયો હતો, એટલે આવ્યો બાગમાં વિરામ લેવા. એક ઝાડના છાંયડા નીચે એણે સારી જગ્યા જોઇ; ઘોડા ઉપરનું કપડું નાંખ્યું અને એ ઉપર આરામ કરતો પડ્યો. અચાનક એણે કોઇના ગાવાનો અવાજ સાંભળ્યો. ઘડીવાર એનો થાક ઉતરી ગયો હોય એમ એને લાગ્યું. એને પણ સંગીતનો શોખ હતો. એ ઉઠ્યો અને અવાજની દિશામાં ચાલવા લાગ્યો. ઝાડની ઘટામાંથી એણે જોયું; છોકરીઓનો વૃંદ આનંદ માણી રહ્યો હતો. એમના કંઠમાંથી મધુર સંગીતના ઝરણા ઝરતા હતા. એ થોભ્યો ત્યાં જ અને બેઠો ઝાડના ઓથે સંગીત સાંભળતો.

સંગીત બંધ થયું અને છોકરીઓ ચડી વાતોના રંગે.

" હું તો લગ્ન કરીશ કે મારા પતિને એવો હાથમાં લઇશ કે પતિપત્નીનો ભેદ ભૂલી જશે. બાકી પુરૂષો તો પત્નીને ગુલામડી તરીકે જ ગણે છે. અને છતાં પત્ની સિવાય પુરૂષ નિરૂપયોગી છે. " એક છોકરી બોલી.

" ખરેખર ! એમ જ છે. હું તો વલ્લભીપુરના રાજકુમાર સાથે લગ્ન કરવાની છું. એને એવો તો પ્રેમઘેલો કરીશ કે જગતની અન્ય વસ્તુ એ જોઇ જ ન શકે. અને જો કદાચ મારી ઇચ્છા પ્રમાણે એ મારી સાથે વર્તન ન રાખે તો હું પણ એને બતાવી આપીશ કે શક્તિ અને શૌર્યમાં તો સ્ત્રીઓ પણ પુરૂષોની બરાબરીમાં ઉતરી શકે. પછી તો એ શરમાશે; મ્હારી પ્રત્યે પ્રેમ અને માન એના હૃદયમાં ઉત્પન્ન થશે. " રાજકુમારી બોલી અને મીઠું હસી.

" પણ કુમારીજી ! કદાચ તમારા પતિ બીજી પત્ની કરે તો ! " ત્રીજી છોકરી બોલી.

પોતાનું નામ સાંભળી વીરસિંહ એમની વાત ઉપર બરાબર લક્ષ્ય આપતો હતો. એણે જાણ્યું કે બીજી છોકરી સુન્દરબાઇ હોવી

* C. A. Kincaid ની Birsing and Sundarbai ઉપરથી.

જોઈએ. એને લાગ્યું કે એ જગ્યાએ વધારે વખત રહેવું ઉચીત ન હતું એટલે તરત જ એ ફર્યો. પાછાં ફરતાં ઝાડના ઓથે રહી એણે સુન્દરબાઈને જોઈ; એના સૌન્દર્યથી એ અંજાઈ ગયો; એની છબી હૃદયમાં બિરાજી. વિચારમાં ને વિચારમાં રાજકુમારે ઘોડા ઉપર સામાન મૂક્યો અને બાગમાંથી બહાર ચાલી નીકળ્યો. કેટલાક માણસો એને રસ્તામાં સામા મળ્યા. એમને પૂછી એણે ખાત્રી કરી કે આ મહેલ સુન્દરબાઈનો જ હતો. એણે સુન્દરબાઈ સાથે લગ્ન કરવા નિશ્ચય કર્યો.

વીરસિંહ પોતાના મહેલે આવ્યો. રાજકુમારના મિત્ર મારફત રાજાએ જાણ્યું કે વીરસિંહનો વિચાર સુન્દરબાઈ સાથે લગ્ન કરવાનો છે. શૈલ અને વલ્લભીપુરનાં રાજ્યો બરાબરીયા હોવાથી વીરસિંહના લગ્ન સુન્દરબાઈ સાથે થાય એમાં રાજાને કોઈપણ જાતનો વાંધો નહોતો. એણે કેસરીસિંહ પાસે સુન્દરબાઈનું વીરસિંહ માટે માગું મોકલ્યું. કેસરીસિંહને તો આવો સારો જમાઈ મળવાથી આનંદ આનંદ થયો. સુન્દરબાઈની તો ઈચ્છા હતી જ. એટલે કેસરીસિંહે માગું કબૂલ કર્યું. ઘણી ધામધૂમથી વીરસિંહ અને સુન્દરબાઈનાં લગ્ન થયાં. સુન્દરબાઈ વીરસિંહના મહેલમાં આવી.

સુન્દરબાઈ પોતાના શબ્દો સાચા કરે છે કે નહિં એ જોવા વીરસિંહે વિચાર કર્યો હતો. અને એથી જ એ લગ્ન થયા પછી સુન્દરબાઈના મહેલે કોઈપણ દિવસ ગયો નહિં. સુન્દરબાઈને પતિના આ વિચિત્ર વર્તનથી અજાયબી લાગી; એની દાસીઓ અને સખીઓને દુઃખ અને આશ્ચર્ય ઉત્પન્ન થયું. સુન્દરબાઈએ હિંમતથી અંતરની લાગણી છૂપાવી રાખી. એને ન આવ્યો ગુસ્સો કે ન થયું દુઃખ.

કેટલાક માસ આ પ્રમાણે વીત્યા.

" રાણીજી ! આજ નૂતન વર્ષનો શુભ દિવસ છે. મંદિરમાં આનંદઉત્સવ થશે. તમે આવશો ? બહુ મઝા પડશે હોં ! " એક દાસીએ સુન્દરબાઈને જણાવ્યું.

સુન્દરબાઈ તૈયાર થઈ અને મંદીરે જવા નીકળી.

વ્હેલી સવારનાં, સુન્દરબાઈ ભારે રસાલા સાથે, દરબારી ભભકામાં, પોતાની સખીઓ સાથે મંદીરે ગઈ. એના આગમન વખતે મંદીરમાં કોઈપણ પુરૂષ પ્રવેશે નહિં એવી સાવચેતી લેવામાં આવી હતી. સુન્દરબાઈ મંદીરે ગઈ છે એ બાતમી વીરસિંહને મળતાં, એ પણ પોતાના માણસો સાથે સુન્દરબાઈ ન જાણે એ પ્રમાણે મંદિરે ગયો. મંદિરમાં જઈ સુન્દરબાઈ શું કરે છે એ જોવા એને મન ઉત્કંઠા થઈ. વીરસિંહને કોઈએ અટકાવ્યો નહિં.એ પણ આવી ઉભો, જ્યાં આગળ સુન્દરબાઈ પાર્વતીને આરાધતી હતી ત્યાં; એની પાછળ.

" દેવી ! મારા પતિ ઉપર કૃપાદૃષ્ટિ રાખજે. " એ બોલી.

છૂપાએલી જગ્યાએથી નીકળી, વીરસિંહ સુન્દરબાઈની સામે આવી ઉભો. પાર્વતીને વંદન કરી એણે માથું ઉંચું કર્યું કે બંનેની આંખો મળી. વીરસિંહને જોઈ એને નવાઈ લાગી.

" તારા બાગમાં બોલી હતી તે આ પ્રમાણે જ તારા પતિને બળ અને શૌર્યથી, શું જીતવા માગે છે ? " એણે ટકોર કર્યો.

સુન્દરબાઈને લાગ્યું કે એણે એમની વાત સાંભળી હોવી જોઈએ. " પ્રભુ ! સ્ત્રીઓ તો મૂર્ખ હોય છે. એમના શબ્દોની શી ગણના હોય છે ! મારા શબ્દ ઉપર લક્ષ ન આપતાં એને માફ કરો. " સુન્દરબાઈએ હાથ જોડી વિનંતી કરી.

" જ્યાં સુધી તું તારા શબ્દો સાચા કરી ન બતાવે ત્યાં સુધી, ન મળે તને મારી કે ન મૂકું હું પગ તારા મહેલમાં. " માથું ધુણાવતા એ બોલ્યો અને પાછો ફર્યો. એ ચાલી નીકળ્યો.

સુન્દરબાઇને અસહ્ય દુઃખ થયું. કેટલીક ક્ષણ સુધી એની તરફ એ જોતી ઉભી રહી. એણે વિચાર્યું કે એનો સ્નેહ મેળવવો હોય તો એણે પોતાના બળ અને શૌર્યની ખાત્રી કરી આપવી જોઇએ. પાર્વતીની આરાધના પૂરી કરી એ ઘેર આવી.

ઘણા દિવસ અને રાત સુધી વિચાર કર્યો પણ શું કરવું એ એને ના સૂઝ્યું. છેવટ એણે નાસી છૂટવાનો વિચાર કર્યો. કદાચ પાર્વતીની કૃપાથી એવો યોગ આવી જાય કે એ પોતાનું શૌર્ય અને શક્તિ દર્શાવી શકે. પરંતુ નાસી જવું મુશ્કેલ હતું. પોતાના પિતા કેસરીસિંહે આપેલી વીંટી દાસીને આપતાં એણે કહ્યું, " લે, આ મારા પિતાજીને આપજે અને કહેજે કે આ વીંટીમાંનું રત્ન ઢીલું થયું છે એને બરાબર કરી આપાવો. " દાસી શૈલમાં આવી અને કેસરીસિંહને સુન્દરબાઇની વીંટી આપી અને સન્દેશો કહ્યો.

કેસરીસિંહે વીંટી જોઇ. એને શંકા થઈ કંઇક આફત આવી છે. બક્ષીસ આપી દાસીને વિદાય કરી. એણે વીંટીનું રત્ન કાઢ્યું એની નીચે એક કાગળ હતો. એમાં લખ્યું હતું— " પિતાજી ! જ્યારે મેના પોપટ વઢતાં હોય ત્યારે એમને એક પિંજરમાં રાખવા યોગ્ય નથી. એક દિવસ હું મ્હારી સખીઓ સાથે આપણા બાગમાં બેઠી હતી. એ વખતે મ્હારાથી બોલી દેવાયું કે હું વીરસિંહ સાથે લગ્ન કરીશ. મ્હારા શૌર્યથી અને બળથી હું એને મ્હારા સ્નેહમાં ઘેલો કરીશ. આ શબ્દો વીરસિંહે સાંભળ્યા લાગે છે અને એથી જ હું આફતમાં આવી છું. હવે મ્હારા માટે પુરૂષનો પોષાક અને સફેદ ઘોડો મોકલાવશો. પરંતુ સાવચેતી રાખજો કોઇ એ વાત જાણે નહિ. "

કેસરીસિંહ વિચારમાં પડ્યો—" પુરૂષનો પોષાક અને ઘોડો મોકલવો સહેલ છે પણ કોઇ જાણે નહિ એ શી રીતે બને ! " એ મનમાં જ બોલ્યો. એને એક વિચાર આવ્યો. ઘણી મહેનતથી અને ખર્ચથી એણે પર્વત ઉપરથી સુન્દરબાઇના મહેલમાં એક ભોંયરું ખોદાવ્યું અને પુરૂષનો પોષાક અને સફેદ ઘોડો મોકલ્યો. સુન્દરબાઇને ઘણો જ આનંદ થયો. પુરૂષનો પોષાક પહેરી, ઘોડેસ્વાર થઇ એ ન્હાસી ગઇ રાજમહેલમાંથી. એનાં ન્હાસી જવાની વાત કોઇ જાણે નહિ એવી સખ્ત તાકીદ એણે સખીઓને અને દાસીઓને આપી.

એ વાતને બે દિવસ વિત્યા. એક રૂપાળો તરૂણ યુવક વલ્લભીપુરની રાજસભામાં આવી ઉભો રહ્યો. મહારાજા અને અન્ય દરબારીઓ આ યુવકનું ઘાટિલું શરીર અને રૂપ જોઇ અંજાયા.

" તમે કોણ છો ? ક્યાંથી આવો છો ?" રાજાએ પ્રશ્ન કર્યો.

" મ્હારૂં નામ રત્નસિંહ છે. " પેલા યુવકે ટૂંકમાં જ જવાબ આપ્યો.

" ક્યાંથી આવો છો તમે ? "

" મહારાજ ! મ્હારા પિતા સાથે મ્હારો અણબનાવ થયો છે એટલે મ્હારા પિતાનું કે દેશનું નામ હું ન કહી શકું. આપ જે કામ સોંપશો એ કરવા હું તૈયાર છું. એક વખત શૌર્ય અને બળ દર્શાવવાનો મને પ્રસંગ આપો આપની સેવા હું બરાબર બજાવીશ. "

યુવકના હિંમતભર્યા શબ્દોથી અને વર્તનથી રાજાને અત્યંત આનંદ થયો. પોતાના સરદારોમાં એને રાખ્યો. રત્નસિંહે આભારપૂર્ણ સલામ કરી. જો કે યુદ્ધમાં પોતાનું શૌર્ય દેખાડવાનો પ્રસંગ રત્નસિંહને ન મળ્યો કિન્તુ શિકાર કરવામાં કે ઘોડેસ્વારીમાં એ બીજા સરદારોને પાછળ નાંખતો. એથી વીરસિંહને રત્નસિંહ માટે અત્યંત સ્નેહ અને માન ઉત્પન્ન થયું. દિવસે દિવસે એમની મૈત્રી વધવા લાગી. હવે તો વીરસિંહ પોતાની ખાનગી વાતો પણ એને કહેતો. રત્નસિંહ કોણ હતો એની એને કલ્પના પણ ન આવી.

સુન્દરબાઇ વિષે રોજ રોજ એ કલાકોના કલાક સુધી વાતો કરતા.

" કુમાર! પણ તમારે એમ ન કરવું હતું. એને બિચારીને કેટલું દુઃખ થતું હશે!" રત્નસિંહ હસતાં હસતાં બોલ્યો.

" એના માટે મને સ્નેહ નથી એમ નથી. રતન! એના સિવાય મને બીજી કોઇ પણ વસ્તુ પ્રીય નથી. એના સિવાય બીજી કોઇ સ્ત્રી સાથે હું લગ્ન પણ કરવાનો નથી. પરંતુ મારે જોવું છે કે એ પોતાના બોલેલા શબ્દો સત્ય કરે છે કે નહિ. ખરી ક્ષત્રિયાણી હશે તો જરૂર એનું પાણી બતાવશે." વીરસિંહે જણાવ્યું. રત્નસિંહ માત્ર હસ્યો; પણ કંઇ બોલ્યો નહિ.

કેટલાક દિવસ પછી એક વિકાળ સિંહે વલ્લભીપુરમાં કાળો કેર વર્તાવ્યો. એ વલ્લભીપુરની આસપાસ આવતો અને રોજ એકાદ બે માણસ મારતો. ઘણા સરદારોએ એને મારવા અનેક પેરવીઓ કરી પણ કોઇને એને મારવાનો યશ મળ્યો નહિ. અને સિંહનો ત્રાસ તો દિવસે દિવસે વધવા જ લાગ્યો. રાજાએ છેવટ રત્નસિંહને એ સિંહને મારવા આજ્ઞા આપી. રત્નસિંહ તો આવા પ્રસંગની રાહ જ જોતો હતો; એટલે રાજાની આજ્ઞા મળતાં એને અપૂર્વ આનંદ થયો. એણે લોઢાનો એક માણસ બનાવવા હૂકમ આપ્યો. જ્યાં એ સિંહ આવતો અને માણસ મારતો તે જગ્યાએ એ લોઢાનું પૂતળું મૂકાવ્યું. રાતના સિંહ આવ્યો. લોઢાના પૂતળાને માણસ ધારી એના ઉપર એણે તરાપ મારી. રત્નસિંહ છૂપાઇ રહ્યો હતો તે બહાર આવ્યો અને તલવારના એકજ ઘાથી સિંહનું માથું ઉડાવ્યું. સિંહના શરીરને ઘેર લઇ આવ્યો અને કોટ નીચે મૂક્યું. એ સૂઇ ગયો.

વીરસિંહને મીત્રની ચિંતા થતી હતી. એને આખી રાત ઊંઘ પણ ન આવી. સવારે એ વહેલો ઉઠી, રત્નસિંહને મળવા ગયો. સિંહના મૃત શરીરને જોઇ વીરસિંહને ઘણો જ આનંદ થયો. તરત જ એ રત્નસિંહને રાજા કને લઇ ગયો; અને બધી વાત રાજાને જણાવી. રાજા પણ ખુશ ખુશ થયો. એણે રત્નસિંહને માનનો ઝભ્ભો અને એક ગામ ઇનામ આપ્યું.

એ વાતને લગભગ એકાદ વર્ષ થયું હશે. રત્નસિંહને સાથે લઇ રાજા શિકારે નીકળ્યો. કેટલાક જાસુસોએ પાસેના શત્રુ રાજાને એની ખબર આપી. એ શત્રુ રાજાએ રાજા શહેરમાં ન હોવાનો લાભ લીધો અને વલ્લભીપુર કબ્જે કર્યું. વીરસિંહ માંદો હોવાથી રાજા સાથે શિકારે ગયો ન હતો, પેલા રાજાએ વલ્લભીપુર પચાવી પાડ્યું અને વીરસિંહને કેદ કર્યો. વલ્લભીપુરના દરવાજા બંધ થયાં અને દરવાજે દરવાજે ચોકી પહેરા મૂકાયા.

વીરસિંહના પિતાને જ્યારે એની જાણ થઇ ત્યારે એને ઘણું જ દુઃખ થયું.

" આહ! વીરસિંહ! બેટા! શત્રુઓ તને મારશે હવે. તારા સિવાય હું શી રીતે જીવી શકીશ? રાજ્ય તો ફરી મળશે પણ તું...હાય! બેટા!" રત્નસિંહે રાજાના આ શબ્દો સાંભળ્યા.

" બાપજી સાહેબ! દુઃખ મા કરશો. ધીરજ રાખો. સૌ સારૂ થશે. વીરસિંહનો વાળ પણ વાંકો ન થવા દઉં. વલ્લભીપુર પણ પાછું મળશે."

" રતન! રતન! તારૂં ધૈર્ય અગાધ છે; તું પણ અજબ છે. પરંતુ તને એકાદ દિકરો હોત અને આવી આફત આવી હોત તો તને ખબર પડી હોત કે પુત્રના ઉપર સંકટ પડતાં પિતા કેટલું ધૈર્ય ધારી શકે છે? રતન! પણ તું વીરસિંહને શી રીતે છોડાવીશ?" રાજાએ આંખમાંના આંસુ લૂછ્યા.

" મહારાજ! શૈલ દેશના રાજા કેસરીસિંહ મ્હારા સંબંધી છે. એ મને જરૂર મદદ કરશે. હું એમની મદદ માગવા જાઉં છું." રાજાને હિંમત આપતાં રત્નસિંહે જણાવ્યું.

" ફતેહ કરો બેટા ! " રાજાએ આશીર્વાદ આપ્યો.

રાજાને ભોંયરા પાસે, પર્વત ઉપર સુરક્ષિત જગ્યાએ મૂકી, રત્નસિંહે શૈલ તરફ ઘોડો દોડાવ્યો.

" પિતાજી ! "

" કોણ ? " પુરુષ પોષાકમાં સ્હામે ઉભેલી સુન્દરબાઇને કેશરીસિંહ ઓળખી ન શક્યા.

" પિતાજી ! હું. પુરુષનો પોષાક તો ત્હમે જ મોકલ્યો હતો. હવે ઓળખી પણ શકતા નથી ?" સુન્દરબાઈ હસી.

" કોણ સુન્દર. "

" હા. પણ હવે વાતો કરવાનો પ્રસંગ નથી. પિતાજી ! મને મદદ કરો. વલ્લભાપુર શત્રુએ પચાવી પાડ્યું છે. અને મારા પતિને કેદ કર્યાં છે. "

કેસરીસિંહે કેટલાક ચૂનંદા ભાલાવાળાઓ એની સાથે આપ્યા. નવું લશ્કર લઇ રત્નસિંહ નિશ્ચિંત જગ્યાએ આવી રાજાને મળ્યો. એણે લશ્કરના ચાર વિભાગ પાડ્યા. ત્રણ ટૂકડીને ત્રણ બાજુએથી હુમલો કરવા હુકમ આપ્યો અને ચોથી ટૂકડી સાથે પોતે ભોંયરાના રસ્તે અંદર પ્રવેશ્યો. ત્રણ બાજુથી ઉપરાઉપરી હલ્લા થતા, પણ કિલ્લામાં શત્રુનું સૈન્ય સુરક્ષિત હતું. એમને તો વિજયની ખાત્રી હતી. વિજયની આશામાં ને આશામાં શત્રુના માણસો ગાફેલ રહ્યા. ભોંયરાદ્વારા શહેરમાં પ્રવેશ કરી અચાનક હલ્લો કર્યો. જોતજોતામાં એણે ઘણાં માણસો માર્યાં અને ત્રણે દરવાજા ઉઘાડ્યા. બહારનું સૈન્ય પણ અંદર આવ્યું; હવે તો શત્રુનો સંપૂર્ણ પરાજય થયો. રત્નસિંહ તુરંગ તરફ દોડ્યો અને વીરસિંહને છોડાવ્યો; એને ભેટ્યો. રાજા પાસે એને લઇ આવ્યો. રાજાએ અને વીરસિંહે રત્નસિંહનો ઘણો જ આભાર માન્યો.

" મહારાજ ! એમાં ઉપકાર શો ? હું તો આપનો સેવક છું. અને સેવક તરીકેની ફરજ માત્ર મેં તો બજાવી છે. ", રત્નસિંહ બોલ્યો.

" મહારાજ ! મ્હારા કેટલાક જુના મીત્રો આવ્યા છે. એમને મ્હારે મળવું છે. હું જાઉં છું. " રાજાની વિદાય માગી રત્નસિંહ ચાલી નીકળ્યો. જ્યારે એ પાછો ન આવ્યો ત્યારે વીરસિંહે એની તપાસ કરાવી; પરંતુ એ ન જડ્યો.

" કુમાર સાહેબ ! રત્નસિંહને સુન્દરબાઇના મહેલ તરફ જતાં અમે જોયો હતો. " કેટલાક માણસોએ જણાવ્યું.

વીરસિંહના મનમાં રત્નસિંહના ચરિત્ર વિષે શંકા આવી. "-રત્નસિંહ મ્હારી સ્ત્રીના પ્રેમમાં હોવો જોઇએ. એ સિવાય એને આ ભોંયરાની ખબર ક્યાંથી હોઇ શકે ! મીત્રને મળવાનું બ્હાનું કાઢી એને જ મળવા એ ગયો હશે. " એ બબડ્યો. અને સુન્દરબાઇના મહેલ તરફ ચાલ્યો. તલ્વાર ખેંચી સુન્દરબાઇને સ્હામે આવી એ ઉભો રહ્યો. સુન્દરબાઇ અંતઃપુરમાં એકલી જ હતી. એણે ઉભા થઇ એને આવકાર દીધો. પરંતુ એના આવકારથી તો વીરસિંહના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું.

" ઓ કુલટા ! ક્યાં છે ત્હારો રતન ? " એની આંખો રાતી થઇ; ક્રોધથી એનું શરીર ધ્રુજતું હતું.

" નાથ ! કોના માટે આપ પૂછો છો ?" તેણીએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

આ ઉત્તરથી વીરસિંહના ક્રોધની જ્વાળાઓ વધારે ભભૂકી. " દુષ્ટ ! હું જેના માટે પુછું છું એને તું બરાબર ઓળખે છે. ક્યાં છે રતન—ત્હારો પ્રેમી, આ ભોંયરામાંથી હંમેશા એ ત્હને મળતો હતો. આજ પણ એ તને મળવા આવ્યો છે. ઓ ડાકણ ! બતાવ, બતાવ, એ ક્યાં છે ? કે એના બે કટકા કરૂં અને એની સાથે જ ત્હને પણ સ્વર્ગનો રસ્તો બતાવું. " એ ગરજ્યો.

"નાથ ! આપના પવિત્ર હાથે મને મૃત્યુ મળે એથી રૂડું બીજું શું હોઇ શકે ! પરંતુ ખોટો આરોપ મૂકતાં જરા વિચાર કરો અને મને મારો તે પહેલાં મ્હારા મુખ તરફ નજર કરો, કદાચ તમને તમારો રતન એમાં દેખાય." સુન્દરબાઇએ પણ એટલા જ જુસ્સાથી જણાવ્યું.

સુન્દરબાઇના મુખ તરફ વીરસિંહ ધારી ધારીને જોવા લાગ્યો. સુન્દરબાઇ અને રતનસિંહના મુખમાં ઘણું મળતાપણું એને દેખાયું. એની ખાત્રી થઇ કે રતન એ બીજું કોઇ નહિ પરંતુ પોતાની પત્ની સુન્દરબાઇ જ હતી. એના પગ આગળ એ પડયો અને માફી માગવા લાગ્યો.

"નાથ ! કહો હવે, મેં મ્હારા પિતાના બાગમાં બોલેલા શબ્દો સત્ય કર્યાં છે ને ! કબૂલ કરો કે સ્ત્રીઓ પણ પુરૂષના સરખી જ શૂર અને બળવાન હોય છે. સંસારમાં સ્ત્રી અને પુરૂષ બંને સમાન છે." સુન્દરબાઇ હસી; એની આંખો નાચવા લાગી.

"પ્રિયે ! તું સાચી ક્ષત્રિયાણી છે. ત્હારા શબ્દો આજ તેં સત્ય કરી દર્શાવ્યા. હું કબૂલ કરૂં છું કે સ્ત્રીઓ પણ પુરૂષના જેવી જ શૂર અને બળવાન હોય છે." વીરસિંહે એને આલિંગન આપ્યું. એનો હાથ ધરી રાજા કને લઇ ગયો; અને આજ સુધી જે જે બન્યું તે કહેવા સુન્દરબાઇને વિનંતિ કરી. સુન્દરબાઇએ આરંભથી તે અંત સુધી જે બન્યું તે જણાવ્યું.

એ દિવસથી વીરસિંહે સુન્દરબાઇની અવગણના ન કરી. એના માટે એને એટલો બધો સ્નેહ અને માન ઉત્પન્ન થયાં કે બીજી સ્ત્રી માટે હવે એના હૃદયમાં સ્નેહ રહ્યો ન હતો. સંયોગી દંપતી, નિર્દોષ પંખીની માફક સંસારવાટિકામાં કલ્લોલ કરી આનંદ માણવા લાગ્યાં—સંસાર સાગરમાં એમની જીવનનૌકા શાન્તિથી વિહરવા લાગી.



## [૧] પાશ્ચાત્ય ડાન્સીંગ

આપણા ભાઇઓ તથા બ્હેનોમાં એક વર્ગ એવો છે કે થોડું ઘણું ભણીગણીને, પાંચ પૈસા ગજવામાં પડતા હોય તો 'જંગલમાં મંગલ' બનવાની નકલ કરવા માંડે છે; પરિણામે એમની આખી દ્રષ્ટિ અને જીવન ગાળવાની નીતિરીતિ પરદેશી બની જાય છે. તેઓ પોતાને સુધરેલા અને કલ્ચર્ડ માનવા ને મનાવવાનો પ્રયત્ન કરે છે; તેમ પ્રગતિમાન અને ઉદાર વીચારના પણ સમજી લે છે. ખરી રીતે તો તેઓ પરસંસ્કારના એટલા બધા ભોગ થઇ પડે છે કે તેમના પોતાનાં સંસ્કાર, નીતિ, કલા અને સ્વતન્ત્ર શું છે, તેનું તેમને વિસ્મરણ થઇ જાય છે. અને પોતાની વસ્તુઓ કરતાં પારકી વસ્તુઓ એમને ખુબ જ આકર્ષક લાગે છે. વાસ્તવિક રીતે કહીયે તો તેઓ ઓળિયાની દ્રષ્ટિએ હિંદી હોરા સિવાય એમનું હૃદય, મન અને આત્માનું આખું ઘડતર જ પારકું થઇ જાય છે. એક સ્વાભિમાની અને સ્વતંત્ર વ્યક્તિની દ્રષ્ટિમાં તો આ એક ભારે કરૂણતા જ ગણાવી જોઇએ હિંદીઓ એટલાં અનુકરણીયા વૃત્તિ ધરાવનારા બીજા ભાગ્યે જ લોકો હશે. એમને સ્વતત્વનું જરાં આત્મમાન જ હોતું નથી અને તેઓ બીજાના સંસ્કાર પર જીવતા હોય છે. આપણા હિંદીઓના એ વર્ગમાં હાલમાં 'ડાન્સીંગ' પ્રવેશ્યું છે. એનું કારણ પણ એ પ્રકારની મનોવૃત્તિ છે, 'ડાન્સીંગ'ના સમર્થકો કહે છે કે, 'ડાન્સીંગ' એક પ્રકારની શરીર અને મનની કસરત છે. 'ડાન્સીંગ'ની ભિન્ન ભિન્ન ક્રિયાઓ અને ગતિ-પ્રગતિમાં લોહીનું હલનચલન થાય છે. એ જીવનને ઉલ્લાસ અર્પે છે અને નૈતિક વાંધા જેવું એમાં કશું નથી એમની દ્રષ્ટિએ એ કદાચ ખરું હશે. ખરી રીતે તો પશ્ચિમવાસીઓની એ દ્રષ્ટિ છે. પશ્ચિમની પ્રજા ખાસ પ્રકારના માનસિક અને ભૌગોલિક વાતાવરણમાં ઉછરતી હોઈ એને માટે કદાચ એ યોગ્ય હશે. એમની સ્વાભાવિક જડવાદી દ્રષ્ટિ, અને એમના નીતિ અને કલા વિશેના વિચારો એ બધું એકંદરે જુદા જ પ્રકારનું હોય છે. એમની સમાજરચના પણ જુદા પ્રકારની છે, ત્યારે હિંદીઓની સંસ્કૃતિમાં આધ્યાત્મિક કે નૈતિક ભાવનાની ભુમિકા રહેલી છે, એમનાં સંસ્કાર,. એમની કલા આદિ પશ્ચીમ કરતાં જુદા જ તત્વના સુચક છે.

'ડાન્સીંગ'ના સમર્થકોએ ઉપલા બે મુદ્દા ઉભા કર્યા છે, એવો જ લાભ હિંદુસ્તાન અને ખાસ કરીને ગુજરાતના ગરબા—રાસ કે રાસડા-દ્વારા આપણને મળે છે રાસ કે ગરબામાં સ્ત્રીઓનું જ એક જાતિય વાતાવરણ હોય છે. પગ અને અંગોની ગતિ-પ્રગતિ એમાં પણ હોય છે. લોહીનું સંચાલન થઇ મનની પ્રફુલ્લતા તેમને એમાં પણ પ્રાપ્ત થાય છે આ રાસ ગરબાની રચના જ હિંદના જીવન ઉલ્લાસ વિશેની અને નૈતિક દ્રષ્ટિ કેવી છે એ કહી આપે છે. 'ડાન્સીંગ'નાં હલનચલન જેવો જ લાભ એમાં મળે છે અને હીંદી રૂચીને પણ તે તૃપ્ત કરે છે. હિંદી સંસ્કારિતાની દ્રષ્ટિ પણ સચવાય છે. સંસ્કૃત કલાના નૃત્યો પાછળ પણ પૌરાણિક અને સંસ્કારી દ્રષ્ટિ રહેલી હોય છે અને વળી એમાં સમુદ્દગત દ્વીજાતિય નૃત્ય હોતું નથી સંસ્કૃત કલા અનુસારના નૃત્ય વ્યક્તિગત સ્વરૂપવાળાં હોય છે વ્યક્તિગત દ્વીજાતિય નૃત્યમાં જે નર્તક ને નર્તકી ભાગ લે છે, તે કલાની ઉચ્ચ ભુમિકાએ પહોંચેલા હોય છે અને તેને સમજતી પણ હોય છે. એમાં મુળગત ધાર્મિક ભાવ હોઇ

નૈતિક ભૂમિકા પકડી નથી. વળી આવાં નૃત્ય સામાન્ય હોતાં નથી, માત્ર કલાના પ્રદર્શનરૂપ જ હોય છે. આ સિવાય હિંદના બીજા સમુદાયોમાં અને ખાસ કરીને ઉત્સવોમાં મિશ્ર-લિંગ નૃત્ય જેવું કંઈ છે જ નહિ. બહુ બહુ તો એક અતિ નૃત્ય હોય છે અને એ પણ તહેવાર કે ધાર્મિક ઉત્સવને અનુલક્ષીને કરવાનું. સંસ્કારિતામાં કોઈ પણ પ્રકારનાં નૃત્યનું સ્થાન જ નથી, છતાં સ્વતંત્ર એક અતિ નૃત્ય જુદી જુદી મુસ્લિમ પ્રજાઓની સંસ્કૃતિમાં રહેલું છે. અરબ, અફઘાન અને ઈરાનીઓનું નૃત્ય આ પ્રકારે સાત્ત્વિક છે અને એમાં મિશ્રવિધ તત્ત્વ હોતું નથી. અફઘાન નૃત્યમાં તો 'ખંજર'નું નૃત્ય પણ હોય છે. એમાં પ્રજાની સાત્ત્વિક વિર-તાની ભાવના મૂર્તિમંત થયેલી છે. હિંદીઓને જો 'ડાન્સીંગ' જ જોવું હોય તો રાસ અને ગરબાનું નૃત્ય શું ખોટું છે? પશ્ચિમના 'ડાન્સ'માં શરીર આમોદવાનાં બનો પણ કાર્ય કરતાં હોય છે, જ્યારે હિંદનું ઋતુમાન ગરમ છે એટલે ઋતુમાનની દૃષ્ટિએ પણ એ ત્યાજ્ય જ છે, 'ડાન્સીંગ'ના શોખીનો ઘણે ભાગે મની-કજ હોય છે, જ્યારે ગરબારાસના નૃત્યમાં સામાન્ય આર્થિક દૃષ્ટિએ બધાજ વર્ગો શામેલ થાય છે.

એકંદરે આપણી કળા, સંસ્કારિતા નીતિ-ભાવના અને આપણી જીવનદૃષ્ટિ પશ્ચિમથી તદ્દન જુદી હોઈને આપણે 'નકલિયા' બનવા કરતાં આપણું પોતાનું જ સ્વત્વ જાળવી રાખીએ એમાં આપણું પ્રજા તરીકેનું શ્રેય છે, અલબત્ત બીજી પ્રજામાંથી સારી વસ્તુ આપણે શીખીએ તો કંઈ હરકત જેવું નથી પશ્ચિમની સંસ્કા-રિતામાં માત્ર 'ડાન્સીંગ' જ સંહારી અંગ નથી. શરાબ તથા બીડી જેવી બદીઓ પણ મોજૂદ છે. 'શરાબ' બાબતની પશ્ચિમની અને પૂર્વની દૃષ્ટિમાં મોટો ભેદ રહેલો છે. એના પરિણામ પણ જુદાં છે. પશ્ચિમના લોકોને શરાબ પણ જીવન ટકાવી આપી શકે પણ પૂર્વવાસીઓ માટે તો તે નૈતિક પતન આપનારીજ થઈ પડે છે જે 'ડાન્સીંગ'ના શોખી-નો તેની બાહ્ય ભૂમિકા નહિ પણ અંતરંગો પણ નિહાળવા પ્રયત્ન કરશે તો પશ્ચિમ કરતાં પૂર્વના લોકોનું પશ્ચિમનું 'ડાન્સીંગ' વધારે અહિત કરે છે એ જણાઈ આવશે. જીવનના જુદા જુદા આર્થિક તબક્કાઓમાં 'ડાન્સીંગ'ના સંસ્કારમાં ઉછરેલા કેવું બની નિવડે શકે એ પ્રશ્ન પણ વિચારણીય છે. આપણા ભાઈઓ તથા બહેનો પોતાની સંસ્કારિતામાનું પોતાનું વ્યક્તિ-ત્વ જાળવી રાખે તો સારું. આપણી સંસ્કારિ-તામાં આપણા હૃદય, મન અને આત્માને કલંક જ નહિ પણ અનુકૂળ થઈ પડે એવું ઘણું રહેલું છે શરીરની પ્રફુલ્લતા અને જીવન ટકાવી આપ-નારું એમાં પણ ઘણું રહેલું છે.

જે કદાચ એમાં આધુનિક દૃષ્ટિએ કંઈ ઊણપ લાગતી હોય તો એવાં નવાં સર્જનો આપણે કરી શકીએ છીએ, જેમાં આપણા સંસ્કાર, ભાવ-ભાવના અને નૈતિક એકતા સાચવી શકાય •

• 'ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ'માંથી



# સ્ત્રી જગત

**શ્રી. રત્નપ્રભા કમોદીયાને** શુક્રવારી ચિત્ર માટે રૂ. ત્રીસનું પારિતોષક મળ્યું છે. આ બ્હેન અમદાવાદના છે. અને બોમ્બે આર્ટ સોસાઇટી તરફથી ભરાયેલા પ્રદર્શનમાં અમદાવાદના કલાકાર શ્રી બંસીલાલ વર્મા અને બેન રત્નપ્રભા પારિતોષક મેળવવા ભાગ્યશાળી નીવડયા છે.

**શ્રી. શાંતિલાબેન ત્રિવેદીની** ભાવનગરની ધારાસભામાં નિમણુંક થઇ છે.

**અમદાવાદ મહિલા વિદ્યાપીઠનો રજત મહોત્સવ** શ્રી હંસાબેન મ્હેતા, બી. એ. ના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યો હતો. તે પ્રસંગે લેડી વિદ્યાગૌરી નીલકંઠ, પ્રો. રાવ તથા શ્રીયુત માવલંકર પ્રસંગને અનુકુળ બોલ્યા હતા. શ્રીમતી હંસાબેને એમના ભાષણ દરમિયાન જણાવ્યું હતું કે માતૃભાષા દ્વારા શીક્ષણ આપવા માટે આપણા પ્રાંતમાં એકજ વિદ્યાપીઠ છે તેને બદલે ગુજરાત, મહારાષ્ટ્ર અને કોકણને માટે ત્રણ જુદી જોઇએ

**શ્રી. લીલાવતીબેન દેસાઈ** અમદાવાદ મ્યુનીસીપાલીટીની વ્યાયામ વિદ્યાલયની કમીટીમાં ચૂંટાયાં છે

**શ્રી. ઇન્દુમતીબેન શેઠ** અમદાવાદ મેડીકલ રીલીફ કમીટીમાં ચૂંટાયાં છે.

**શ્રી. તારાબેન દોશી** અમરેલી મહિલા લાયબ્રેરીના મંત્રી તરીકે ચૂંટાયાં છે.

**શ્રી. ઇન્દુમતીબેન મ્હેતાને** સ્વ. કમળાશંકર સ્મારક સમિતિ તરફથી નવા વર્ષનું વ્યાખ્યાન સોંપાયું છે.

**સુરતમાં સાર્વજનીક** ગર્લ્સ હાઇસ્કુલનું સાતમું સ્નેહસંમેલન ઉજવ્યું હતું.

**લેડી લક્ષ્મીબાઇ વડોદરે** આવ્યાં તે પ્રસંગે સૌ. ચંદ્રબાળા ઠાકર તરફથી પાર્ટી યોજાઇ હતી. આ પ્રસંગે વડોદરાની જુદી જુદી સંસ્થાઓમાં કામ કરનાર બેનોને બોલાવવામાં આવ્યાં હતાં.

**શ્રીમતી સરોજીની નાયડુએ** "સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ" એ વિષય ઉપર મુંબઇમાં ભાષણ આપ્યું હતું.

**મીસ ડેરોથીસ લેસ્લી** હાલમાં હીંદુસ્તાનમાં "ઇન્ડીઅન ઈનફ્ટ મેશન"ના તંત્રી વિભાગમાં કામ કરે છે.

**મુંબાઇમાં મહિલા વિદ્યાપીઠનો રજત મહોત્સવ** શ્રી રાધાકૃષ્ણ સર્વપલ્લીના પ્રમુખપણા નીચે ઉજવાયો હતો.

**મુસ્લીમ બેનોની પરીષદ :** બેગમ માસુમા અલી હસનખાના પ્રમુખપણા નીચે મુંબઇમાં રાણીબાગમાં મળી હતી. આ પ્રસંગે મુસ્લીમ બેનોના પડદા ત્યાગનો ઠરાવ થયો. અને અક્ષરજ્ઞાનમાં પાસ થયેલાં બેનોને પ્રમાણપત્ર આપવામાં આવ્યાં હતાં.

**મીસીસ હમીદઅલીના** પ્રમુખપણા નીચે વડોદરામાં અ. હિં. મ. પરીષદના દેખાવ રજુ કરતી સભા થઇ હતી.

**વડોદરાની ધારાસભામાં** સ્ત્રીઓને લગતા બે અગત્યના ઠરાવો થયા છે. તે એક તો **ઓરત કબજેનો કાયદો** જે આજદીન સુધી સુધરેલી સરકારને ન શોભે એવો હતો **તે રદ કર્યો છે** અને બીજો એક પતિ હયાત હોય છે ને બીજું લગ્ન કરે છે તે ગેરકાયદેસર ઠરાવ્યા છે એટલે **એક પતિવ્રતનો કાયદો** પસાર થયો છે.

**વડોદરા મહિલા પાઠશાળાનો રૌપ્ય મહોત્સવનું** ઉદઘાટન રાજપ્રિય મોતીલાલ દેસાઇને હાથે થયું હતું.

**સૌ. શારદાબેન મહેતા** વડોદરા મહિલા પાઠશાળાના રૌપ્ય મહોત્સવ વખતે ખાસ અમદાવાદથી આવ્યાં હતાં અને મનનીય વ્યાખ્યાન કર્યું હતું.

**સૌ. મહારાણી શાંતાદેવીના** પ્રમુખપણા નીચે વડોદરા મહિલા-પાઠશાળાના રૌપ્ય મહોત્સવનો રંજન કાર્યક્રમ થયો હતો.

**મીસીસ સુકરજી સૌ. સુભદ્રાબાઇ પવાર તથા સૌ. સરલાબેન મહેતાના** પ્રયાસથી વડોદરા મહિલા પાઠશાળાનો રૌપ્ય મહોત્સવ ફત્તેહમંદ થયો છે અને રૂપિયા ઠીક એકઠા કર્યા છે.

**સૌ. વિજયાલક્ષ્મી પંડીત** પ્રમુખ તરીકે અ. હિં. મ. પરિષદ મંડળ માંન કાંઈ રોકને મળવા ગયા હતા.

**શ્રી. હંસાબેન મહેતાના** પ્રમુખપણા નીચે અમદાવાદમાં પ્રાર્થના સમાજમાં વિદ્યાર્થીની સમિતી તરફથી " સ્ત્રીશિક્ષણ " એ વિષય ઉપર સ્ત્રીઓ માટે ચર્ચા રાખવામાં આવી હતી. સભામાં બહુજ સારી હાજરી હતી.

**શ્રી અખિલ હિંદ મહિલા પરિષદની** ખાર-સાંતાક્રુઝ શાખા તરફથી તા. ૧૮-૧-૪૨ થી તા. ૨૪-૧-૪૨ સુધી એક સપ્તાહ ઉજવવામા આવી હતી. તેમાં દરેક દિવસે જુદો જુદો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો.

પહેલા દિવસનો કાર્યક્રમમાં શ્રીમતી તારાબેન માણેકલાલ પ્રેમચંદના પ્રમુખપણા હેઠળ સાંતાક્રુઝની પોદ્દાર હાઇસ્કુલમાં બહેન કુમારી દીવેચી-આનું સુંદર ગીત, બહેન નિહારીકાનું નૃત્ય હરીજન બહેનોના ગરબા વગેરે થયેલા. શ્રીમતી તારાબેને પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે આપણે અસ્પૃશ્યતા નીવારવી જ જોઇએ ધર્મને લીધે મતભેદ પડવો ન જોઇએ.

બીજા દિવસનો કાર્યક્રમ. શ્રીમતી માલીની-બાઇ સુખથનકરના પ્રમુખપણા હેઠળ શ્રી ખાર લક્ષ્મીનગર હોલમાં વક્તૃત્વની હરીફાઇ "સ્ત્રીઓની પોતાના દેશ પ્રત્યેની ફરજ" એ વિષય ઉપર હતો. આ હરીફાઇમાં અંગ્રેજી, હિંદી, ગુજરાતી અને મરાઠી એમ ચાર ભાષામાં બહેનો બોલ્યાં હતાં. લગભગ બાર બહેનોએ ભાગ લીધો હતો. પ્રમુખે મરાઠીમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે બહેનોએ હાલમાં ફર્સ્ટ એઇડનું ટ્રેનીંગ લેવું જરૂરી છે. મ્યુનીસીપાલીટીમાં પણ સ્ત્રીઓએ મોટા પ્રમાણમાં આવવું જોઇએ.

ત્રીજા દિવસના કાર્યક્રમમાં શ્રી શાંતાબેન માધવલાલ ભટના પ્રમુખપણા હેઠળ શ્રી. લક્ષ્મીનગર હોલમાં ફેન્સી ડ્રેસની હરીફાઇ રાખવામાં આવી હતી. પંદર વર્ષની અંદરનાં લગભગ સત્તાવીસ બાળકોએ હરીફાઇમાં ભાગ લીધો હતો. ત્રણ ઇનામો આપવામાં આવ્યાં હતાં. અને બાકીનાં બાળકોને પ્રમુખ તરફથી સાંત્વન ઇનામો આપ્યા હતાં.

પ્રમુખે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે સ્ત્રીઓએ આ સંસ્થાની ઉન્નતિમાં પૂરતો ફાળો આપવાની જરૂર છે.

ચોથા દિવસના કાર્યક્રમમાં ડૉ મીસીસ કરંજગાવકરના પ્રમુખપણા હેઠળ શ્રી લક્ષ્મીનગર હોલમાં રમત ગમતની હરીફાઇમાં બહેનોએ ઘણી સારી સંખ્યામાં ભાગ લીધો હતો. ત્યારબાદ પ્રમુખ બહેને પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે બહેનોને વ્યાયામની ખાસ જરૂર છે. તેમના જીવનમાં વ્યાયામને સ્થાન હોવું જ જોઇએ.

પાંચમા દિવસના કાર્યક્રમમાં ખારની હરીજન કોલોનીમાં મીસીસ ગીલ્ડરના પ્રમુખપણા હેઠળ પાર્લાનાં શ્રદ્ધાનંદ આશ્રમનાં હરીજન બાળકો, ઘેરવાડીનાં હરીજન બાળકો, સાંતાક્રુઝનાં હરીજન બાળકો તથા ખારનાં હરીજન બાળકો તથા બહેનોએ ઘણાજ ઉત્સાહથી ભાગ લીધો હતો.

પ્રમુખશ્રીએ પોતાનાં ભાષણમાં હરીજન ભાઇબહેનોને સુધારવા બાબત લંબાણથી વિવેચન કર્યું હતું. હરીજન ભાઇબહેનોને ઉદ્દેશીને પણ બે બોલ કહ્યા હતા.

છઠ્ઠા દિવસના કાર્યક્રમમાં શ્રી. લીલાબેન શાહના પ્રમુખપણા હેઠળ લક્ષ્મીનગર હોલમાં

આનંદબજાર ભરવામાં આવ્યું. તેમાં લગભગ ચાળીસ જેટલી બહેનોએ પોતાની ભાતભાતની વાનીઓની દુકાનો માંડી હતી. સૌથી શ્રેષ્ઠ વાની બનાવનારને ઇનામો આપવામાં આવ્યાં હતાં.

છેલ્લો દિવસ પૂર્ણાહુતિનો હતો તે દિવસમાં પ્રમુખ સૌ. ઉર્મીલાબેન મ્હેતા હતાં તેમણે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે. પરિષદનો સંદેશો ૧૬ વર્ષની ઉપરની દરેક બહેનને પહોંચવો જોઇએ. નીરક્ષરતા નીવારવાથી આપણે સામાજીક સુધારણાઓ પણ કરી શકીશું. અને ગરીબોના સંપર્કમાં આવી શકીશું. ગ્રામોદ્ધારને માટે પણ પ્રયત્નો થવા જોઇએ. આપણી પાસે આપણું સેવાદળ પણ હોવું જ જોઇએ. રાષ્ટ્રની મુક્તી સિવાય આપણી સામાજીક મુક્તી નથી અને તેમાં બહેનોના સહકારની ખાસ જરૂર છે.

પ્રમુખને હાથે ઇનામો વહેંચાયાં બાદ વંદેમાતરમ્ ગવાયું હતું અને સભા વિસર્જન થઇ હતી.

---

# ૧૯૪૨ ની સાહિત્યસમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા–અમદાવાદના મંત્રી લખી જણાવે છે કે—“ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી વર્ષ ૧૯૪૨ ના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કામ નીચેના ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે અને દરેક વિભાગવાર જાદા સમીક્ષકો નીમવામાં આવ્યા છેઃ—

| | |
|---|---|
| **વિભાગ ૧ લોઃ—** | સમીક્ષકઃ— |
| વિષયઃ—(૧) કવિતા, (૨) નાટક, (૩) નવલિકા, (૪) નવલકથા. | **પ્રો. મનસુખલાલ મ. ઝવેરી,** જાની બિલ્ડિંગ, **રાજકોટ** |
| **વિભાગ ૨ જોઃ—** | સમીક્ષકઃ— |
| વિષયઃ—(૧) નિબંધ, (૨) વિવેચન, (૩) જીવનચરિત્ર, (૪) ધર્મ-તત્ત્વજ્ઞાન, (૫) ઇતિહાસ–પુરાતત્ત્વ, (૬) ભાષાશાસ્ત્ર, (૭) કેળવણી, (૮) બાલસાહિત્ય, (૯) પ્રવાસ. | **પ્રો. સુંદરજી ગો. બેટાઇ** મૂળજી મિસ્રીનો નવો બંગલો, દાદાભાઇ રોડ, **વિલેપારલે (પશ્ચિમ)** |
| **વિભાગ ૩ જોઃ—** | સમીક્ષકઃ— |
| વિષયઃ—ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શારીર વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર વગેરે બધાં. | **પ્રો. યશવંત શુ. નાયક** નં. ૪૫, પ્રીતમનગર, એલિસબ્રિજ, **અમદાવાદ** |

તો દરેક પ્રકાશકો અને લેખકોને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે તેઓ પોતાનાં પ્રકાશનો અને કૃતિઓ ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં.

લી.

**ચૈતન્યપ્રસાદ દીવાન**
માનદ મંત્રી.






**યુદ્ધ અને કોંગ્રેસ :**

યુરોપીય યુદ્ધ ભયંકર સ્વરૂપ પકડે છે. બ્રીટનનો પેસીફીક સમુદ્રનો દરીયાઇ કાફલો છીન્ન ભીન્ન સ્થીતીમાં થઇ ગયો છે જાપાને અમેરીકાના કાફલાને પણ સખત નુકશાન પહોંચાડયું છે. આ બન્ને સાગરની મહારાણીઓ અત્યારે નિષ્ક્રીય સ્થીતીમાં મૂકાઇ ગયા છે. મલાયા આખું અને અત્યાર સુધી અજેય ગણાતું સીંગાપુર સુમાત્રા બોર્નીઓના તેલના કુવા જાપાને લઇ લીધા છે અને ફાવે તેમ જાપાની નૌકા સૈન્ય અને લશ્કર સ્વતંત્ર રીતે બીનજોખમી હીલચાલ કરે છે. બ્રીટન અને તેના મિત્રો આ હીલચાલ સામે લાચાર થઇ ગયા છે.

ઉત્તર આફ્રીકામાં જર્મની જીત મેળવે છે. ઇજીપ્ત પણ ભયમાં મૂકાઇ ગયું છે.

રશીયામાં જરમની પીછેહઠ કરે છે પણ નાસભાગ કરતું નથી. શિયાળો પૂરો થયે જર્મની આક્રમણ કરશે એમ સૌ કોઇ માને છે.

અમેરીકાના બ્રીટનના કીનારા સહીસલામત નથી. અમેરીકાના કીનારે જરમન સબમરીનો આગબોટો ડુબાડીને પાછી ફરે છે. ખુદ ઇંગ્લીશ ખાડીમાં જરમનીના વહાણો બચાવ કરે છે અને નુકશાન કરાવ્યા વગર છટકી જાય છે.

ઇંગ્લાંડની સ્થીતી ચીંતાજનક છે હિન્દની પણ ચીંતાજનક છે. સીંગાપુર પીનાંગ જાપાનના હાથમાં જવાથી હિન્દ પર જાપાની હુમલાની શક્યતા વધી પડી છે. આપણે નિષ્ક્રીય છીએ. શું કરી શકીએ તેમ છે !

કોંગ્રેસ હિન્દને સ્વતંત્રતા મળવાનું વચન મળે તો સંપૂર્ણ સહકાર કરવા રાજી છે, પણ બ્રીટીશ સત્તા ભગતા પરને ક્ષમાર્પણ કરવા પણ તૈયાર નથી. ઇશ્વર સૌને સદ્બુદ્ધી આપે.

*

**વડોદરા રાજ્ય અને સ્ત્રી હક્ક :**

બ્રીટીશ હિંદ કરતાં વડોદરાનું દેશી રાજ્ય અનેક રીતે પ્રગતિમાન છે. સ્ત્રીઓને વારસાના હક્કો આપ્યા પછી સ્ત્રીને તેના પતિ સામે નવો હક્ક તાજેતરમાં જ મળે છે. વડોદરા રાજ્યની ધારાસભાએ બહુપત્નીત્વ વિરૂદ્ધ ઠરાવ કરી કાયદો પસાર કરાવ્યો છે. હવે પુરૂષ સાધારણ સંજોગોમાં એક પર બીજી પત્ની નહિ પરણી શકે. અમે સ્ત્રીવર્ગ તરફથી વડોદરા રાજ્ય અને ધારાસભાના સભ્યોને અભિનંદન આપીએ છીએ, સાથે સાથે આભાર પણ માનીએ છીએ.

બ્રીટીશ હિંદમાં તાજેતરમાં એક પર બીજી પત્ની પરણવાના પણ બનાવો બનવા પામે છે. આમાં જે બેનોએ બીજી પત્ની તરીકે પુરૂષના સાથે લગ્ન ન જ કરવા જોઇએ એવી શીક્ષીત ગણાતી બેનો જ દોષીત થઇ છે. હવે આ સ્થીતિ માટે-દરેક પ્રસંગના પસંદગી જાહેર કરેલી છે. બ્રીટીશ હિંદ પણ વડોદરા રાજ્યનો ધડો લઇ સ્ત્રીઓને આવા હક્ક આપશે એવી આશા રાખીએ છીએ.

*

**મેડમ ચાંગ કાઈ શેક:**

ચીનના વડા રાજ્યકર્તા માર્શલ ચાંગ કાઇ-શેકના સુશીક્ષીત, દેશાભીમાની, સાદાં પત્ની

મેડમ ચાંગ કાઇશેક તેમના પતિ સાથે હિંદ આવ્યા હતા. તેમને મારા અભિનંદન. મેડમ શેક એક અતિ સંસ્કારી બેન છે. તેમની સાદાઇ અને દેશાભિમાન અજોડ છે. જાપાને ચીન સામે આક્રમણ કર્યું તે પહેલાં તેમણે ચીનમાં રચનાત્મક કામ ઉપાડયું હતું અને ચીનની બ્હેનોને અંધકારમાંથી અજવાળામાં લાવી અગાધ શક્તિ ચલાયમાન કરી હતી. આક્રમણ થતાંજ મેડમ શેક ચીનના યુદ્ધસંગી થયાં હતાં સ્ત્રી યુદ્ધ સંગી-એ બનાવ દુનીયાભરમાં નવીન હતો અત્યારે એ યુદ્ધસંગી નવી પણ ગારશલના ધર્મપત્નિ અને એક આગેવાન સ્ત્રી કાર્યકર્તા તરીકે દરેક પગલે ઉપયોગી રાજકર્તા બ્હેન છે. તેમણે ચીનની બ્હેનોને જગાડી યુદ્ધમાં સહાય આપવા કામે લગાડી છે અને પુરૂષોને છુટા કરી લશ્કરમાં જોડાય તેવી ગોઠવણ કરી આપી છે. આથી લશ્કરની ભરતીમાં ચીનને ઘણી સરલતા થઇ ગઇ છે.

*

**હિંદી સ્ત્રીઓની હાંસી :**

યુરોપીય યુદ્ધના છાંટા એશિયામાં ઉડ્યા અને એશિયામાં પણ યુદ્ધનું વાવાઝોડું ધસડાઇ આવતાં એનાં અનિષ્ટ પરિણામોમાંનાં કેટલાંક હિંદમાં પણ આવવા લાગ્યાં છે.

મુંબઇ શહેરમાં ઓસ્ટ્રેલિયન સૈનિકોએ અવારનવાર જે તોફાનો મચાવેલાં તેના સમાચારો વર્તમાનપત્રોની કટારોમાં આવતા રહે છે. તે પરથી જણાય છે કે, એ સૈનિકો મુંબઇની સારા ઘરની સ્ત્રીઓ સાથે ચેડાં કરવા સુધીની હદે ગયા હોવાનું સંભળાય છે.

આ સમાચારો ગંભીર જ લેખાવા જોઇએ. અને એવા બનતા બનાવો તાત્કાલિક દાબી દેવા માટે સરકારે પગલાં લેવાં જોઇએ. આવે વખતે મુંબઇના સામ્રાજ્યવાદી માનસ ધરાવનાર "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા" જેવાં પત્રો તો તેને સૈનિકોની એક પ્રકારની દિલ્લગી તરીકે ઓળખાવે છે.

હિંદી નારીસમાજનું એ પત્રે કરેલું આવું અપમાન અને એ સૈનિકોનાં તોફાનો હરગીજ પણ ચલાવી લેવાનાં ન જોઇએ. એ માટે હિંદભરની તમામ સ્ત્રીસંસ્થાઓએ સચેત-જાગ્રત થઇ વિરોધના સૂરો જાહેર કરી લાગતાવળગતાઓના કાન ઉઘાડી નાખવાના પ્રયત્નો સત્વરે ગતિમાન કરવાની અત્યંત આવશ્યકતા છે.

*

**સ્વર્ગસ્થ કુ. શ્રી. મોતિસિંહજી મહીડા :**

માંડવા-ચાણોદ જનતાને સાહિત્યનો રસ લગાડનાર કુ. શ્રી. મોતિસિંહજી મહીડાના દુઃખદ અવસાનના ખબર જાણી 'ગુણસુંદરી'ના વાંચકોને ખેદ થશે. તેઓશ્રી 'ગુણસુંદરી' માસિકમાં વખતોવખત મહિલાઓના હિતના પ્રશ્નો વિષે લેખો લખતા. તેમની સાહિત્યસેવા જાણીતી છે.



સાહિત્યપ્રસંગોને પોતાને આંગણે આમંત્રણ આપીને તેઓ સાહિત્ય ઉત્સવો ઉજવતા, તેમજ સાહિત્ય પરીષદમાં ઇનામ ચાંદ વગેરે આપી લેખકોને ઉત્તેજન આપતા. સ્ત્રીઓના ઉદ્ધાર માટે તેમને ખૂબ લાગણી હતી. 'ગુણસુંદરી'ના લેખક, સાહિત્યના અનન્ય ઉપાસક અને રાજપૂત કોમના ગૌરવસમા સ્વર્ગસ્થના અવસાન બદલ શોક અને તેમના કુટુંબ તરફ અમારી દીલસોજી દર્શાવી સ્વ. ના આત્માને અમર શાંતિ મળો એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

# "ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

ર્ષ ૧૨ : અંક ૩ પુસ્તક ૧૨ માચ

## મારો વીર !

નાનીશી આંખડીને ભવ્ય એનું ભાલ !
જોઈ મારો વીરલોને ઉપજંતુ વ્હાલ !

નાનેરી અંગુલીને ગોરા એના ગાલ !
જોઈ મારો વીરલોને ઉપજંતુ વ્હાલ !

ધીમેરી ચાલ એને પ્રભુની સંભાળ !
જોઈ મારો વીરલોને ઉપજંતુ વ્હાલ !

નાનુશું અંગ એનું અંતર વિશાળ !
જોઈ મારો વીરલોને ઉપજંતુ વ્હાલ !

કાલું કાલું બોલતોને કરતો કંઇ લાડ !
જોઈ મારો વીરલોને ઉપજંતુ વ્હાલ !

'બા ! બા !' કરી બાને દેતો એ તાલ !
જોઈ મારો વીરલોને ઉપજંતુ વ્હાલ !

શ્રી. કાન્તાગૌરી ચંદ્રકાન્ત ભટ્ટ

# કનુની કચેરી

'ચાલો આપણે કચેરીની રમત રમીએ.' મનુએ સૂચના કરી. 'કનુ! તું ન્યાયાધીશ થા.'

'ને હું ચોપદાર થાઉં.' જગુએ કહ્યું.

'હું ગભો ગાંધી થઈશ.' મનુ બોલ્યો.

'છગન! તું દલો શેઠ થા.'

આમ એક પછી એક આખી કચેરી ગોઠવાઇ ગઇ. ફરિયાદી પણ નક્કી થઈ ગયો ને અપરાધી પણ આવી ગયો.

આગલા દિવસની જ વાત હતી. નગરના ન્યાયાધીશે ચૂકાદો આપ્યો હતો એ ગભા ગાંધીવાળો કિસ્સો તાજો હતો એટલે બાળકોએ એ ભજવવાનું નક્કી કર્યું લાગતું હતું.

નગરની બહાર એક નાનું સુંદર શિવાલય હતું. શિવલાયને એના ચોકને ફરતી વંડી હતી.

ચોકની વચ્ચે લીમડાનું ઝાડ હતું ને ઝાડને ફરતો ચોતરો હતો.

એ ચોતરા ઉપર કનુની કચેરી ભરાઈ. એ ન્યાયાસન પર બેઠો એટલે ચોપદારે નેકી પોકારી.

'ફરિયાદ! ફરિયાદ!' કરતો ગભો ગાંધી હાજર થયો...

એ નગરનો એક રાજા હતો. એનું નામ રાયસિંહ...

પ્રજાને એ માનીતો હતો. એ પ્રજાને સુખે સુખી ને પ્રજાને દુઃખે દુઃખી હતો.

અવાર નવાર એ વેશ બદલીને નગરચર્યા જોવા નીકળી પડતો હતો. એ રીતે ચર્ચા જોવાથી એને ઘણું ઘણું જાણવાનું ને જોવાનું મળતું હતું.

રાજા તરીકે જે વાતો કદી યે એને સાંભળવા ન મળે તે એ આ રીતે જોતો, જાણતો ને સાંભળતો અને લોકોનાં દુઃખનું નિવારણ કરતો. એમને ઘટતી રાહત આપતો કે થયેલો અન્યાય દૂર કરતો.

એ એવી સરસ રીતે વેશપલટો કરતો હતો કે કોઈ એને ઓળખી શકતું નહિ.

આજે પણ એ એવી રીતે વેશપલટો કરીને ફરવા નીકળ્યો હતો.

ફરતાં ફરતાં એ પેલા શિવાલય પાસે આવ્યો. એણે બાળકોને રમતાં જોયાં.

એને એમની રમત જોવાનું મન થયું. એ એક તરફ છૂપાઇને રમત જોવા લાગ્યો.

બાળકોને ખબર ન હતી કે એમની રમત રાજા પોતે છાનોમાનો જોઈ રહ્યા છે.

એ તો રમતમાં મશગુલ હતાં.

એમની રમત આગળ ચાલી.

'શાની ફરિયાદ છે?' ન્યાયાધિશે પૂછ્યું. 'કોની સામે તારી ફરિયાદ છે?'

'બાપુ ! મારે દલા શેઠ સામે ફરિયાદ કરવાની છે.' ગબો ગાંધી બોલ્યો. 'એમણે મારી થાપણ ઓળવી છે.'

'શી રીતે ?'

'વાત એમ છે બાપુ ! કે આજથી સાત વરસ ઉપર હું કાશી, મથુરાં ને હરદ્વારની જાત્રા કરવા જવા તૈયાર થયો હતો. એ વખતે મેં મારી પાસે જોઈતા પૈસા રાખ્યા ને બાકીની રકમ એક ઘડામાં ભરી ને એના ઉપર કાજુ ભર્યાં. પછી એ ઘડાનું મોઢું બરાબર બાંધી ને એને દલા શેઠ પાસે લઇ ગયો.'

'ઘડામાં કેટલી રકમ હતી ?"

'એક હજાર સોના મહોરો.' ગબો ગાંધી બોલ્યો.

'પછી શું કર્યું ?'

'હું દલા શેઠને ત્યાં ગયો. શેઠને મેં વાત કરી ને મારો ઘડો જાળવવા ભલામણ કરી. શેઠે મને એમના ભોંયરાની કુંચી આપીને કહ્યું કે તમારી મેળે ભોંયરામાં મૂકી આવો. કુંચી લઇને શેઠનું ભોંયરૂ ઉઘાડી એમાં હું ઘડો મૂકી આવ્યો ને શેઠને કુંચી પાછી આપી..'

'ઘડામાં શું છે તે શેઠને કહેલું ?'

'હાજી. મેં એમ કહેલું કે ઘડામાં કાજુ ભરેલા છે.'

'મહોરની વાત કરેલી ?'

'નાજી.'

'પછી શું થયું ?'

'પછી તો હું જાત્રાએ ગયો. ફરતાં ફરતાં સાત વરસે પાછો ફર્યો ને શેઠ પાસે મારી થાપણ માગી. શેઠે ભોંયરાની કુંચી આપીને કહ્યું કે જ્યાં તમે તમારો ઘડો મૂક્યો હોય ત્યાંથી લઇ લો. એ એમનો એમ પડ્યો છે. ઘડો લઇને શેઠને ચાવી આપી ને હું ઘેર આવ્યો. ઘેર આવીને ઘડાનું મોઢું ઉઘાડી ને એ ખાલી કર્યો પણ એમાંથી એક પણ મહોર નીકળી નહિ. મારા તો હોશકોશ ઉડી ગયા.'

'પછી—'

'હું સીધો શેઠ પાસે ગયો ને મારી સોનામહોરની વાત કરી. પણ શેઠે તો સાફ ના પાડી. મને તો કહે કે તેં જે રીતે ઘડો આપ્યો હતો તેજ રીતે એ તને પાછો મળ્યો. એમાં શું હતું ને શું નહિ તેની મને ખબર નથી ! મેં તો ઘણીયે ધમકી આપી કે હું રાજદરબારમાં ફરિયાદ કરીશ પણ મારૂં કાંઇ વળ્યું નહિ.'

'તારો ઘડો તો હતો તેનો તે જ છે ને ?'

'હાજી.'

'ચોપદાર ! અપરાધી દલા શેઠને હાજર કરો.' ન્યાયાધીશે હુકમ ફરમાવ્યો.

'અપરાધી હાજર છે સરકાર !' ચોપદારે દલા શેઠને રજુ કરતાં જણાવ્યું.

'દલા શેઠ ! તમારી સામે ગબા ગાંધીની થાપણ ઓળવવાનો અપરાધ છે તમારે એ બાબતમાં શું કહેવું છે ?'

'બાપુ ! મારો કશો વાંક નથી. મને તો એણે ઘડો જાળવવા કહેલું. એ આવ્યો ત્યારે મેં મારા ભોંયરાની ચાવી એને આપેલી. એણે જાતે જ મારા ભોંયરામાં ઘડો મૂક્યો હતો. અંદર કાજુ ભરેલાં છે એવું એણે કહ્યું હતું. એ જાત્રા કરીને આવ્યો ત્યારે એનો ઘડો પાછો માગ્યો. મેં એ વખતે પણ મારા ભોંયરાની ચાવી એને આપી અને એણે પોતે જ ભોંયરામાંથી પોતાનો ઘડો ઓળખીને લીધો. મેં એનો ઘડો હતો એવો પાછો સોંપ્યો છે. હું નિર્દોષ છું.

આટલે સુધી રમત આવી એટલે ધીરે રહીને ન્યાયાધીશ બનેલા કનુએ કહ્યું: 'આ રીતે જ દલા શેઠે બચાવ કરેલો ને એને ન્યાયાધીશે છોડી મૂકેલો પણ એણે બરાબર ન્યાય નથી કર્યો.'

'એણે શું કરવું જોઈતું હતું ?' મનુએ પૂછ્યું.

'ન્યાયાધીશનું કામ ઊંડા ઉતરીને ન્યાય કરવાનું છે. બધા પૂરાવા તપાસવાનું છે તે એણે ન કર્યું. એની ભૂલ આપણી રમતમાં સુધારી લઈશું.'

આટલી વાત કરીને એણે ગબા ગાંધીને કહ્યું: 'તમારો ઘડો કચેરીમાં રજુ કરો.'

ગબા ગાંધીએ તરત જ ઘડો રજુ કર્યો.

'આ જ ઘડો તમે અપરાધીના ભોંયરામાં મૂકેલો ?'

'હા બાપુ !'

'એમાં તમે કાજુ ભરેલાં હતાં ?'

'અને એક હજાર મહોરો પણ ભરી હતી.' ફરિયાદીએ કહ્યું.

'એ ઘડો પાછો લાવ્યા ત્યારે એમાં કાજુ હતાં ?'

'હાજી. હજી પણ છે.'

'ચોપદાર ! નગરમાંથી મેવાના ચાર આગેવાન વેપારીઓને બોલાવી લાવો.' ન્યાયાધીશે હુકમ કર્યો.

ચોપદાર તરત જ વેપારીઓને બોલાવી લાવ્યો.

'તમે મેવાનો મોટા પ્રમાણમાં–જથાબંધ વેપાર કરો છો ?'

'હા બાપુ !' વેપારીઓએ જવાબ આપ્યો.

'આ ઘડામાં કાજુ છે તે જુઓ જોઈએ.'

વેપારીઓએ ઘડામાંનાં કાજુ જોયાં.

'એ કેટલા વરસનાં જૂનાં છે ?'

'આ વરસનાં તાજાં કાજુ છે. થોડાંક જૂનાં પણ છે.'

'તમારી ખાત્રી છે કે એમાં આ વરસનાં કાજુ છે ?'

'હા બાપુ ! તાજાં કાજુ ને બે પાંચ વરસનાં જૂનાં કાજુ વચ્ચે ઘણો ફેર હોય છે.'

'પણ આ ઘડામાં ફરિયાદીએ સાત વરસ ઉપર કાજુ ભર્યાં હતાં. સાત વરસ પછી એમાંનાં કાજુ તાજાં શી રીતે થયાં ?'

'કાજુ એ રીતે તાજાં થાય જ નહિ. આ કાજુ તો આ વરસના પાકનાં છે. આ વરસે પાક ઘણો સારો છે. આ બે કાજુ ખાવાથી સમજાઈ જશે કે એક તાજુ કાજુ છે ને બીજુ વરસોનું જૂનું કાજુ છે.'

'બોલો દલા શેઠ, આ ઘડામાં તાજાં કાજુ કયાંથી આવ્યા ?'

'મને ખબર નથી બાપુ !'

'એ નહિ ચાલે. તમે એ ઘડો ઉઘાડીને એમાંની સોના મહોરો કાઢી લીધી ને એને બદલે નવાં કાજુ ભર્યાં એ વાત ખરી છે કે નહિ ?'

'ના બાપુ !'

'તમે એક ગુન્હો તો કર્યો છે. બીજો છેતરપીંડીનો કે ઠગાઇનો ગુન્હો કરવો જવા દો. કચેરી તમારાથી ભોળવાશે નહિ માટે ગુન્હો કબુલ કરો. ગુન્હો કબુલ કરશો તો સજા હલકી થશે.'

'બાપુ ! હું ગુન્હો કબુલ કરૂં છું.' ખૂબ વિચાર કરીને અપરાધીએ જવાબ આપ્યો. 'મારી ભૂલ થઇ ગઇ. હું ફરિયાદીને એની સોના મહોરો આપવા તૈયાર છું.'

'તમે ગુન્હો કબુલ કર્યો ને ફરિયાદીની સોના મહોરો આપવા તૈયાર થયા તે જોતાં તમને ઓછામાં ઓછી સજા કરવામાં આવે છે. તમારો એકસો સોનામહોરો દંડ કરવામાં આવે છે. રાજના કાયદા મુજબ તો તમને કેદની સજા કરવી જોઇએ પણ તમારૂં વર્તન જોઈ એકલો દંડ કરવામાં આવે છે.'

'ભગવાન તમારૂં ભલું કરે !' ગબો ગાંધી બોલી ઉઠયો. 'તમે મારો બરાબર ન્યાય કર્યો.

આ આખીયે રમત રાજા રાયસિંહે સંતાઇને જોઈ. એ જેમ જેમ જોતો ગયો તેમ તેમ કનુ માટે એને માન ઉપજ્યું. ન્યાયાધીશે કરેલી ભૂલ બાબત એ બોલ્યો ને તે પછી જે રીતે એણે ચૂકાદો આપ્યો તે જોઇને એ છક થઈ ગયો.

એ છાનોમાનો ત્યાંથી પોતાના મહેલમાં જવા નીકળ્યો.

રમત પુરી થઈ એટલે છોકરાઓ વેરાયા.

કનુ પણ પોતાને ઘેર ગયો. જતાં જતાં રાજાએ કનુનું ઘર જોઈ લીધુ.

રાજાએ બીજે દિવસે ગબા ગાંધીવાળા કજીયાની તપાસ કરી. જે ન્યાયાધીશે એનો ફેંસલો કર્યો હતો તેને બોલાવ્યો ને ઘટતી વિગતો પૂછી લીધી. રમતમાં જેમ જોયું હતું તેમ જ બન્યું હતું અને દલા શેઠને એણે નિર્દોષ જાહેર કરીને છોડી મૂકયો હતો.

રાજાએ ન્યાયાધીશને દરબારમાં હાજર રહેવાનું કહ્યું અને એ જ રીતે દલા શેઠ ને ગબા ગાંધીને પણ બોલાવ્યા. ગબા ગાંધીને પેલો ઘડો દરબારમાં હાજર કરવાનું ફરમાન થયું.

રાજાએ ચાર આગેવાન ગાંધીઓને પણ દરબારમાં હાજર રહેવા ફરમાવ્યું અને કનુના બાપને કનુને લઈને દરબારમાં આવવા જણાવ્યું.

દરબારમાં હાજર રહેવાનું ફરમાન આવ્યું તેથી દલા શેઠ ગભરાયો. એને એનું કારણ સમજાયું નહિ.

ગબા ગાંધીને પણ નવાઈ લાગી. રાજાને એની ફરિયાદની શી રીતે ખબર પડી તે એને સમજાયું નહિ.

કનુના બાપને અજાયબી થઈ કે રાજાજી કનુને કયાંથી ઓળખે? એમણે કનુને દરબારમાં લઈ આવવાનું ખાસ કરીને શાથી કહેવરાવ્યું હશે!

દરબાર ભરાયો. સૌ વખતસર હાજર થઈ ગયા.

રાજા રાયસિંહ પધાર્યા.

સિંહાસન પર બેઠક લઈને એમણે કનુને બોલાવ્યો ને કહ્યું: 'ગઈ કાલે તમે બધા છોકરાઓ જે રમત રમતા હતા તેની વાત મારે કાને આવી છે. એ રમતમાં તું ન્યાયાધીશ થયો હતો ને ગબા ગાંધીની ફરિયાદ સાંભળી હતી. હવે હું તને ખરે-ખરો ન્યાયાધીશ બનાવું છું. તું ગબા ગાંધીની ફરિયાદ સાંભળીને એનો ન્યાય કર.'

એ સાંભળીને કનુને ભારે અચરજ થયું. આવું બનશે એવો એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. છેક આઘે નગરને એક ખૂણે આવેલા શિવાલયમાં રમેલી રમતની વાત રાજાએ શી રીતે જાણી તે એને સમજાયું નહિ.

પહેલાં તો એ ગભરાયો પણ રાજાએ એનો હાથ પકડીને બાજુમાં ગોઠવેલા એક મઝાના નકસીદાર આસન ઉપર એને બેસાડયો. એ આસનનો આકાર બંટ-મોગરાના ઘાટનો હતો.

કનુએ પોતાની બેઠક લીધી એટલે રાજાજીની સૂચનાથી ગબા ગાંધીએ પોતાની ફરિયાદ રજુ કરી.

આ નવો પ્રકાર શો થાય છે તે બધા દરબારીઓ કુતૂહલથી જોવા લાગ્યા.

ગબા ગાંધીએ પોતાનો પક્ષ રજુ કર્યો ને પોતે કઇ રીતે કાજુવાળો ઘડો દલા શેઠની વખારમાં અનામત રાખ્યો હતો ને પોતાની સોનામહોરો કઇ રીતે ગુમ થઈ હતી તે જણાવ્યું.

દલા શેઠે પોતાનો બચાવ કર્યો અને ઉમેર્યું કે એના ઉપર ખોટો આરોપ મૂકવામાં આવ્યો હતો અને એ રીતે બદનામ થવાથી એની આબરૂ ઘટી હતી એટલે નામદાર ન્યાયાધીશે એને ફરિયાદી પાસેથી એ બાબત ઘટતો બદલો અપાવવો જોઈએ.

'તમે પેલો ઘડો લઈ આવ્યા છો?' કનુએ ગબા ગાંધીને પૂછયું.

'હાજી. આ રહ્યો.' એમ કહીને ગબા ગાંધીએ ઘડો રજૂ કર્યો.

'એનું ઢાંકણું ઉઘાડો ને કાજુ બહાર કાઢો.'

ગબા ગાંધીએ ઘડાનું મોઢું બાંધેલું હતું તે છોડયું ને કાજુ બહાર કાઢયાં.

'નગરના ચાર આગેવાન ગાંધીઓને બોલાવો.' કનુએ ચોપદારને ફરમાવ્યું.

'નામદાર! મારું કામ પુરું થાય છે. રમતમાં મેં ગુન્હેગારને સજા કરી હતી પણ અત્રે એ રીતે સજા કરવાનો અધિકાર આપનો છે.' કનુએ રાજા રાયસિંહને જણાવ્યું.

'રમતમાં શી સજા કરી હતી?' રાજાએ પૂછ્યું.

'રમતમાં તો પોતાની વિરૂદ્ધનો પૂરાવો જોઈને અપરાધી તરત જ માની ગયો હતો એટલે મેં એકસો સોના મહોરનો એને દંડ કર્યો હતો;' કનુએ જવાબ આપ્યો.

'ઠીક છે. આ અપરાધીએ જરા આનાકાની કરીને એનો ગુન્હો કબુલ કર્યો છે એટલે એને પણ એટલી જ સજા ફરમાવો.'

'એ આપ નામદારના અખત્યારની વાત છે.' કનુએ કહ્યું.

'ભલે! દલા શેઠે ગુન્હો કબુલ કર્યો હોવાથી એમનો એકસો સોના મહોરનો દંડ કરવામાં આવે છે.' રાજાએ ફરમાવ્યું.

દલા શેઠે દંડની રકમ ભરી દીધી. ગભા ગાંધીએ કનુને હજારો હજાર દુવા દીધી.

'જોયુંને ન્યાયાધીશ!' રાજાએ ન્યાયાધીશને કહ્યું. 'ન્યાય આ રીતે થાય. તમે વધારે ચોકસાઈ કરી હોત તો ખરી વાત જણાઈ આવત. મને આ છોકરો ચાલાક લાગે છે એટલે તમારે હસ્તકનાં કામ એને સોંપો અને એ કઈ રીતે કરે છે તે જુઓ.'

'ભલે બાપુ!' ન્યાયાધીશે રાજાજીની સૂચના કબુલ કરી.

રાજાજીએ કનુને આ રીતે ન્યાયધીશ બનાવ્યો.

શ્રી. નાગરદાસ ઇ. પટેલ

卐

## વાદળી

: આરું આરું દસતો રે પેલો ચાંદલો—એ ઢાળ :

હું રંગભરી વાદળી
ઉમંગભરી વાદળી
હલકમલક હાલતી રે
હું રંગભરી વાદળી.

એક પળે કાજળી
બીજીએ સોદામણી
ચેતન રેલાવતી રે
હું રંગભરી વાદળી.

આભતણી ઓકળી
મ્હાલું બની મોકળી
મેઘની હું છોકરી રે
હું રંગભરી વાદળી.

શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઇ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૮-૨-૪૨

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર-
લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

સહતંત્રી :
શ્રી. રમા ઠાકોર

પુ. ૩૮ મું ]      એપ્રિલ : ૧૯૪૨      [ અંક ૨ જો.

## અનુક્રમણિકા



## — બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના




પુસ્તક ૩૮મું | એપ્રિલ : ૧૯૪૨ | અંક ૨ જો

# પુર્ણિમા

રૂમઝુમ કરતી, અમમન ભરતી,
તારામંડળ મધ્યે ફરતી,
ઉજ્વલ રૂડાં પ્રકાશ કરતી,
ધવલ વસન ધારી રઢિયાળી
પુર્ણિમા આવી—

જલદે સંતાકુકડી રમતી,
નૃત્ય કરી તારા મન ગમતી,
ઉરોર્મિ ઉછળાટે મધુ રચતી,
નવલાં ગીતો મનહર ગાતી
પુર્ણિમા આવી—

મંદ હાસ્યને ઝરમર ઝરતી,
જન મનમાં નવરંગો ભરતી,
કિરણ બાલ ભૂ દડે કુદવતી,
અમલ અભિલાષે સુખદાયી
પુર્ણિમા આવી—

શ્રી. બાલકૃષ્ણ મુગટરામ ઠાકર

# ઝૂકવો

[ ગીત ]

ઝૂકવો જંગે
ચેતન રંગે
આશ ઉમંગે
ઝૂકવો જંગે !

સ્વતંત્રતાના સુર બજાવી,
હૈયે હૈયે ગીત ગજાવી,
સત્ય શસ્ત્ર લઈ અભંગે,
ઝૂકવો જંગે !

ક્રોધ કુસુંપ ને ઇર્ષ્યા ત્યાગી
ભ્રાતૃત્વના ભાવ જગાવી
પ્રેમે સ્નેહના સંગે સંગે,
ઝૂકવો જંગે !

સિંધુ જેવી રાગે ગાતો
પ્રચંડ ઉછળે ઝંઝાવાતો
ધૈર્ય—શ્રદ્ધા ધરી અંગે
ઝૂકવો જંગે !

× × ×

હૈયે દિવ્ય દિપક દમકે,
જ્યોતો એની જગમાં ઝમકે,
આનંદો હવે નવલા રંગે,
ઝૂકવો જંગે !
ચેતન રંગે
આશ ઉમંગે
ઝૂકવો જંગે.

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# દેહયજ્ઞ

દર્શાવનાર :
**શ્રી. શાન્તા સી. પટેલ**

**પ**રણેલી બ્હેનોનું ભાગ્ય શું ?

સુખી જીંદગીમાં પુષ્ટિકારક દેહે પુષ્ટ પુત્રી કે પુત્રરત્નની પ્રાપ્તિ એ જ સદ્દભાગ્ય ! જ્યારે સૌભાગ્યવંતીની સંતાનઇચ્છા સંતુષ્ટ થાય છે ત્યારે સ્ત્રીને અનહદ અને અનેરો આનંદ થાય છે. પણ…….

બ્હેનો પ્રસવકાળનો સમય વિતાવ્યા બાદ પોતાના દેહની કાળજી રાખવા પ્રત્યે ખૂબ જ બેદરકાર રહે છે. આથી જ તેમનાં શરીર નબળાં અને નિરંતર રોગીષ્ઠ રહે છે. પ્રસવકાળ પહેલાં પણ દેહની ખૂબ જ કાળજી રાખવાની જરૂર છે.

સુવાવડી સ્ત્રી ઉપર તાત્કાલિક કામનો બોજો નહિ નાખતાં ઘરની વડીલ સ્ત્રીઓએ તેની ઉપર દયા રાખવી જોઇએ. પ્રસવકાળ પહેલાં અને પછી સાસુ-નણંદોએ સુવાવડીની દયા ખાઇ, દાઝ અને બીક ઓછી કરી તેને રાહત આપવી એ એમની મહાન ફરજ છે.

આવી બાબતને એક નજીવો પ્રશ્ન ન ગણતાં પ્રસવકાળને વિતાવ્યા બાદ ખૂબ જ કાળજીપૂર્વક દેહની સંભાળ લેવી. જેથી પોતે તંદુરસ્ત રહી શકે છે. અને સંતાનને પોતાના પુષ્ટિપૂર્ણ ધાવણદ્વારા તંદુરસ્ત બનાવી શકે છે.

મારી સદ્દભાગી બ્હેનોને પ્રસવકાળને વિતાવ્યા બાદ પોતાના દેહની સંભાળ લઇ પોતાને પ્રાપ્ત થયેલ સંતાનને પુષ્ટ તત્ત્વ મળ્યા કરે તે માટે કાળજી રાખવા આગ્રહ કરૂં છું તો…

દેહ અને ધાવણ પુષ્ટ કેવી રીતે બને ! પુષ્ટિકારક તત્ત્વોના સેવનથી તો તેને માટે મારી જાણમાં એવો એક જાણેલો પ્રયોગ દર્શાવું છું. જેના સેવનથી કેટલીય બ્હેનો ઉપયોગ કરી પોતાની અને પોતાના સંતાન-રત્નની પુષ્ટિ પ્રાપ્ત કરશે.

પ્રસુતાબ્હેન સવા મહીના પછી પવિત્ર ગણાય છે. છતાં પણ તેના અંગની પ્રસુતા નાબૂદ થઇ નથી હોતી. સવા મહીના પછી તેના દેહમાં કોઇ પણ જાતનો રોગ રહેતો નથી. પણ તેણીને બાળક ધાવતું હોવાથી તેના દેહની દુર્બળતા દૂર કરવા પંદર દિવસ સુધી પૌષ્ટિક ખોરાક આપવાની જરૂર રહે છે. જેને લોકો 'કાટલા'ના લાડુ કહે છે. પણ આપણે શિષ્ટ શબ્દોમાં એને "સૌભાગ્ય પુષ્ટિપાક" કહી શકીએ.

કેટલીય બ્હેનો જુદા જુદા પદાર્થો નાંખ્યા હોવાથી "ભાવતું નથી" એમ કહીને એને ખાતી નથી, એટલે બે ત્રણ દિવસ ખાઇને પડતું મૂકે છે. એટલે વડીલો "નજર લાગી છે" એમ બોલીને વ્હેમ ઘાલે છે. પણ ખરી રીતે એમ હોતું નથી. પણ કોઇ પણ જાતના નિયમ વિનાની ચીજો એમાં નાખી હોવાથી એ ખાવામાં ભારે લાગે છે. કેટલીક વખત પ્રમાણ વગરના પુષ્ટિપાકને લીધે બ્હેનોને તાવ આવે છે, ઝાડા થઇ જાય છે અને બાળક માંદુ પડે છે.

આ વસ્તુસ્થિતિનો ખ્યાલ કરી સવા મહીના પછી લાડુ તરીકે આપવાનો પાક નીચે પ્રમાણેનો છે. તે ખવડાવવાથી પ્રસુતાના ધાવણને વધારી શરીરના લોહીની પુષ્ટિ કરી બાળકને તંદુરસ્તી આપે છે.

"બાવળનો ગુંદર તોલા ૨૦, સુંઠ તોલા ૧૦, સુકું કોપરૂં તોલા ૧૦, બદામ તોલા ૧૦, ખસખસ તોલા ૨॥, અજમો તોલા ૧॥, સુવા તોલા ૨॥,

વલીયારી તોલો ૧, તજ તોલો ૧, ગંઠોડા તોલો ૧), જાયફળ તોલો ૦ાા, ઇલાયચી તોલો ૧, આહન તોલા ૨ાા, સતાવળ તોલા ૨ાા, ચોપચીની તોલા ૨ાા, બળદાણા તોલા ૧, વાવડીંગ તોલા ૧, ચીમોડ તોલા ૫, મેથી તોલા ૫, સાકર શેર ૨ાા, ઘી શેર ૨ાા, તથા ચાંદીના વરખ તોલા ૦ાા, "

પ્રથમ ગુંદરને ઘીમાં તળી લેવો. તળ્યા બાદ ફૂલી જાય એટલે ઠંડો થવા દઇ ખાંડી નાખવો. મેથીને કાચી સેકી જુદી ખાંડવી. ચીમોડ એમને એમ જુદી ખાંડવી. કોપરાને ખમણી નાંખવું, બદામને ગરમ પાણીથી પલાળી, ધોઇ ફોતરાં કાઢી નાંખી ખાંડી રાખવી. દરેકને ચાખવી, કડવી ન હોય તે ધ્યાનમાં રાખવું.

ખસખસ આખી જુદી રાખવી. એ સિવાયની બીજી ચીજોને ખાંડાવી હવાલે ચળાવી નાંખવી.

પ્રથમ લોઢાની કઢાઇમાં ઘી મુકવું તે ગરમ થાય એટલે અંદર ગોળ નાંખવો. ગોળ ઘી ઉપર તરવા લાગે એટલે નીચે ઉતારી તેમાં ખાંડેલી સાકર નાખવી. અને ત્યારપછી વારાફરતી બધી ચીજો નાંખવી. ઉપરથી આખી ખસખસ નાંખી બધું એકાચાર કરી હાથથી મસળીને દરેક દશ તોલાના લાડુ વાળવા. આ લાડુમાં જેની ઇચ્છા હોય તે ઘઉંનો એક શેર લોટ નાખી શકે છે. પરન્તુ તે નાખતા પહેલાં ઘીમાં સારી રીતે સાંતળી લેવું. અને એ સાંતળવામાં ઉપર લખેલ પ્રમાણમાં બતાવ્યું છે તેથી જુદું લેવું.

ઉપર પ્રમાણેના " સૌભાગ્ય પુષ્ટિપાક "ના લાડુ બનાવી સુવાવડીને સવા મહીનો પૂરો થયા બાદ સવારમાં દાતણ-પાણી-સ્નાનાદિ કરાવી સૌથી પ્રથમ ખવડાવવા. દશ તોલાનો એક લાડુ એક ટંકે ઘણો છે, પાચનશક્તિ સારી હોય છતાં પણ વધુ ખાવાનો લોભ ન કરવો.

નબળી પાચનશક્તિવાળી બ્હેનોએ અડધો કે ચોથો લાડુ ધીમે ધીમે ચાવીને ખાવો. ઇચ્છા થાય તો સવા મહીના પછી દૂધ લઇ શકાય છે. પરન્તુ ચ્હા તો બીલકુલ લેવી જ નહિ, તેથી મંદાગ્નિ થશે અને સ્તનનું ધાવણ ઘટશે.

આ પાકથી ધાવણ તથા દેહ સુધરે છે. મગજને શાન્તિ થાય છે અને નિદ્રા નિરાંતે આવે છે. શરીરશક્તિમાં વધારો થાય છે. માટે મારી દરેક સદ્દભાગી પ્રસૂતાબ્હેનને આ પાકનો ઉપયોગ કરવા મારી ખાસ ભલામણ છે. આવી રીતે......

સૌભાગ્ય પુષ્ટિપાક વડે દેહયજ્ઞની
સફળતા પ્રાપ્ત થાય છે.
મારી સદ્દભાગી પ્રસૂતા બ્હેનો !
આજથી જ શરૂ કરજો તમારો મહાન દેહયજ્ઞ !
આનો ઉપયોગ અને સેવન એજ
સૌભાગ્ય પુષ્ટિપાકથી સફળ દેહયજ્ઞ !!



# સુંદર સ્વપ્ન

:: મંદાક્રાન્તા ::

આશાઘેરા રસિક ઉરમાં સોણલું એક મ્હોરે !
વાગે બંસી, શરદવિકસી કૈક મીઠી બપોરે !
ધીરે ધીરે વહત સરિતા વેગથી આ મઝાની !
ઓચાસંગે વિજનખડકે અંતરે શાન્તિ ધારી !
ગાઉં ગીતો નવિનરસથી બાંધતા ફૂલવેણી-
ભૂલી જુના સ્મરણ દુઃખના ખીલવું આશ વેલી.

શ્રી. વિબુધ મ્હેતા

ખરેખર તે ઉન્મત્ત થયેલો આયરીશમેન પશ્ચિમ ઘાટના ચીચ જંગલોમાંની એક ગુફામાં જઇને રહ્યો હતો. તેણે તે નાની છોકરીને જંગલી જાનવરોથી બચાવી શી રીતે ઉછેરીને મોટી કરી તે એક ભેદ ભરેલી બિના-હતી. પણ તેણે તે છોકરીને ઉછેરી એ ચોક્કસ; અને પછી તેને પોતાની સાથે પણ ફેરવવા લાગ્યો.

તેઓની ત્યાં રહેતાં હોવાની અફવા આજુબાજુના જંગલી લોકોમાં ફેલાઇ. લોકો વ્હેમી હોઇ તેમનાથી બહુ બ્હીતા હતા. તે રાતા લાંબા વાળ તથા ધુંઘવાળી દાઢી અને ચકચકિત ભૂરી આંખોવાળા માણસને તથા તેની બહુ જ કાળા વાળ અને અને કાળી આંખો વાળી છોકરીને દેવ અથવા તો દાનવ માનતા હતા. તે લોકો તેમને બહુ બોલાવતા નહીં, પરંતુ એક દીવસ તે માણસે રીંછથી સખત ઘવાયેલા એક જુવાનને જોયો અને તેને પોતાની ગુફામાં લઇ આવી મલમપટ્ટા કર્યા અને તેના ઘા રૂઝાવી દીધા.

તે વખતથી તે જંગલના લોકો તેઓના ગાઢ મિત્ર થઇ પડયા. તે દેવ તથા તેની નાની પુત્રી માટે નાની મોટી ભેટની વસ્તુઓ લઇને ત્યાં આવવા લાગ્યા, અને તેમની સ્ત્રીઓએ પણ તેની પુત્રી તારાને સ્ત્રીઓની રહેણી કરણી તથા રીતભાત સમજાવવા માંડી. પણ તે છોકરી તો તેમાંનું કાંઇ ધ્યાન ઉપર લેતી જ નહીં. તે એક કુશળ શિકારી થઇ પડી અને બાણ તથા ગોફણથી નિશાન તાકવામાં ઘણી પ્રવીણ બની ગઇ. તે ઉપરાંત તેણીએ તેના બાપના જેટલું જ દવાથી રોગો મટાડવાનું કામ પણ શીખી લીધું.

× × ×

તે લોકો રહેતાં હતાં તે ગુફાની બારીમાંથી બહાર નજર કરતાં દેખાતા એક મજબૂત પહાડી કિલ્લામાં પીંઢારા લોકોની એક ટોળી રહેતી. તે લોકો પણ પોતાનાં માંદાં તથા ઘવાયેલાં માણસોને ગુફામાં સારવાર માટે લાવવા લાગ્યાં. તે લોકોના પૂજારી (ધર્મ ગુરૂ) સાથે તે આયરીશમેનને મિત્રાચારીનો-સંબંધ બંધાયો, અને તેની પાસેથી તે છોકરી ઘોડેસ્વારી તેમજ તલવાર ભાલો તથા ઢાલનો બરાબર ઉપયોગ કરવાનું શીખી ગઇ. જ્યારે તેણે ટેકરીઓમાં ઘોડેસ્વાર થઇ હાથમાં ભાલો કે તલવાર રાખી પોતાના કાળા છુટા વાળ ફરફરાવતી પૂરપાટ દોડે જ જતી ત્યારે તેણી એક યુદ્ધકુશળ રાણીના જેવી જ લાગતી હતી.

તારાની ઉમ્મર સોળ વર્ષની થઈ ત્યારે કોઈપણ દીવસ માંદા ન પડેલા તેના બાપને સખત શરદી થઈ આવી અને પરિણામે તે ગુજરી ગયો. આ બનાવથી તે છોકરી નાસીપાસ થઇ ગઈ. પરંતુ આજુબાજુથી તેણીના ઓળખીતાંઓ તેની મદદે આવ્યાં, અને કિલ્લાનો વૃદ્ધ પૂજારી પણ તેણીને સાંત્વન તથા સલાહ આપવા આવી પહોંચ્યો.

બેટી—તે બોલ્યો—તારો બાપ એક અંગ્રેજ યુરોપીયન હતો. સમુદ્રપાર રહેતાં તેનાં સગાંઓ મોટાં જાગીરદાર અને ઘણાં જ પૈસાદાર છે. લે, તારા બાપે મને આ પત્રો આપેલા છે, જે તને બહુ ઉપયોગી થઇ પડશે. મારી તો તને એવી સલાહ છે કે તું આ પત્રો લઇને મુંબાઇમાં અંગ્રેજ લોકોને મળીને તેમની મદદની માગણી કર. હું તારી સાથે આવીશ અને તેમ કરવામાં પૈસા તથા કપડાં લત્તાં વગેરે જેવી જરૂર પડશે તે હું તને આપીશ. પણ તારાએ તેમ કરવાની ચોખ્ખી ના પાડી, અને તેણે દઢતાપૂર્વક કહ્યું કે આ મારું ઘર છે અને હું અહીં જ રહીશ. આ વચનો તેણીએ એટલી મક્કમતાથી ઉચ્ચાર્યાં, કે તે વૃદ્ધ પૂજારીએ તે બાબતમાં તેણીને વધારે સમજાવવાનું માંડી વાળ્યું. પરંતુ જ્યારે તેણે

તે છોકરીના શરીર તરફ નજર કરી ત્યારે તેની આંખમાં ઘણી જ ચમકીની દેખાઈ. કારણ તારા હવે એક સુંદર અને ભરાવદાર શરીરવાળી સ્ત્રી બની ગઈ હતી. તેની સ્ત્રીય આકર્ષકતા—જેની સામે ઘણા જ થોડા માણસો ટકી શકશે-ને લીધે જ તેના જીવનમાં ઘણા ભારેફેરા આવશે. આજ સુધી તેણીના બાપમાં મનાએલી દૈવી શક્તિને લીધે તેણીનું રક્ષણ થયું હતું પણ હવે ભવિષ્યનું શું !

તે વૃદ્ધ પૂજારી વિચાર કરીને બોલ્યો–વાહ, જો તારો આવો જ નિશ્ચય હોય તો પછી, તું કાંઈ પણ ધાસ્તી રાખ્યા વિના મારી સાથે ચાલ. હું તને રહેવા માટે અલગ જગ્યા આપીશ અને ત્યાં તું મારી દેખરેખ નીચે ખુશીથી રહી શકીશ.

તે છોકરીએ આ વાત તુરત કબુલ કરી લીધી. પરંતુ ત્યાં જઈને રહ્યા બાદ, બહુ ના પાડવા છતાં પણ તેણી મોટાનું બખ્તર પહેરીને પીંઢારા લોકોની ટોળીમાં જોડાઈ ગઈ, અને તેથી તે પૂજારીને બહુ ભય લાગ્યો. તેણે વિચાર કર્યો. આનાથી બીજું વધારે ખરાબ શું થઈ શકે ! તે લોકો ભયંકર હતા અને તેઓ લુંટફાટ મારામારી નિર્દયતા અને નીલાજપણાની જીંદગી ગાળતા હોય છે. તારા તરફ પોતાનામાંના એક જેવી નહી પણ એક સ્ત્રીના જેવી વર્તણુક રાખશે.

કિલ્લામાં બીજી સ્ત્રીઓ રહેતી હતી. તેમણે પણ પૂજારીની વિનંતીથી તારાને હથીઆરો મુકીને આરામ તરફ દોરવા પ્રયત્ન કરી જોયો; પણ આ વાત તેણીએ ધિક્કારી કાઢી, કારણ જો કે દિલની ગરમ આવેશવાળી તેણી જલદી પ્રૌઢ બની ગઈ હતી. પરંતુ તે વાતનું તેણીને પોતાને ભાન થયું નહોતું.

જ્યારે ભાન થશે ત્યારે શું થશે ? ખરેખર તે જાગશે મોજ અને તે કિલ્લાએ કદી નહીં અનુભવેલું એવું સ્વપ્ન દર્શન મોકલ્યું...અને તે બીજા કિંકરો કોઈ પણ ડુંગરી કિલ્લાને માટે પ્રશંસાપાત્ર કહેવાય એવું હતું.

એક રાત્રે, પીંઢારા લોકોનો સરદાર, પોતાનો આવેશ વધારે વખત રોકી ન શકવાથી, પથારીમાંથી ચુપચુપ ઉભો થયો, અને કિલ્લાના જે ભાગમાં તારા સુતી હતી ત્યાં ગયો. તેણી ખુલ્લી ચાંદનીમાં ભરનિંદ્રામાં પડી હતી, અને તેણીએ ઓઢેલા પાતળા સફેદ કપડાથી તેણીના શરીરનાં મનોહર અંગો, તથા બીજા ઉંચા નીચા અવયવોની આકર્ષકતામાં વધારો થતો હતો. કેમ લઈ તે નીચો નમ્યો અને તેણે તારાની છાતી ઉપર હાથ મુક્યો.

વિફરેલ પ્રાણીની માફક, તેના સ્પર્શથી તેણી સફાળી જાગી ઉઠી અને એકદમ સચેત થઈ ગઈ. તેની કામાતુર આંખો તેણીના તરફ તાકી રહી હતી. તેણીનું સુતેલું સ્ત્રીત્વ જાગી ઉઠ્યું, અને આવી પડેલા ભયની ચેતવણી મળી ગઈ. કુદકો મારીને તેણી એકદમ ઉભી થઈ ગઈ, અને શું થાય છે તે જાણી શકાય તે પહેલાં તો તે સરદારને બાથમાં ઉંચકીને ગઢની રાંગ ઉપરથી નીચે ગબડાવી પાડ્યો. પછી તેણે બીજા બધાં માણસોને બોલાવ્યાં અને શું બની ગયું તે કહ્યું.

આપણા સરદારને—તેણે મને જે કરવા પ્રયત્ન કર્યો તેના બદલામાં—મેં મારી નાંખ્યો છે, અને તેની જગ્યા હું લેવા માગું છું. હું તમારી રાણી બનીશ, અને તમારામાંનો કોઈ પણ જો મારી તરફ રાણી સિવાય બીજી દૃષ્ટિથી જોશે તો ભવાનીવા તેને પુરી પછી.

× × ×

તારાની સરદારી નીચે પીંઢારા લોકોની પ્રગતિ ઠીક થઈ. કારણ જો કે તે વખતે તેણીને ખબર નહોતી તો પણ તેણીના માનુ દેખાવ વિગેરે એમ બન્ને પક્ષો તરફથી લાયક

વૃત્તિ વારસામાં મળી હતી. તેણીના આર્યરીશ બાપ દાદાઓમાં ઘણા પ્રખ્યાત લડવૈયા થઇ ગયા હતા, જેમના મજબુત ધસારો અને હિંમતનો મરાઠા યોદ્ધાઓની પરંપરાના બહાદુરી ખડતલપણું અને ચાલાકીનો સંયોગ થયો હતો.

પરંતુ અજાયબ જેવી વાત તો એ હતી કે, તેણી પોતાને માટે મુલક જીતી શકી હોત, પણ તારાએ તેમ કરવાની ના પાડી. તેણી મોજથી વટેમાર્ગુઓ શહેરો તથા ગામડાં ઉપર તુટી પડતી, અને લૂંટફાટ કરી બાળી મુકીને પાછી ફરી આવતી. કિલ્લાઓમાં તેણી ઓચિંતાની ધસી જતી ખજાનો લુટી લેતી અને તેના સરદારોને ચેતતા રહેવાનો પાઠ ભણાવીને પાછી વળી જતી. તેણીને પરાક્રમ પસંદ હતું...સાહસ અને નિરંકુશ જીંદગી... નહી કે જવાબદારી.

એક દિવસ તેણીને બાતમી મળી કે પુના તરફનો એક ધનવાન જાગીરદાર તેનાથી થોડે દૂર રહેતા તેના વેપારી ભાઇને ત્યાં, હિંદુ લોકોને નવા વર્ષમાં લઇ જતી દીવાળી–દીપોત્સવી ઉજવવા જતો હતો. આ શિકાર તેણીને પકડવા જેવો લાગ્યો, અને તેથી તારાએ યુક્તિસર છાપો મારવાને લશ્કર એક બાજુ છુપાવી બીજી બાજુથી જાગીરદારના રસાલાનાં માણસોને રોકી રાખવા માત્ર નામનો ધસારો કર્યો. પરંતુ તેણીના માણસો એક નિમકહરામ માણસ હતો જેણે તેણીએ કોઇ ગુન્હા બદલ શિક્ષા કરી હતી તેણે જઇને જાગીરદારને આ છુપો ભેદ જણાવી દીધો.

પરિણામે જે ઝપાઝપી થઇ તે ઘણી જ ભયંકર હતી. તારાની મુખ્ય અને નામનો ધસારો કરનારી એમ બે ટુકડીઓ છુટી પાડી દેવાનો તે જાગીરદારનો પ્રયાસ નિષ્ફળ ગયો અને તેણીની સરદારી તથા તેણીની તલવારથી જાગીરદારનાં માણસોની થતી કતલ જોઇને ઉશ્કેરાયલાં તેણીનાં માણસો, એટલી બહાદુરીથી લડયાં કે તેણી શત્રુઓની વચમાંથી પોતાનો રસ્તો કાપી કાઢવામાં લગભગ ફતેહમંદ થતી લાગી; અને જો તે જાગીરદારે પોતાના એક ચુનંદા જુવાન સરદારને તેના માણસો સાથે, તારાએ ચાલાકીથી પાડેલા ભંગાણુ આગળ ન મોકલી આપ્યો હોત તો તે ખરેખર ડન્કર્કના જેવી લડાઈ થઈ જાત.

નવાં આવેલાં માણસોના ઝનુની ધસારાથી, તારાનાં થાકેલાં માણસો પાછાં હઠવા લાગ્યાં, અને તેમની આસપાસ જાગીરદારનાં માણસો ફરી વળ્યાં, જેના પરિણામે તારા શિવાય તેણીનાં બધાં માણસો કપાઇ મુઆં, પોતાનાં વફાદાર માણસોના મુડદાંની વચમાં, હાથમાં તલવાર પકડી, લડાઇના ઝનુનથી આગ વરસાવતી તેણીની આંખો ચારે તરફ ફેરવતી અને પડકાર કરતી ને ઉભી રહી, જેથી થોડીવાર સુધી તો કોઇ પણ માણસ તેણીની તલવાર પહોંચે તેટલે નજીક જઇ શક્યું જ નહીં.

આખરે તે જુવાન સરદાર પોતાની તલવાર ખેંચી તેણીની સામે આવીને ઉભો, અને સમજાવવા લાગ્યો–કુમારી તાબે થા.

તારાએ ફડાક લઇને હિંમતભેર જવાબ આપ્યો—હું કદી તાબે નહીં થાઉં. તેણી પોતાની તલવાર ઉંચી કરીને તેના તરફ ધસી અને તેની સાથે લડવા લાગી, અને આ એક ખરેખર યાદગાર યુદ્ધ થયું. લોહીવાળા ઘાસ ઉપરથી સરકતાં લપસતાં તથા આજુબાજુ પડેલાં મડદાંઓના ઢગલા ઉપરથી આમ તેમ કુદતાં તેઓની તલવારો સામસામી અથડાવા લાગી અને તેમાંથી આગના તણખા ઉડવા લાગ્યા. તારા તે સરદાર કરતાં તલવારબાજીમાં જરા વધારે કુશળ હતી, પણ આ સરસાઇની સામે બીજી વધારે મુશ્કેલી એ હતી કે તેણી લડીલડીને થાકી ગયેલી હતી, જ્યારે તે સરદાર લગભગ તાજો જ હતો.

તેણીની સહનશીલતા ખુટવા માંડી, અને એકાએક તેણી ઢાલ અને તલવાર ફેંકી દઇ ઘુટણીઆભર બેસી ગઇ અને રડી પડી. આ નાટકી ફેરફારથી તે સરદાર આભો બની ગયો. અને તેણીની સામે ડોળા ફાડીને જોઇ રહ્યો. તેટલામાં તેનો એક વૃદ્ધ સીપાઇ આગળ આવ્યો અને તેના સરદારના ખભા ઉપર હાથ મુકીને બોલ્યો. ખેલ ખતમ થયો છે. તેણીમાંનો લડવઇઓ મરી ગયો અને સ્ત્રીત્વ જાગૃત થયું છે. આવો પ્રકાર મેં પહેલાં જોયેલો છે, માટે જાઓ અને તેણીને બેડી કરો. ચાલો આપણે તેને જાગીરદાર પાસે લઇ જઇએ.

પોતાની તલવાર મ્યાન કરીને તે સરદાર તેણીની પાસે ગયો, પણ જેવો તે એકાદ ડગલું જ દુર રહ્યો કે તુરત તેણી ફલંગ મારીને ઉભી થઇ ગઇ, સરદારને પછાડી નાંખી તે તેના ઉપર ચડી બેઠી, અને પોતાની કટાર હાથમાં પકડી તેને મારવા માટે ઉગામી.

તેણી ક્રોધથી ભભુકી ઉઠી—તાબે થા—હું તાબે થાઉં......

મોતની કે પોતાની બીક રાખ્યા શિવાય તે સરદારની પોતાની તરફ એકીટશે તાકી રહેલી આંખો સાથે તેણીએ પોતાની નજર મેળવી. તેણીના હાથમાંથી કટાર સરી પડી, તેણી ઉભી થઇ, હાથ જોડી માથું નમાવી ઉભી રહી અને ધ્રુજતે અવાજે બોલી—

હું તાબે થાઉં છું—હુકમ કર અને હું પાળીશ. તે સરદાર ઉભો થઇને બોલ્યો—ત્યારે તને મારી ન નાંખવી પડી તેથી હું ખુશી થયો છું—મને ઘણો આનંદ થાય છે, ચાલ, અમારો જાગીરદાર આપણી રાહ જુએ છે, એમ કહીને તેણીને જાગીરદાર પાસે લઇ ગયો.

ધોળી દાઢીવાળા પોતાના મોઢા ઉપરની નબળી આંખોથી તેણીના તરફ તાકીને જોતો જોતો તે વૃદ્ધ જાગીરદાર બોલ્યો—ત્યારે તે પ્રખ્યાત તારા, દક્ષિણની રાણી તું જ કે !—તું હજી તો બહુ નાની છે, અને તો પણ... રસ્તાની બાજુ ઉપરના ઝાડના ઠુંઠા ઉપર બેઠેલો હતો ત્યાંથી તે એકદમ ઉભો થઇ ગયો, અને બોલી ઉઠયો—છોકરી મને કહે કે તું કોણ છું ? તારો બાપ કોણ હતો ?—શું તે એક ધોળા માથાવાળો અંગ્રેજ હતો ?

× × ×

વાંચકો ! તમારી અટકળ ખરી છે. તે જાગીરદાર, તે જ પાંચહજારી મરાઠા સરદાર હતો જેને સારી કામગીરી માટે વીસ હજારની ટુકડી સોંપવામાં આવી હતી, અને તારા, તેની ઘણા વખતથી ગુમ થયેલી, અને આબેહુબ તેણીની માના જેવા જ ચ્હેરાવાળી તેની દૌહિત્રી હતી.

તે વર્ષે તેમણે કેવી સરસ દિવાળી ઉજવી. ...કેટલી રોશની. કેટલી આતસબાજી—કેટલી જાફતો અને કેટલો આનંદ...અને ત્યાર પછી વૈશાખ માસની લગનસરામાં તારા અને સરદારનાં લગ્નની કેવી ધામધુમ...*

* ટા. વી તા. ૨ ૧૧-૪૧ માંના સ્ટોરીટની વાર્તા ઉપરથી અનુવાદ.

---

## મુક્તક – યુગ્મ

### કેમ ચૂકું ?

: અંજની :

ઘુદ ઘુદ નાદે વહેતા રસથી  
જે કલ્પનાની ધૂન ચડે છે  
અમર તે કવિતાની જ્યોતિ  
કેમ હું ચૂકું !

### સૂકાઇ જાજો !

: અંજની :

કવિતામાં જે વિલાસ કલ્પે  
અશ્લિલતા બસ જેમાં ઝડપે  
તેવાં કવિનાં કાવ્ય ઝરણું  
સૂકાઇ જાજો !

# જીવન—બિરાદરી



આજ જાગે છે જીવન બિરાદરી
પ્રણયવેલ પાંગરી,
જાગે છે જીવન બિરાદરી—

હૈયે હૈયાની ફૂલ ગૂંથણી ગૂંથાણી,
મન મનના જામ્યા મેળ;
ઉર ઉરથી ઉભરાતી અમૃતની,
રં ગ ભ રી ર સ રે લ.
ભેદભાવ વિસરી,
જાગે છે જીવન બિરાદરી—

શશિને મળી રસ ચાંદની, મયૂરીને,
સાંપડયો મનમાન્યો મોર;
સરખે સરખાં સ્નેહ સાંટળે સંકળાણાં,
સંધાયા દિલડાના દોર.
પ્રેમાળ પગલાં ભરી.
જાગે છે જીવન બિરાદરી—

સાથે રહી રાષ્ટ્ર ઉત્કર્ષ સાધવા,
દેશ બનાવવા આબાદ;
હેતે હીંડાળલે હીંચવા સજોડલે,
ભારતને કરવા આઝાદ.
વહે સોહાગ નિર્ઝરી,
જાગે છે જીવન બિરાદરી—

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

# કલિકા

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોશી

કલિકા ખીલતી કળી હતી! ગમનલાલે તેને ઇન્ટર આર્ટ્સ સુધી ભણાવી હતી; રસોઇ, શીવણ, ભરત, હાર્મોનિયમ-સતાર વાદન વગેરે ચાલુ જમાનાની જરૂરીઆતોમાં તે પ્રવીણ હતી; સાઇકલ પર બેસતાં, તેમજ તરતાં પણ તેને આવડતું હતું.

કૉલેજમાં જતી હોવાથી ટેનિસ, બેડમિંટન, પિંગપોંગ વગેરે વિદેશી રમતોમાં પણ તે નિપુણ હતી! આંખ, નાક નોકદાર હતાં; મધ્યમ કાઠીનું શરીર, લાંબો નાગની ફેણ જેવો ચોટલો બધુંય અનુકૂળ હતું; અને ઉપરથી વરદક્ષિણાની ભારે રકમ આપવાની ગમનલાલની પણ સંપૂર્ણ તૈયારી હતી-છેમ છતાં માત્ર સહજ શ્યામવર્ણના કારણે તેની પસંદગી માટે જ્યાં ત્યાંથી ના ની ના જ આવતી હતી.

કલિકા માટે સારૂં વરઘર શોધવાને આમ ઓછામાં ઓછા બે વરસથી ગમનલાલ પગ દોડ કરી રહ્યો હતો! અને એના જેવા સાધન સંપન્ન માણસને પોતાની છોકરી સારે ઠેકાણે પડે એવી ઇચ્છા હોય એ પણ સ્વાભાવિક હતું! છોકરીનો વિવાહ કરતી વખતે છોકરો શું ભણ્યો છે, શું કમાય છે, ઘરમાં-કોણ કોણ માણસો છે, પોતાને શોભતું કુળઘર છે કે નહિ, જન્માક્ષર મળતા આવે છે કે કેમ-એ બધી તપાસ બીનચૂક લોકો કરે છે અને તે મુજબ ગમનલાલ પોતાને શોભતું કુળઘર જોવા જતો કે કલિકાનો શ્યામવર્ણ વચમાં આડો આવી ઉભો રહેતો!

હવે જરા પૈસા ટકાની બાબત જવા દેતાં ગમનલાલને સારૂં ઘર મળવામાં કાંઇ વાંધો આવે એમ ન હતું. પણ ત્યાં આગળ તેની પત્ની ચંદ્રિકા આડે આવતી હતી!

" આજે એક બીજા સ્થળની ભાળ મળી છે. સાંભળ્યું કે ? " એ પ્રમાણે ગમનલાલે શરૂઆત કરતાં જ " એમ કે ? તે કયું ? " એમ કુતુહળથી ચંદ્રિકા પૂછી નાખતી અને પછી ગમનલાલ કપાળે કરચલીઓ ચડાવી કહેતો " પણ પૈસાની બાબતમાં જરા ઘર ઉતરતું છે! છતાં હું કહું છું કે પૈસા નથી તેથી શું થયું ? "

બસ, ગમનલાલને આટલું બોલતાં જ વાર કે ચંદ્રિકા ફફડી ઉઠતી " ત્યા—રે ? એકની એક છોકરીને તે તમને આટલી ભારે પડે છે ? ને આમ પણ મારી કલિ હજી તો નાની છે-શી ઉતાવળ છે ?—ધીમે ધીમે શોધી કઢાશે ? "

પછી બિચારો ગમનલાલ શું કરે ?

પરંતુ વ્રજમોહનદાસ શેઠ વાળી બાબતમાં નિરાશા મળ્યા પછી તેને લાગ્યું કે " કોઇક સારો ગરીબ પણ સુશિક્ષિત યુવક ગોથી કાઢવો. ને તેને જ લાગવસીલાથી ક્યાંક સરકારી ઓફિસ કચેરીમાં ગોઠવી આપી બેડો પાર કરી દેવો. અને પૈસાનો જ પ્રશ્ન વિચારતાં હોય તો કલિ માટે મેં જે માયાપૂંજી એકઠી કરી છે તેજ જમાઇને આપી દઇશું એટલે બાંજગડ મટી— ! "

આખરે બને તેટલા ઉપાય યોજી તેણે ચંદ્રિકાને પોતાના મતમાં મેળવી લીધી.

( ૨ )

પરંતુ અચાનક એક નવીન ઘટના ઉભી થઇ. બીજે જ દિવસે ગમનલાલ પાસે વિજયરાય નામે એક બી. એ. થયેલો નવયુવક તેના એક બાળમિત્ર પદ્મકાંતની ભલામણ લઇ નોકરી મેળવવા આવ્યો. પદ્મકાંતે પત્રમાં જણાવ્યું હતું કે—

" ભાઇ ગમન, આ પત્ર લઇ આવનાર વિજયરાય મારા ખાસ અંગત સ્નેહીનો છોકરો છે. ઘણો હોંશિયાર અને લાયક છે; માટે ગમે તેમ કરી તેને કયાંક સરકારી ઓફિસમાં ગોઠવી આપજે; એક ગરીબ છોકરાને ઠેકાણે પાડવાથી તારૂં કલ્યાણ થશે; આશા છે કે મારી આ આગ્રહ ભરી વિનંતિને તું જરૂર માન આપીશ. "

છેવટે નાની કલિકાને ખભે બેસાડી પોતે રમાડતો તે યાદ દેવડાવતાં તેણે લખ્યું હતું કે " હવે તો કલિ મોટી થઈ હશે–પણ તેના લગનનો કંસાર ખવડાવવાનું, મને ભૂલતો નહિ ! "

ગમનલાલે પત્ર વાંચી નીચે મૂકયો અને યુવક તરફ બરાબર નીરખીને જોયું,

વિજય સત્તાવીસ અઠ્ઠાવીસ વર્ષનો દેખાવડો યુવાન હતો. તેની મુખમુદ્રાપરથી તે ઘણો બાહોશ હશે એમ જોનારને લાગ્યા વિના ન રહે !

બસ ખલાસ ! ગમનલાલે પોણોસો ટકાનો કામ ઉકલી ગયું એવા વિચારથી એક છૂટકારાનો દમ ખેંચ્યો.

" હાં, તમે ચહા તો લો છો ને ? " ગમનલાલે અચાનક પ્રશ્ન પૂછ્યો.

" જી, પણ અત્યારે શી જરૂર છે ? હું ચહા પીને જ આવ્યો છું. " વિજયને આ પ્રારંભી આદરે સત્કારથી ગુંગળાઇ જવા જેવું થયું.

" પણ લો છો ખરા ને ? બસ, એટલા જ સવાલનો જવાબ આપોને ! " ગમનલાલે આ વખતે વિજયભર્યા સ્વરે પૂછયું અને તેના તાનમાં જ ખુબ મોટેથી હસી પડયો.

" હા–જી ! " વિજયે ટૂંકામાં જ ઉત્તર આપ્યો કે તુર્ત કલિકાને ચહા લઇ આવવાનું ફરમાન પહોંચ્યું. અને તે મુજબ તે ચહા તથા નાસ્તાની વાનીઓ લઈ આવી.

" વારૂ, તમે ઉતર્યા છો કયાં ? " ગમનલાલની પ્રશ્નમાળાનો મણકો આગળ વધ્યો; પરંતુ આ પ્રશ્નનો જવાબ આપતાં વિજય ક્ષણભર ધુંચવાયો.

" જી,– હું મારા એક મિત્રની રૂમ પર ઉતર્યો છું. " કાંઇ પણ જવાબ આપવો જ જોઇએ તે માટે વિજયે ખુલાસો કર્યો.

" આં–મિત્રની રૂમ પર જ ને ? ત્યારે તમે એમ કરો–અત્યારે અહીં જ જમી લો, અને પછી તમારો સામાન રામા પાસે મંગાવી લઇએ. "

" પણ–" વિજય ધુંચવાતો બોલ્યો.

" પણ શું ?–બહુ શરમાળ લાગો છો ખરૂં ? " એમ કહી પોતાના વિનોદી સ્વભાવ પર તે પાછો ખડખડાટ હસી પડયો.

" એમ નહિ, પણ તેણે લોજમાં એક ગેસ્ટનું કહી રાખ્યું છે " વિજયે કચવાતાં કચવાતાં કહ્યું.

" જવા દોને મારા ભાઇ, તમ લોકોને લોજનો શો એવો મોહ લાગ્યો છે ? " એમ કહેતાં ગમનલાલે ઘરમાં ખબર આપી દીધી કે વિજુભાઇ આપણે ત્યાં જ જમવાના છે !

આ વખતે વિજય બીલકુલ ના ઇલાજ થયો !

( ૩ )

પરંતુ પળે પળે તેને આશ્ચર્યની વાત તો એ લાગતી હતી કે ગમનલાલ મારી આટલી બધી આગતા સ્વાગતા કેમ કરતા હશે ?

જમતી વખતે પીરસવાની કામગીરી કલિકાને જ સોંપવામાં આવી હતી. વિજય મૂંગો મૂંગો જમવાનો પ્રયત્ન કરતો હતો; પણ ગમનલાલ તેને ઓછો જ જંપવા દે

એમ હતું ?–તેની વાચાળ જીભ શરૂ થઈ ગઈ, જાણે કે વાર્તાલાપનો વિષય કલિકાના ગુણાનુવાદનો જ હતો ! તેણે વચમાં પૂછ્યું, " કેમ વિજુભાઈ, અમારી કલિની રસોઈ પસંદ આવીને ? " ને પછી કલિકા ઘણી ચાલાક છે, શો કે વિજુભાઈ–ઈત્યાદિ વાનોથી તે જાતે જ તેનાં વખાણ કરવા મંડી પડયો. બિચારો વિજય શો ઉત્તર આપે ! માત્ર કલિકાથી બોલ્યા વિના નહિ રહેવાયું કે " ઉંહ, આ શું બાપા ! આટલી બધી મને છાપરે શાની ચડાવી દો છો ! "

પુનઃ મગનલાલના હોઠ ખૂલ્યા " ને વિજુભાઈ, તમને ટેનિસની પ્રેકટિસ છે કે મૂકી દીધી ! મારી કલિ પણ કોલેજમાં ટેનિસની ચેમ્પીઅન છે હો ! "

વિજયને હવે આ પ્રશ્નો તેમના બોઝભારાનો સામનો કરવાનું કંઈક કપરું થઈ પડ્યું છતાં " એમ કે ! સાચ્ચે ! એ હો ! " એવા ગરબા ગાંડપા શબ્દોના જોરે તેણે જેમ તેમ બોજન સમયના હરખા સામે બાથ ભીડી !

તે પછી વિજયને નોકરી માટે ત્રણ દિવસ રાહ જોઈ બેસી રહેવું ન પડ્યું. મગનલાલે એટલી ચીવટ અને કાળજીથી તેના માટે ખટપટ કરી કે વિજયને પણ તે એક મોટો કોયડો જ થઈ પડ્યો ! પરંતુ પોતે એમના બાલમિત્રનો ભલામણપત્ર લઈને આવ્યો હોવાનું આ પરિણામ હશે એમ સમજી તેણે જેમ તેમ મનનું સમાધાન કર્યું.

વિજયને નોકરી માટે મળવા જવાનું હતું તે દિવસે મગનલાલ તેને પોતાની ગાડીમાં બેસાડી લઈ ગયો. પોતે જાતે તે સાહેબને મળ્યો, અને પોણોસો રૂપીઆના પગાર પર નીમણૂંક પત્રનો કાગળ તેણે જાતે જ વિજયના હાથમાં લાવી મૂક્યો !

" આપનો મારાપર મોટો ઉપકાર થયો " વિજયે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું.

" એંહ, એમાં ઉપકાર શાનો ! પોતાના માણસનું કામ કરવામાં કાંઈ પાડ છે ! "

અને મગનલાલે આ વાક્ય કેટલું અર્થપૂર્ણ રીતે ઉચ્ચાર્યું હતું !

" વારૂ, ત્યારે તમે હવે અમારે ત્યાં જ રહેશો ને ! "

" ના, ના, મારે કરો બાઈ સાહેબ ! આપને નાહક શા માટે ત્રાસ ! અહીં જ એક બે રૂમનો બ્લોક શોધી કાઢી હું રહેવાનો છું. " વિજયે આ વખતે આદરથી પણ મક્કમપણે કહ્યું.

" પણ તમે અહીં એકલા જ રહેવાના છો ને ! "

" હા જી. "

" તો પછી બે રૂમનો બ્લોક વળી શું કરવા જોઈએ ! "

" હમણાં તો કે એકલો છું, પણ ભવિષ્યમાં કુટુંબ સાથે રહેવું જ પડશે ને ! " વિજયે હસતાં હસતાં જણાવ્યું.

" વાહ, વાહ, શાબાસ ! ભવિષ્યની તૈયારી કરી રાખવામાં પણ તમે બહુ કુશળ જણાઓ છો ! " એમ કહી મગનલાલ ખડખડાટ હસ્યો. અને પહેલી જ વાર વિજયે પણ તેમાં પોતાના હાસ્યનો સૂર પૂર્યો.

" વારૂ, પણ સ્વતંત્ર રહો તો પણ અમારે ત્યાં તમારે દરરોજ આવવું હોં. " મગનલાલે છેલ્લો પાસો નાખ્યો.

અને વિજયે આનંદથી સંમતિસૂચક ડોકું ધુણાવ્યું.

( ૪ )

સમય જતાં વિજય અને મગનલાલ વચ્ચે સંપૂર્ણ પરિચય જામી ગઈ; અને ખાસ તો અગત્યની એ થઈ કે વિજય અને કલિકાનો પરિચય વધતાં તેમના વચ્ચે છુટથી વાર્તાલાપ પણ શરૂ થઈ ગયો !

કેટલાક દિવસ બાદ તે બંનેએ ટેનિસ રમવા માંડયું. કોઇક દિવસ ગમનલાલ ઓફિસમાંથી આવ્યા પછી તેનાં દીવાનખાનામાં વિજય અને કલિકાને વાતોએ વળગેલાં જોવામાં આવતાં, અને પોતાની નવી યોજના ફત્તેહમંદ નીવડવા માટે ગમનલાલને પારાવાર આનંદ થતો.

બસ ખલાસ ! વિજયને નોકરીમાં દાખલ થયે એ જ માસ થયા હતા એટલી વારમાં કલિકા, સાથે તેને સુંદર પરિચય થઇ ગયો; પણ વિજયના હૃદયની વાત તે મુગ્ધ કલિકાને સમજાતી ન હતી; અને સ્પષ્ટ પૂછી ખુલાસો કરવાની તેની જીગર ચાલતી ન હતી.

આખરે યોગાયોગ આવતાં તેને વિજય આગળ એ સંબંધી વાત કાઢવાની તક મળી.

એક દિવસ વિજય અને કલિકા વચ્ચે લગ્નના વિષય પર વાર્તાલાપ શરૂ થયો. વાદ-વિવાદ ખુબ જોરશોર ચાલતો હતો; એટલામાં ગમનલાલે દીવાનખાનામાં પ્રવેશ કર્યો. પોતે આવવાથી બંનેના મોંએ તાળું વસાઇ ગયેલું જોતાં ગમનલાલે વિવેચન ચાલુ રાખવાનો આગ્રહ કર્યો. તેણે કહ્યું. ' આટલો ભારે વાદવિવાદ કયા વિષય પર ચાલતો હતો તે મને તો જણાવો. "

પરંતુ બેમાંથી કોઇ બોલ્યું નહિ; આથી ગમનલાલે પોતે જ શરૂઆત કરી ! " કોઇ સામાજિક કે રાજકીય વિષય પર ચર્ચા હતી કે શું ? "

" ના, ના, કાંઇ ખાસ વિષય નહિ ! " કલિકા કંઇક શરમાઇને બોલી " જુની લગ્ન પ્રથા સંબંધે એમની ને મારી વચ્ચે જરા મતભેદ પડયો છે. "

લગ્નની બાબતમાં ઉભય વાદવિવાદ કરતાં હતાં એ સાંભળી ગમનલાલનું હૃદય આનંદથી નાચી ઉઠયું.

" વારૂ, તો પછી તમારો કેવો મત છે ? વિજુભાઇ " ગમનલાલે તટસ્થપણે પૂછયું.

" કાંઇ ખાસ નહિ સાહેબ, એ તો સહેજ એમના લગ્ન પરથી જ વાત નીકળી હતી. હું કહેતો હતો કે પરણવા ઇચ્છતા છોકરાઓએ બાહ્ય સ્વરૂપ પર આટલું બધું ધ્યાન શા માટે આપવું જોઇએ એ જ હું સમજી શકતો નથી; અને એમનું કહેવું એમ છે કે ગમે તેમ પણ છોકરીના રૂપ પર જ આજકાલ વિશેષ ધ્યાન અપાય છે ! "

ગમનલાલ બે ત્રણ મિનિટ સ્તબ્ધ બેસી રહ્યો. અને પછી અચાનક બોલી ઉઠયો. " એની વાત એવી છે કે વિજુભાઇ કે કલિકાનું કહેવું ઘણે અંશે સાચું છે. બલ્કે કહોને કે મને પોતાને જ એવો અનુભવ થયો છે. ધારો કે તમે એક પરણનાર ઉમેદવાર છો; ને એક દાખલા તરીકે કલિકા સાથે પરણવાનું તમને પૂછવામાં આવે તો શું તમે તેમ કરવા તૈયાર થાવ ખરા ? "

ગમનલાલે પ્રશ્ન તો પૂછયો પણ તેનો જવાબ કેવો મળશે તેની તેના મનમાં ભારે ગડભાંગ થતી હતી.

" અત્યારે મારો જ દાખલો લીધો તો કહું છું તેથી માઠું ન લગાડશો. "

" ના, ના એમાં માઠું શેનું ? સ્વાભાવિક વાતમાં ? " ગમનલાલ વચમાં જ બોલી ઉઠયો. " કે મારા જેવા યુવકને આ લગ્નમાં સંમતિ આપવામાં કાંઇ જ અડચણ ન હોય ! "

વિજયે પોતાના આગલા વાકયની પૂર્તિ કરતાં પોતાનો અંગત વિચાર જણાવ્યો.

( ૫ )

ગમનલાલને જે જવાબ સાંભળવાની ઇચ્છા હતી; પણ જે જવાબ મળશે કે નહિ તે બાબત તેના મનમાં ઢચુપચુ હતું તે જ

જવાબ સાંભળવા પાંચેક મિનિટ સુધી ગમનલાલ સમાધિ અવસ્થામાં જ પડી ગયો !

પરંતુ કલિકા તો સંવાદનું-જુદું જ વલણ વળેલું જોતાં ચહા લઇ આવવાના બહાને ત્યાંથી ક્યારની પસાર થઇ ગઇ હતી.

અને તે ચહા લઈ આવતાંજ તેમનો વાર્તાલાપ બંધ પડેલો; પણ તે દિવસથી ગમનલાલના મનને તો અપૂર્વ શાંતિ વળી ગઇ હતી. તેણે તત્કાળ પોતાની પત્ની ચંદ્રિકાને બધી યોજના કહી સંભળાવી અને આવતે મહિનેજ લગ્ન ઉકેલી નાખવાનો ઉભય દંપતીએ નિશ્ચય પણ કરી દીધોઃ

મુગ્ધ કલિકાને પણ આ વાતચીત બારણા ઓથે સાંભળતાં આનંદ થયા વિના રહે ખરો ? પરંતુ વિજય સાથે આ બાબત રીતસર વાતચીત થવી જોઇએ એવા વિચારથી ગમનલાલે આ પ્રસંગ બન્યા પછી બરાબર આઠમે દિવસે પોતાના ત્યાં એક ભોજન-પાર્ટી ગોઠવી.

આગલા દિવસે વિજય ગમનલાલને ત્યાં ગયો તે વખતે તેને અગાઉથીજ દીવાનખાનામાં હાજર રહેલો જોઇ ભારે નવાઇ ઉપજી.

" આવો વિજુભાઇ ! " ગમનલાલે ભાવભીનું સ્વાગત કર્યું.

" ઓહો, આજ કાંઈ આપ ઓફિસમાંથી જલદી આવી ગયા લાગો છો ? "

" એટલે ! હું જલદી ઘેર ન આવી શકું એમ ? " કહેતાં ગમનલાલે અટ્ટહાસ્ય કર્યું.

વિજય પણ મન મોકળું હસ્યો.

" હાં જુઓ વિજુભાઇ,–" ગમનલાલે કાંઇ યાદ આવ્યું હોય એમ બતાવતાં કહ્યું.

" કાલે આપણે ત્યાં પાર્ટી છે–એટલે તમારે બરાબર અગીઆર વાગે અહીં જમવા આવી જવાનું ! "

" પણ પાર્ટી શી બાબતની–તે તો કૃપા કરી કહેશો ? " વિજયે આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

" ઓહ, પાર્ટી માટે કાંઇ કારણની જરૂર પડે છે ? તે કારણજ જોઇતું હોય તો કહું–કાલે આપણી કલિકાના વિવાહની વાત કરવાની છે એમજ માનો ને ? "

અને આ વાક્ય પર ગમનલાલ અને વિજય બંને ખૂબ હસ્યા. પરંતુ ગમનલાલ પોતે કેવો શિકાર પકડવામાં ફાવ્યો તેના આનંદમાં હતા–જ્યારે વિજય નિખાલસ ભાવથી હસતો હતો. તેણે કાંઇપણ આનાકાની કર્યા વિના નિમંત્રણનો સ્વીકાર કર્યો.

( ૬ )

બીજે દિવસે પાર્ટી ભારે ઠાઠમાઠથી ઉજવાઇ. ઓફિસમંડળને પણ નિમંત્રણ હતું–અને સૌ કોઇ કલિકાના વિવાહ દર્શ માટે ગમનલાલને અભિનંદન આપતા હતા !

કલિકાને તો સખીઓની ઠઠ્ઠામશ્કરીઓ સામે ટકી રહેવું જ ભારે થઇ પડયું હતું–અગીઆર વાગ્યા. ગમનલાલ હજી વિજય કેમ આવ્યો નહિ તેનો વિચાર કરતો હતો એટલામાં એક અઢારેક વરસની યુવતી હાથમાં લેડીફેશનની છત્રી લઇ બારણા આગળ આવી ઉભી રહી.

" ગમનલાલભાઈ અહીંઆં જ રહે છે કે ? " યુવતીએ ઓટલે ઉભેલા નોકરને પૂછ્યું.

એટલામાં કલિકાએ આગળ આવી પૂછ્યું,

" કોનું કામ છે ? "

" કલિકાબેન આપનું જ નામ કે ? "

" હા, આવોને બેન ! શું કામ હતું ? કોનું કામ હતું ? તમારૂં નામ શું ? "

" મારૂં નામ શોભના–જરા એમનો સંદેશો કહેવા આવી હતી. "

" એમનો–એટલે કોનો ? "

" હાં, આપના બાપાજીની ખટપટ અને મહેરબાનીથી જ એમને પોણોસો રૂપીઆના પગારની જગ્યા મળી—"

" એટલે ? " કલિકા ગભરાટમાં બોલી ઉઠી " તમે વિજુભાઇનાં પત્ની ? "

" હા બેન, " શોભનાએ લજ્જાથી નીચું મોં કરી જવાબ દીધો.

" હાં તે શું સંદેશો કહેવાનો હતો ? " કલિકાનો અવાજ હવે ઘોઘરો થયો હતો !

" બીજું કાંઈ નહિ, એ તો કાલે રાત્રેજ અમારા મામાજી બીમાર હોવાનો તાર આવ્યો તેથી એમને મેલમાં અમદાવાદ જવું પડ્યું—

એટલે " આજ મારાથી પાર્ટીમાં નહિ આવી શકાય " એવો સંદેશો કહેવાનું મને કહી ગયા હતા.

લ્યો ત્યારે તકલીફ માફ કરજો—હું રજા લઉં ? "

એટલું કહેતાં શોભના વંદન કરી બંગલાનાં પગથીઆં ઉતરી સરીઆમ રસ્તા પર આવી ગઇ.

ગમનલાલ, ચંદ્રિકા અને કલિકા એ એ ત્રિપુટીનાં મોં તે વખતે છોળ પડાવવા જેવાં બની ગયાં !

અને પાર્ટી નીરસતામાં જ ખલાસ થઇ !

ॐ

# મીથ્યા સંસાર

: : રાગ—ભીમપલાસી : તાલ—હિંચ : :

[ લય—વિણ રે વિણ ( ૨ ) રોલરને ચંપો વિણ રે વાણ. ]

ભુલ રે ભુલ ( ૨ ) મીથ્યા સંસાર આ ભુલ રે ભુલ.
માનવ અમર નથી કાયા કે માયા,
કાયા હશે તો માયા પડછાયા;
સ્નેહ માયા સ્થંપાય ( ૨ ) કાળ છાનો લપાય ( ૨ )
આતમની દોર તૂટે રૂદન સંભળાય........
ભુલ રે ભુલ ( ૨ ) મીથ્યા સંસાર આ ભુલ રે ભુલ.

માયાવી મોહ પાશે બંધાયો જીવડો,
ગાઢાં તિમીર ઢળ્યાં ક્યાં ? છે એ દીવડો ?
મોહ વાસના તજાય ( ૨ ) દિવ્ય શક્તિને ભજાય ( ૨ )
આતમની જ્યોતે સત્ પંથે પળાય........
ભુલ રે ભુલ ( ૨ ) મીથ્યા સંસાર આ ભુલ રે ભુલ.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# ' જી ' ફ્હાડીને ' તું ' લાવજો....

લેખક : શ્રી. રામમોહનરાય જસવંતરાય

' જી ' ફ્હાડીને ' તું ' લાવજો, ઓ રાયજી !
' જી ' ફ્હાડીને ' તું ' આલજો;
' ફી ' ઘાલીને ' ગળે ' આલજો, ઓ રાયજી !
' ફી ' ઘાલીને ' ગળે ' લાવજો: ' જી ' ફ્હાડીને૦ ૧

અસાર સં' સાર ' ભાવે ન અમને,
' સમ્ 'જાય, કમથી નભાવીએ, ઓ રાયજી !
' શી ' ' શી 'ને ' લાકડ ' ને ' કણ 'માં સમાવીએ,
' રા 'માં ને ' ખંડ 'માં વધાવીએ, ઓ રાયજી ! ' જી ' ફ્હાડીને૦ ૨

' છી 'ને ખશેડજો, ' ખર 'છી શેં લઇએ ?
' ફી ' આલ્યે, ના કેમ કહીએ, ઓ રાયજી !
' વેમી ' શા કાજે ? ' ઢ 'ને ધારો મધ્ય એ,
' ચોરી ' લાવો, ' ક ' મિલાવીને, ઓ રાયજી ! ' જી ' ફ્હાડીને૦ ૩

લાવ્યા ગા' ડુ ' ? જમ્માં નથી એવું કાંઇએ,
' લા ' લાવો, ' ગા 'ને વિસારીએ, ઓ રાયજી !
' પૂરી ' મૂકોને, ખાય નહિં ખૂબ એમને,
' લાઈ ' લગાવો ' મ ' વધારીને, ઓ રાયજી ! ' જી ' ફ્હાડીને૦ ૪

થાશે પ્ર' ભાત ', શાને રસળીને રંમીએ ?
મૂકો ' પ્ર 'વીણુ, ઉન્હો જંમીએ, ઓ રાયજી !
' હ 'ને હઠાવજો, ' ક 'નું જ કામ છે,
ફ્હાડો ' હઠી ', હવે ટાઇમ છે; ઓ રાયજી ! ' જી ' ફ્હાડીને૦ ૫

[ સહજ સમજૂતી : આ " વિનોદી-પદ્ય "ની પ્હેલી પંક્તિ મ્હારા સ્વર્ગસ્થ મિત્ર, પ્રસિદ્ધ નવલકથાકાર, શ્રી શિવભાઇ બાપુભાઇ દુરકાળે ઘણાં વર્ષો ઉપર રચી હતી. કેટલાક સમય ઉપર 'ગુણસુન્દરી'માં પ્રકટ થયેલ " મોદક મહિમા " અને " લાવો ભજિયાં, " એ મ્હારાં વિનોદ-પદ્યોની સાથે જ આ પણ રચાયેલ હતું.

૧ ' રાયજી ' ( શબ્દ ) માંથી ' જી ' ઉપાડી લઇ, તેને બદલે ' તું ' મૂકો: અર્થાત્ રાયતુ આપો.
' ગળે 'માં ' ફી ' ઉમેરોઃ ગળેફી ( ભજિયાં. )

૨ ' સંસાર 'માંથી ' સં ' લઇને ' કં ' મૂકો: કંસાર.
' લાકડ ' અને ' કણ 'માં ' શી ' ઉમેરોઃ લાકડશી, કણશી.

૩ ' ખરછી 'માંથી ' છી ' ખસેડી ' ફી ' મૂકો: ખરફી.
' વેમી 'ની મધ્યમાં ' ઢ ' વધારોઃ વેઢમી ( પૂરણપોળી. )
' ચોરી 'ની આગળ ' ક ' ઉમેરોઃ કચોરી.

૪ ' ગાડુ 'માંથી ' ગા ' લઇને ' લા ' મૂકો: લાડુ.
' લાઇ 'માં ' મ ' વધારોઃ મલાઇ.

૫ ' પ્રભાત 'માંથી ' પ્ર ' ઉપાડી લો: ભાત.
' હઠી 'માંથી ' હ ' ખસેડીને ' ક ' મૂકો: કઢી. ]

૩

# વસંત–રંગ

[ ' કસુંબલા કીધાં વાહોલિયા '—એ રાગ ]

ખરતાં પર્ણો પુરાણ જાગે કુંપળો તમામ
મીઠેરું મલકે વસન્ત
રંગ–રાગ થાતાં સન્માનમાં !

રંગીલાં ફુલ સહુ નાચે ઉમંગમાં,
વહતો રસિક મંદ વાયુયે તાનમાં
હૈયાં એ સૌનાં રીઝાય !
રંગ–રાગ.

સરખી સાહેલડી ગુંજે રસગોઠડી
મીઠા ટહુકાર માંહી ઘેલી કોયલડી
વૈભવ આનંદપર્વ આજ !
રંગ–રાગ.

સૌ. સવિતાલક્ષ્મી બુચ

ૐ

# સોણલાં તેનાં રહે

ઝીણી ઝબૂકતી આશા શી દીવડી
ઝંઝાને વાયરે બુઝાય
સોણલાં તેનાં રહે.

ખાંકી ઊગીને બીજ બાહુલ એ આભમાં
ઝબકી ઝળકીને ઉડી જાય
સોણલાં તેનાં રહે.

રણને પગથાર કોઇ ફોરેલું ફૂલડું
પમરાતું પોઢી જાય
સોણલાં તેનાં રહે.

પ્હેલું પ્રભાત પ્રીત પ્રેરેલા પ્રાણનું
હાં રે નિશામાં ઢળી જાય
સોણલાં તેનાં રહે.

શ્રી, સરોદ

# અનુભવિને

૧

પૂછું અનુભવિને, સ્નેહે રહો છો રાચી;
એ સ્નેહનાં સુધામૃત; પ્રીતે કદી પાયાં છે.

૨

સેવિ મહાન આશા, રાચો રસીક સ્વપ્ને;
મીઠાં મધુર એ સ્વપ્નો; જીવનમહીં ફાલ્યાં છે.

૩

મીઠાં ગણો સુધામૃત, કરતાં ઘણી પ્રશંસા;
કો'દી તમે એ મીઠાં, અમૃત પાણી પાયાં છે.

૪

લાગ્યાં મધુર એ રાહો, ઝુર્યા કદી જીવન ભર;
ઝુરતા હૃદય તણી ત્યાં, કો'એ કદર કરી છે.

૫

માનો તમે તમારૂં, જીવન સહુ સમર્પી;
જેણે ગમો તમારૂં, તેણે ક્ષમા કરી છે.

૬

રડતાં તમે સદાયે, હૈયું કદી ન હસતું;
તેણે એ અશ્રુ નિરખી, કે'દી પ્રીતે લુછ્યાં છે.

૭

અર્પ્યું જીવન અને સહુ, જગની ક્ષમા કરી નહીં
જેને વફા રહ્યા છો, તેણે વફા કરી છે.

૮

જીવંત સ્વર્ગ ધરવા, સેવી તમે મહેચ્છા;
સ્નેહાળ હૃદય તણી ત્યાં, સહાનુભુતી મળી છે,

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# સ્ત્રી......................અને......................પુરૂષ

લેખક : શ્રી સલિલ મહેતા

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥
विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥

પુરૂષ અને સ્ત્રીના દરજ્જાના બહુ ચુંથાયલા પ્રશ્નો વિષે મનુસ્મૃતિએ ઘણું ઘણું કહ્યું છે પણ તેમાં ઉપરના બે શ્લોકોમાં તેણે બધાનો ઉપસંહાર કરીને સંક્ષેપ્તમાં વસ્તુસ્થિતી બતાવી છે—જે હોવી ઘટે.

ઇતિહાસના ક્રમ પ્રમાણે ચક્રનો જે ભાગ નીચે હોય છે તે કાલક્રમે ઉપર આવવાનોજ, અને તેટલીજ ચોક્કસતાથી જે ભાગ ઉપર છે તે નીચે જવાનોજ.

આપણે ત્યાં સ્ત્રીઓનું જે સ્થાન હતું તેમાંથી તેમને ભ્રષ્ટ કરવામાં આવી અને તેમનું સ્થાન ઉત્તરોતર નીચુંજ જતું ગયું. પરિણામે આજે તેઓ ઉપર આવવાને મથે છે. ખરી રીતે એમાં મથવાની જરૂરજ નથી. એતો નૈસર્ગિકજ છે.

કેટલાક વિચારહીન મનુષ્યો, સ્ત્રીઓનાં સ્થાનની ચર્ચા કરતી વખતે શાસ્ત્રોનાં, મનુસ્મૃતિનાં વચનો રજુ કરે છે અને તેમાં, વૈસ્ય, શુદ્ર, પશુ વિ. જાતીઓ સાથે સ્ત્રીઓનું વર્ગીકરણ થયેલું છે એમ બતાવે છે અને શાસ્ત્રની આજ્ઞા ચીંધે છે કે સ્ત્રીને શુદ્ર સમાન ગણવી. શાસ્ત્રો જો વાસ્તવીક રીતે આમ કહેતાં હોત તો તે શાસ્ત્રોના જેવું ઉચું સ્થાન પામતજ નહિ. બ્રાહ્મણ અને ક્ષત્રીને સમાજને શિખરે સ્થાપ્યા. એટલે ક્ષત્રીને ભાગે સમાજની શારીરિક અને બ્રાહ્મણને ભાગે સમાજની આધ્યાત્મિક રક્ષાની ફરજ મુકાઇ. બ્રાહ્મણ, શુદ્રને વેદાધ્યયનનો અધિકાર ભલે ન આપે, પણ શુદ્રની પણ આધ્યાત્મિક ઉન્નતી તો તેણે સાધવીજ રહી. શુદ્રનું જો આધ્યાત્મિક પતન થાય તો તેને માટે બ્રાહ્મણજ જવાબદાર ગણાય. બ્રાહ્મણ માટે શુદ્ર અસ્પર્શ્ય ગણી શકાય. તે એટલાજ માટે કે શુદ્રનાં વાતાવરણમાં બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ નષ્ટ ન થાય. શુદ્રને ઉંચે લાવવો એ તો બ્રાહ્મણની ફરજ છે. જે પાપનાં ફળ ભોગવી રહ્યો છે તેને પાપમુક્ત કરવો. પોતાની બરોબર બનાવવો એ એનું નીત્ય કર્મ છે. અને શુદ્ર અને બ્રાહ્મણ વચ્ચેનો સંબંધ તેજ શાસ્ત્રકારોએ સ્ત્રી અને પુરૂષનો કલ્પ્યો છે.

સ્ત્રી અને પુરૂષ સંસાર ચલાવે ત્યારે કામની વેંચણી તો થવી જ જોઇએ ને? સ્ત્રીને તેના શરીરના બાંધાને લીધે; કહો કે પછી ગમે તે કારણસર ઘરનું કામ સોંપાયું. જો આપણે પુછીયે કે પુરૂષને કેમ ન સોંપાયું? તો એટલું જ વિચારવાનું કે જો પુરૂષને સોંપાયું હોત તોપણ એજ પ્રશ્ન ભવિષ્ય ઉઠાવતે કે સ્ત્રીને કેમ ન સોંપાયું? કોઇપણ સ્થાપિત સંસ્થાનો વિરોધ એ તો પ્રાણીમાત્ર માટે તે સ્વર્ગીક છે. હવે સ્ત્રીને ઘરનું કામ સોંપ્યું એટલે કુદરતી રીતે જ તેનો બધો જ સમય તેમાં જવાનો. તેને બીજું કાંઇ કરવાની કે જ્ઞાન પ્રાપ્તી કરવાની ફુરસદ ઓછી જ મળવાની. તે વખતે પુરૂષો ના વાગે ઓરીસે

ન્હોતા ચાલ્યા જતા કે જેથી પછી ગાડીનો ઘોડો છુટ્ટો થઇ જાય. આ પ્રમાણે વ્યવસ્થા હોવાથી કુદરતી રીતે જ, કદાચ પુરૂષની ઇચ્છા વિરૂદ્ધ પણ સ્ત્રીઓની આધ્યાત્મિક ઉન્નતિ જોઇએ તેટલી ન થઇ. જે સાનુકુળ સંયોગો પ્રાપ્ત કરી શકી તે સ્ત્રીઓ તો કેટલાક દાખલાઓમાં પુરૂષો કરતાં પણ વધારે પ્રતાપવાન થઇ. આ સમયના પુરૂષ પર દોષ મુકવો હોય તો એટલો મૂકી શકાય કે તેણે સ્ત્રી ઉન્નતી માટે સમાજ વ્યવસ્થા બદલી નહિં કે તેને માટે ખાસ કાંઇ પ્રયત્ન કર્યો નહિં. પણ તે વખતના સમાજનો વિચાર કરીએ તો એટલી બધી સૌમ્યતા, ગંભીરતા, અને નિખાલસપણું હતું. એમ લાગશે કે તેવે વખતે, આ પ્રશ્ન સ્ત્રી કે પુરૂષ બેમાંથી કોઇને પણ કદી સ્ફુર્યો જ નહિં હોય, વળી પોતાનું જે કર્તવ્ય છે તે કરવું એનાથી બીજો કયો ધર્મ મોટો હોઇ શકે.

માટે જે શાસ્ત્રોક્તિઓ છે તેમાં તો ભાવાર્થ એટલો જ છે કે સમાજમાં થયેલી કામની વહેંચણીને પરિણામે, ઇચ્છા કે અનિચ્છાએ પણ સ્ત્રીઓ, શારીરિક અને આધ્યાત્મિક અને જ્ઞાનની દૃષ્ટિએ પણ સરેરાસ જોતાં પુરૂષોથી ઉતરતી પંક્તીની છે. માટે પુરૂષોએ હંમેશા આ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઇએ, અને સ્ત્રીઓનું શારીરીક અને આધ્યાત્મિક રક્ષણ કરવું જોઇએ. તેમજ જેને અભ્યાસ નથી અને પરિણામે અધિકાર નથી તે શાસ્ત્રોનો જ્ઞાનદાયી ગ્રંથોનો અર્થનો અનર્થ ન કરે તે તપાસવાનું છે. આ સ્ત્રીને પણ શીખવવું એ વિચાર સ્પષ્ટતા પામ્યો નહોતો માટે સ્ત્રીઓ તેનો દુરૂપયોગ ન કરે તેજ જોવાનો નીર્દેશ હતો. કારણ કે આજે પણ અંગ્રેજીમાં કહીએ છીએ કે little learning is a dangerous thing. શાસ્ત્રો કરનારાં માનતા હશે તેના કરતાં સમાજે આનો ધીમે ધીમે જુદો અર્થ કરવા માંડયો અને ધીમે ધીમે સ્ત્રીઓનો એ માર્ગ તો જાણે રૂંધાઇ જ ગયો. અને આમ થવાથી સમાજમાં તેમનું સ્થાન જે હતું તેનાથી ગૌણ બની જવા લાગ્યું. શાસ્ત્રકારોનાં એ મધુર સ્વપ્નાં-કે સ્ત્રી અને પુરૂષ એક બીજાને દેવરૂપ માનીને પરસ્પર પૂજે અને સંપૂર્ણ સહકારથી એક બીજાને સોંપાયલી ફરજો અદા કરે-તે અલોપ થઇ ગયાં અને જાણે કે પુરૂષને સ્ત્રી પર આધીપત્ય મળ્યું. અને સત્તાનો દોર તો જાણીતો જ છે. મળેલી સત્તાની ખુમારીએ તેને સ્ત્રીને વધારે ને વધારે સકંજામાં સપડાવવા માંડી.

આ કાળ હવે પુરો થવા આવ્યો છે અને સ્ત્રીઓ અને પુરૂષો પણ સ્ત્રીઓનું સ્થાન શું હોવું જોઇએ. તેની વીચારણામાં વેતરણમાં પડયા છે.

જે પ્રમાણે શાસ્ત્રકારોએ ધારેલું તેનાથી તદ્દન ઉલ્ટીજ રીતે તેમની ઉકતીઓનો ઉપયોગ થયો તેજ પ્રકાણે હવે સ્ત્રીઓ તેમનાં કલ્પિત બંધનમાંથી છુટવાને માટે જે પ્રયાસો કરે છે તે પણ કદાચ એટલુંજ અણધાર્યું પરિણામ લાવશે.

આજે સ્ત્રીઓ હક્ક માગે છે. કાયદાની દૃષ્ટિએ જે હક્કો, જોઇતા હોય તે મળવા જોઇએ. કાયદામાંથી પુરૂષ અને સ્ત્રી એવો ભેદ નીકળી જવો જોઇએ. (અલબત્ત પછી ખુનના મુકદમામાં ન્યાયાધીશને કહેવું કે આ સ્ત્રી છે માટે સજા કરતા પહેલાં વિચાર કરવો. એ ધૃષ્ટતાજ છે.) પણ આજની સ્ત્રીઓ તો આના કરતાં ઘણું વિશેષ માંગે છે. સમાજની ચક્કીમાં સપડાએલી સ્ત્રી તેમાંથી છુટવા માંગે છે. જેમ એક ઓરડામાં બીલાડી પુરી હોય તો તે બહાર નીકળવાનાં પુષ્કળ ફાંફાં મારશે. પણ પરિણામે તે થાકી જ જશે. તે તો કળથી કામ લે અને લાગ આવે છટકી જાય તો જ બને. બળ તેમાં કામ ન

લાગે. તે જ પ્રમાણે આજની સ્ત્રીના દરજ્જાની લડાઇ પ્રધાનપદે ખુમારી ઉપર નીર્ભર છે. મમતાળી અને પુરૂષના તીરસ્કાર ઉપર નભે છે. જ્યાં લગી આ દષ્ટિબીંદુ, આ કાર્યપદ્ધતી જશે નહિ ત્યાં સુધી પેલી બીલાડીની માફક બધાં ફાંફાં નકામાં છે. કારણ કે તેને કોના પંજામાંથી છુટવું છે ? કોની બરોબરી કરવી છે ? અને તેની સામે બાથ ભીડે જ શું એ અર્થ સરસે.

સ્ત્રીઓને પોતાનું સ્થાન ઉન્નત કરવું છે. આ તો ઘણું જ વ્યાજબી અને વખાણવા લાયક છે. પણ કમભાગ્યે તેની સાથે એક બીજો ખ્યાલ પણ જાણે અજાણ્યે પોષાય છે. અને તે એ કે પુરૂષને નીચે પાડવો. આપણું એય સાધવું એ ખરાબ નથી, સારું છે. પણ પારકાનું અએય કરવું એનાથી કોઈ દીવસ આપણું ખઈ એય નહિ સધાય.

ન્હાના બાળકને કહ્યું હોય કે આ વસ્તુને ત્હારે અડકવું નહિ, તો જરૂર તે પહેલામાં પહેલી તકે તેને અડકશે. તેને કહ્યું હોય કે જો આ ઘરની બહાર ન જતો, તો જરૂર તે લાગ મળે છટકી જ જવાનો. તે જ પ્રમાણે અત્યાર સુધી સમાજે સ્ત્રીઓને ઘરમાં સ્થાન આપ્યું છે, એટલે એમને બહારનો મોહ પડ્યો છે. એમને લાગે છે કે ઘરમાં પરતંત્રતા છે. બહાર સ્વતંત્રતા છે. એમને લાગે છે કે પુરૂષ સ્વચ્છંદે વિહાર કરે છે અને તેઓ તો કાંઈ કરી શકતાં નથી. જેમ ઉપર કહેલાં છોકરાંને ઘરમાંથી બહાર દોડી ગયા પછી લાગવા માંડશે કે, બહાર તો ઉલટું જોખમકારક છે. ગાડી મોટરમાં આવી જવાનો સંભવ છે. સાપ, કુતરા, વિ. થી સંભાળવાનું છે. બીજાં છોકરાંઓ મશ્કરી કરે કે સતાવે તેનાથી બચવાનું છે. વિ. જ્યારે તેને આવી ખાત્રી થશે ત્યારે તેને લાગશે કે ઘર ને બહારમાં ખાસ કાંઈ તફાવત છે જ નહિ. ઘરમાં કાંઈ મા બાપના કહેવા પ્રમાણે ચાલવાનું છે તો સુરક્ષીતપણું છે, અને અને બહાર સ્વચ્છંદે વિહરવાનું છે, તો અનેક ચીજોથી સંભાળવાનું છે. આ જ પ્રમાણે સ્ત્રીઓને પણ અત્યારે જે વધારે મોહ છે ઘર બહાર નીકળવાનો એ આપોઆપ ટળી જશે. પુરૂષની બરોબરી હું કરૂં અને વળી તેનાથી ચઢી પણ જાઉં એવા ખ્યાલો આજે કદાચ હશે પણ એક વખત બહાર નીકળ્યા પછી માલમ પડશે કે પુરૂષને કેટલું સંભાળવાનું હોય છે. કેટલું સહન કરવાનું હોય છે. કેટલી જવાબદારીઓ સાચવવાની હોય છે. ઘરમાં સાસુ નણંદનાં મ્હેણાંટુણાં સાંભળવાં અકારાં લાગતાં હશે તો, પુરૂષને તો ડગલે અને પગલે એ ઘા ઝીલવા પડે છે. પણ આ તો બધું અનુભવે સમજાશે. અને જે લોકો બહાર પડ્યા છે તેમને એ સમજાયું પણ છે. માત્ર જે કેટલાંક મોટીંગો અને કમીટીઓ, એસોસીએશનો પરજ જીવે છે. તેઓ જો સ્ત્રીઓને આ રસ્તે દોરવવાનો પ્રયત્ન કરતાં હોય તો તે ઓલામાંથી ચુલામાં પડવા જેવુંજ છે. જે સ્ત્રીઓને બહાર પડીને પછી પોતાની જીંદગીની લડત લડવી પડે છે. તેમના અનુભવો પુછો. ગાડી–મોટરમાં ફરવાનું હોય. ધણીની કે બાપની જમા કરેલી મુડી પર જીવવાનું હોય અને પછી બહેનો તમારા હક્ક નમે સમજો. તમારા વ્યાજબી અધિકારો માગવાનો તમને હક્ક છે. " વિ૦ કહેનારાંઓ સ્ત્રીઓનો અને સમાજનો દ્રોહ કરે છે. તેઓજ પરૂષો સાથે ઘર્ષણ ઉભું કરાવવા મથે છે.

પણ પુરૂષને એમાં શું કામ કાંઈ પડી હોવી જોઈએ. જેને પોતાની મેળે વ્રુક્ષના કરવાની શક્તિ અંધારામાં ઢંકાઈ ગઇ છે, તેને જે કરવું હોય તે કરવા દોની. ફુરસદ તો એની મેળેજ બહાર આવશે અને પુરૂષો તે માર્ગ રૂંધવાની મૂર્ખતા કરે છે, માટે સ્ત્રીઓને તે માર્ગે જવાની આતુરતા વધે છે.

તો શા માટે એ માર્ગ રૂંધવો. અનુભવના જેવો બીજો કોઇ શિક્ષક નથી. અનુભવ થવા દો. જીવન આખું એક પ્રયોગજ છે ને ! અને સમાજ પણ એક વિશાળ પ્રયોગશાળા છે. જેને તેજાબના સ્વાદનો ખબર નથી તે ભલે તેનો સ્વાદ ચાખવાનો પ્રયોગ કરે. પછી એ સ્વાદ કદી નહિ ભુલાય. અને આખરે પણ જીવનમાં આપણે પ્રયોગોથી--અનુભવોથી અને ઠોકરોથીજ શીખીએ છીએ કેની ! તો પછી આટલી બધી ચરસાચરસી શેને માટે છે ? એક બીજો પ્રશ્ન એ છે કે સ્ત્રીઓ જ્યારે બહાર પડશે ત્યારે ઘરનું સંભાળ કાર્ય કોને સુપ્રત કરવાનું છે ? અમે આટલો વખત ઘરના ઘસડબોરા કર્યાં, હવે પુરૂષનો વારો. સારૂં. જો કોઇ પણ પુરૂષને તમે કહેશો કે કાલથી તેણે નોકરી ધંધો છોડીને ઘરનું કામ-કાજ કરવાનું છે તો તે તમારો ઉપકારજ માનશે ( આપણે હવે aristocratic ઘરની વાતજ નથી કરતા કે જેમને જીવન સમાજ. એ શું છે તે કદી સત્ય રીતે સમજાયુંજ નથી.) પણ સ્ત્રીઓ બહાર પડવા સાથે કમાઇ કરવાને પણ તૈયાર છે કે ? જો ના કહે તો તો તો એમનો આખો કેસજ ઉડી જાય છે. કારણ કે જે પુરૂષની બરાબરી કરીને બહાર મોજ કરવી હોય અને ઘરનો ભાર પુરૂષ પર નાંખવો હોય તો, પછી પુરૂષને પાછું, " તમે કમાવા જેટલો તો કાંઇ ઉદ્યમ કરજોજ. એમ નજ કહેવાય. પુરૂષોની જીંદગીમાંથી જેટલી મોજ છે તેટલીજ ભરી લેવી અને પત્થરો તેના નશીબમાં રહેવા દેવા એ બહુ દેખીતી રીતે સ્વાર્થ છે. બધી સ્ત્રીઓ એ રસ્તે નહિ આવે. આવે તો તેઓ સ્ત્રીઓ નથી રાક્ષસીઓ છે. બીજાનાં દુઃખો જવાબદારીઓ, સહનશીલતા એના ઉપર આપણાં સુખનો વહેણ બાંધવો એ આસુરી છે, પાશવી છે. તેમ કોઇ સુબુદ્ધી નજ ઇચ્છે. અને ત્યારે તો સ્ત્રીઓએ કમાણી પણ કરવાજ માંડવી પડશે. એ કાંઇ પારસીમાં કહેવાય છે. તેમ કાંઇ " કુલ્લીમાંનો ગોર નથી કે ટપ્પ લીધો ને ડપ્પ ખાધો " અને જો કમાણી કરવાજ એ માંગે તો તેમાં પુરૂષ કદી વાંધો નહીં ઉઠાવે એ વાત સાથે દરેક પુરૂષ એકમત થશે.

પણ અત્યારેતો મુદ્દો એમ છે કે સ્ત્રીઓ જો સહેલાઇથી મળે તો થોડું ઘણું કમાય, બાકીનું હંમેશ મુજબ પુરૂષ કમાય અને આ પ્રમાણે આપણી આવક વધી ગઇ એટલે ઘેર નોકર રાખીને ઘરની છોકરાંની વ્યવસ્થા થશે. જે લોકો ઘરમાં પુરો વખત ન રહી શકતાં હોય તેમનું ઘર અને તેમની વ્યવસ્થા નોકરોને સોંપવાથી શી થાય છે ? શરમને માટે કોઇ પોતાનો અભિપ્રાય પણ નહિ કહે. ગૃહજીવન એવો એક એક બીચારો શબ્દ છે. તેનું શું ? પશ્ચીમે ઘણે અંશે ગૃહજીવનને ફગાવી દીધું છે. તેથીજ તેઓમાં અસંતોષ, અસહીષ્ણુતા, અને એવા બીજા આસુરીગુણો સારા પ્રમાણમાં જોવામાં આવે છે. ગૃહજીવન માણસોને સૌમ્ય સહનશીલ, નૈસર્ગીક, બાંધછોડના સ્વભાવવાળા બનાવે છે. ઘરને માત્ર એક નીત્ય કર્મ કરવાનાં સ્થળ તરીકેજ વાપરવાથી આ ગૃહજીવન સંતાઇ જાય છે. અને સ્વાદ તો જેણે ચાખ્યો હોય તેજ જાણે. નોકરો તમારાં છોકરાં સાચવશે. શું એ ખ્યાલ પણ કમકમાટી ભરેલો નથી ? પશ્ચિમમાં અને પશ્ચિમનું વાંદર અનુકરણ કરનારા આપણા સમાજના સિતારાઓમાં પણ ઘણી વખતે બાપ અને બેટા વચ્ચે જરા પણ સામ્ય ન હોય એવું આપણે ઘણીવાર જોયું છે. નોકરની પાસે ઉછરેલા છોકરાંઓ નોકરના જ આચાર વિચારનાં આંદોલનો ઝીલે અને તેજ દીશામાં જાય. આયાઓ પાસે ઉછરેલી છોકરીઓ ગમે તેટલું ઉચ્ચ શિક્ષણ પામે પણ સહુથી વધારે impressive ઉમરમાં જે આયાના ગુણો subconsciously ગ્રહણ કર્યાં હોય તે

ન જ જાય. કેટલાકમાં તો બહુ દેખાઇતી રીતે આ ગુણનું પ્રાધાન્ય તરી આવે છે. આપણું શારીરિક, આધ્યાત્મિક, માનસિક અને આર્થીક પતન શરમભરેલી હદે પહોંચ્યું છે. તો શું હજી પણ આપણે આ વસ્તુનો મોહ નહિં છોડીએ. હમણુંના સ્ત્રીઓ, પુરૂષો તેમના સાંકડા વિચારો, તેવાં જ શરીરો, તેવી જ ઔદાર્યની દારિદ્રતા જોઇ તેનાં આંખમાંથી આંસુ પણ પડે. શું એનો વિચાર કરીને પણ આપણે સ્ત્રીઓ અને પુરૂષો નહિં સમજી શકીએ કે, દેશને ખાતર, સમાજને ખાતર, આપણા પર જેમની જવાબદારી છે તેમને ખાતર પણ આપણે શું એકબીજાની સંમતીથી, સરસાઇનો વિચાર પણ કર્યાં વગર એક આદર્શ ગૃહજીવન સ્થાપીએ અને જીવીએ. વિચાર કરીએ કે નિર્દોષ ભવિષ્યની પ્રજાએ, આપણે ભરોસે તેમનાં ભાવી મુકયાં છે. તેમને દગો દેવો, એ મુકેલા વિશ્વાસનો ઘાત કરવો, જેને અંતે સુખ નથી એવા એક પ્રયોગ કરવાના ફાંફાને ખાતર, આપણું અને ભવિષ્યનું નશીબ ધુળધાણી કરીશું ?

સૌ સૌ કર્મ કરે જાય છે, તે આપણે નથી કરતા, તે તો એ અગમ્ય શકિત જ કરાવે છે. જે પુરૂષનું કાર્ય છે તે ઇશ્વર પુરૂષ પાસે કરાવે છે. જે સ્ત્રીનું કાર્ય છે તે ઇશ્વર સ્ત્રી પાસે કરાવે છે. એ ઇશ્વર પ્રેરીત સૃષ્ટીક્રમનું ઉલ્લંઘન શાને ? ગીતા પણ કહે છે.

स्वे स्वे कर्मण्यभिरत संसिद्धि लभते नरः।

અને વળી

श्रेयात् स्वधर्मो विगुणः परधर्मात्स्व-
नुष्ठितात् ।

---

## ફુલડાં

: : રાગ—લ્યો લ્યો દુપટા ગોરીલી ગાયનાં : :

લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં,
ડોલરનાં ફુલડાં સોહાય જો.
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૧

પ્રફુલ ફુલડાં બાગમાંથી આવ્યા,
સૌરભ આનંદે છવાય જો.
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૨

શોભીતાં ફુલડાં શોભીતી વેલડી,
શોભાનાં રૂપ અંકાય જો.
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૩

શોભીતાં ફુલડાં સુગંધ ભરેલા,
મધુ સુવાસ ફેલાય જો.
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૪

લીલુડી વેલડી માળીએ વાવી,
નિર્મળા નીરથી પોષાય જો.
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૫

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

તો શા માટે એ માર્ગ રૂંધવો. અનુભવના જેવો બીજો કોઇ શિક્ષક નથી. અનુભવ થવા દો. જીવન આખું એક પ્રયોગજ છે ને ! અને સમાજ પણ એક વિશાળ પ્રયોગશાળા છે. જેને તેનજબના સ્વાદનો ખબર નથી તે ભલે તેનો સ્વાદ ચાખવાનો પ્રયોગ કરે. પછી એ સ્વાદ કદી નહિ ભુલાય. અને આખરે પણ જીવનમાં આપણે પ્રયોગોથી–અનુભવોથી અને ઠોકરોથીજ શીખીએ છીએ કેની ! તો પછી આટલી બધી ચરસાચરસી શેને માટે છે ? એક બીજો પ્રશ્ન એ છે કે સ્ત્રીઓ જ્યારે બહાર પડશે ત્યારે ઘરનું સંભાળ કાર્ય કોને સુપ્રત કરવાનું છે ? અમે આટલો વખત ઘરના ઘસડખોરા કર્યા, હવે પુરૂષનો વારો. સારૂં. જો કોઇ પણ પુરૂષને તમે કહેશો કે કાલથી [illegible] નોકરી ધંધો છોડીને ઘરનું કામ-કાજ કરવાનું [illegible] તો તે તમારો ઉપકારજ માનશે (આપણે હવે aristocratic ઘરની વાતજ નથી કરતા કે જેમને જીવન સમાજ. એ શું છે તે કદી સત્ય રીતે સમજાયુંજ નથી.) પણ સ્ત્રીઓ બહાર પડવા સાથે કમાઇ કરવાને પણ તૈયાર છે કે ? જો ના કહે તો તો તો એમનો આખો કેસજ ઉડી જાય છે. કારણ કે જો પુરૂષની બરોબરી કરીને બહાર મોજ કરવી હોય અને ઘરનો ભાર પુરૂષ પર નાંખવો હોય તો. પછી પુરૂષને પાછું, " તમે કમાવા જેટલો તો કાંઇ ઉત્તમ કરજોજ. એમ નજ કહેવાય. પુરૂષોની જીંદગીમાંથી જેટલી મોજ છે તેટલીજ ભરી લેવી અને પત્થરો તેના નશીબમાં રહેવા દેવા એ બહુ દેખીતી રીતે સ્વાર્થ છે. બધી સ્ત્રીઓ એ રસ્તે નહિ આવે. આવે તો તેઓ સ્ત્રીઓ નથી રાક્ષસીઓ છે. બીજાનાં દુઃખો જવાબદારીઓ, સહનશીલતા એના ઉપર આપણાં સુખનો વહેણ બાંધવો એ આસુરી છે, પાશવી છે. તેમ કોઇ સુબુદ્ધી નજ ઇચ્છે. અને ત્યારે તો સ્ત્રીઓએ કમાણી પણ કરવાજ માંડવી પડશે. એ કાંઇ પારસીમાં કહેવાય છે. તેમ કાંઇ " કુલ્લીમાંનો ગોર નથી કે ટપ્પ લીધો ને ડપ્પ ખાધો " અને જો કમાણી કરવાજ એ માંગે તો તેમાં પુરૂષ કદી વાંધો નહીં ઉઠાવે એ વાત સાથે દરેક પુરૂષ એકમત થશે.

પણ અત્યારેતો મુદ્દો એમ છે કે સ્ત્રીઓ જો સહેલાઇથી મળે તો થોડું ઘણું કમાય, બાકીનું હંમેશ મુજબ પુરૂષ કમાય અને આ પ્રમાણે આપણી આવક વધી ગઇ એટલે ઘેર નોકર રાખીને ઘરની છોકરાંની વ્યવસ્થા થશે. જે લોકો ઘરમાં પુરો વખત ન રહી શકતાં હોય તેમનું ઘર અને તેમની વ્યવસ્થા નોકરોને સોંપવાથી શી થાય છે ? શરમને મારે કોઇ પોતાનો અભિપ્રાય પણ નહિ કહે. ગૃહજીવન એવો એક એક બીચારો શબ્દ છે. તેનું શું ? પશ્ચીમે ઘણે અંશે ગૃહજીવનને ફગાવી દીધું છે. તેથીજ તેઓમાં અસંતોષ, અસહીષ્ણુતા, અને એવા બીજા આસુરીગુણો સારા પ્રમાણમાં જોવામાં આવે છે. ગૃહજીવન માણસોને સૌમ્ય સહનશીલ, નૈસર્ગીક, બાંધછોડના સ્વભાવવાળા બનાવે છે. ઘરને માત્ર એક નીત્ય કર્મ કરવાનાં સ્થળ તરીકેજ વાપરવાથી આ ગૃહજીવન સંતાઇ જાય છે. અને સ્વાદ તો જેણે ચાખ્યો હોય તેજ જાણે. નોકરો તમારાં છોકરાં સાચવશે. શું એ ખ્યાલ પણ કમકમાટી ભરેલો નથી ? પશ્ચિમમાં અને પશ્ચિમનું વાંદર અનુકરણ કરનારા આપણો સમાજના સિતારાઓમાં પણ ઘણી વખતે બાપ અને બેટા વચ્ચે જરા પણ સામ્ય ન હોય એવું આપણે ઘણીવાર જોયું છે. નોકરની પાસે ઉછરેલા છોકરાંઓ નોકરના જ આચાર વિચારનાં આંદોલનો ઝીલે અને તેજ દીશામાં જાય. આયાઓ પાસે ઉછરેલી છોકરીઓ ગમે તેટલું ઉચ્ચ શિક્ષણ પામે પણ સહુથી વધારે impressive ઉંમરમાં જે આયાના ગુણો subconsciously ગ્રહણ કર્યા હોય તે

ન જ જાય. કેટલાકમાં તો બહુ દેખાદતી રીતે આ ગુણનું પ્રાધાન્ય તરી આવે છે. આપણું શારીરિક, આધ્યાત્મિક, માનસિક અને આર્થીક પતન શરમભરેલી હદે પહોંચ્યું છે. તો શું હજી પણ આપણે આ વસ્તુનો મોહ નહિ છોડીએ. હમણાંના સ્ત્રીઓ, પુરૂષો તેમના સાંકડા વિચારો, તેવાં જ શરીરો, તેવી જ ઔદાર્યની દારિદ્રતા જોઇ તેનાં આંખમાંથી આંસુ પણ પડે. શું એનો વિચાર કરીને પણ આપણે સ્ત્રીઓ અને પુરૂષો નહિ સમજી શકીએ કે, દેશને ખાતર, સમાજને ખાતર, આપણા પર જેમની જવાબદારી છે તેમને ખાતર પણ આપણે શું એકબીજાની સંમતીથી, સરસાઇનો વિચાર પણ કર્યા વગર એક આદર્શ ગૃહજીવન સ્થાપીએ અને જીવીએ. વિચાર કરીએ કે નિર્દોષ ભવિષ્યની પ્રજાએ, આપણે ભરોસે તેમનાં ભાવી મુકયાં છે. તેમને દગો દેવો, એ મુકેલા વિશ્વાસનો ઘાત કરવો, જેને અંતે સુખ નથી એવા એક પ્રયોગ કરવાના ફાંકાને ખાતર, આપણું અને ભવિષ્યનું નસીબ ધુળધાણી કરીશું ?

સૌ સૌ કર્મ કરે જાય છે. તે આપણે નથી કરતા, તે તો એ અગમ્ય શકિત જ કરાવે છે. જે પુરૂષનું કાર્ય છે તે ઇશ્વર પુરૂષ પાસે કરાવે છે. જે સ્ત્રીનું કાર્ય છે તે ઇશ્વર સ્ત્રી પાસે કરાવે છે. એ ઇશ્વર પ્રેરીત સૃષ્ટીક્રમનું ઉલ્લંઘન શાને ? ગીતા પણ કહે છે.

स्वे स्वे कर्मण्यभिरत संसिद्धि लभते नरः।

અને વળી

श्रेयात् स्वधर्मो विगुणः परधर्मात्स्व-<br>नुष्ठितात् ।

---

## ફુલડાં

:: રાગ—લ્યો લ્યો દુધડા ગોરીશી ગાયનાં ::

લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં,<br>
ડોલરનાં ફુલડાં સોહાય જો.<br>
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૧

પ્રફુલ ફુલડાં બાગમાંથી આવ્યા,<br>
સૌરભ આનંદે છવાય જો.<br>
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૨

શોભીતાં ફુલડાં શોભીતી વેલડી,<br>
શોભાનાં રૂપ અંકાય જો.<br>
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૩

શોભીતાં ફુલડાં સુગંધ ભરેલા,<br>
મધુ સુવાસ ફેલાય જો.<br>
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૪

લીલુડી વેલડી માળીએ વાવી,<br>
નિર્મળા નીરથી પોષાય જો.<br>
લ્યો લ્યો ફુલડાં ચમેલી વેલનાં. ૫

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# વડોદરાની મહિલા સંસ્થાઓ અને તેનાં પ્રેરક બળો

**અત્યાર સુધી વડોદરાની સ્ત્રીઓની પ્રવૃત્તિ વિષે બહુજ ઓછી માહિતી બહાર આવી છે. પરંતુ સરકારી પ્રકાશન ખાતાના અસ્તિત્વમાં આવ્યા પછી રાજ્યની વિવિધ પ્રવૃત્તિઓને લગતી માહિતીઓ અવારનવાર પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેજ પ્રમાણે વડોદરાની મહિલા પ્રગતિને પંથે શીર્ષક એક પત્રિકા પ્રકટ થઇ છે. તેમાંથી વડોદરાની સ્ત્રી સંસ્થાઓને લગતો આ પરિચય લેખ અહીં આપ્યો છે.**

હવે આપણે એ જોઇએ, કે વડોદરામાં મહિલાઓની મુખ્ય સંસ્થાઓ કઇ છે અને તેની પ્રવૃત્તિઓ કઇ દિશામાં ઝોક લઇ રહેલી છે. આ તરફ જોતાં સ્પષ્ટ દેખાઈ આવે છે કે નારી શિક્ષણમાં થયેલી પ્રગતિના ફલ સ્વરૂપ મહિલા સમાજ પોતાના હક્ક, અધિકાર તેમજ પોતાની જવાબદારીઓ પ્રત્યે પણ જાગૃત થતો જાય છે, અને તે નિદાન વડોદરામાં તો તે એવી સારી કક્ષાએ પહોંચ્યો છે કે જેનો ધડો ગુજરાત સમસ્તે લેવા યોગ્ય છે. પાટણ અને અમરેલીનાં મહિલા મંડળો મહિલાઓના ઉત્કર્ષ માટેની પોતાની પ્રવૃત્તિઓ માટે જાણીતાં છે. તેને હસ્તક શિક્ષણ વર્ગો ચાલે છે, અને બીજી પણ નાનાવિધ ઉપકાર પ્રવૃત્તિઓ તેમના તરફથી ગતિમાન રહે છે. ઉપરાંત વડોદરા શહેરના મહિલા સમાજની પ્રગતિશીલ સંસ્થાઓ તો ખૂબ જ ધ્યેયે તેવી છે. તેનો સારાંશ નીચે મુજબ ઘટાવી શકાય. આ સંસ્થાઓની હકીકત ૧૯૪૦-૪૧ ની છે, તેની પણ નોંધ પહેલેથી લઇ લઇએ.

પ્રવૃત્તિઓ સંસ્થાનું સ્વરૂપ લે છે. કારણ પ્રવૃત્તિને જીવવું હોય તો તેણે બંધારણ રચવું જ જોઇએ. એટલે આ પ્રવૃત્તિનું નિરૂપણ સ્ત્રી સંસ્થાઓના અવલોકનનું સ્વરૂપ ધારણ કરે એ સહજ છે.

વડોદરા રાજ્યની સ્ત્રી શક્તિનો વિકાસ અને તેની જાગૃતિ સ્વ. મહારાજા શ્રીમંત સર સયાજીરાવના શુભ પ્રયાસોને આભારી છે એટલું તો પ્રારંભમાં જ કહેવું જોઇએ.

## ૧. શ્રી. ચીમનાબાઇ સ્ત્રી અને બાળસંરક્ષણ સંસ્થા

વડોદરામાં સ્ત્રી હિતકારક પ્રવૃત્તિનો આરંભ આજથી બત્રીસ વર્ષ ઉપર થયો હતો, જ્યારે દેશમાં અન્યત્ર તે ક્ષેત્રમાં ભાગ્યે જ ચંચુપ્રવેશ થવા પામ્યો હશે. સને ૧૯૦૮ માં વડોદરા શહેરમાં પ્રથમ શ્રી. ચીમનાબાઇ મેટર્નીટી રીલીફ સમિતિની સ્થાપના થઇ હતી. આ સમિતિ ગરીબ સ્ત્રીઓને પ્રસૂતિ સમયે પૈસા, કપડાં વગેરેની મદદ આપવાનું કાર્ય કરતી રહી છે અને તેનું કાર્ય આજ સુધી ચાલુ છે. તે પછી ટૂંક સમયમાં જ અર્થાત્ સને ૧૯૧૧ માં સેનીટરી એસોશીએશનની વડોદરામાં સ્થાપના થઇ હતી. આ સંસ્થાનું કાર્ય સ્ત્રીઓને શારીરિક ઉન્નતિ બાબતમાં જ્ઞાન આપવાનું હતું અને તે કામને અંગે જુદા જુદા મહોલ્લાઓમાં સભા ભરીને અને ઘેર ઘેર ફરીને તપાસ કરી નર્સ તથા મિડવાઇફ દ્વારા બ્હેનોને સમજુતી આપવામાં આવતી હતી. સને ૧૯૧૭ માં વડોદરા શહેરમાં મોટા પ્રમાણમાં ઇન્ફ્લ્યુએંઝા ફાટી નીકળેલો ત્યારે શહેરનાં નાગરિક બ્હેનોએ એક સ્ત્રી સમિતિ સ્થાપી હતી અને

તે મારફત આ રોગનાં દર્દીઓની સારવારનું કામ કરવામાં આવતું હતું. ઉપરાંત એ રોગની અટકાયત માટેના ઉપાયો પણ લેવામાં આવ્યા હતા. સ્ત્રીહિતપ્રવૃત્તિ આ કક્ષાએ પહોંચ્યા પછી સને ૧૯૨૧ માં આ સંસ્થાઓની પ્રવૃત્તિઓને એકત્ર કરીને શહેરમાં એક સંસ્થા સ્થાપી તેનું નામ 'શ્રી. મહારાણી ચીમનબાઈ સ્ત્રી અને બાળસંરક્ષણ સંસ્થા' રાખવામાં આવ્યું હતું. સંસ્થાના બંધારણની રૂએ મહારાણી સાહેબ તેનાં ડોનર-દાતા-તરીકે માનદ મુરબ્બી-ઓનરરી-પેટ્રન-છે અને ના. દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારી તેના પ્રમુખ છે. લેડી કૃષ્ણમાચારી સંસ્થાના બંધારણ પ્રમાણે રૂપિયા એક હજાર આપીને તેનાં પેટ્રન થયાં છે. સંસ્થાનો વહીવટ ચલાવવા એક વ્યવસ્થાપક મંડળ સ્થાપેલું છે, જેના માનદ મંત્રી શ્રીમતિ સરલાબ્હેન જ્યોતિન્દ્ર મહેતા છે. સરલાબ્હેન આપણા ગુજરાતનાં પ્રથમ સ્ત્રીગ્રેજ્યુએટ અને જાણીતાં સમાજસેવિકા સૌ. શારદાબ્હેનનાં પુત્રી થાય. આમ સમાજસેવા તેમને વારસામાં જ મળી કહેવાય.

આ બાળસંરક્ષણ સંસ્થામાં એક બાનુ-ડૉક્ટર અને ચાર દાયણો કામ માટે રોકયાં છે. તેની મુખ્ય કચેરી શહેરના મધ્ય ભાગે માંડવી પાસે આવેલી છે. તે સિવાય શહેરમાં જુદા જુદા લત્તામાં મળીને ચાર 'બેબી ક્લીનિક સેન્ટરો'-બાળસંરક્ષણ કેન્દ્રો રાખેલાં છે. આ કેન્દ્રો સુખાકારી અધ્યવેક્ષિકા હેલ્થ-વીઝીટર-મિડવાઈફની દેખરેખ નીચે ચાલે છે. અઠવાડિયામાં બે વખત સંસ્થાનાં બાનુ-ડૉક્ટર આ કેન્દ્રોમાં તપાસવા જાય છે. સંસ્થાની કચેરી અને તેનાં કેન્દ્રોમાં સગર્ભા સંભાગ-સગર્ભા સ્ત્રીઓની શારીરિક તપાસનું કાર્ય થાય છે. ઉપરાંત સંસ્થાની ચારે અધ્યવેક્ષિકા તથા દાયણો પોતાને સોંપાયેલા શહેરના લત્તામાં ઘેર ઘેર ફરી સગર્ભા સ્ત્રીઓની તપાસ કરી તેમને સલાહ સૂચના આપે છે, એટલું જ નહિ પણ જરૂર પ્રમાણે તેમને વૈદકીય તપાસ માટે સંસ્થાનાં બાનુ-ડૉક્ટર પાસે તેડી લાવે છે. આ કેંદ્રોમાં બે વરસની અંદરનાં બાળકોની સંભાળ તથા સારવારને લગતી સલાહ અને સૂચના આપવાનું કાર્ય થાય છે. સંસ્થાની દાયણો શહેરમાં ખાનગી દાયણો હસ્તક થયેલા પ્રસુતિના કેસો પણ જુએ છે. સંસ્થા મારફત બે વરસની અંદરનાં ગરીબ બાળકોને જરૂર હોય તો મફત દૂધ પણ પુરું પાડવામાં આવે છે વળી ગરીબ માતાઓને પ્રસુતિ દરમ્યાન ખોરાક, ઘી અનાજ વગેરેની મદદ અપાય છે.



સંસ્થાની અધ્યવેક્ષિકા મિડવાઈફો મફત પ્રસુતિ કરાવવા પણ જાય છે. સંસ્થા તરફથી વખતોવખત દર વરસે બે વરસની અંદરનાં બાળકોનાં બાળસપ્તાહ-બેબી વીક-તથા આરોગ્ય પ્રદર્શનો પણ ભરવામાં આવે છે અને શહેરમાં સિનેમા સ્લાઈડ અને ચિત્રપટો બતાવી આરોગ્ય પ્રચારનાં ભાષણો મહોલ્લે મહોલ્લે ડૉક્ટરો પાસે કરાવવામાં આવે છે. આ ઉપરાંત શહેરની સ્વચ્છતા સચવાય તે માટે સંસ્થા તરફથી વખતોવખત શહેરમાં 'સેનીટરી રાઉન્ડ' જુદા જુદા લત્તાઓમાં લેવાય છે

આ સંસ્થાનું રૂપિયા એક લાખ ઉપરાંતનું ભંડોળ છે અને શ્રીમંત સરકાર અને શહેર સુધરાઈ મળી દર વર્ષે તેને રૂપિયા ચાર હજાર ખર્ચમાં મદદના આપે છે.

આ સંસ્થાના સતત પ્રચારથી જે લોકો સરકારી દવાખાનાની અંગેનાં પ્રસુતિગૃહોમાં જતાં ગભરાતાં કે અચકાતાં અને જતાં નહિ તે હવે એટલા મોટા પ્રમાણમાં તેનો લાભ લે છે કે શહેરમાં જે પ્રસુતિઓ થાય છે તેમાં ૬૦ ટકા ઉપરાંત પ્રસુતિગૃહોમાં થાય છે. પરિણામે પ્રસુતા મરણપ્રમાણ હજારે ૧૪ હતું તે હવે દર હજાર પ્રસુતિએ પાંચનું થયું છે.

વિલાયતમાં પ્રસૂતામરણનું પ્રમાણ હજારે ત્રણથી સાતનું છે, એટલે વિલાયતની લગોલગ વડોદરાની તંદુરસ્તીને પહોંચાડવામાં આ સંસ્થાનો સારો ફાળો છે એમ કહી શકાય.

## ૨. શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય

શ્રીમંત માતુશ્રી મહારાણી ચીમનાબાઇ ગાયકવાડ સાહેબના પ્રયાસથી સને ૧૯૧૫ માં વડોદરા શહેરમાં ગરીબ અને મધ્યમ વર્ગની બ્હેનોને ગૃહઉદ્યોગ શીખવવાના ઉદ્દેશથી શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય નામની સંસ્થા સ્થાપવામાં આવી હતી. વડોદરા મહિલામંડળ નામની સંસ્થા જેનું શ્રીમતિ કાશીબેન બાપુલાલ પટેલ તથા શ્રીમતિ દીપકબા દીક્ષિત હસ્તક સંચાલન થતું હતું, તેનું પણ આવી સંસ્થાઓમાં સંમિશ્રણ થઇ ગયું હતું.

ઈંદિરાના ના. મહારાજા સાહેબે કે. શ્રીમંત મહારાજા સર સયાજીરાવ હીરક મહોત્સવ પ્રસંગે સને ૧૯૩૬ માં આ સંસ્થા માટે મકાન બાંધવા રૂપિયા ત્રીસ હજારની રકમ ભેટ આપી, જેમાં તેટલી જ રકમ શ્રીમંત સરકારે ઉમેરી હતી. સંસ્થામાં શહેરની ૩૦૦ ઉપરાંત બ્હેનો દરરોજ ગૃહઉદ્યોગનું શિક્ષણ લે છે. આ સંસ્થાએ શહેરમાં એક શાખા વાડી જીલ્લા માટે રાખેલી છે, જેનાં પ્રમુખ લેડી કૃષ્ણમાચારી છે.

આ સંસ્થામાં આવતી બ્હેનોને ભરત-ગૂંથણ, શીવણ, ગાલીચાની બનાવટ, કાપડ છાપકામ, ટાઇપરાઇટીંગ, પાપડ, અથાણાં અને પુસ્તકબાંધણી ઇત્યાદિ કામો શિખવવામાં આવે છે.

સંસ્થા દ્વારા જે ઉદ્યોગોમાં જે બ્હેન શીખીને પ્રવીણ થાય તે બ્હેનને તેણે કરેલા કામનું મહેનતાણું અપાય છે. સંસ્થાની માલિકીનું મકાન છે. તે ઉપરાંત તેની પાસે રૂપિયા ૫૬,૦૦૦નું કાયમી ભંડોળ છે. શ્રીમંત સરકાર તેને દર માસે રૂપિયા ૧૦૦ મદદ આપે છે.

## ૩. શ્રી. ચીમનાબાઇ સ્ત્રીસમાજ

સને ૧૯૧૫ માં શ્રી. ચીમનાબાઇ સ્ત્રીસમાજની સ્થાપના થઇ. સદરહુ સમાજની સ્થાપનામાં શ્રીમતિ શારદાબ્હેન મહેતાએ સારો રસ લઇને તેની પ્રગતિ માટે પ્રયત્ન કર્યો હતા. લેડી ધનવંતાબ્હેન મહેતા એ સમાજનાં વાઇસ પેટ્રન છે. નામદાર લેડી કૃષ્ણમાચારી પણ સમાજમાં અને સમાજની બધી પ્રવૃત્તિઓમાં સારો રસ લે છે. થોડાક વખત પહેલાં જ સમાજે પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવ્યો હતો.

આ સમાજનો ઉદ્દેશ બ્હેનોમાં જ્ઞાનનો પ્રચાર કરવાનો, સ્ત્રીઓએ એક બીજા સાથે હળીમળી, નાનામોટાના ભેદ તજી અરસપરસ ઓળખ વધારવાનો, સમાજમાં જરૂરીયાતવાળી બ્હેનોની સેવા કરવાની ભાવના ખીલવવાનો તથા બ્હેનો ગૃહઉદ્યોગ, શીવણ, ગૂંથણ વગેરે શીખે તેનો પ્રબંધ અને પ્રચાર કરવાનો છે. તે ઉપરાંત પુસ્તકો તથા માસિકો વાંચી બીજી બ્હેનોમાં જ્ઞાનનો પ્રચાર કરવો, રમતગમત, ગરબા વગેરે મનોરંજક કાર્યક્રમ શારીરિક અને માનસિક શક્તિઓને ખીલવવા માટે યોજવા અને સમૂહબળ કેળવી સમૂહમાં કામ કરવાની ટેવ પાડવાની ભાવના કેળવવી એ પણ તેના ઉદ્દેશો છે.

સમાજનાં છેલ્લાં પ્રમુખ શ્રીમતિ સમજુબા ગોવિંદભાઇ દેસાઇ હતાં; હાલમાં શ્રીમતિ અવંતિકાબ્હેન આચાર્ય છે. શ્રીમતિ જયવતીબ્હેન દેસાઇ સંસ્થાના માનદ મંત્રી છે.

સમાજમાં ૩૧ આજીવન સભાસદ અને ૨૫૦ ઉપરાંત ચાલુ વાર્ષિક સભાસદો છે. આ સમાજ લોકોપકારક નિબંધ અન્વયે સરકારમાં નોંધાયલી-રજીસ્ટર થયેલી સંસ્થા છે. આ સંસ્થાની બ્હેનો દર રવિવારે જ્યુબીલી બાગમાં સાંજે ભેગી થાય છે. તેને હવે પોતાની

મલિકીના મકાનની જરૂર છે. સમાજનું ફંડ આશરે રૂપિયા દશ હજાર છે.

### ૪. શ્રી ભગિનીસમાજ

સને ૧૯૧૧ માં વડોદરા શહેરની મહારાષ્ટ્રીય બ્હેનોએ ભેગાં મળી શ્રી ભગિનીસમાજ નામની સંસ્થા સ્થાપી હતી. આ સમાજમાં નીચે પ્રમાણે પ્રવૃત્તિઓ થાય છેઃ—

જે સભ્યને અમુક વિષય સરસ આવડતો હોય તે બીજા સભ્યને ઇચ્છા હોય તો શીખવે. આ ગોઠવણને પરિણામે ભગિનીસમાજની બ્હેનો અરસપરસ એકબીજાને ભાવા, શીવણ, ગુંથણ, ચિત્રકામ, સંગીત વગેરે શીખવે છે. સમાજની બ્હેનો ભેગાં મળી સામાજીક વિષયોની ચર્ચા કરે છે. વળી ઘણી વખત સારા સારા વક્તાઓને પણ ભાષણ આપવા બોલાવવામાં આવે છે.

આ સંસ્થા દર વરસે કલાપ્રદર્શન ભરે છે, મુશ્કેલીમાં આવી પડેલાંને મદદ કરે છે, ઉગતી પ્રજાના શારીરિક તથા માનસિક વિકાસમાં સુધારો કરવા પ્રયત્ન કરે છે.

### ૫. કન્યા આરોગ્યમંદિર

આ સંસ્થાની કન્યાઓને વ્યાયામની તાલીમ અપાય છે. આ મંદિરની સ્થાપના સને ૧૯૧૫ માં સ્વ. શ્રી. શંકરરાવ માધવરાવનાં પત્ની અને તેમનાં સ્ત્રીમિત્રોની પ્રેરણાથી થવા પામી હતી. લગભગ ૪૦૦ ઉપરાંત કન્યાઓ તથા સ્ત્રીઓ તેનો લાભ લે છે. આ સંસ્થામાં કન્યાઓને વ્યાયામમાં ડ્રીલ, લાઠી, પટા, ભાલા, કુસ્તી વગેરેનું જ્ઞાન અપાય છે.

### ૬. અખિલ હિંદ મહિલામંડળ—વડોદરાની શાખા

અખિલ હિંદ મહિલામંડળની વડોદરાની શાખા વડોદરામાં સ્થપાયલી છે. તેનો ઉદ્દેશ કેળવણી અને સમાજસુધારાનો છે. આ મંડળનું કાર્ય જુદી જુદી સમિતિનું દ્વારા થાય છે. મંડળની બ્હેનો મેડીક્ર સેન્ટર્નની સહાયકે સાથે શહેરના જુદા જુદા મહોલ્લામાં આરોગ્યપ્રચારનાં ભાષણો કરે છે અને બ્હેનો માટે પ્રૌઢ-શિક્ષણવર્ગો ચલાવે છે. આ મંડળ તરફથી વડોદરા શહેરમાં કોલેજમાં ભણતી વિદ્યાર્થીનીઓ માટે એક છાત્રાલય ચલાવવામાં આવે છે.

### ૭. સ્ત્રી કેળવણીમંડળ

વડોદરા રાજ્યના લોકોપકારક નિબંધ અન્વયે સ્ત્રી કેળવણીમંડળ રજીસ્ટર થયેલું છે. આ મંડળ તરફથી શ્રી. મહારાણી ચીમનાબાઇ મહિલા પાઠશાળા ( પ્રચલિત નામ પ્રમાણે કર્વે કોલેજ ) ચલાવવામાં આવે છે. એ કોલેજમાંથી ઉત્તીર્ણ થએલી બ્હેનોએ સામાજીક કાર્યના ક્ષેત્રમાં સારી પ્રગતિ કીધી છે. આ પાઠશાળા શરૂઆતમાં શ્રીમંત સરકારની મદદથી ચાલી શકતી પણ હવે જાહેર પ્રજાની મદદથી ચાલે છે. મંડળનો બધો વહિવટ વ્યવસ્થાપકમંડળ ચલાવે છે.

### ૮. સારસ્વત ભગિનીસમાજ

સારસ્વત ભગિનીસમાજની સ્થાપના સને ૧૯૩૩ માં થઇ હતી. સમાજના તમામ સભાસદો સમાજના કાર્યમાં સારો રસ લે છે. આ સંસ્થાનું કાર્યક્ષેત્ર સામાજીક પ્રવૃત્તિનું છે. સમાજની બ્હેનો જીમખાનાની રમતો, ઔદ્યોગિક પ્રદર્શનો વગેરેમાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે. તેના ૪૦ સભાસદો છે. સમાજની ખીલવણી શ્રીમંત સરકારની ઉદાર મદદને આભારી છે.

### ૯. આર્યકન્યા મહાવિદ્યાલય

આ સંસ્થા સને ૧૯૨૯ માં ફક્ત ૧૦ કુમારિકાઓથી શરૂ કરવામાં આવી હતી. આ સંસ્થાની પોતાની યુનિવર્સીટી છે. તેનો

મુખ્ય ઉદ્દેશ કુમારિકાઓને ૧૬ વર્ષની વય સુધી ગૃહકાર્ય સાથે શિક્ષણ આપવાનો છે. જૂના વખતની ગુરુશુરૂ પદ્ધતિએ આ સંસ્થાનું કાર્ય ચાલે છે. કુમારિકાઓને હિંદી, સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી શીખવવામાં આવે છે. ઉપરાંત સંગીત, ચિત્રકામ, ભરત, ગુંથણ, ઘરગથ્થુ વિજ્ઞાન વગેરે શીખવાય છે. સાથે સાથે શારીરિક શિક્ષણ પ્રત્યે પણ ધ્યાન અપાય છે. ભાલા, લાઠી, લેઝીમ, ખંજર, કુસ્તી, તલવાર, ધનુર્વિદ્યા તથા યોગનાં આસનો, પ્રાણાયામ અને ઘોડેસ્વારી તેમજ તરતાં પણ ત્યાં શીખવવામાં આવે છે.

અભ્યાસક્રમ સંસ્થાની યુનિવર્સીટીના સ્નાતક થવા માટે શરૂથી તેર વરસનો છે.

હાલમાં ત્યાં કન્યાઓની સંખ્યા ૨૦૦ ઉપરાંત છે, સંસ્થામાં રહેતી કન્યાઓ પાસે માસિક ફી રૂપિયા ચૌદ ખર્ચ પેટે લેવાય છે, ગરીબીના કારણે લગભગ ૪૫ કન્યાઓને મફત અને ૫૦ જેટલીને અર્ધી ફી લઇને રાખેલી છે.

## ૧૦. મહિલા ક્રીડામંડળ

વ્યાયામશાળા મારફત મધ્યમ વર્ગમાં દેશી રમતનો શોખ પોષાય તે માટે અને તે તરફ ભાવના જાગે તે માટે પ્રયત્ન કરવા લેડીઝ સ્પોર્ટસ નામની સંસ્થા પ્રથમ સ્થપાઇ હતી, પરંતુ પાછળથી સને ૧૯૩૭ માં મહિલા ક્રીડામંડળ નામે રૂપાંતર થયું. હાલમાં આ મંડળમાં ૧૦૫ સભાસદો રોજ સુરસાગર તળાવ પર આવેલી સ્ત્રી અધ્યાપન પાઠશાળામાં સાંજે મળે છે. તેની એક શાખા વણીકરની પાગામાં ખોલેલી છે. આ મંડળની બ્હેનો બૅટ બૉલ, થ્રો બૉલ, ટેનિસ, બૅડમીન્ટ ઇત્યાદિ જેવી રમતો રમે છે અને હિંદવિજય જીમખાનાની રમતોની હરિફાઇમાં ભાગ લે છે. વરસમાં બેત્રણવાર તેઓ બહાર ગામની મુસાફરીએ પણ જાય છે. ઉપરાંત આ સંસ્થા એક ફરતું પુસ્તકાલય ચલાવી જ્ઞાનપ્રચાર પણ કરે છે.

## ૧૧. શ્રી. ચીમનાબાઇ વિહાર કલબ

શ્રી. ચીમનાબાઇ વિહાર કલબ ૩૦ વર્ષ પહેલાં શ્રીમંત મહારાણી ચીમનાબાઇ સાહેબ-સહાયથી શરૂ થઇ હતી. શ્રીમંત રાજકુટુંબની બ્હેનો, મોટા અમલદારોની સ્ત્રીઓ અને સરદાર આસામદારોની સ્ત્રીઓ પણ આ કલબનાં સભ્યો છે. આ સંસ્થાનાં સભાસદો અઠવાડિયામાં બે વાર સાર્વજનિક બગીચામાં દીલ્હી પોવીલીયન આગળ ભેગાં થાય છે અને ત્યાં તેઓ ટેનિસ, બૅડમીન્ટન અને એવી બીજી અનેક રમતો રમે છે.

## ૧૨. શિવાજી મંડળ

સને ૧૯૩૦માં મિસિસ રમાબાઇ ફીનીઓ ૩૫ સભાસદોથી આ મંડળનો આરંભ કર્યો હતો. મંડળનો ઉદ્દેશ હાઇસ્કૂલ અને કૉલેજની વિદ્યાર્થીનીઓમાં વ્યાયામનો શોખ કેળવવો અને ટીમોમાં-સમૂહમાં-રમતાં શીખવવું, એ છે. આજે આ મંડળમાં ૨૫૦ સભાસદો છે. શહેરની ઘણી વિદ્યાર્થિનીઓ આ સંસ્થાનો લાભ લે છે.

હિંદવિજય જીમખાના તરફથી દર વરસે ગોઠવાતી રમતોની હરિફાઇમાં આ મંડળના સભાસદો ટીમ તરીકે લાભ લે છે. સંસ્થાના સભાસદ થવાનું લવાજમ નથી.

## ૧૩. શ્રી જ્યોતિ વ્યાયામ મંડળ

સને ૧૯૩૫ માં ૧૧ છોકરીઓથી જ્યોતિ વ્યાયામ મંડળ શરૂ કરવામાં આવ્યું હતું. મંડળનો ઉદ્દેશ શાસ્ત્રીય રીતે વ્યાયામનું શિક્ષણ કન્યાઓને આપવું અને દેશી પરદેશી રમતોનો શોખ કેળવવો એ છે.

વરસમાં બે વાર "જ્યોતિ" ચોપાનીયું

સંસ્થા પ્રસિદ્ધ કરે છે, જેમાં કન્યાઓ પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવતા લેખો લખે છે. પ્રવાસે ગોઠવીને કન્યાઓને નજીકનાં ગામડાંમાં લઇ જવાનો પ્રબંધ પણ આ સંસ્થા કરે છે. વરસમાં ચાર વખત મંડળ તરફથી જાહેર સમારંભો થાય છે. તેમાં વક્તૃત્વ હરિફાઈ, નિબંધ હરિફાઇ અને વાર્તાલાપની હરિફાઇઓ ગોઠવાય છે. મંડળનું કાર્ય શ્રીમતિ કુસુદબ્હેન ઠાકોરને હસ્તક કુશળતાથી ચાલે છે.

### ૧૪. શ્રી મહારાણી ગર્લ્સ હાઈસ્કુલ

સને ૧૯૦૭ માં શ્રી મહારાણી ગર્લ્સ હાઇસ્કુલની સ્થાપના થઇ હતી. તેને મુંબઇ યુનીવર્સીટીમાં રજીસ્ટર કરવામાં આવી છે. ત્યાં ૫૦૦ ઉપરાંત કન્યાઓ અંગ્રેજી કેળવણી લે છે. હાલમાં મિસ ખેડકર પ્રિન્સિપાલ તરીકે કામ કરે છે. સને ૧૯૨૨ માં આ શિક્ષણ સંસ્થાને ઇન્ડીયન વીમેન્સ યુનીવર્સીટી સાથે પણ રજીસ્ટર કરવામાં આવી હતી જેથી તેમાં ભણતી કન્યાઓમાંથી જેને ફવે કોલેજનો અભ્યાસક્રમ લઇ તેની પરિક્ષામાં બેસવું હોય તે બેસી શકે છે આ વિદ્યાલયમાં શિક્ષણ ઉપરાંત સંગીત, કલા, ભરતગુંથણ, ગૃહવિદ્યા અને બગીચાનું કામ પણ ફુરસદે શીખવાય છે, જેથી સમુહમાં કામ કરવાની ભાવના બાળાઓમાં કેળવાય છે. છાત્રાલય પણ ૧૯૨૫થી શરૂ થયું છે.

### ૧૫. શ્રી જરબાઇ પેસ્તનજી શિક્ષણવર્ગ

પારસી કુટુંબની સ્ત્રીઓ તથા કન્યાઓને શીવણકામ શીખવવાના ઉદ્દેશથી લગભગ ત્રણ વરસથી વડોદરામાં શ્રી. જરબાઈ પેસ્તનજી શીવણવર્ગની સ્થાપના થઇ છે. આ વર્ગ માટે શેઠ પેસ્તનજી કંટ્રાકટરે દેણગી આપેલી છે. આ વર્ગમાં શાખીને તૈયાર થયેલી બ્હેનો પોતાના ઘરનું શીવણકામ કરે છે અને તે ઉપરાંત બ્હારનું શીવણકામ પણ મેળવી તેમાંથી કમાણી કરી શકે છે. દર વર્ષે આ વર્ગની બ્હેનોના શીવણકામનું પ્રદર્શન ભરવામાં આવે છે.

### ૧૬. શ્રી અંત્યજ મહિલા મંડળ

વડોદરા શહેરની સુશિક્ષિત અંત્યજ બ્હેનોએ શ્રીમતિ સરલા બહેન મહેતાના પ્રમુખપણા નીચે અંત્યજ મહિલા મંડળના સભાસદ થવાનું વાર્ષિક લવાજમ ફક્ત ચાર આના છે. શ્રીમતિ લક્ષ્મીબ્હેન આચાર્ય મંડળના મંત્રી છે. આ મંડળનો ઉદ્દેશ અંત્યજ બ્હેનોમાં શિક્ષણનો પ્રચાર કરવો અને મોટી ઉમરની બ્હેનોને લખતાં વાંચતાં શીખવવું એ છે.

### ૧૭. બલભીમ મેળા–કન્યા વિભાગ

સને ૧૯૨૮ માં વડોદરામાં બ્રહ્મપુરી યુનીયન કલબ તરફથી બલભીમ મેળાનો સ્ત્રી વિભાગ સ્થાપવામાં આવ્યો છે. આ સંસ્થાનો ઉદ્દેશ સ્ત્રીઓને સંગીતનું શિક્ષણ આપવાનો અને ખોટી લાજ શરમ છોડાવી તેમને નિડર બનાવવાનો છે. આ કાર્યને વેગવંતુ બનાવવા માટે જાહેર સભાઓમાં કન્યાઓના સંવાદ, ગરબા, રમતો વગેરેનો કાર્યક્રમ યોજવામાં આવે છે. દર વરસે ગણપતિ ઉત્સવમાં સંસ્થાની વાર્ષિક પ્રવૃત્તિ જનતા સમક્ષ રજુ કરવામાં આવે છે. આ સંસ્થાની બ્હેનોને શારીરિક શિક્ષણ પણ અપાય છે.

### ૧૮. રાષ્ટ્રીય સ્ત્રી સમાજ

આ સંસ્થા નવી સ્થપાયેલી છતાં સંગીન કાર્ય કરે છે. સ્ત્રીઓમાં રાષ્ટ્ર ભાવનાનો પ્રચાર, હિંદના શિક્ષણવર્ગો, હાથકારીગરીઓ વ. રચનાત્મક પ્રવૃત્તિઓ તેમાં ચાલે છે.

### ૧૯. રાજમહેલરોડ સ્ત્રી સમાજ

આ સંસ્થા શ્રીમતિ નર્મદાબેન મોતીલાલ દેસાઇના સંચાલનને આભારી છે અને સ્ત્રી-

ઓની અનેકદેશીય પ્રવૃત્તિ તથા પ્રગતિમાં તે સારો ફાળો આપી રહેલ છે.

વારંવાર વડોદરા શહેરની ઉપર જણાવેલી તમામ સ્ત્રીહિતવર્ધક સંસ્થાઓના સહકારથી અને શ્રીમંત સરકારની મદદથી મોટા પાયા પર સ્ત્રી હુન્નર ઉદ્યોગ પ્રદર્શનો અને બાલ સંમેલનો ભરાય છે,

વડોદરાની વિસ્તૃત અને સર્વતોમુખી મહિલા-પ્રવૃત્તિઓનો ખ્યાલ આ ટૂંકા પરિચયથી ગુજરાતને આવી શકશે. પ્રતિ વર્ષ વડોદરામાં સ્ત્રી 'ઉન્નતિના ક્ષેત્રમાં અનેક સમારંભો તથા અન્ય પ્રવૃત્તિઓ થાય છે અને રાજ્ય તરફથી લાખો રૂપિયાને ખર્ચે સ્ત્રી-હિતકારક સંસ્થાઓ તેમજ યોજનાઓનું સંચાલન થાય છે, તેનો તો નિર્દેશ સરખો આ ટૂંકા વૃત્તાંતમાં લંબાણના ભયને લીધે થઇ શકયો નથી અને કેટલીક મુખ્ય જાહેર સંસ્થાઓનો ઉલ્લેખ કરીને જ સંતોષ માનવો પડયો છે. પરંતુ આ સંક્ષિપ્ત અવલોકન પણ જો ગુજરાતનાં અન્ય સ્થળોમાં વસતી મહિલાઓમાં વડોદરાની વનિતાઓના વિશાળ કાર્યક્ષેત્ર પરત્વે કુતૂહલ જગાડીને તેમને પણ પોતાની પ્રગતિ અર્થે વડોદરાના રાહે પ્રવૃત્ત થવાની વૃત્તિ સ્ફુરાવશે તો આ લખ્યું અવશ્ય સાર્થ થશે.



# કયાં ખોળે કિરતાર

મનવા કયાં ખોળે કિરતાર !
સહુની સાથે તે વસનાર.
દેવળ ડુંગર ખોળી થાકયો,
ત્યા ગી ને અ ભિ લા ષ
મનમંદિરમાં જુએ જરીનાં,
ધરી અચળ વિશ્વાસ.
શીદ પ્રયત્નો કરે નકામાં ઉઘાડ મનનાં દ્વાર—

તન તંબુર, ને નેહ ન ખલીયે
દિવ્ય સૂરો રણકાર.
પરમ ભક્તિ ફુલહાર વડે તું,
મ ન મો હ ન શણગાર.
બ્રહ્મનાદ સંભળાય હૃદયમાં,
અરે ખરો કિરતાર.
મનવા કયાં ખોળે કિરતાર !

શ્રી. અંબુભાઈ ઠાકુર.

એમણે દેવસ્મરણ પણ કર્યું અને પછી બહાર નીકળ્યા. એમની ભાવના સાચી યા ખોટી જોઇને કોઇપણ વિચારક નવાઈ પામે જ ! આવું તો જો કે ઘણે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. અને આવા ઘણા મનુષ્યો નવ્વાણું હજાર નવસે ને નવ્વાણું ન્હાવણ–અવગાહન આદરે છતાં આપણો જ્ઞાની કવિ અખો કહે છે તેમ 'પત્થર જેવા જ' રહે છે એ વાત પણ સત્ય છે !

પછી અમે સુપ્રસિદ્ધ કાશીવિશ્વનાથના મંદિરમાં ગયા. રસ્તાની આજુબાજુ ઘાટ છોડતાં તુરતજ ભિક્ષુકોનાં દીનમુખો દેખાય છે. મંદિરમાં જવાનો માર્ગ ઠીક ઠીક લાંબો છતાં ખૂબ જ સાંકડો છે. યાત્રાળુઓ અને અન્યજનોની ભીડ એટલી બધી જામેલી જ રહે છે કે એ માર્ગ પૂરો કરતાં તો નાકે દમ આવી જાય છે ! મંદિરની એ ગલ્લીની બન્ને બાજુએ કાપડ–બંગડીઓ–રમકડાં–વાસણો ઇત્યાદિથી ભરચક દુકાનો દીવાળીનાં પગલાં હજુ તાજાંજ હોવાથી ઝગઝગાટ મારતી હતી–દુકાનોમાંથી જણસો ખરીદવાને લગભગ પ્રત્યેક દુકાન આગળ ટોળે વળીને લેવડ વ્યવહાર કરતાં કુટુમ્બો પાછાં આ માનવ સમુદાયની ગિરદીને વધુ વિષમ અને તંગ બનાવી મૂકે છે ! ભિખારીઓ, ફુલની છાબડીવાળાંઓ, વગેરેના કલબલાટમાં યાત્રાળુસંઘો અને અન્યભાવિકોનો શોરબકોર વાતાવરણને વધુ સંકુલ અને ચિત્રવિચિત્ર બનાવી મૂકી છે ! કાકા કાલેલકરનું 'હિમાલયના પ્રવાસ' માંનું વારાણસીનું વર્ણન મને યાદ આવ્યું ! મને પણ 'સડેલાં બીલીપત્રની ગંધ' તો આવી ! પૂજાની સામગ્રીઓ લઇને અબોટીયાં અગર સુસ્વચ્છ ધોતીઆં પ્હેરીને શરીરને સંકોરતા સંકોરતા માર્ગ શોધી લેતા ભાવિકોને, લૂલાં–લંગડાં દયામણી આંખો અને પીક્કાં મ્હોં લઇ બેઠેલાં ભિખારી–ભિખારણો–સાધુ–સાધ્વીઓને જોતાંવેંત જ હિન્દની બેહાલીને. સવેગ દોડરા જેવું જ ચાલતા પંડાઓનાં અલમસ્ત શરીરનો મીઠો અને સુંવાળો ( ! ) સ્પર્શ જોતો–અનુભવતો હું આમ જઇ રહ્યો ત્યાં તો એક ફુલવાળાએ હસતે ચહેરે હસ્ત-સંપુટ બનાવીને 'યે લિજિયે !' કહીને એક ગલગોટાનો હાર મારા કંઠે નાંખી દીધો ! હું પ્હેલા તો ગભરાયો ! પરન્તુ સદ્‌ભાગ્યે ફુલમાળથી મારા કંઠને વિભૂષિત કરનાર ફુલવાળો જ લાગ્યો ! મેં પણ સ્વસ્થતા મેળવી કહ્યું, "આપકા આભાર ! બ્હોત અચ્છી માલા હૈ ! !" આજુબાજુના એ દુકાનદારો તથા પ્રવાસીઓ હસી પડયા ! પણ મેં તો મ્હોં નિર્દોષ અને ગંભીર જ રાખ્યું ! કહેવાની જરૂર છે કે એ હારનાં તો મારે દામ આપવાનાં હતાં એ સાંભળી એ હાર મેં એમને કંઠે જ નાંખીને ચાલતી પકડી !

મંદિરના આંગણામાં રૂપિયા જડેલા છે–મંદિર એટલે ઉપર કહેલું વિશ્વનાથનું જ મંદિર, હિન્દભરમાંથી શ્રદ્ધા પ્રેર્યાં, થોકે વળતાં વિવિધ રંગી અને વિવિધ ભાષા બોલતાં નર–નારી અને કુટુંબ મંડળોથી મંદિરના ખુણેખુણા ઉભરાતાં નજરે પડયા. મદ્રાસીઓ, બંગાળીઓ, દક્ષણીઓ, હિન્દુસ્તાનીઓ, ગુજરાતીઓ, પંજાબીઓ વગેરેનો આવો અનેકરંગી માનવ મેળો જોઈ આપણને વારાણસીકાકા સાહેબના શબ્દમાં કહું તો 'અમરાપુરી વારાણસી'–આપણી સંસ્કૃતિ, આપણી ભાવનાઓનું અને આપણા રક્તમાં સંચારિત આદર્શોનું એક પરમકેન્દ્ર લાગે જ ! હિન્દભરનાં બધા વર્ણના નર–નારીઓ અહીં હોંસભેર એકત્રિત થાય, દર્શનાતુર બની મંદિરના અણુએ અણુમાં ઉમંગલર્યો કિલ્લોલ કરે, અને આરતીના ભવ્ય મનોહર દૃશ્યને હૃદયમાં ઊતારીને કૃતકૃત્ય થાય–એ આખું

દૃશ્ય જ આપણને ગૌરવથી ભરી દે તેવું નથી ! મંદિરના સુવર્ણઘુમટો ઝગારા મારતા આકર્ષણ ફેલાવે છે અને ચોમેર ભક્તિભાવ અને ધન્યતાની મિશ્રલાગણી ઉછળતી જ હોય છે ! મંદિરની અગાસીમાં જઈને અમે સામે પડેલી ઔરંગઝેબ બાદશાહે લઈ લીધેલી મસ્જીદ જોઈ-પહેલાં વિશ્વનાથની મૂર્તિની સ્થાપના ત્યાં હતી એમ સાંભળ્યું. વચ્ચે જ્ઞાનવાપી છે. મુસ્લીમોના આક્રમણ પ્રસંગે વિશ્વનાથની મૂર્તિ આ જ્ઞાનવાપીમાં કૂદી પડેલી ( આપણા તો દેવ પણ આવા જ ! ) અને આ પ્રમાણે ભ્રષ્ટસ્પર્શથી મુક્ત રહી હતી એવી દંતકથા છે !

વિશ્વનાથજીની મૂર્તિ જે ખંડમાં છે તેની આજુબાજુની ભીંતોની ગોખમાં આરસની જુદા જુદા ભગવાનોની સુંદર આરસમૂર્તિઓ સ્થાપેલી છે. ઇતિહાસમાં જેમ ઘણાને કોઈ એક પ્રખર તેજસ્વી વ્યક્તિના આકર્ષણમાં તણાઈ જઈને આજુબાજુમાં જ વિલસતી સ્હેજ જ ઝાંખી છતાં સુન્દર એવી વિભૂતિઓ જોવાની દરકાર નથી હોતી તેમ અહિં પણ આવી સુન્દર મૂર્તિઓ બધાની ઉપેક્ષા જ સહન કરતી હોય તેમ મને લાગ્યું ! વિશ્વનાથની મૂર્તિ-લીંગ એક ખુણામાં છે, એનું કારણ ઐતિહાસિક હશે કે વ્યવહારિક ? મૂર્તિની આસનપીઠિકા સોનાની છે, મૂર્તિને આરતીકાળે બહુ જ કલામય શણગારથી આકર્ષક બનાવવામાં આવે છે. ગંગાજીનાં પવિત્ર નિર્મળાં નીરના કુંભો ઉપર કુંભો અને દૂધના તો ઢગલાઓ ઉપર ઢગલાઓ મૂર્તિના અભિષેક અર્થે વપરાય છે, અત્તરનો કળશીઓ પણ ચઢાવાય છે. બાદ આજુબાજુ ઊતરાતી આતુર આંખોને હર્ષમસ્ત કરી દે તેવું ચન્દનલેપન થાય છે બાદ ઉમાપતિના મસ્તકે ફુલની વેણીઓની જટા ખૂબ જ આકર્ષક અને મનોહર લાગે એવી ઢબે રચ-

વામાં આવે છે ! આખી આરતીની ક્રિયા મને કલાની દૃષ્ટિએ ગમી ગઇ ! એકબીજાની અર્ધી અંગલતાઓ ઢાંકતી ગૂજરાતણ અને મદ્રાસી નાર, અને આખી ક્રિયાની કવિતામય સુંદરતા જોઇ જોઇને એકબીજાની સામું મળતાવડું સ્મિત કરતી બંગાળી લલના અને મહારાષ્ટ્રીય સ્ત્રીઓ મેં જોઇ. એકબીજાને સ્વપ્ને પણ નહિ જોએલા–નહિ ઓળખતા પુરુષોને પણ પરસ્પરના હાથોમાં હાથ મેળવી દર્શનાર્થે તલપાપડ બનેલા પણ મેં નિહાળ્યાઃ અને મને થયું કે આવી જ એકતા આપણે આઝાદી પ્રાપ્તિમાં કેમ નથી કરતા ?

આ બધું ઉત્તમ છે, આવશ્યક પણ હશે પરન્તુ રાષ્ટ્ર અત્યારે ક્યાં છે અને કેવી હાલતમાં છે એનું ભાન આમ થોકેથોક ટોળે વળતાં પ્રજાજનોને હોય એમ મને તો ન જ લાગ્યું ! સ્ત્રીઓ પવિત્ર લેખાતી રેશમી સાડીઓમાં જ લગભગ ચોમેર ફરતી દેખાઈ ! પુરુષો પણ ઓરફીનાં કે પછી મીલનાં કડક ઇસ્ત્રીવાળાં ખમીસ અને ઝીણાં પાતળાં ધોતીઆમાં દેખાયા ! આપણે તો ગુલામ છીએ, આપણા મુખે ડૂચો છે, આપણા હાથે ભીમસેની તાળાંઓ છે, આપણા પગો તસુ પણ ખસે એમ નથી, આપણા ઉપર તલવારોનાં ચળકતાં છતાં વિનાશક ઝુમ્મરો છે–પણુ એ બધું આપણને જાણે કંઈ વિસાતમાં જ નથી ! ! આપણા લાડીલા સેવકો અને નેતાઓ કષ્ટોની ભઠ્ઠીઓમાં સેકાય છે પણ આપણે ? એ બધું તો માત્ર આપણે આભાસરૂપ જ માની બેઠા છીએ ! ! જગતમાં જાણે વિશ્વનાથના મંદિર સિવાય બીજું કંઇ છે જ નહિ ! ! આપણો ધર્મ જીવન્ત રાખવાને બદલે એનાં શબ્દોનાં આવાં પ્રદર્શનો જોઇને ગ્લાનિ ઉપજે છે– કારણ કે મને તો આપણા કલ્પનાના વિરાટ શંકરનો પરાક્રમશીલ આત્મા આવાં રથળોમાંથી ઊડી ગયો જ લાગે છે ! ક્યાં છે એ પિનાકીની નિશ્ચયાત્મકતા ? ક્યાં છે એ શિવની સંસારી સાધુતા ? ક્યાં છે એ નીલકંઠનો વીરરસભર્યો અને રૌદ્રતામય ચ્હેરો ? ક્યાં એમની અચલ વૈરાગ્યવૃત્તિ ? અરે, ક્યાં છે એવા સેવાના સંન્યાસ અને તપસમૃદ્ધ સંકલ્પો ? આવી પૂજાઓ ગમે તેટલી મોહક છતાં મને તો એ નિરૂપયોગી અને દંભી જ લાગી ! આપણો ધર્મ જો આ જ હોય, આપણા ધર્મના મહાન ગ્રંથોનાં બહુજ મૂલ્યવાન્ સુભાષિતો અને સૂત્રો જો માત્ર વિચાર–વાણીનાં વમળોમાંજ ગુંચવાયા કરવાનાં હોય–તો બ્હેતર છે કે આપણો ધર્મ સદાની વિદાય જ લે ! આવો પૂજાપાનો વૈભવ જોઇને હું તો આભોજ થઇ ગયો ! આપણને આ બધું કરવાનો હક્ક હોવોજ જોઇએ પણ એ ક્યારે ? આપણી વ્હાલસોઇ મા મરણબિછાને પડી હોય–સારવાર કરતી થોડીએક વ્યક્તિઓ ઉપર પણ દમન થતાં હોય ત્યારે આપણા ઘરને શોભાવવા પાછળ, ઘરના ઝરૂખાઓ ઝાકમઝાક કરી દેવા પાછળ અને ફુલોના ગજરાઓ અને સુખડના પુંજોમાં રચ્યાપચ્યા રહીએ એમાં કેવળ શરમ નથી, પાપ જરૂર પાપ પણ છે જ ! વાસ્તવિકતાના આટલા સ્પષ્ટ દર્શન તરફ ઉપેક્ષા સેવવી અને આંખ મીંચામણાં કરીને જીવ્યે જવું એ પરાધીન પ્રજા માટે ઓછું શરમાવનારું કહેવાય ? ખરું જોતાં તો ભવ્યતાના સ્વરૂપ જેવા શંકર મહાદેવનાં દર્શન કરવાનો અધિકાર નિષ્ક્રિય અને કુસંપખોર પ્રજા માટે નથી ! ગંગા મૈયાના પવિત્ર પ્રવાહમાં પડીને આનંદ કરવાની આપણામાં લાયકાત નથી !

-હશે–પણ આ બધા વિચારોના જોસબંધ વહેણમાં મારું મગજ તણાતું હતું ત્યાં તો આરતી સમાપ્તિ પામી ! હવે તો ' થાળના થાળ ' વિશ્વનાથજીની મૂર્તિ સમક્ષ ધરવા લઇ જતાં બ્રાહ્મણો હું જોતો રહ્યો ! મંદિરમાં

વિશ્વનાથજીનાં દર્શન યાત્રાળુઓને સુગમ કરી આપવા માટે આ પંડાજીઓ હોય છે ! બળવાન પંડાઓ બીજા પંડાઓને ધકેલી દઇને પણ પોતાની સાથે આવેલ કુટુંબોને દર્શનનું પુણ્ય જલદી જલદી લૂંટી લેવાની તક આપવામાં ધન્ય થતા હતા (!) તે જોઇને મને ટાઢક (!) વળી ! કાકા સાહેબે એમના 'હિમાલયનો પ્રવાસ' નામના ગ્રંથમાં આ પંડા-સંસ્થા આપણા દેશને કઇ રીતે પ્રમાણિક મદદ કરી શકે તેમ છે, પરદેશમાં ઓમીઆરૂપે મળતા અને નવીન આવનારને જોવા-કરવામાં સગવડો કરી આપનારા ટોમસ કુકજો, દલાલો કરતાં પણ આવી આ પંડા સંસ્થાઓમાં કેવા સારા તત્વો રહેલાં છે તે તેમણે દર્શાવ્યું છે પણ કાકાસાહેબે એમને માટે 'વરના ઝુંડ' જેવો શબ્દપ્રયોગ પણ કર્યો છે. ધક્કીમુક્કીમાં, પડા-પડીમાં અને ધાંધલધોંધાટમાં ટેવાઇને પાવરધા બની ગએલ આ પંડાઓ આપણી આર્થિક પરિસ્થિતિ માપીને જ પ્રયત્નો કરે છે ! કેટલાક પંડાઓ તો અતિશયોક્તિની સરહદ ઉપર પગ માડયા વગર પણ કહું તો કેટલીકવાર હદ ઓળંગી જાય એવી ધાંધલ પણ કરે છે ! આપણાં મોટમોટાં અને શ્રેષ્ઠ ગણાતાં મંદિરોમાં પણ શું આવી વ્યવસ્થા ? બેસુમાર ગિરદીને વ્યવસ્થામય સુંદર નિયમનમાં મૂકવી શું અશક્ય છે ? કે પછી જેમ દુર્ગંધ મારતી, ફૂલ-પાંદડાં ગન્ધાતું પાણી વગેરેથી અસ્વચ્છ બનતી જગ્યા વિશેષ, અને ઘોંઘાટ ધક્કામુક્કી અને અવ્યવસ્થા વધુ, અંધારૂં અને સંકડાસ વિશેષ તેમ તેમ મંદિરની શ્રેષ્ઠતાની સીમાયે ઉચ્ચતર ?

બાદ અમે અન્નપૂર્ણાદેવીની પ્રતિમાનાં દર્શન કર્યાં. ત્યાં બીજી ઘણી મૂર્તિઓ છે. કાશીમાં મંદિરોનો તો રાફડો જ છે ! 'નર્મદાનાં કંકર એટલા બધા શંકર' એવી રીતે 'કાશીમાં એટલા ગોખ એટલાં બધાં મંદિર' એમ કહીએ તો ન ચાલે ?

સાંજે અમે ગંગાના પ્રવાહ ઉપર સવાર થતી નાવમાં સફર કરી ! અમારી નાવને તો અગાસી પણ હતી ! ગંગાના વિસ્તૃત શાન્ત પટમાં સમીસાંજની આહ્લાદ લહરીઓથી આલિંગાતી અમારી નૌકાએ કિનારો છોડયો અને કાશીની સૌન્દર્ય છબી જોવાની સુભગ તક અમને મળી ! અર્ધવર્તુલાકાર ભાગીરથીના તીર ઉપર 'अहमहमिका' કરતી કીડીયારાંની જેમ ઊભરાતી આલીશાન ઇમારતો દષ્ટિમાં રમી રહે છે-બધી એકસામટી, નાની સરખી નયનતારલીઓને ગભરાવી દેતી હોય તેમ એકબીજાને અથડાતી ઊંચી-નીચી ડોક કરી લલચાવવા લાગી ! પણ અમારી નૌકા તો અનુભવકરેલ એટલે ડાહીડમ ચાલે અમને કહેતી લાગી કે—"જુઓ ! અધીરા ના થશો ! જેમ જેમ હું ચાલીશ તેમ તેમ બધું દેખાશે !" અમે પણ થોડીવારમાં સ્થિર ચિત્ત બનીને બધું જોવા માંડયા ! દરભંગા, ઉદેપુર, હોલ્કર મહારાજા, માઇસોર આદિનાં રાજભુવનો જોયાં ! કેદારઘાટ, મણિકર્ણિકા ઘાટ, અને નવો બંધાએલો એક ઘાટ વગેરે જોયાં.

તા. ૩-૧૨-૪૦

બીજે દિવસે બપોરે અમે બૌદ્ધ-દેવળ 'મૂલગંધ કુટિર વિહાર' જોવા ગયા. બનારસથી સાતેક માઇલ દૂર આવેલું સારનાથ તે આ જ સ્થળે ! સારનાથમાં જગતના એક મહાન દિવ્ય પુરુષ ગૌતમબુદ્ધે નિર્વાણનો ઉપદેશ પ્રથમ કરેલો ! 'મૂલગન્ધ કુટિરવિહાર' તો નવું બંધાએલું દેવળ છે. અહિં એક જપાની ચિત્રકારે આલેખેલાં ભીંતચિત્રો ઘણાં ભાવવાહી, લલિત અને સૂચક છે. બૌદ્ધ જીવનના વિવિધ episodes પ્રસંગોની આ

રમણીય બોધક છબીઓ પ્રવાસીના હૃદયમાં બૌદ્ધના આદર્શો માટે માન ઉપજાવે છે. બૌદ્ધનો જન્મ, બૌદ્ધનો ગૃહત્યાગ, બૌદ્ધની તપ-સમાધિ બૌદ્ધની ષડ્ માનવશત્રુઓના વિકારી હુમલાઓ વચ્ચેની અચલ સાત્ત્વિકતા, બૌદ્ધજીવનના ચમત્કારિક પ્રસંગો, બૌદ્ધનું દેહનિર્વાણ, વગેરે ચિત્રો, આકર્ષક રંગોમાં આલેખાયાં છે. ચિત્રકાર જાપાન દેશના હોવા છતાં આખી ચિત્રાવલિની પાત્રસૃષ્ટિ હિન્દી ધરતીને વફાદાર એવી ઢબે ખડી કરી શક્યા છે ! દેવળમાંની સ્વચ્છતાં, શુદ્ધતા, શાન્તિ અને વ્યવસ્થા સુંદર હતાં. ગિરદી ઝાઝી હોય તો'યે મૂર્તિ પર પડાપડી થાય એવું મૂર્તિનું સ્થાન જ નથી ! આપણે આમાંથી ઘણું શીખી શકીએ! બાદ ઐતિહાસિક અને મૂળનું સ્મરણ સાચવતો 'ધમેખસ્તૂપ' પ્રાચીનતાના વાઘા એઢીને ઊભો હતો ત્યાંયે ગયા. મુસ્લીમોનાં ધાડાંઓએ અહિ પણ આવી તે ધર્મોના મુદ્રાલેખોને ખંડિત કર્યા છે એમ સાથે આવેલ ભોમીયાએ જણાવ્યું !

પછીથી અમે 'બનારસ હિન્દુ યુનિવર્સિટી'ની મુલાકાતે ગયા. વારાણસીની આ વિદ્યાપીઠ ખૂબ સુંદર કાર્ય કરી રહી હોઇ એની સુવાસ ખૂબ આપેલી છે. સર રાધાકૃષ્ણન્, પંડિત માલવીઆજી, ડૉ. આનંદશંકર ધ્રુવ જેવાં ઉત્તમ નરરત્નો આ વિદ્યાપીઠમાં એકનિષ્ઠ સેવા રેડી રહેલ છે. તેઓ લાખ્ખોના ખર્ચે એક ભવ્ય દેવગૃહ બાંધવાના પ્રયત્નોમાં છે, તેથી તે મારે મુકરર થએલી જગ્યા પણ જોઇ.

ત્યાંથી સીધા અમે 'ભારતમાતા મંદિર' જોવા ગયા. નામ ઉપરથી લાગ્યું કે ભારતમાતાને દેવી કલ્પીને એકાદ મૂર્તિ સ્થાપી હશે ! બનારસનાં મંદિરોનાં બીબાંઓના લશ્કરમાં એક જુદા ગણવેશવાળી આકૃતિ હશે ! પરન્તુ મંદિરમાં પ્રવેશ્યો અને મારું હૃદય હર્ષોન્વિત બની ગયું ! મને લાગ્યું કે આપણું સાચું મંદિર થવાનાં વધુમાં વધુ ચિન્હોવાળું તો આ મંદિર જ છે ! લગભગ આપણી વ્યાયામશાળાઓ જેવી આન્તરિક બાંધણી ખરી ! આપણી વ્યાયામશાળાઓમાં ઘણે સ્થળે કુસ્તી માટેનો અખાડો વચ્ચે ચોરસ આકારે અને આજુબાજુની દીવાલો ઉપર અરીસાઓ અને છબીઓ હોય છે. અહિ પણ વચ્ચે મોટી ચોરસ ઊંડી જગ્યામાં આપણા દેશનો બહુજ પરિશ્રમે કોતરેલો આકર્ષક નકશો છે, સફેદ પત્થરના બનાવેલા લાગતા આ બહુજ નમૂનેદાર નકશામાં ડુંગરા ઉપસી આવતા દેખાય છે, વહેતી નદીઓ દૃષ્ટિગોચર થાય છે, જંગલની ઝાડીઓ પણ બતાવાઇ છે, અને સપાટ પ્રદેશો પણ બતાવાયા છે કલાકના કલાક જોઇએ તો પણ 'હવે ચાલો જઇએ !' એમ કહીને હઠવાનું મન જ ન થાય ! આજુબાજુ ચારે દીવાલો ઉપર વૈદીક-સમયના-મહાભારત કાળના-બિન્દુસાર, અશોક, શિવાજી આદિના સમયના પણ નકશાઓ ચીતરેલા છે. પરાધીન ભારતનો કાળોમશ નકશો આપણને શરમથી કાળમીંઢા પત્થર જેવા કાળા બનાવતો રડી રહ્યો જ લાગે ! ખગોળના નકશાઓ પણ છે. હું બહુ વિગતવાર આ બધાનો અભ્યાસ ન કરી શક્યો એની મને દીલગીરી થઇ આવે છે પણ અમારે બધાંને તો '**જાતૌ જાતૌ નવ રુચિઃ**' જેવો ઘાટ હતો અને તેમાં પાછા 'રાત થોડી ને વેશ ઝાઝા' કાઢવાના હતા ! આ મંદિર અને તેની પાછળની ઉત્તુંગ કલ્પનાને અંતરનાં અભિવંદન કરતો કરતો હું બધાં જોડે ઘેર ગયો !

ગંગા-યમુનાના ફળદ્રુપ પ્રદેશપટ્ટામાં આગગાડીઓના જાળાંરૂપ બની ગએલા હિન્દુઓના પવિત્ર અને ઐતિહાસિક વિસ્તારમાં

અને ઘીચ વસ્તીથી ઉભરાઇ રહેલા આ પ્રદેશમાં અમે બે મુખ્ય નગરો-અલ્હાબાદ અને બનારસ-પ્રયાગ અને વારાણસી જોયાં !

બનારસમાં સુંદર ભરેલી એકએકથી ટપી જાય એવી બારીક મુલાયમ અને આકર્ષક રેશમી સાડીઓનો વેપાર મુખ્ય છે. અનેક શ્રીમંત કુટુંબોની કોથીઓ આવી દુકાનોમાં આવીને હળવી ફૂલ બને છે. હિન્દુસ્તાનની કળાની રહી સહી પ્રગતિ સમી આ સાડીઓ ખૂબ પ્રસિદ્ધ છે. રૂપેરી અને સોનેરી જરીકામ પણ બનારસમાં સારું થાય છે. જર્મન-સિલ્વરનાં વાસણો, ઉપસી આવતી છાપવાળાં દેવ-દેવીઓનાં અને અન્ય પિત્તળનાં રમકડાં અને વાસણો, લાખનાં રંગબેરંગી રમકડાંઓ વગેરે પણ બનારસની દુકાનોમાં ઠેરઠેર નજરે પડે છે !

ટૂંકમાં, ઉત્તર હિંદુસ્તાનની મારી આ ટૂંકી સફરમાં મેં જીવનનાં ઘણાં ઘણાં મહત્ત્વનાં સારાં-નરસાં સ્મરણો ભરી લીધાં છે-અને ઉત્તર ભારતની યાત્રાએ જનારે આ બે નગરોની યાત્રા તો ન જ ચૂકવી જોઇએ એમ પણ હું માનું છું. ( સંપૂર્ણ )

# અગ્રામામાં સ્ત્રી સેવિકા તાલીમ વર્ગ

“હિંદમાં સામાજિક કાર્યનું મહત્વ જેમ જેમ વધતું જાય છે તેમ તેમ કેળવાયેલા સામાજીક કાર્યકરોની જરૂરિયાત પણ વધુ સાલતી જાય છે. ખાસ કરીને આજે એ જરૂરિયાત તાકીદની બની છેઃ હિંદને બહારનો તેમજ અંદરનો ભય ડારી રહ્યો છે, એવે અવસરે તાલીમબદ્ધ કાર્યકરો હોય તો તેઓ પ્રજાને દરેક રીતે મદદરૂપ નીવડે.”

ગયા માસમાં સ્ત્રી–કાર્યકરો માટે યોજાએલી તાલીમ છાવણી ખુલ્લી મૂકતાં શ્રીમતિ હંસાબહેન મહેતાએ આ ઉદ્‌ગારો કાઢ્યા હતા.

શ્રીમતિ હંસાબહેને જણાવ્યું: “આજ સુધી સમાજસેવાનું કાર્ય થોડાક પૈસાપાત્ર અને સમય ફાજલ પાડી શકે તેવા માણસોજ કરતા આવ્યા છે. સુખી ઘરની બહેનો પૃથ્વી પરવા પોતાના કમનસીબ ભાંડુઓ પર થોડીક કૃપા વરસાવવા આ કામ હાથ ધરતી. આવા પ્રયાસોનો ઉદ્દેશ તો જો કે શુભ હતો પણ એનું ધાર્યું પરિણામ જણાયું નહિ કારણ કે વ્યવસ્થિત પ્રયાસનો અભાવ હતો અને સામાજીક પ્રશ્નોનો તોડ કાઢવા મથનારાઓ એના પ્રકારથી અજ્ઞાન હતા.”

“જે જે રાષ્ટ્રોમાં સામાજીક કાર્યને વ્યવસ્થિત રીતે આગળ ધપાવવામાં આવે છે તે તે રાષ્ટ્રોએ હવે સ્વીકાર્યું છે કે શિક્ષકને જેમ તેના કામની તાલીમ આપવી જરૂરી છે તેમ સમાજ સેવકને પણ તાલીમ આપવી જોઇએ. સમાજ–સેવકોને તાલીમ આપવાના ઉદ્દેશથી મુંબઇમાં તાતા સ્કૂલ સ્થાપવામાં આવી હતી. કમનસીબે, આ શાળા શહેરમાં આવેલી હોવાથી ગ્રામ્ય વિસ્તારોમાં કામ કરવાની ઇચ્છા સેવનારાઓની જરૂરિયાતો એથી ન સંતોષાય એ સ્વાભાવિક છે. સ્ત્રીઓની જરૂરિયાતો અને સગવડો ખ્યાલમાં રાખીને ખોલવામાં આવતું આજનું કેન્દ્ર આમ આવકારદાયક બને છે. તેની સફળતાથી અખિલ ભારતીય મહિલા પરિષદની કારકીર્દી વધુ ઉજ્વલ બનશે.

“કેન્દ્રમાં માત્ર ત્રણ મહિના સુધીજ તાલીમ અપાશે એટલે અભ્યાસક્રમનું દબાણ વધુ હોય એ સમજી શકાય તેવી વાત છે. તેનો અભ્યાસક્રમ ભરચક છે અને આવી તાલીમનો ઉદ્દેશ કરવાના કાર્ય માટે પૂરતી તાલીમ આપવાનો હોઇને ત્રણ માસનો સમય ઓછો ન પડે એવી આપણે આશા રાખીએ.

“સંતોષની વાત છે કે તાલીમ–વર્ગના સંયોજકો જુદા જુદા વિષયો પર પ્રવચનો આપવા માટે હિંદભરની નામાંકિત વ્યક્તિઓની સેવા મેળવી શક્યાં છે. તેમના પ્રવચનો ઉપરાંત આવા માણસો સાથેનો સત્સંગ પણ બોધપ્રદ હોય છે. સંચાલકોએ જે ઝડપથી અને જે સફળતાથી આ કામ પાર પાડ્યું છે તે બદલ હું તેમને ધન્યવાદ આપું છું.

અગ્રામાના આ તાલીમ વર્ગોની સફળતા ઇચ્છતા અનેક સંદેશાઓ પણ સંચાલકોને મળ્યા છે. પંડિત જવાહરલાલ નહેરુ જણાવે છેઃ “આપણી હિન્દી મહિલાઓમાં કેવી જાતની શક્તિઓ ભરી છે અને આપણા દેશ માટે શું આત્મબલિદાન આપી શકે છે એ વસ્તુ ઉપર જ આપણા ભાવિનો આધાર અવલંબેલો છે એમ મને લાગે છે. આજના કટોકટીના સમયમાં સ્ત્રીઓની વલણ, આપણા ભાવિનું ત્રાજવું એક યા બીજી તરફ નમાવી દેવાની તાકાત ધરાવે છે.

“આપણી સ્ત્રીઓ નિરાધાર છે, નિર્બળ છે, નાજુક છે. તેમને બીજાના રક્ષણની જરૂર પડે છે એવી રીતે વિચાર કરવાની આપણને ટેવ પડી ગઇ છે. ખરી રીતે તો સ્ત્રીઓ નિર્બળ નહીં પણ શક્તિશાળી છે.”

મહાત્મા ગાંધીજીએ પણ આ તાલીમ વર્ગને પોતાના આશીર્વાદ પાઠવ્યા છે.

# સ્વીકાર

**ભરત મિલાપ** ફિલ્મના ગાયનોની રેકર્ડો નં. M. P. ૬૩૨ થી ૬૩૭ દરેકની કિંમત રૂા. ૨–૪–૦

હજી હમણાં જ જાણે સ્થપાઇ છે અને એના સ્થાપના દિનની હજી તો યાદદાસ્ત બિલકુલ તાજી જેવી છે છતાં જે રાષ્ટ્રીય ગ્રામોફોન રેકર્ડ કંપનીએ અસાધારણ પ્રગતિ સાધી છે તે ધી નેશનલ ગ્રામોફોન રેકોર્ડ મેન્યુફેકચરીંગ કં. લિ. ની હમણાં હમણાંની પ્રગતિ જોઇ ખૂબ જ આશ્ચર્ય મુગ્ધ થઇ જવાય છે.

વખતો વખત જનતાને કર્ણપ્રિય હોવા સાથે સંગીતનો આહલાદ અપાવે તેવી સંખ્યાબંધ શિષ્ટ સંગીતકારોનો સ્વરલાભ આ કંપનીએ જનતાને આપવા માંડયો છે. એવો જ લાભ હમણાં જ, એ કંપનીએ હિંદભરમાં જાણીતી થયેલી "ભારત મિલાપ" ફિલ્મનાં મનોરમ, આહલાદક તેમજ ભાવ તરબોળ કરે તેવાં કર્ણ મધુર ગાયનોની ૬ રેકર્ડોની સુંદર ભેટ જનતાને ચરણે ધરી છે.

આ ફિલ્મના સંગીત નિર્માતા શ્રી. શંકરરાવ વ્યાસનો સંગીતપ્રિય જનતાને ભાગ્યે જ કરાવવો પડે તેમ છે. એમના જ સંગીત નિયોજન હેઠળ આ ગાયનો આપણને મળે છે.

મૂળે જ રામાયણ કાવ્ય ભક્તિ અને ભાવના પ્રધાન છે. તેમાં તેનાં ગાયનોમાં શાસ્ત્રીય અને મધુર સંગીતની મિલાવટ થાય પછી એ સંગીતનું કહેવું જ શું ! એકવાર એ ફિલ્મનાં ગાયનો સાંભળ્યા પછી આપણને તે વારંવાર ગાવાનું મન થઇ આવે છે અને ફરી ફરીને સાંભળવા આપણે લલચાઇએ એ સ્વાભાવિક છે. આપણી એ જિજ્ઞાસા તૃપ્તિ જ્યારે પણ ઇચ્છીએ ત્યારે પામી શકીયે તેવી સવલત યંગ ઇન્ડિયાની આ રેકર્ડો આપણને પૂરી પાડે છે. એ ભાવ તરબોળ અને સંગીત નિયમન કરાવનારાં ગાયનો યંગ ઇન્ડીઆ રેકોર્ડ આપણને આપવા હમેશને માટે હાજર છે. એ માટે આ "ભરત મિલાપ" ગાયનોની ૬ રેકર્ડોનો સેટ વસાવી જ લેવો જોઇએ.

આ રેકર્ડો સાંભળતી વખતે ફિલ્મમાં જોયેલાં દશ્યો તાદશ આપણી નજર સામે આવી ખડાં થાય છે અને જાણે ભવ્ય ભૂતકાળની એ સૃષ્ટિમાં જ આપણે વસતા હોઇએ તેવો ભાસ થઇ આવે છે.

આથી જ અમે એ દરેક ગાયનનો અલ્પ પરિચય આપવાનો મોહ છોડી શકતા નથી.

(૧) **"જુગ જુગ જીવો રે"** રાજકુમાર ભરતના જન્મદિન ઉત્સવનું સમૂહગાન જાણે ગાનારાં પાત્રો સાથે આપણે ગાવા લાગી જઇએ તેવું છે. સાથે જ તે ખૂબ જ કર્ણપ્રિય છે.

(૨) **"રાની કૌસિલ્યા કહે લલન ન હુલાવો"** પુરૂષોત્તમ ભગવાન રામચંદ્રજીના પ્રાતઃસ્નાન સમયનું આ "સોહરગીત" સાંભળનારમાં વાત્સલ્યની કોઇ અજબ ભાવના જગાવે છે.

(૩) **"ઝનનન ઝનનન બાજ રહી હૈ"** મહારાજ રામચંદ્રજીના રાજ્યાભિષેકકાળે અયોધ્યાનગરીમાં જે મહાન ઉત્સવ ઉજવવાની તૈયારીઓ ચાલી રહી છે તેના ભવ્ય શૃંગારનો પરિચય આપતું આ સમૂહ ગાન જાણે કોઇ સ્વર્ગીય આનંદની મોજ ચખાડે છે.

(૪) " કલ હોંગે રાજા રામ ". ઉપરના જ ગાયનના અનુસંધાનમાં જાણે જાણે વિશેષ આનંદ આપવાને આ ગાન સર્જાયું હોય તેમ શ્રી રામના રાજ્યતિલકથી આખું અયોધ્યા નગર જે આનંદના મહાસાગરનાં મોજાં પર જાણે ઝુલા લઇ રહ્યાં હોય તેવું વાતાવરણ જમાવી દે છે. સાચે જ, ગાતાં ગાતાં એ મોઢે જ થઇ જાય છે અને વારંવાર ગાયા કરવાનું દિલ થઇ આવે છે.

(૫) " આયે રઘુવીર આયે ગંગાતીર " મર્યાદા પુરુષોત્તમ શ્રીરામના મહાભિનિષ્ક્રમણ પછી શૃંગવેર પુર જઇ પહોંચતાં ગુહરાજ નિષાદની ભગવાન રામના સ્વાગત સમયનું આ સરળ મનોહર ગીત ખરેખર, ઉમંગ, ઉલ્લાસ અને ઉત્સાહથી ભરપૂર છે. સાચે જ, આ ગીત આપણા ગ્રામ ગીતનો આદર્શ નમૂનો છે.

(૬) " પહેલે પાંવ પખારૂં " આ એના સાંભળનારને ભક્તિ વિભોર બનાવી મૂકે તેવું છે. શ્રીરામનાં ચરણ પખાળવા માટે હોડી હાંકનાર કેવળ કેવી હઠ લે છે અને પરોક્ષ રીતે પોતાની એ મનોકામના કેવી પાર પાડે છે તેનું હૃદયંગમ દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

(૭) " પાંવરી દીન્હીં પ્રભુ નહીં આયે " આ ભજન, ભ્રાતૃવિરહથી તપી રહેલા ભરતજીની તન્મયતાનું સુન્દર પ્રતીક પૂરૂં પાડે છે.

(૮) " ઊઠો ઊઠો હે ભરત " ચૌદ વર્ષનો વનવાસ ભોગવી શ્રીરામ સીતાસહિત પાછા પધારે છે તે વખતે ભાઇ ભાઇના પુનર્મિલનનું આંખોમાંથી આંસુ ખેરવી નાંખે તેવું ભાવના પ્રધાન શ્રારામનું ઉદ્બોધન છે. સાથે જ, આવા ભાઇના આદર્શો આપણે ત્યાં હોય તો સંસાર સ્વર્ગતુલ્ય જ બની જાય એ ભાવના પ્રધાન ગાયન અત્યંત મનોહર છે.

(૯) " બન ચલે રામ રઘુવીર " જાણે સાક્ષાત્ કરૂણાએ અવતાર ધારણ કર્યો હોય તેવું હૃદય હચમચાવી નાખે તેવું આ કરૂણ ગાન શ્રીરામના વન પ્રયાણ વખતનો હૃદય ભેદક અવાજ આપણા કાનને ભેદી જાય છે. કેમ જાણે સાક્ષાત્ કરૂણા જ આપણા કાનમાં આ કથા કહી રહી હોય તેમ લાગે છે.

(૧૦) "બતાદો રામ ગયે કિસ ઓર" ભ્રાતૃવિરહી ભરતજી શ્રી રામચંદ્રજીને શોધવા નીકળ્યા છે; જે પણ સામે મળે છે તેને શ્રીરામની ભાળ પૂછે છે. અને જો મળે તો પાછા લઇ જવાની તમન્નામાં ગરકાવ થઇ ગયા છે, એ વિરહાકુલ વિભૂતિનું હૃદય દર્શન આ રેકર્ડ આપે છે.

(૧૧) " શ્રી રામચંદ્ર કૃપાલુ ભજ " નું શ્રી તુલસીદાસજીનું ઘર ઘર ગવાતું ભજન આંખો મીંચીને જાણે સાંભળ્યા જ કરીએ તેવી ઢબે અને સંગીતની સંપૂર્ણ સજાવટ સહિત અત્યંત મનોમુગ્ધકારી છે. અને એની બીજી બાજુએ રામાયણની ચોપાઇઓ પણ સાંભળવા મળે તેમ છે.

સાચે જ, " ભરત મિલાપ " ફિલ્મનાં ૧૨ ગાયનોની ૬ રેકર્ડોનો આ સેટ ગુજરાત બલ્કે હિંદભરનાં ઘરઘરમાં વસાવવા જેવો છે અને આબાલ વૃદ્ધ સૌએ ચિત્તશાંતિ મેળવવા માટે હરવખત સાંભળવા જેવો છે.

# આજની સ્ત્રીઓના આદર્શો

**વડોદરામાં શ્રી. કજુબાળા વિકાસ મંદિરના વાર્ષિકોત્સવ પ્રસંગે પ્રાસંગિક વિવેચન કરતાં શ્રી. ચુનીલાલ પી શાહે આજની સ્ત્રીઓ શું માંગે છે તે નીચેના શબ્દોમાં જણાવ્યું હતું.**

* અમે પુરૂષોની નથી થવા માંગતી દેવીઓ ને નથી થવા માગતી તેમની ગુલામડીઓ કે દાસીઓ. અમે થવા માંગીએ છીએ તેમની સહધર્મચારણીઓ, અમે ખભા મેળવી ભવિષ્યની મુશ્કેલીઓ હઠાવવા માંગીએ છીએ, અને એ કરીને અમારા ને પુરૂષોના જીવનને પ્રેમ, અને સ્નેહની દોરીએથી બાંધવા માંગીએ છીએ.

* હિંદવાસીઓ ગરીબ તો છે, તેમાં મધ્યમ વર્ગની ગરીબાઇ તો કારમી છે. આજે તે વર્ગને પોતાની ભારતીય સંસ્કૃતિમાં જીવતાં, સ્વાભિમાની જીવન વીતાવતા. સ્વતંત્ર જીવન ગુજારતા, સાદાઇથી રહેતાં મુશ્કેલી પડે છે. તે છતાં આજે દેખાવ ખાતર અને શોભા ખાતર ખોટાં ખર્ચ કરતા અમે અચકાતા નથી. આજે અમે તે ખર્ચો અટકાવવા માંગીએ છીએ.

* આજની સભ્યતા શીખવાડી રહી છે જાત મહેનતનો અભાવ. જાતમહેનત કરનાર ઉપર તીરસ્કાર અને દયાની લાગણી, આ સભ્યતા ( ! ) અમે તોડવા માંગીએ છીએ. અમારા ઘરો આરોગ્યમય, સ્વચ્છ અને સુંદર રાખવામાં જાતમહેનત કરતાં અમો અભિમાન લેવા માંગીએ છીએ. અમો સાદાઇથી જીવવા માંગીએ છીએ. બીજાઓના ઉપર જીવન વિતાવવા—બીજાઓની મજુરી વગર અપંગ બનનારાઓની અમો દયા ખાઇએ તેવું ઇચ્છીએ છીએ.

* અમો એકલવાયા જીવનમાં માનનારા નથી. અમોને અવિભક્ત કુટુંબ ઉપર કંટાળો નથી, પણ એ જુના વખતની કહેવાતી સાસુ નણંદીઓ અને જેઠાણીઓ અમારી પાસે તાબેદારી કરાવા માંગતી હોય એ અમારે નથી જોઇતું. અમે રહેવા માંગીએ છીએ. એકજ ઘરમાં પણ જુદા વિચારો હોવા છતાં અમારી જુદી જુદી શક્તિઓ અને સહકાર આપીને અમારૂં તે ઘર ઉન્નત બનાવવા માંગીએ છીએ. અમે એ ઘરમાં રહેવા માંગીએ છીએ. પુત્રીઓની પેઠે ભવિષ્યના જીવન માટે અમારામાં શક્તિ અને કાબેલીયત આવવા માટેની તૈયારીઓ માટે અમારૂં ભવિષ્યનું ઘર વ્યવસ્થિત શાંત છતાં મમતાથી ભરેલું કરવા માંગીએ છીએ સૌ કોઇને પોતાના ગણીને એ કુટુંબનો વિકાસ કરવા માંગીએ છીએ.

* અમે સીતામાતા બનવા નથી માંગતા. અમે એમેઝોય નથી બનવા માંગતા. અમે બનવા માંગીએ છીએ આધુનિક સ્ત્રીઓ. ઉચ્ચ અને પવિત્ર જીવન ગાળવા ઇચ્છા છતાં અમારી કોઇ બેન સંજોગોવસાત નીચે પડી હોય કે કોઇએ પાડી હોય તો તેને લાત મારવામાં, તેને કુવા તળાવ પુરાવવામાં કે પરધર્મમાં નાશી જાય એમ કરવા માંગતા નથી પણ એ બેનોના હાથ ઝાલી તેના આત્મા ઉપર પડેલા ઉઝરડાઓને

મરાઠી; ઉંચા જીવન ઉપર લાવવા અને ગુજારવા સર્વ તકો મળે એવો સમાજ કરવા ઇચ્છીએ છીએ. અમારા જીવનને નડતા કાયદાઓ સુધારવા માંગીએ છીએ. અમોને પાડનારી સામાજીક રૂઢીઓ કે ધૈર્યની ઘેલછાઓનો નાશ કરવા માંગીએ છીએ અમારૂં જીવન પરતંત્ર અને ઓશીયાળું ગાળતા જરૂર પડે તે વખતે ધંધાઓ શીખી આર્થિક મુઝવણો દુર કરવા માગીએ છીએ પણ વધારેમાં એ કરવા માંગીએ છીએ કે આજે પુરૂષ જાતની જે માન્યતા ભરાઇ છે કે અમોને કદાચ મિલકતની માલીકી મળે તો પણ તેનો સરસ વહીવટ કરતાં નહી આવડે તે મિલકત ગમે તેમ વેડફી નાંખીશું તે માન્યતા કઢાવવા શક્તિ મેળવવા માંગીએ છીએ.

અમે લલીત કલાના પુજારી છીએ. અમારા ઘરમાં લાલીત્યકળાના ચોકા પુરવા માંગીએ છીએ. અમે અમારી લાગણીઓનો વિકાસ જરૂર કરીશું. પણ અમે એવા લાગણીભર્યા થવા નથી માગતા કે અમારી એ લાગણીઓનો બીજાઓ ખોટો લાભ લે અને અમોને ગુલામીમાં હડસેલી મેલે અને અમારૂં ભવિષ્યનું નખોદ વાળે.

* અમે માનીએ છીએ કે જ્યાં સુધી હિંદ સ્વતંત્ર નહીં થાય ત્યાં સુધી અમારી સર્વ દીશાની પ્રગતિ બની શકશે નહિ આજે અમારા ભાઇઓ, અમારા પતીઓ અને અમારા વડીલો આ સ્વતંત્રતા મેળવવા માટે નાના મોટા પ્રયત્નો કરી રહ્યા છે. અને તે પ્રયત્નોની નિષ્ક્રિયતા અથવા સંપૂર્ણ ફતેહનો અભાવ તેના કારણમાં અમોને ગણે છે. અમે તેથી માનીએ છીએ કે સ્વરાજ મેળવવામાં જે જે રચનાત્મક કાર્યક્રમને સફળતા કરવાની ફરજ જેટલી તેમની છે તેટલી જ અમારી છે. અને તેથી અમો તે ફરજ બજાવવા માંગીએ છીએ. અમે ગ્રામોદ્યોગ, ખાદી સ્વદેશી, આરોગ્યતા, રાષ્ટ્રભાષા, શારીરિક શક્તિ, આર્થિક સમાનતા, સર્વ કામ અને ધર્મ, જ્ઞાતિમાં બંધુત્વ તથા દારૂ અને બીજી કટેવોનો પ્રતિબંધના કામો અમો કરવા માંગીએ છીએ એટલું જ નહિ પણ જ્યારે અમારા કુટુંબીઓ ત્યાગની ભાવનાથી સહન કરવા આગળ આવશે ત્યારે અમો તેમને અમારી ચીંતામાંથી જ મુક્ત કરીશું. એટલુ જ નહિ પણ એ ત્યાગ જરૂરીઆતનો છે એમ માની તેઓ તે કરી શકે તેવો ઉત્સાહ આપીશું. એટલું જ નહિ પણ જે જે વખતે અમારી પણ જરૂર પડશે તે વખતે દેશની આઝાદી માટે દુઃખો ભોગવવા અને જીવન ફના કરવા તૈયાર થઇશું.

* અમો નિર્બળ અને બીકણ ગણાઇએ છીએ. અમારા રક્ષણનો ભાર પુરૂષ વર્ગને માથે છે એટલું જ નહિ અમારા એ સ્વભાવથી પુરૂષ વર્ગને સગવડમાં મુકી તેમની શક્તિઓનો વિકાસ થતાં અટકાવીએ છીએ. અમે એ બીકણ સ્વભાવ કાઢી નાંખી અમારા રક્ષણનો ભાર ઉપાડવા શક્તિમાન થવા માંગીએ છીએ.

* અમો ભવિષ્યની પ્રજાની શિક્ષિકાઓ છીએ. અમારા હાથે ઝુલેલાં પારણામાંથી જ શિવાજી પ્રતાપ, તિલક અને ગાંધીજી પાકવાના છે. તેથી અમે તેમની માતા થઇને તેઓ ચારિત્ર્યવાન સાચા બ્રમ્હચારી, ખડતલ દેશપ્રેમી અને વીરત્વથી ભરેલ બનાવવા માંગીએ છીએ.

આ રહ્યા અમારા આદર્શો—આ રહ્યા અમારા સ્વપ્નાં અને આ રહી અમારી ભવિષ્યની ઇચ્છાઓ !



## [૧] ગૃહસ્થધર્મ

અખંડ કુમારિકા રહેવાની ઇચ્છા સેવનારી અને સારું સેવાકાર્ય કરતી એક બહેને યોગ્ય સાથી મળતાં તેની જોડે વિવાહ કરી લેવો છે. પણ તેનો તે બળાપો કરે છે અને પોતાને નીચે પડેલી માને છે. મેં એને લખીને આ વિચારમાં રહેલી ભૂલને દૂર તો કરી છે. પણ હું જાણું છું કે આવી બીજી પણ ઘણી બહેનો છે. આથી એને મેં જે લખ્યું છે તેમાંનો વિચાર અહીં પણ જણાવું તો તે લાભદાયી થશે.

કોઇ બહેન અખંડ કુમારિકા રહી શકે તો તે જરૂર સારું છે. પણ એવું લાખોમાંથી કોઇક જ કરી શકે. વિવાહ કરવો સ્વાભાવિક વસ્તુ છે, અને તેમાં કાંઇ શરમાવા જેવું નથી. લગ્ન એટલે પતન માનવાની મન પર ખરાબ અસર પડે છે, અને પડ્યા પછી ઊઠવું તે પ્રયત્નનો વિષય બને છે, અને તે પ્રયત્ન નિષ્ફળ પણ થાય. આથી વધારે સારું તો એ છે કે વિવાહનેયે ધર્મ સમજવો અને તેમાં સંયમનું પાલન કરવું. ગૃહસ્થજીવન પણ ચાર આશ્રમો પૈકી એક છે, અને બીજા ત્રણેનો આધાર તેના ઉપર જ છે. પણ આજકાલ વિવાહ ભોગવિલાસનું સાધન બન્યો છે, અને તેથી તેનાં પરિણામો પણ વિપરીત આવ્યાં છે. વાનપ્રસ્થ અને સંન્યાસ નામ માત્ર રહ્યા છે, અને બ્રહ્મચર્યાશ્રમ પણ નહિ જેવો જ થઇ ગયો છે.

આ અને આવી સર્વ બહેનોનો ધર્મ તો એ છે કે ગૃહસ્થજીવનને પણ ધર્મ સમજીને વ્યતીત કરવું અને તેને બ્રહ્મચર્યથી પણ વધારે સુશોભિત કરવું. એમ કરવાથી તેમની સેવાશક્તિ ઘણી વધી જશે, સેવાવૃત્તિવાળી બહેન સેવાભાવી સાથીને જ પસંદ કરશે, અને બન્નેની એકત્રિત શક્તિથી દેશને લાભ જ થશે.

સાધારણ રીતે બહેનોને માતૃધર્મની કેળવણી મળતી નથી. પણ ગૃહસ્થજીવન જો ધર્મ છે. તો માતૃજીવન તો ધર્મ છે જ. એ ધર્મ કઠણ છે, તે માટે દંપતીને સંયમ રાખીને પ્રજોત્પાદન કરવાનું છે. ગર્ભધારણથી માંડીને માતાએ શું કરવું જોઇએ તે તેણે જાણવું પડે છે. જે સ્ત્રી દેશને તેજસ્વી, નિરોગી અને સુશિક્ષિત સંતાનો આપે છે તે પણ સેવા જ કરે છે જ્યારે તેનાં બાળકો મોટાં થશે ત્યારે તે પણ સેવા માટે જ તૈયાર થશે. આથી જેના હૃદયમાં અખંડિત સેવાભાવના છે તે દરેક સ્થિતિમાં સેવા જ કરશે, અને જે વસ્તુમાં સેવાધર્મનું પાલન નહિ હોય તેનું આચરણ નહિ કરે.

('હરિજનસેવક'માંથી) ગાંધીજી

---

## [૨] ઇંદિરા નેહરુનું વેશવાળ

બહેન ઇંદિરા નેહરુના શ્રી. ફિરોઝ ગાંધી સાથે થયેલા વેશવાળને પરિણામે મારી પાસે પુષ્કળ કાગળો આવ્યા છે. કેટલાક ક્રોધ અને ગાળોથી ભરેલા છે. અને કેટલાકમાં દલીલનો પ્રયત્ન છે. એક પણ કાગળમાં શ્રી. ફિરોઝ ગાંધીની વ્યક્તિગત લાયકાત વિષે ફરિયાદ નથી. એમની દૃષ્ટિએ એમનો એક માત્ર અપરાધ એ છે કે તે પારસી છે. લગ્ન માટે ધણી કે ધણિયાણી ધર્માન્તર કરે તે સામે હમેશાં મેં મારો સખ્ત વિરોધ બતાવ્યો છે, અને આજેયે છે. ધર્મને મનમાં આવે ત્યારે ઉતારીને મૂકી દેવાય એવું

ઉપરણું નથી. આ વિવાહમાં ધર્માન્તરનો કંઇ પ્રશ્ન જ નથી. ભાઇ ફિરોઝને ઘણાં વર્ષોથી નેહરુ કુટુંબ સાથે સ્વજન જેવો સંબંધ છે. શ્રીમતિ કમળા નેહરુની માંદગી દરમ્યાન તેમણે એમની શુશ્રૂષા કરી હતી. તેમને એ પુત્ર સમાન હતા. યુરોપની ઇંદિરાની માંદગીમાં તેમની એને ઘણી મદદ થઇ હતી. આમાંથી તેમની વચ્ચે મિત્રતા બંધાઇ. એ મિત્રતા સંયમયુક્ત હતી. એમાંથી પરસ્પર આકર્ષણ થયું. પણ પં. જવાહરલાલની સંમતિ અને આશીર્વાદ વિના બેમાંથી એકેયે પરણવાનો વિચાર સેવ્યો નહિ. જ્યારે જવાહરલાલની ખાતરી થઇ કે આ આકર્ષણની પાછળ ઠરેલપણું છે ત્યારે જ તેમણે સંમતિ આપી. નેહરુ કુટુંબ સાથેનો મારો સંબંધ કેવો ગાઢ છે તે પ્રજા જાણે છે. મેં બન્ને જોડે વાતો કરી લીધી. આ વેશવાળને સંમતિ ન આપવામાં ક્રૂરતા થાત. જેમ જેમ સમય જશે તેમ તેમ આવાં લગ્નો વધતાં જશે, અને તેથી સમાજને ફાયદો જ થશે. હાલ તો આપણે પરસ્પર સહિષ્ણુતાની ભૂમિકામાંયે પહોંચ્યા નથી. પણ જ્યારે સહિષ્ણુતા વધીને સર્વધર્મસમભાવમાં પરિણમશે ત્યારે આવા વિવાહો આવકારપાત્ર મનાશે. સમાજની નવરચનામાં જે ધર્મ સંકુચિત રહેશે અને બુદ્ધિની કસોટીએ નહિ ચડે તે ટકી શકવાનો નથી. કારણકે તે નવરચનામાં દરેક વસ્તુની કિંમત જુદી રીતે અંકાશે. માણસના ચારિત્ર્યથી એની કિંમત થશે. ધન, પદવી કે કુળથી નહિ. મારી કલ્પનાનો હિંદુધર્મ એક સંકુચિત સંપ્રદાય માત્ર નથી. એ તો એક મહાન અને ચાલુ વિકાસ છે, અને તે કાળના જેટલો જ સનાતન છે. તેમાં જરથુષ્ટ્ર, મૂસા, ખ્રિસ્ત, મહંમદ, નાનક અને બીજાયે ઘણા નિર્દેશ કરી શકાય એવા ધર્મસ્થાપકોના ઉપદેશો સમાઇ જાય છે. એની વ્યાખ્યા આ મુજબ છે:

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥

એમ નહિ બને તો તેનો નાશ થશે. પત્રલેખકો તેમને અંગત જવાબ ન વાળવા માટે ક્ષમા કરે. તેમને પોતાનો ગુસ્સો છોડી આ વિવાહને આશીર્વાદ આપવા આમંત્રું છું. તેમના કાગળોમાં અજ્ઞાન, અસહિષ્ણુતા અને આપણામાં રહેલાં છે એક જાતની એવી અસ્પૃશ્યતાની ભાવના છે, જેને ચોક્કસ નામ આપવું કઠણ છે, પણ તેથી જ તે ભયંકર છે.

( હરિજનબંધુમાંથી. )

---

## [૩] જમનાલાલજી અને સ્ત્રીસમાજ

" મહિલાશ્રમની બહેનો તો જમનાલાલજીની વિશેષપણે ઋણી છે. એ ઋણ તેઓ શી રીતે ફેડશે ? ક્રિયાહીન આંસુ વહેવડાવીને તો નહિ જ. સેવા જ એમનું ઉત્તમ સ્મારક છે. આત્મા તો અમર છે. શરીર જ મરે છે. પણ જમનાલાલજીની જેમ દરેક જણ મનુષ્યોનાં હૃદયમાં અમર થતો નથી. મહિલાશ્રમની વિદ્યાર્થિનીઓ અને કાર્યકર્તાઓએ પોતાની સર્વ કર્તૃત્વશક્તિ વધારીને એક આદર્શ નગર બનાવવા પાછળ વાપરવી જોઇએ. એને સાફ કરો, એની નિરક્ષરતા દૂર કરો, એમાં ખાદીનો સંદેશો ફેલાવો, અસ્પૃશ્યતા દૂર કરો, અને એની મહિલાઓની સેવા કરો. વળી તમે સૌ ગોસેવા સંઘનાં સભ્ય પણ થઇ શકો, અને તેના સભ્યો વધારવામાં મદદ કરી શકો. એની પ્રતિજ્ઞા બહુ કડક નથી, અને જો તમને ગૌમાતા વહાલી હોય તો તમે તેના પર હોંશથી સહી કરશો. છેલ્લું પણ કમ મહત્ત્વનું નહિ, તે ઉર્દૂ છે. તમારે દરેકે ઉર્દૂ લિપિ શીખવાનું શરૂ કરી દેવું જોઇએ. જેઓ હિંદી અને ઉર્દૂ બંને જાણતા હશે તેઓ જ તેના સુંદર મિશ્રણથી થયેલી મારી કલ્પના મુજબની હિંદુસ્તાની ભાષા કાળાન્તરે નિર્માણ કરી શકશે. એ આપણી રાષ્ટ્રભાષા બનશે.

કરી દો, અને જ્યારે વિશાળ જીવનમાં પ્રવેશ કરો ત્યારે તેને તમારા બખ્તર રૂપે ધારણ કરો. તમારામાંથી ઘણી ખરી વિવાહ કરશો. એ સ્વાભાવિક છે, અને જમનાલાલજી લગ્નો ગોઠવવાનું કામ પણ સારી પેઠે કરતા, તેથી હું તેમને વિનોદમાં 'શાદીલાલ' કહેતો. ઘણી બાળાઓ પોતાની કમનસીબ બહેનોની સેવા કરવા માટે રાજીખુશીથી અવિવાહિત રહે એવી તેમને મારા જેવી જ પ્રબળ ઇચ્છા હતી. પણ તેવી સ્ત્રીઓ વિરલ જ હોય છે. પણ તોયે હું તમારી પાસે સેવાની આશા તો રખીશ જ, અને પરણીને તમે બે બનશો, એટલે ચારગણી સેવા આપવી જોઇશે. ભોગાર્થે નહિ, પણ સાચી રીતે આચરાતો ગૃહસ્થાશ્રમ ઘણી બાબતોમાં બ્રહ્મચર્ય કરતાં વધારે કપરો છે.

જમનાલાલજી વિરલ પુરૂષ હતા. એ સેવાર્થે જ જન્મ્યા હતા, અને તે સેવા સંકુચિત ક્ષેત્રમાં રહેવા માટે સર્જાયેલી નહોતી. તે કાંઇ પણ અધૂં દિલે કરતા નહિ. એમની ખંત આશ્ચર્યકારક હતી. જે ગાયનું તે દૂધ પીતા તે ગાયની પણ જાતે સંભાળ લેવાનું તેમણે શરૂ કર્યું હતું. આવી એમની તન્મયતા હતી. એમની ઈચ્છા મુજબ તેઓ કામ કરતા કરતા જ ગયા. એમની દરેક વાતનું દરેક જણ અનુસરણ ન કરી શકે, પણ જેમણે તમારે માટે આટલું બધું કર્યું તેમને માટે તમને ખરેખર પ્રેમ અને આદર હોય તો તમારે તેમના જીવનમાંથી ઓછામાં ઓછો એક પાઠ તો શીખવો જોઇએ જ. જીવનના જે ઉચ્ચ આદર્શ તેમણે તમારી આગળ મૂક્યા છે તેને સિદ્ધ કરવા માટે સૌ પરિશ્રમ કરો અને તદર્થે તમારૂં જીવન અર્પણ કરો."

('હરિજન'માંથી) અમૃતકુંવર

---

## [૪] સ્ત્રીઓ

પ્ર૦—આપે શહેરોની સ્ત્રીઓને બળાત્કારના ભયથી બચવા ગામડાંમાં જવાની સલાહ આપી છે. પણ આપને એમ નથી લાગતું કે અમારામાંથી કેટલીક બહાદુર બનીને એ ભયનો સામનો કરવો જોઇએ? સ્ત્રીઓને જો હંમેશાં હેરાનગતીથી દૂર ને દૂર રાખવામાં આવે તો તેઓ બહાદુર કે સ્વાશ્રયી ન બની શકે. એક પણ બહેન શરાતનથી મોતની ભેટ કરે તો સ્ત્રીઓના કાર્યને મદદ ન થાય? આજે તો જાણે આપણી છોકરીઓને તેમનાં માબાપ પાછી પડદામાં હડસેલી દે એવો ભય દેખાય છે.

ઉ૦—બેશક જેમની શહેરોમાં જરૂર હોય તેમણે ગમે તે ભોગે ત્યાં રહેવું જ જોઇએ ને સંકટ પડયે તેનો સામનો કરવો જોઇએ સાહસ ખેડવાને ખાતર જ કોઇ કંઇ ન કરે. સ્ત્રીઓ ગામડાંમાં જશે ત્યાં પડદો નહીં રહે. આ ઇશ્વરે તજી દીધેલો પૃથ્વીરૂપી નાનકડો દડો, જેને બે ટુકડીઓ પોતાના પૂરા જોરથી લાત મારી રહી છે, તે દડા પર સર્વત્ર કામ જ કરવાનું હશે ને ક્યાંયે ભયમુક્ત સ્થિતિ નહીં જ હોય.

ગાંધીજી

---



**રાજકુમારી અમૃતકુંવરના** શુભ હસ્તે સુરત જીલ્લાના અગ્રામા ખાતે થનાર તાલીમ વર્ગની ઉદ્દ્ઘાટન ક્રીયા થશે. મુસ્લીમ બેનો આમાં રસ લે માટે દસ બેનો પુરતું, સ્કોલર શીપ રાખી છે.

**શ્રીમતિ સરોજીની નાયડુના પ્રમુખપદે** લખનૌમાં " સોવીએટ મીત્રોની પરિષદ ભરાઇ હતી, આના અહેવાલનો મોસ્કો પરિષદે ખુબ મહત્વ આપ્યું છે આ પરિષદે હીન્દીઓનું પ્રતિનિધિ મંડળ મોસ્કો મોકલવાનું ઠરાવ્યું હતું. રશિયામાં આ ઠરાવ ખુબ સત્કાર પામ્યો છે. પંડિત જવાહરલાલ નહેરુ પ્રતિનિધિ મંડળનું પ્રમુખ પદ લેશે કે કેમ તે પ્રશ્ન રશિયામાં ચર્ચાઇ રહ્યો છે.

**શ્રી. હંસાબેન મ્હેતાના** પ્રમુખપદે મુંબઇમાં સ્ત્રીઓની ગંજાવર સભા ભરાઇ હતી. મુંબઇના " ટાઇમ્સ ઓફ ઇન્ડીઆએ " સોલજરોની અસભ્ય વર્તનને મજાકમાં ઉડાવતો એક પત્ર લખ્યો હતો. તેની સામે આ સભામાં શ્રી ગંગાબેને વિરોધ દર્શક ઠરાવ મુકયો હતો બીજાં ઘણાં બેનોએ ટેકો આપ્યો હતો શ્રી. મૃદુલા બેને આવા પ્રસંગોનો સામનો કરવા સૂચન કર્યું હતું.

**પંડિત મદનમોહન માલવીયાજીના** પત્નિ દેવલોક પામ્યા છે.

**સ્વ. જીવકોરબાઇ મફતલાલ કન્યા-વિદ્યાલય** નડીઆદની ઉદ્દ્ઘાટન ક્રિયા સરદાર વલ્લભભાઇના શુભ હસ્તે થઇ હતી.

**શ્રી. ગુણવંતબેન ધીયાએ** સુરત મ્યુની. માંથી રાજીનામું આપ્યું છે.

**લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ મુંબઇ:** તેમની લગભગ પચાસ વર્ષની સેવાની કદર કરીને મુંબઇની ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ ભગિની સમાજ તથા બીજી સત્તાવીસ સંસ્થાઓ તરફથી સન્માન સમારંભ ઉજવાયો હતો અને તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું.

**અ. હિ. મ. પરિષદની અમદાવાદ** શાખાના પ્રમુખ તરીકે શ્રી. સવિતાબેન ત્રીવેદી ચુંટાયા છે. ડૉ. મીસ મેડોરા ઉપપ્રમુખ તરીકે અને મીસ શારીજ કટાવીના મંત્રી તરીકે અને મીસીસ જાલાં વખારીઆ ઉપાધ્યક્ષ તરીકે નિમાયાં છે.

**વડોદરાની અ. હિં. મ. પરિષદની** શાખાના પ્રમુખ કુ. સુશીલા પંડિત, મીસીસ તીલક સ્ટેન્ડીંગ કમીટી મેમ્બર મીસીસ વાકનીસ મંત્રી અને મીસીસ ભાટે કોષાધ્યક્ષ તરીકે નીમાયાં છે.

**પોરબંદરના યુવરાજ્ઞીના પ્રમુખપદે** ત્યાંની આર્યકન્યા વિદ્યાલયનો વાર્ષિક ઉત્સવ થયો હતો.

**શ્રી. ઇન્દિરા નહેરુનું** લગ્ન શ્રી. ફીરોઝ ગાંધી સાથે થઇ ગયું છે. કન્યા હિંદુ તથા વર પારસી છે બન્ને સંસ્કારી છે. વરકન્યાને અભિનંદન.

**ચીનાઇ રેશમી રૂમાલની ભેટ :** શ્રીમતિ સરોજીની નાયડુને મેડમ ચાંગ-કાઇ શેકે આપી છે.

**આગ્રામામાં સ્ત્રી કાર્યકર તાલીમ** છાવણીનું ઉદ્દ્ઘાટન શ્રીમતિ હંસાબેન મહેતાના હસ્તે થયું છે.

**શ્રી. કાશીબાઇ ઇચ્છાશંકર જોશીને** માનપત્ર આપવાનો મેળાવડો થયો હતો. આ

મેળાવડાનું પ્રમુખ સ્થાન ડો. જેઠાલાલ વનમાળીદાસ વોરાને આપવામાં આવ્યું હતું. શ્રી કાશીબાઇ મુક્તેશ્વર મ્યુનિ૦ સેંટ્રલ કન્યાશાળાના મુખ્ય શિક્ષક તરીકે હતા તે નિવૃત્ત થવા બદલ આ સમારંભ યોજવામાં આવ્યો હતો.

**કુ. સુમનબહેન ખાંડવાળાને** એકત્ર વર્ષ સંઘના માનદ મંત્રી તરીકે કરેલી સેવા બદલ માનપત્ર આપવાનો મેળાવડો મુંબાઈમાં સેન્ડહર્સ્ટ રોડ પર આવેલા કમુબાઇ હાઇસ્કુલમાં રાખવામાં આવ્યો હતો.

**સ્ત્રીઓને નિર્ભય થવા માટે** અખિલ હિંદ મહિલા પરિષદની અમદાવાદ શાખામાં સરદાર વલ્લભભાઇએ સ્ત્રીઓની સમક્ષ ભાષણ કર્યું હતું.

**મોલી નામની સ્ત્રી :** મુંબઇમાં ફોકલેન્ડ રોડ પર રહેતી હતી. આ બાઇ લશ્કરી ઓફીસરો પાસેથી લશ્કરી બાતમી લેતાં પકડાઇ છે તેને જામીન ઉપર પણ છોડી નથી.

**શ્રી. સુશીલા પંડિત :** પ્રમુખ: વડોદરા અ. હિં. મહિલા મંડળ, તેઓ કલોલ મુકામે ગયાં ત્યાં સ્ત્રીઓની જાહેર સભા ભરી તેઓનું સારું સન્માન કર્યું હતું.

**શ્રી. વનલીલા બાબુભાઈ દેસાઈની સરદારી** નીચે અમદાવાદમાં એલીસબ્રીજની, ગુલાબાઇ કોલોનીમાં સ્ત્રીઓ ચોકી કરે છે.

ચાલુ સાલમાં ચાર લાખ રૂપિયાની ખાદીનું ઉત્પાદન થશે.

**મુંબઇમાં :** વળી પાછી એક ભણેલી ગ્રેજ્યુએટ કાયસ્થ સ્ત્રીએ એક પત્નિ અને ત્રણ સંતાનવાળા જૈન પુરૂષ જોડે લગ્ન કર્યાં છે.

**શ્રી૦ જયવતીબહેન દેસાઇ** કાયમ માટે વડોદરા છોડતાં હોવાથી ગઇ તા. ૨૯મીએ વડોદરાની તમામ સ્ત્રી સંસ્થાઓ તરફથી ભેગો વિદાયમાનનો મેળાવડો લેડી કૃષ્ણમાચારીઅરના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો.

# નોંધ



**યુદ્ધ અને કોંગ્રેસ :**

વિશ્વ યુદ્ધ તિવ્ર સ્વરૂપ ધારણ કરતું જાય છે. પૂર્વમાં જાપાન એક પછી એક કાંઇપણ જોખમ વગર બ્રીટન હોલાંડના સામ્રાજ્યો જીતતું જાય છે. ત્રણ મહીનાના ટુંકા સમયમાં મલાયા, સીંગાપુર બ્રહ્મદેશ, જાવા, સુમાત્રા, ફીલીપાઇન્સ અને ઉત્તર ઓસ્ટ્રેલીઆના ભાગો તેને કબજે કર્યા. આટલા ટુંકા સમયમાં આટલા બધા દુર દુરના દેશો કોઇ દેશે આટલી સહેલાઇથી જીત્યા હોય એમ જાણમાં નથી. બ્રીટન નિષ્ક્રીય જોયા કરે છે અને ન્હાના છોકરાં પાના રમે ત્યારે સારા પાના રાખી મુકી છેલ્લે હારી જાય એવો કરૂણ દેખાવ કરે છે. આટલું મ્હોટું સમૃદ્ધ સામ્રાજ્ય, ૧૯૧૮નું વિજયી બ્રીટન આમ નિષ્ક્રીય, નિરાશાજનક સ્થિતિએ પહોંચશે એ સ્વપ્ન લાગે છે. સમય બલવાન છે. મહાભારતના અર્જુન યાદ આવે છે. શું બ્રીટનના સામ્રાજ્યની છેલ્લી ઘડીઓ ગણાતી હશે ? લડાઇમાં સામનો કરવાનું હજી એના શુરવીર સેનાપતિઓને સુઝતું નથી પણ જે સાધનોનો નાશ કરવાની બુદ્ધિ સુઝે છે-જેથી દુશ્મન તેનો કબજો લેવાની શક્તિમાન થાય. આ નિરાશાજનક સ્થિતિમાંથી વિજય મળે ખરો ? કોંગ્રેસની નીતિ બ્રીટન પ્રત્યે નિષ્ક્રીય છે. બ્રીટન હિન્દને માટે કાંઇ કરવા તત્પર હોય તેમ જણાતું નથી. પાર્લામેન્ટમાં નિવેદનો જ થયા કરે છે વળી સર સ્ટેફોર્ડ ક્રીપ્સ હિન્દ આવી કોંગ્રેસ મુસ્લીમ લીગ, હિન્દુ મહાસભાને મનાવી લેવા પ્રયત્ન કરે છે., શું, આપવાના છે તે કહેતા નથી પણ સંતોષકારક પરિણામની આશા તેઓ સેવે છે. હજી મંત્રણા ચાલે છે. એટલે આ વિષે કાંઇ લખી શકાય તેમ નથી.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૨ : અંક ૪ | પુસ્તક ૧૨ | એપ્રિલ : ૧૯૪૨

## પૂર્ણિમા

આજે રૂપલા તેજ ઢોળાય;
કે ઉગી પૂર્ણિમા રે લોલ !

જગતે રૂપેરી સાળુ રેળાય;
કે સોહે પૂર્ણિમા રે લોલ !
રૂમઝુમ ઝાંઝરનો ઝમકાર;
કે ઉગી પૂર્ણિમા રે લોલ !

મુખડે તેજ તણો ચમકાર;
કે સોહે પૂર્ણિમા રે લોલ !
રૂમઝુમ રૂમઝુમ રાસ ગવાય;
કે ઉગી પૂર્ણિમા રે લોલ !

પગલે પગલે ઝરે ગુલાલ;
કે સોહે પૂર્ણિમા રે લોલ !
તારા દિવડા સમ સોહાય;
કે ઉગી પૂર્ણિમા રે લોલ !
જગતે અમૃત ઘટ ઢોળાય;
કે સોહે પૂર્ણિમા રે લોલ !

શ્રી. ચંદ્રકાન્ત મ. ભટ્ટ

# હીરકણી

એક હતો ભરવાડ.

અને એક હતી ભરવાડણ.

એમને ત્રણ બાળક હતાં, ત્રણે ઉપર માબાપનું ભારે હેત. એમાં તો સૌથી નાનો દીકરો તો ભારે લાડકો. એના કાલાઘેલા બોલથી ભરવાડ ને ભરવાડણ રાજી રાજી થઇ જતાં.

ડુંગર ઉપર શિવાજી મહારાજનો રાયગઢનો કિલ્લો હતો ને તળેટીમાં ભરવાડ ને ભરવાડણ રહેતાં હતાં.

ભરવાડ કે ભરવાડણ રોજ કિલ્લામાં જાય, ઘરાકને દૂધ પહોંચાડે ને જોઇતું કરતું લઈ વેળાસર ઘર ભેગાં થાય.

એક દહાડો સાંજની વેળાએ ભરવાડણ દૂધ દેવા ગઈ. ભરવાડે એને બને તેટલી વહેલી પાછી આવવા કહ્યું.

' દૂધ દઇને આ આવી. ' ભરવાડણ બોલી.

ભરવાડણે ઘરાકોને દૂધ આપ્યું. પોતાને લેવાનું હતું તે બજારમાંથી લીધું ને ઘરનો રસ્તો લીધો.

પણ રસ્તામાં હરિકથા હતી. હરદાસ એવી સરસ રીતે કથા કરતા હતા કે ભારે મેદની જામી હતી. ભરવાડણને થયું કે લાવને જરાક વાર ઊભી રહું.

એ ઊભી. એને રસ પડયો.

હરદાસની કથા કરવાની ઢબ એવી મઝાની હતી કે જરા વાર ઊભી રહ્યા પછી ભરવાડણના પગ જ ન ઉપડયા.

રાયગઢમાં એવો નિયમ હતો કે દહાડો આથમે એટલે દરવાજા બંધ થઇ જાય, તે સવાર પડે ત્યારે ઉઘડે. કિલ્લો એવે ઠેકાણે બાંધેલો કે ચારે તરફ ખાઈ અને ગીચ જંગલ. દરવાજા સિવાય બીજે કોઈ ઠેકાણેથી ઉતરાય જ નહિ.

ભરવાડણ ભાન ભૂલી. કથા પૂરી થઇ ત્યારે દહાડો આથમી ગયો હતો ને દરવાજા બંધ થઈ ગયા હતા,

એ તો દોડી. એક દરવાજેથી બીજે દરવાજે ગઇ. દરવાનોને વિનવ્યા, કાલાવાલા કર્યા. પણ એ તો હુકમના તાબેદાર. કોઇએ દરવાજો ઉઘાડયો નહિ.

હવે શું કરવું ? એને એનો નાનકો યાદ આવ્યો. એના વિના એ રડારોળ કરતો હશે, એનું મોઢું એની નજર સામે તરવા લાગ્યું.

એ કોટ ઉપર ચઢીને ચારે તરફ જોવા લાગી.

એકે ઠેકાણું એવું ન જડયું કે જ્યાંથી એ ઊતરી શકે. હવે શું થાય ? રાત આખીએ અહીં રહે તો નાનકો રડી મરે.

એણે એક બાજુ ગીચ ઝાડી જોઇ. ઊંડુ તો ખૂબ હતું. પણ એ એક જ બાજુ ઉતરવા જેવી લાગી.

એ કોટ ઉપર ચઢી. પોતાના શરીરની આજુબાજુ સાડી વીંટી લીધી ને જાળવીને નીચે લટકી.

પગ ટેકાય એવું તો હતું જ નહિ. એણે સરકવા માંડયું. થોડે સુધી સરકી શકી. પછી તો એનું શરીર ગબડવા લાગ્યું. ગબડતી ગબડતી નીચેની ઝાડીમાં પડી. સારે નસીબે ઝાઝું ન વાગ્યું. શરીર ઠેકઠેકાણે છોલાયું હતું પણ એની એને દરકાર નહોતી.

એ ઊઠીને દોડવા લાગી.

પોતાને ઘેર પહોંચી. નેસ આગળ ભરવાડ રાહ જોઇને ઊભો હતો. એના હાથમાં નાનકો હતો.

ભરવાડણે નાનકાને લીધો ને છાતી સરસો ચાંપ્યો. એને ધવરાવ્યો ને રમાડયો.

'પણ તું અત્યારે શી રીતે આવી ?' ભરવાડે પૂછ્યું.

ભરવાડણે બધી વાત માંડીને કહી.

ધીરે ધીરે ભરવાડણની વાત ચારે તરફ થવા લાગી.

પહેરેગીરોએ એને કોટ ઉપરથી કૂદી પડતાં જોઇ હતી. એમણે તો એની જીવતા રહેવાની આશા છોડી હતી.

ધીરે ધીરે શિવાજી મહારાજના જાણવામાં આ વાત આવી. એમણે ભરવાડણને બોલાવી આ વાતની ખાતરી કરી.

પોતાનાં બાળકો પ્રત્યેના ભરવાડણના વહાલથી તેઓ ઘણા રાજી થયા ને એને શિરપાવ આપ્યો.

ભરવાડણ જે ઠેકાણેથી સરકી હતી તે ઠેકાણે એમણે એક બુરજ બંધાવ્યો ને એનું નામ ભરવાડણના નામ ઉપરથી ' હીરકણી બુરજ ' પાડયું.

આજે હીરકણી નથી પણ હીરકણી બુરજ ઊભો છે.

રાયગઢનો કિલ્લો જોવા જાઓ ત્યારે એ બુરજ જોજો ને હીરકણીને યાદ કરજો.

**શ્રી. નાગરદાસ ઇ. પટેલ**



## રાધા દાતણવાળી

મારી શેરીએ રોજ એ આવે રે, રાધા દાતણવાળી !
લ્યો ! લ્યો ! દાતણીયાં શોર ગજાવે રે, રાધા દાતણવાળી !
એના ટહુકાથી પોળ બધી ગાજે રે, રાધા દાતણવાળી !
લ્યો લ્યો દાતણ શા શા એનો ગાજે રે, રાધા દાતણવાળી !
એ તો ગામડેથી ઘૂમતી આવી રે, રાધા દાતણવાળી !
લીલાં વલીયારી દાતણ લાવી રે, રાધા દાતણવાળી !
એની ગોદમાં છે બાળક નાનું રે, રાધા દાતણવાળી !
કરે ' મા ! મા ! ' ને રહેતું ન છાનું રે, રાધા દાતણવાળી !
એનું ગામડું છે શહેરથી છેટું રે, રાધા દાતણવાળી !
પૂઠે વળગ્યું છે કુટુંબ મોટું રે, રાધા દાતણવાળી !
કરે મહેનત મજુરી રાત દાડી રે, રાધા દાતણવાળી !
ઘેર વાટ જુવે છે એની માડી રે, રાધા દાતણવાળી !
સમી સાંજે તે ઘેર એ જાયે રે, રાધા દાતણવાળી !
તાજી છાશ ને રોટલો ખાયે રે, રાધા દાતણવાળી !
એને મ્હોંઢેથી સાંભળી છે કહાણી રે, રાધા દાતણવાળી !
હજી સાંભળે છે રોજ એની વાણી રે, રાધા દાતણવાળી !

**શ્રી. ચંદ્રકાન્ત મ. ભટ્ટ**

# ગરૂડા

૭ વાગે કે ગરૂડા ઊઠે. ઘરમાં ઝાડુ કાઢે. ઝાપટ મારે. પછી ધીરે રહીને ચહા કરે. ચહા કરી બહાર શેઠ–શેઠાણી પાસે મૂકી આવે. પછી રાંધવાની અરધીપરધી તૈયારી કરે.

ગરૂડા નવ વરસની છોકરી છે. જે ગામમાં રહે છે તે ગામથી એની ભાષા તદ્દન જૂદી. જરા વાત કરવી હોય તો એ હાથચાળાથી હાથ હલાવી વાતો કરે.

– ટૂંકો ચણિયો અને લાંબો કબજો પહેરે. ચણિયામાંથી એના કાળાકાળા પગ દેખાય. વાળ પણ સારા ઓળે નહિ. એક મેલો દોરો લઈ બધા બાંધી લે. આળાના નળ પર વાસણ માંજવા જાય કે સૌ ઘાટીઓ બિચારીને સતાવે. એની વાસણ માંજવાની વારી છેલ્લી આવે. એને બોલતાં આવડે નહિ એટલે બોલે તો શું જ ?

વાસણ માંજી પરવારે કે ઊભી રહે. એને કામ થોડું એટલે જલદી પરવારે. પણ પરવારીને કરે શું ? બધા મોટા મોટા. વાત કરવી હોય તો એના જેવું નવ વરસનું કોણ હોય ? નવ વરસનું હોય તો પણ શું બોલે ? એ બોલે એક ભાષા ને બીજું બોલે બીજી ભાષા !

કોઈકિ વાર તો પાડોસીના બાળકને ઊચકી લાવે ને એને રમાડે. નહિ તો ખોટાંખોટાં બારણાં ઠોકી આવે. જેનું બારણું ઠોકે તે એના પર ગુસ્સો કરે. એની શેઠાણી જાણે તો એને ધમકાવે.

કરે શું ? દિવસ લાંબો ને કામ ઓછું. ઘરમાં રસોઈ કરે ને વખત વધે. વાસણ માંજે, કપડાં ધુએ તો પણ વખત ખૂટે નહિ.

નહિ વાંચતાં આવડે કે નહિ લખતાં આવડે.

માબાપે કાંઈ શીખવ્યું નહોતું. સારાં માણસ જોઈ ઘરકામ કરવા પરગામ મોકલી આપી. ખાવું પીવું, ને નહિ જેવો પગાર.

પોતાની શેઠાણી પર ગરૂડા બહુ જ પ્રેમ રાખતી. શેઠાણી બહાર જાય ત્યારે કોઇક વાર લઈ જાય. પણ રોજ તો કયાંથી જવાય ? ઘર કોણ સાચવે ?

એકલી પડતી એટલે જરા નીચે ઊતરતી. નહિ તો બારણું બંધ કરી બેસી રહેતી, અને કંઇ કામ કથી કરતી.

કોઇ ઘેર મળવા આવે તે એને ગમતું. પણ રોજ કોણ મળવા આવે ? જરા નહિ ગમે કે પાડોશીને કહી આવેઃ ' તમને બાઈ બોલાવે છે ! ' ખોટું ખોટું કહી આવે એટલે એને શેઠાણી ફટકાવે ! બિચારી તદ્દન એકલી. નહિ કોઇ પૂછે કે બોલાવે. એ ભલી ને એનું કામ ભલું. કોની સાથે વાત કરે ? જરા જરામાં હસી પડે કે રડી પડે. મુંઝવણ થાય તો પણ ક્યાં જાય ? કોને કહે ? મા દૂર–બાપ દૂર. નહિ સગું ને નહિ વહાલું.

નવ વરસની નાની ગરૂડા. આમ ને આમ દિવસો ગાળતી. શું કરે બિચારી ?

પછી ધીરેધીરે એનું તોફાન વધ્યું. જરા બેધ્યાન થઇ મન રમતમાં પડે ને દૂધ ઉભરાઈ જાય. દૂધ ઉભરાઈ જાય તો કહેવાય કેમ ? કહે તો શેઠાણી ગુસ્સો કરે. પણ દુધ ઓછું થાય કે તરત ખબર પડી આવે એ નીચે ભાગી જાય. પણ ક્યાં ભાગે ? ક્યાં મુંબઇ ને ક્યાં મદ્રાસ. જતાં જ ક્યાંથી આવડે ? ટીકીટ કેમ કઢાવે ? ચાર પાંચ કલાકે થાકી રડી પાછી આવે એટલે નાસી જવા માટે બમણો માર ખાય.

પછી માબાપ સંભારીને રડે. મનમાં ને મનમાં એમને ખૂબ ગાળો દે. એમણે જ એને આમ હડસેલી મૂકી ને ?

પણ માબાપ પણ બિચારાં શું કરે ? પોતાને જ ખાવાંનો નહિ તો છોકરીને ક્યાં ખવડાવે કે લુગડાં કરે ? માટે જ આમ પરદેશમાં અજાણ્યા લોકોમાં નોકરી કરવા મોકલવી પડે ને ?

**શ્રી. કપિલા ઠાકોર, બી. એ.**



## જ્ઞાનગંગા

પ્રાચીન ગ્રીસમાં ' કોબી 'ને પવિત્ર વસ્તુ માનવામાં આવતી અને કોર્ટમાં ઇશ્વરના સોગનને બદલે ' કોબી 'ના સોગન ખવડાવવામાં આવતા.

* * *

માણસના શરીર પર ૩,૫૦,૦૦૦ જેટલા વાળ હોય છે, જેમાંથી માથાના વાળ ૧,૧૦,૦૦૦ જેટલા હોય છે.

* * *

દુનિઆભરના છાપખાનાંઓ દરસાલ બે લાખ કરતાં વધુ પુસ્તકો છાપે છે.

* * *

અત્યાર સુધીમાં ' બટાકા ' બાબતમાં ૫૦૦ અને નેપોલીઅન બાબતમાં ૭૦૦૦ પુસ્તકો લખાયાં છે.

**શ્રી. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ**

# કોના નસીબે ?

ઘણા જૂના વખતની વાત છે.

મારા દાદાએ મને એ કહેલી.

એમણે એ બની ત્યારે સાંભળેલી.

નાનું સરખું નગર હતું. એની બાજુમાં થઇ ને એક સુંદર નદી વહેતી હતી.

નગરથી એકાદ કોશ દૂર નદી કિનારે મહાદેવનું એક પૂરાણું દેરૂં હતું. દેરૂં અને એની આજુબાજુની વિશાળ જગા ને ઝાડોની ઘટા બે ઘડી બેસવાનું મન થાય એવાં હતાં. એનો દેખાવ ભારે રળિયામણો હતો.

અવારનવાર ત્યાં નગરનો કોટવાળ, ન્યાયાધીશ, શાળાનો આચાર્ય નગરશેઠ વગેરે ફરવા જતા.

ઉનાળાના દહાડા હોય, માથે ધોમ તડકો પડતો હોય, સાંજનો પહોર થાય ત્યારે કોટવાળ વગેરે દસબાર જણ દેરા સુધી જાય. ત્યાં બેસે ને મોડેથી પાછા ફરે.

એવી રીતે એક વખત એ દસેક જણ ફરવા ગયેલા. એવામાં વાદળાં ચઢી આવ્યાં, જોરથી પવન ફુંકાવા લાગ્યો અને ઝંઝાવાતની શરૂઆત થઈ.

પેલા દસે જણા દેરામાં વિસામો લેવા બેઠા.

ભયંકર તોફાન સાથે વરસાદની ઝડીઓ પડવા લાગી અને વીજળીઓના કડાકા કાન ફાડી નાખે એવી ગર્જના સાથે થવા લાગ્યા.

'તોફાનનું જોર ઓછું થાય એટલે જઇએ એમ કરીને પેલા દસે જણ વાતો કરતા દેરામાં બેસી રહ્યા.

પણ તોફાન તો વધ્યું. ભયંકર કડાકા કરતી વીજળીઓ આંખને આંજી દેતી પડવા લાગી. દેરાની ઉપર પણ વીજળી પડતી લાગી. સૌના મનમાં થઇ ગયું કે જરૂર દેરા ઉપર વીજળી પડશે અને આપણાં સો યે વરસો આજે પૂરાં થઈ જશે. પણ વીજળી બાજુમાં પડી ને ખાડો પડયો.

બીજીવાર, ત્રીજીવાર ને ચોથીવાર પણ એ જ રીતે વીજળી પડી.

'માનો ન માનો પણ આપણામાંથી આજે એકાદનું મોત નક્કી છે. એને લીધે જ આ વીજળી પડે છે પણ આપણે બધા છીએ તેથી એ બાજુમાં ખસી જાય છે.' એક જણે કહ્યું.

'પણ જો મોત નક્કી હશે તો એકને પાપે આખું વહાણ ડુબશે. આખરે વીજળી દેરા પર પડશે ને આપણે બધા યે દબાઇ મરીશું.' બીજાએ જણાવ્યું.

'તો એનો પણ ઉપાય છે.' ન્યાયાધીશે કહ્યું.

'કહી નાખોને.' કોટવાળે આગ્રહ કર્યો.

'આ સામે પીપળાનું ઝાડ છે. આપણામાંનો દરેક જણ દેરામાંથી બહાર જઈ, એ પીપળાના થડને હાથ લગાડે. જરાવાર ઊભો રહે ને પાછો દેરામાં આવી જાય.'

'ખરી વાત છે. જેનું મોત નક્કી હશે તેના ઉપર વીજળી પડશે.'

ભલે, સૌથી પહેલો કોણ જાય છે?

'હું જાઉં' કહીને કોટવાળ ગયો.

પીપળાને હાથ લગાડીને એ ઊભો ને થોડી વારે દેરામાં પાછો આવ્યો.

એમ એક પછી એક નવ જણ જઈ આવ્યા.

છેલ્લો રહ્યો શાળાનો આચાર્ય.

સૌને ને એને પણ એમ જ લાગ્યું કે એને માથે મોત ભમે છે.

ઝંઝાવાત ઉગ્ર બન્યો. પીપળાના ઝાડને હાથ લગાડવાને બદલે આંખો મીંચીને આચાર્યે નગર તરફ દોડવા માંડયું. એ દોડયે જ ગયો. ઝંઝાવાતની એણે પરવા ન કરી.

પેલા નવે જણા એને જતો જોઇ રહ્યા.

એકાદ ખેતરવા ગયો એ હશે ત્યાં તો ગગનભેદી અવાજ સાથે પેલા દેરા પર વીજળી પડી. એક ભયંકર અવાજ થયો ને આખું યે દેરૂં કડડડ અવાજ કરતું પડી ગયું.

પેલા નવ જણ એની નીચે દબાઇને મરણ પામ્યા.

ફાટી આંખે આચાર્યે એ જોયું.

એનું નસીબ જોર કરતું હતું ત્યાં સુધી દહેરા પર વીજળી પડતી ન હતી. એ જ એને દૂર ખસેડી ગયું ને નવ જણ ઉપર મૃત્યુનો પંજો પડયો.

વિધિની ગતિ અકળ છે!

શ્રી. નાગરદાસ ઈ. પટેલ

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.

સહતંત્રી :
શ્રી. રમા ઠાકોર

પુ. ૨૮ મું ] મે : ૧૯૪૨ [ અંક ૩ જો.

## અનુક્રમણિકા



## — બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના




પુસ્તક ૩૮મું | મે : ૧૯૪૨ | અંક ૩ જો

# ભારતવર્ષ

પ્રભુને પ્યારો, રસકસ ક્યારો, ઝળહળતો ધ્રુવતારો છે,
કોટિ કોટિ અમૃતધારાએ, ફોરાતો ફૂવારો છે;
ઉંચા નીચા, ગરીબ તવંગર, સર્વેનો સહિયારો છે,
જશવંતો જગમાં અણમોલો,
ભારતવર્ષ અમારો છે.

ફળ ફૂલે લુમઝુમતો સુંદર, દિવ્ય બગીચો સારો છે,
ઉન્નત જ્યાં આચાર વિચારો, વિમળ સકળ વ્યવહારો છે;
સદા અનોખા જ્યાં અવનિમાં, સંસ્કૃતિ ને સંસ્કારો છે,
જશવંતો જગમાં અણમોલો,
ભારતવર્ષ અમારો છે.

કૃપાસિન્ધુ છે, દીનબન્ધુ છે, પ્રસિદ્ધ પર ઉપકારો છે,
ભાંગ્યાનો ભેરૂ, ભૂખ્યાનો ભર્યો પૂર્યો ભંડારો છે;
ત્રણે ભુવનમાં ન્યારો, એનો સદાય જયજયકારો છે,
જશવંતો જગમાં અણમોલો,
ભારતવર્ષ અમારો છે.

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# રાધા-કૃષ્ણ

:: અભિનય ગીત ::

રાધા— શ્યામ સ્વરૂપ ઓ કપટી કા'ના
મારગડો કાં રોકે રે
આઘો જા મને અડતો ના
મુજ સામુ શું નિરખે રે

: સાખી :

હું છું ગોરી રાધિકા તું છે શ્યામલ કા'ન
તુજને અડતાં તાહરૂં લાગે રંગવિધાન
ત્હારે સ્પર્શે શ્યામ બનું હું છેટો કા'ના છેટો રે
મારો મારગ છોડી કા'ના તારા મારગ લેજો જા—શ્યામ૦

: સાખી :

કાળી ત્હારી બંસરી કાળાં ત્હારાં વેણુ
કાળી ત્હારી કામળી રસભર કાળાં નેણુ
ત્હારાં નયણાં ફેરવી લેને કાળી છાયા પડતી રે
મારે પંથે જાવા દેને ઊભા ઝોળી મેલી રે—શ્યામ૦

: સાખી :

યમુના જળ છે શ્યામને નભ વાદળ ઘનશ્યામ
કાજળ કાળી રાતડી નિરખું ના એ આશ
કપટ ભર્યું એ શ્યામલ રંગે નિરખું નહિં હું એને રે
શ્યામ સ્વરૂપ ઓ કપટી કા'ના મારગડો કાં રોકે રે

કૃષ્ણ— ગોરી રાધા રાણી શાને આવડી રીસ તમારી રે
મારો વાંક વરયો શું હૈયે શ્યામ છું તે ભુલ મારી રે—ગોરી૦

: સાખી :

કાજળ અંજન આંજતાં કાળા કેશ કલાપ
કાળી નેત્ર તણી કીકી કસ્તુરી બીન્દી ભાલ
ખોટી રીસ ચઢાવો રાધા પછી તે ક્યાં સુધી નભશે રે
ગોરી રાધા રાણી શાને આવડી રીસ તમારી રે

: સાખી :

મારે સ્પર્શે થાય તું શ્યામ કહે છે આજ
તુજને અડતાં થાઉં હું શ્વેત નક્કી નિર્ધાર
ફરીને પાછી મુજને અડતાં થાય તું ગોરી રાધે રે
શ્યામલ રંગ વિના કદી ચાલે શ્યામ વિના નહિં ચાલે રે
આવો રાધા આવો આપણ રસભર રંગે રમીયે રે

સૌ. સુવાસિની કુલીનચંદ્ર મજમુદાર

# જ્યારે દુનિયા રસાતળ જતી હતી

લેખક : વકીલ માણેકલાલ જેઠાલાલ દવે

મહેશ્વર મહાદેવના ચોગાનમાં આજે બ્રાહ્મણોનું પંચ ભેગું થયું હતું. કપાળમાં ત્રિપુંડ, ગળે રુદ્રાક્ષની માળા અને ગોળમટોળ મુખાકૃતિવાળા અનેક બ્રાહ્મણોની દેવાલયમાં સવારથી અવરજવર વધી હતી. આજના પંચે બ્રાહ્મણવાડામાં મોટા નાના સર્વેને અજબ કુતુહલ ઉત્પન્ન કર્યું હતું.

પંચની માનવમેદનીથી ચોગાન ચિક્કાર હતું. દરેક જણ પોતાના ટોળામાં હાસ્યવિનોદ કરતા હતા. એવામાં ન્યાતપટેલ પ્રભુરામ પંડ્યા અને ન્યાતગોર શંકર શુકલ આવી પહોંચ્યા એટલે પ્રભુરામ પંડ્યાની પાવડીઓના અવાજ સિવાય સર્વત્ર વાતાવરણ સ્તબ્ધ હતું.

પટેલ પંચમાં બેઠા એટલે આજુબાજુ તેમના હંમેશના સાગરીતો, નપુશંકર પાઠક, જેશંકર જાની, દલપત દવે વિગેરે ગોઠવાયા, હંમેશની ટેવ મુજબ તેમને પોતાની કેડ અને પગની આસપાસ કસીને બેસ બાંધ્યો. અને તમાકુનો માવો ખાવાની શરૂઆત કરી.

સમસ્ત પંચ આતુરતાથી ન્યાતપટેલ તરફ જોઈ રહ્યું. એવામાં તેમનો બુલંદ સ્વર સાંભળાયો: " ભાઈયો, દુનિયા રસાતળ જાય તેવો બનાવ બન્યો છે. કહેતાં પણ કાળજું કંપી ઉઠે છે કે, આપણી ન્યાતની વિધવા સવિતાને હરામના હમેલ રહ્યા હતા. હરામના હમેલ તો રહ્યા પણ પાછી આશ્રમમાં જઈ છોકરું જણી આવી અને એ છોકરું લઈને તેનું પરાક્રમ છતુ કરવા ગઈ કાલે આપણા ગામમાં પાછી આવી.

આપણો બ્રાહ્મણનો અવતાર અને તેમાં આવું અધમ આચરણ બહાર પડી જાય તો પછી લોકો ચોરે ને ચૌટે ગમે તેવી વાતો કરે તેમાં શી નવાઈ ? "

" યજમાનોમાં હવે આપણો શો આદર-ભાવ રહેશે ? " પ્રહલાદ પુરાણીએ કહ્યું.

' જ્યાં સુધી બાઈ અને બાળક ગામમાં હશે, ત્યાં સુધી ઉંચા મોંઢે આપણા કોઈથી બોલી શકાશે નહીં. અરે ભગવાન, આવું જોવા અમને શીદ જીવતા રાખ્યા ? " દલપત દવેએ બળાપો કાઢયો.

" ફરીથી તેનો જુનો કારભાર શરૂ કરી બ્રાહ્મણવાડો બગાડે તે જુદું. " પચાસ વર્ષની પાકટ વયે પણ નફટાઈથી હસતાં હસતાં જેશંકર જાનીએ કહ્યું. આ સાંભળી પંચમાં ચારે બાજુએ કેટલાક લોકોએ ગંભીરતા દૂર કરી મનફાવે તેમ કોલાહલ કર્યો.

ફરીથી પટેલનો અવાજ સાંભળાયો: " હવે સવિતા સબંધી શું કરવું તે વિચારવા આપણે ભેગા થયા છીએ. "

" કાઢી મુકો, કાઢી મુકો, તેને ગામ બહાર હાંકી મૂકો. " એવા ચારે બાજુથી અવાજો આવ્યા.

" બોલાવો, એ રાંડ સવલીને તો બોલાવો ! ન્યાતના સમજાવે સમજીને જતી રહે તો ઠીક છે, " જેશંકર જાનીએ કહ્યું.

થોડીકવારે જ્યારે ન્યાતગોર શંકર શુકલ, પટેલની સુચના અનુસાર નર્મદા કાકીની મદદથી, સવિતાને મહામુશીબતે પંચ તરફ ઘસડી લાવતો હતો; ત્યારે કરૂણા અને ક્ષોભની મૂર્તિસમી સવિતા અને તેના બેએક માસના રડતા બાળક તરફ તમામની આંખો મંડાણી.

સુવાવડની ફિક્કાસ તેના મુખ ઉપરથી ઓસરી નહોતી. ઉગતી યુવાનીનો અમલ હોવા છતાં તેનું શરીર થાક, ભૂખ અને તિરસ્કારથી ક્ષીણ થયેલ હતું. તેને સમજાવીને નર્મદા કાકી પંચ તરફ ખેંચી લાવતાં હતાં.

બ્રાહ્મણોના બ્રહ્મત્વના કાળા કલંક, ગામ લોકોની નિંદાનું મુર્તિમંત સ્વરૂપ અને શાસ્ત્રોથી નિષેધ કરેલ વ્યભિચારના સાક્ષાત પ્રતીક પ્રત્યે પંચના ભૂદેવોની આંખો ફાટી. સવિતા ભય, ક્ષોભ અને તિરસ્કારથી તરફડતી એક બાજુ ઉભી હતી અને પંચના મહારથીઓ તેના વર્તનને વખોડી કાઢનારી ગર્જનાઓ કરતા હતા.

ન્યાત પટેલ પ્રભુરામ પંડ્યાએ નર્મદાકાકી સામું જોયું અને રહેજ ટોળમાં કહ્યું: "તમે પાડોશમાં હોવા છતાં આવો પ્રસંગ કેમ આવવા દીધો ?"

આ સવાલથી જમાનાના ખાધેલ નર્મદા ડોશીની આંખોમાં ચમક આવી. બાળવિધવા તરીકે આખી જીંદગી વ્યતીત કરેલ હોવાથી તે દરેકની લોલુપતા પારખી શકતાં હતાં અને ગમે તેવાને વખત આવે ટોણો મારી દબાવી પણ શકતાં હતાં. તેમને ધીરેથી કહ્યું: પ્રભુરામભાઇ, મોટા ઘરના છોકરા અવારનવાર આવજા કરે તે મારું રાંડીરાંડ ડોશીનું શાના માને ? આજકાલનાં છોકરાં કોના કહ્યામાં છે તે તમે ક્યાં નથી જાણતા ? લ્યોને, આપના ભાનુભાઇ, છે તમારા કહ્યામાં ?" કેટલાકની આંખો પટેલના ભત્રીજા ભાનુશંકરે ઉપર મંડાણી; પરંતુ હંમેશનો ઉછ્રંખલ ભાનુ નીચી ડોકે સાંભળીજ રહ્યો હતો. પંડ્યાના શરીરે કંપારી વછૂટી. તેમને વાત વધવા નહીં દેતાં સવિતા તરફ ગર્જના કરી, "બાઇ, કુકર્મ કરી તું જીવતી રહી અને છોકરૂં લઇને તું ગામમાં પાછી આવી તેમાં નફટાઇની તો હદ થઇ ગઇ છે. તારૂં ભાવિ બગાડયા પછી ન્યાતજાતના લોકોને પણ બદનામ કરવામાં કંઇ બાકી રાખ્યું નથી; માટે ચોવીસ કલાકમાં આ ગામ છોડી તારે ચાલ્યા જવું તેવો ન્યાતનો ઠરાવ છે."

"હું ક્યાં જઉં ? મને માફ કરો. મને અપનાવો." સવિતાએ કાળજાના કટકા થઇ જાય એવા કરૂણ શબ્દોમાં વિનંતિ કરી.

"જહાંન્નમમાં જા, કુવો તળાવ પુર કે ગમે ત્યાં જતી રહે. આ ગામમાં કે તેની આસપાસ તારો પડછાયો પણ ન જોઇએ." શંકરગોરે ત્રાડુકો કર્યો.

સવિતા હતાશ થઇ નીચે બેસી ગઇ અને છાતીફાટ રડી પડી. રડતાં રડતાં એણે પટેલની પાડોશમાં બેઠેલા તેમના ભત્રીજા ભાનુ તરફ દૃષ્ટી નાંખીને કહ્યું: "આ પ્રસંગ માટે મારી નાનમ અને નિરાધારાવસ્થાનો લાભ લેનાર જવાબદાર છે; છતાં મને આટલી વખત દરગુજર કરો."

ભાનુશંકરની મુખમુદ્રા લેવાઈ ગઇ. સવિતાની દૃષ્ટિ જીરવી નહીં શકવાથી તે નીચે જોઇ રહ્યો અને સર્વેલાકાને સવિતાના આગળના શબ્દો સાંભળવા આતુર બન્યો. એવામાં ચારે બાજુથી અવાજો આવ્યા; "નામ દે, નામ દે, નામ દે !"

અનેકવાર આવા અવાજો આવ્યા છતાં સવિતાના મુખમાંથી તે નામ બહાર આવી શક્યું નહીં. ફક્ત એણે રડતા બાળકની સુરત બનાવીને કહ્યું: "મારા માટે આ નિર્દોષ બાળકને સજા ન કરો. પ્રભુની ખાતર મને ગામના એક ખૂણે પડી રહેવા દો."

"નામ દે, નામ દે !" તેવા અવાજો ફરીને એક બાજુથી આવ્યા.

"ખબરદાર, કોઇને ખોટી રીતે બદનામ કરવા નામ દીધું છે તો ? આવી છટકેલ સ્ત્રી આવા પ્રસંગે ગમે તેવા આબરૂદારનું નામ

આપે; તેથી તેનું કંઈજ માની શકાય નહીં." ન્યાતપટેલનો સત્તાવાહી સ્વર ગર્જી ઉઠ્યો.

"નર ભ્રમર છે. પુરૂષનો પગ કદાચ લપસે પણ ખરો; પરંતુ સાચવવાની જવાબદારી તો સ્ત્રીને શીર છે." હાવકાશથી જ્યેશંકર જાનીએ કહ્યું,

એવામાં એક બાજુએ બેઠેલો અને ગાંધીજીના આશ્રમમાં થોડો વખત રહી આવેલો નરહરી ભટ્ટ ઉભો થયો અને પટેલને નમન કરીને બોલ્યોઃ "આ કૃત્ય માટે બાઇને ફસાવીને અધોગતિ કરનાર પુરૂષ વિશેષ જવાબદાર છે; તેથી તેની તપાસ થવી જોઇએ."

"આવી તપાસ પંચથી થઇ શકે નહીં." ન્યાતપટેલે નિર્ણય આપ્યો.

નથુશંકરઃ "આશ્રમમાંથી આ ભવાડો ગામમાં લાવવામાં તેનો જ હાથ હોવાનું જણાય છે.."

શંકર શુકલઃ "ઢેડો સાથે સપંક્તિ ભોજન કરવાનો સંગીન પુરાવો છે; તો તેનો પણ નિકાલ કરી તેને ન્યાત બહાર મૂકો."

દલપત દવેઃ "નાના મોઢે મોટી પંચાતો કરે છે; તેથી એજ લાગનો છે."

અત્યાર સુધી હરિરામ પંડ્યા ખૂણામાં બેઠા બેઠા માળા ફેરવતા હતા તે એકદમ ઊભા થયા અને લાકડાના ટેકાથી પંચમાં આવીને તડૂક્યા.

"હરિરામ પંડ્યાના ભાણેજને ન્યાત બહાર મુકવાની કોની તાકાત છે? આંખે અસીજ્વાન થયો એટલે પરભો પટલાઇ કુટે છે; નહીં તો ન્યાતની પટલાઈ તો મારા બાપની છે, કોના ઘરમાં શું કહેવણુ છે તે મારાથી છાનું નથી. તમામનું મારી જીભે નાચું છે.

પંચનો જબરો કોલાહલ મચ્યો. નરહરિને તેના કુટુંબીઓ બાજુ ઉપર લઈ ગયા અને તેના વેદીયાવેડા મૂકી દઇ પારકી તકરાર ઘરમાં નહી ઘાલવાની શિખામણ આપવા લાગ્યા. કુનેહબાજ પ્રભુરામ પંડયાએ સવિતાને નર્મદા કાકી સાથે ઘેર મોકલી દીધી અને પોતાના પિત્રાઇ કાકા હરિરામ પંડયાને પોતાની પાસે બેસાડીને ધારેથી કાનમાં કહ્યું: "કાકા, નરહરિ તમારો ભાણેજ છે અને મારો નથી? છોકરાને રહેજ દબડાવા દેખાવ કરવો પડે; પરંતુ તમારે તેની ચિંતા કરવાની હોય નહીં.

કોલાહલ શાંત થતાં ન્યાતપટેલે કહ્યું: "હવે સવિતાની બાબતમાં શી તજવીજ કરવાની છે તે મુદ્દાનો નીકાલ કરવાનો છે."

"સવિતાના વડાના પિત્રાઇ-રામશંકર અને સોમનાથ ઢીલા છે, તેનું જ આ પરિણામ છે તેમનો કાકો કાલીદાસ બહુ જબરો છે, આવો જ પ્રસંગ કાલીદાસની કાકી બાબતનો બન્યો હતો, પરંતુ તે વાત ન્યાતસુધી આવવા દીધી નહોતી અને શું કર્યું. તેની ગામમાં કોઇને ખબર પણ પડવા દીધી નહોતી, કેમ જ્યેશંકર, તમને તો એ વાતની ખબર હશે?" નથુશંકરે વાત ઉપાડી.

"હા, હા, હું તો એની તમામ વાત જાણું છું. તેની કાકી કંકુને તે ઠેકાણે તો પાડી આવ્યો અને ઉલટા ચારસો પાંચસો ઉપજાવી આવ્યો. ક્યાં એ શીલંડો વાઘ અને આ મૂવા મેંઢાનાં બકરાં?" જ્યેશંકર જાનીએ તમાકુનો બાચો મોંઢામાં નાંખીને કહ્યું.

"હવે, પાછલી વાતો ઉઘાડવામાં મજા નથી; નહિ તો તમારા થડાની વાતો અમારાથી કંઇ છાની નથી." રામશંકરે ચીઢાઇને કહ્યું.

"રામશંકર, શું કામ મિજાજ ગુમાવે છે? સવિતાની બાબત લઈ લે તારી અને સોમનાથની કોર્ટમાં એટલે પત્યું. સવિતાના ધણીની બેત્રણ હજારની મિલકતના હક્કદાર પણ તમે જ છો." દલપત દવેએ કહ્યું.

"તમારી પાજળ આખી ન્યાત છે. ગામમાં સૌ કોઇનો સાથ છે. બેફિકરથી કામ પાર પાડો અને મામલો શાંત થયે પ્રભુરામભાઇના હાથે મિલકતની વ્યવસ્થા થશે. પંચમાં જો રુપિ આપવું ઘટે તો આપજો" શંકરગોરે મિલકતની વ્યવસ્થા પટેલના હસ્તક રહે તેવી સુચના કરી.

'એજ દિવસની ગહેલક્ષમાં સવિતાનો પગ ગામમાંથી નહિ કાઢો તો ન્યાતને તમારા ઘડા બાબત વિચાર કરવો પડશે.'

"પ્રભુરામ પંડ્યાએ ન્યાતના નામથી છેવટની વાત કહી અને તેમના સાગરીતોએ તે વાત વધાવી લીધી.

"હર હર મહાદેવ 'ના જયનાદ વચ્ચે પંચ વેરાયું.

× × ×

બીજા દિવસની રાત્રિના પ્રથમ પ્રહરમાં, બે ડાંગધારી પુરૂષોની વચમાં, નાના બાળકની કેડે વળગાડી એક બાઇ ઢોરની માફક ઘસડતી હતી. ચાલતાં ચાલતાં તેના પગ નિરુત્સાહથી અટકી પડતા, તેની આંખોમાં આંસુનાં પૂર ઊભરાઈ આવતાં અને શ્વાસોશ્વાસના બદલે હૃદયની ભીતરમાંથી ઉન્હા નિશ્વાસો નીકળી પડતા.

ત્રીજા દિવસની સવારે ન્યાતના લોકોએ જાણ્યું કે ન્યાતનું કલંક દૂર થયું હતું.

---

# બહેન

:: "ઓધવજી ! સન્દેશો કહેજો શ્યામને "—એ ઢાળ ::

બહેની ત્હારા ગુણગાનને હું ગાઉં શું ?
તુજ સમ જગમાં બીજું કો ન દયાળુ જો !
સમજે તું વીરાનાં ઉરનાં દુઃખડાં
બહેની ત્હારું દિલ હરદમ માયાળુ જો !

સંકટ સમયે ધીરજ આપે વ્હાલથી
સાચા મિત્ર સમી તું જગમોઝાર જો !
સુખમાં સાથ વસી તેમાં વૃદ્ધિ કરે
દુઃખમાં પંથ નવલ કો દાખવનાર જો !

મૂર્તિમંત દયા સ્વર્ગેથી ઊતરી
સાચે તું તો કલ્પનાથી છે પાર જો !
વિશ્વ સદનની ભગિનીઓનાં ચર્ણમાં
વીર ઝુકાવે નિજ શિર વારંવાર જો !

સૌ. મીનુ બરજોરજી દેસાઈ

# લોચન

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોષી

ચંદ્રકાંત ભાવનાપ્રધાન યુવક હતો. રમણીય કૌમુદી ઉત્સવની પ્રથમ રાત્રિએ તેણે એની નવોઢા પત્ની લોચનને જે જે વાતો કરી હતી તેથી તે મુગ્ધ બાલિકા જુદી જ ભ્રમણામાં ભટકાઇ હતી. "મારા પતિ શ્રીમંત છે, વિદ્વાન છે, તેમને માસિક પગાર ભરપૂર મળે છે અને મને ઉંચામાં ઉંચા સુખવૈભવમાં રાખવા ઉત્સુક છે—એ મીઠી મધુર કલ્પનાથી તેનું અંતઃકરણ ઉછળતું હતું !

એક અઠવાડીઆના પતિ સહવાસ પછી લોચનનો લાક્ષણિક સંકોચ ધીમે ધીમે નાબુદ થતો ગયો; અને તે હીંમતથી ચંદ્રકાંત સાથે ખુલ્લા હૃદયે વાર્તાલાપ કરવા લાગી.

બુદ્ધિ ને સુખદાયક ભાષા, હૃદયને આલ્હાદક મંદ મધુર હાસ્ય ઇત્યાદિ બાબતોથી ચંદ્રકાંતને પણ પોતાના વૈભવનો ગર્વ થવા લાગ્યો ! એના ભાગ્યમાં આટલી સુંદર, મિલનસાર, ચાલાક અને રસિક હૃદયની પત્ની મળવાની છે એમ જો છેલ્લા બેચાર માસ પહેલાં એને કોઇએ કહ્યું હોત તો એ તેને પાગલ જ ગણી કાઢત ! પણ આજે ? આજે કલ્પનામાં પણ નહિ આવેલું સુખ તે અનુભવતો હતો !

એક દિવસ લોચન ઘણા લાડથી બોલી, "બધું, ભાઇસા'બ, તમે અહીંથી ઓફિસમાં જાઓ છો એટલે મારો તો અહીં કેમે કર્યો વખત જતો નથી !-બીલકુલ ચેન જ પડતું નથી !"

"એટલે હું ઘર આગળ જ તારી પાસે આખો દિવસ બેસી રહું એમ તારૂં કહેવું છે?"

"ત્યારે ? એવું અવળચંડુ બોલી જાઉ એવી કાંઇ હું ગાંડી છું ? ને ધારો કે હું ગાંડી હોત તો ?"

' તો શું ? "

"તો તમારા જેવા આટલા ડહેલ ડાહ્યા માણસ મને પસંદ કરત ખરા કે ?"

"ત્યારે મારે શું કરવું ?—એમ તારૂં કહેવું છે, લોચન ?"

"ચીડાવ તો નહિ ને ?"

"ચીડાઉં ? ને તે તારા પર ? એ કદિ પણ બને ખરૂં લોચન ?"

"ન ચીડાઓ તેની તો મને ખાત્રી જ છે ! ત્યારે પૂછું ને ?"

"હા, હા !" એટલું કહી ચંદ્રકાન્ત ભારે ઉત્સુકતાથી તેના સામું જોઇ રહ્યો.

"મનેતે—તમારી સાથે ઘણીવાર વાતો કરવાનું મન થાય છે"—અને સવારના દસ વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી તમે ઓફિસમાં જાઓ ત્યારે એમ કે જો ઘરમાં એક ટેલિફોન લીધો હોય તો બહુ મઝા આવેને ? અહીંથી હું તમારી સાથે ઓફિસમાં વાતો કરી શકું; જીવને એટલી શાંતિ તો વળશે, અને આ એકલવાસનો ત્રાસ ઘણે અંશે ઓછો થઇ જશે ?"

( ૨ )

લોચનની માગણીનો ચંદ્રકાંત તાત્કાલિક તો સ્વીકાર કર્યો; પણ તેના અંતરમાં ભારે કષ્ટ ઉપજ્યું. ટેલીફોન એટલે મહિને વીસ પચીસ રૂપીઆના ખર્ચની એક બીનજરૂરી કલમ હતી ! વળી ટેલીફોનની સ્થાપના એટલે આ માસિક ખર્ચ ઉપરાંત નિદાન પચાસ સાઠ રૂપીઆનો પ્રારંભી ખર્ચ કરવો પડે ! પણ ચંદ્રકાંત નિરુપાય હતો ! ' લોચન આગળ શરૂઆતના રમણીય સહવાસ વખતે મેં વિના કારણ મારી મોટાઇનાં બણગાં

ફૂંકેલાં તેના જ કારણે આ પ્રસંગ ઉપસ્થિત થયો હતો એનો તેને આબાદ ખ્યાલ આવી ગયો.

શ્રીમંતાઈ અને સુખવૈભવથી વાતો કરવી સહેલી છે પણ પૈસા એકઠા કરી શ્રીમંત બનવું એ ભારે મુશ્કેલ હોય છે ?ન

ચંદ્રકાંતને મુંબાઈ જેવા શહેરમાં મળતા માસિક પંચ્યાશી રૂપીઆમાં તેનું માંડ માંડ પૂરું થતું હતું, પણ તેમાંથી વીસ પચીસ રૂપીઆ ટેલીફોનમાં ખર્ચાય તો તો કમબખ્તીજ આવે ?

આથી તેણે લોચનની માગણી ગોએ કબૂલ કરવા છતાં ટેલીફોન લેવાનું કામ ટપ્પે ચડાવ્યું હતું ! પરંતુ લોચનને શાનો જંપ વળે ? દરરોજ ઓફિસમાં તે પતિને ટેલિફોનવાળી વાત યાદ દેવડાવતી અને ઓફિસમાંથી તે પાછો આવતાં પૂછતી "ટેલીફોન ગોઠવવા કંપનીમાં ઓર્ડર આપ્યો કે ?"

ને ચંદ્રકાંત ઘેલું મોં કરી કહેતો "હા યાર, આજે તો ભૂલી જ ગયો ! "

"તમે તો ખરા છો, રોજ ને રોજ ભૂલી જાઓ છો ? કે પછી જાણી જોઈને મને બનાવો છો ? હશે, પણ હવે હું તમને ફરીથી ફોન સંબંધી વાત જ નહિ કરું ને ?"

( ૩ )

તે પછી કેટલાક દિવસ બાદ એકવાર ચંદ્રકાંત ઓફિસમાં એના ટાઈપ રાઈટરનો ખટખટારો કરતો હતો ત્યાં પટાવાળાએ આવીને કહ્યું "બાબુસાબ, આપકા ફોન પર કોલઆયા."

"મેરા ?"

"હાં જી, હજુર."

"કહાંસે ?"

"કોઈ ઓરત સાબ બોલ રહે હૈ ?"

"ઓરત સાબ ?-અચ્છા આતા હું."

હિંદુસ્થાની પટાવાળાને એટલું કહી ચંદ્રકાંત ટાઈપ કરેલા કાગળ તેવો જ બાકી રહેવા દઈ ફોન તરફ ગયો.

"એલાવ, એલાવ, કોણ છે ?" તેણે રીસીવર હાથમાં લઈ કાને ધરતાં પૂછ્યું.

"એ તો હું આપની ?"

"કોણ ?"

"લોચ-ન હું આપની લોચન બોલું છું !"

"ક્યાંથી ?"

"આપણા ઘરના ટેલીફોન પરથી."

"શું ?-આપણા ઘરનો ટેલીફોન ?-તે કોણ લાવ્યું ?"

"હું—" લોચને ગર્વથી ઉત્તર દીધો.

"તારા પલાની રકમમાંથી પૈસા ખર્ચ્યા લાગે છે ?" ચંદ્રકાંતે કિંચિત્ હસીને પૂછ્યું.

"હું? પલાના પૈસા ખર્ચવા પડે એવી હું કાંઈ ઓછી જ ગરીબ માણસની સ્ત્રી છું ? લોચન સુખી માબાપની દીકરી છે ને દેસાઈ કુટુંબની પુત્રવધૂ છે તે તમે ભૂલી ગયા ખરું ?".

"અરે હા, પણ એ ઐતિહાસિક ગૌરવનાં નાહક શું કામ બખાળા મારે છે ? પૈસા ક્યાંથી લાવી તે કહેને ?" ટેલીફોનમાં પણ ચંદ્રકાંતનો અવાજ ત્રાસી ઉઠ્યો લાગ્યો.

"અં-તમે ગયા પછી કેની, મેં તમારી ટ્રંક ખોલી જોઈ—તે ડાબી બાજુના ખુણામાં શું હતું—કહો જોઈએ ?"

"તે પૈસા વાપરી નાખ્યા ? અરરર ! એ તો હિંદુસ્થાન કોઓપરેટીવ કંપનીમાં મારા વીમાનું પ્રીમિયમ ભરવાને રાખી મૂકેલા પંચાવન રૂપીઆ બાર આના હતા !"

"તે વીમાનું પ્રીમિયમ ગમે તેમ ભરજો ને-તમારે પૈસાની શી ખોટ છે ?"

ચંદ્રકાંતે એક નીસાસો નાખી રીસિવર નીચે મૂક્યું. એની પોતાની મૂર્ખતાનું જ આ પરિણામ હતું એ તે ક્યારનો સમજી ગયો હતો ! "છટ્ છટ્, ગમે તેમ કરી આ ટેલીફોનનું તોફાન તો ઘરમાંથી કાઢવું જ જોઈએ." તે બબડ્યો, અને શૂન્ય હૃદયે પાછું ટાઈપ કરવાનું શરૂ કર્યું.

( ૪ )

સાંજે ચંદ્રકાંત ઘેર આવ્યો તે વખતે લોચને તેનું પ્રસન્ન વદને સ્વાગત કર્યું. તેણે પણ તેની સાથે હસવા રમવામાં કાંઈ કસર રાખી નહિ. તે દિવસ તેઓએ ખૂબ જ મઝામાં ગાળ્યો.

બીજે દિવસે રવિવાર હતો. સવારમાં ઉઠતાં જ નાહી ધોઈ ચહા પાણી પરવારતાં ચંદ્રકાંતે કહ્યું "આજે મારા એક મિત્રને ત્યાં મારે જમવાનું છે એટલે તું તારા પૂરતી જ રસોઈ કરી જમી લેજે."

અને નવેક વાગે ચંદ્રકાંત કપડાં પહેરી ઘેરથી નીકળ્યો.

લોચને રસોઈ કરી વેળાસર જમી લીધું, અને ટપાલમાં આવેલા સ્ત્રી શક્તિમાં તાજી છપાયેલી 'મૃગાક્ષી' નવલિકા વાંચવા લાગી. એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. વાંચવાનું પડતું મૂકી લોચને રિસીવર કાને ધર્યું. "હા. શીંગદાણાનો ભાવ ચાર આના ઉતર્યો 'અળશીમાં તેજી છે. ખરીદ કરું ને?" એમ કોઈ રમણલાલ શેઠ પૂછતા હતા.

લોચન ચમકીને બોલી "તમે ભૂલથી કોઈક બીજે જ ઠેકાણે બોલો છો? આ તો નંબર ૩૦૭૨૩ છે."

"ઓ-સોરિ" એટલો ઉત્તર મળતાં ફોન બંધ થયો.

લોચને તે અધૂરી નવલિકા પાછી વાંચવા માંડી-પણ ટેલિફોનનો પાછો ફરીથી કોલ આવ્યો!

"એ-લાવ, એલાવ! કોણ? ક્યાંથી બોલો છો?"

"અરે રામ રામ, અવાજ પરથી ઓળખાણ ન પડ્યું? હું સુનંદા."

"સુનંદા?-તે કોણ?-" લોચને કંઈક કંટાળીને પૂછ્યું.

"અરે તારી, હું સુનંદા ઠાકોર, અલિ મંજુ, જો આજ મારા ભાઈ આવ્યા છે તે બાએ સરસ વેઢમી બનાવવાનો પ્રોગ્રામ રાખ્યો છે-તું જરૂર આવજે-બરાબર સાડા પાંચ વાગે. અમે તારી રાહ જોઈશું."

લોચને "તમે નંબર ભૂલો છો બેન!" કહી રીસીવર પછાડીને મૂક્યું.

બધો બપોરનો વખત આવા જુદા જુદા સંદેશા અને સંવાદની ડાચાકૂટમાં જતાં તેનો જીવ અકળાઈ ગયો. ટેલીફોન લેવાની અવળી બુદ્ધિ ક્યાં મને સૂઝી?-એમ તેને થઈ ગયું. અને ચંદ્રકાંત સાંજે ઘેર આવતાં જ તે કકળી ઉઠી 'ભાઈસા'બ, કાલે ને કાલે આ ટેલીફોનનું કનેકશન કાઢી નંખાવો?"

ચંદ્રકાંત હાવકું હસ્યો. તેણે કહ્યું "ગાંડી છું? હમણાં જ ટેલીફોન લીધો છે ને તુર્ત ને તુર્ત કાઢી નંખાવીએ તો આપણી આર્થિક સ્થિતિ માટે લોકો વહેમાશે નહિ?"

"પણ જ્યાં માનસિક શાંતિનું કચુંબર થતું હોય ત્યાં લોકનિંદા કે બહારની ટાપટીપને શું ઓઢે કે પાથરે?"

લોચનને અનુભવે ડાહી બનાવી, જોતાં ચંદ્રકાંત મૂછમાં હસ્યો.

આખરે લોચનના અત્યાગ્રહને વશ થઈ ચંદ્રકાંતે ટેલીફોન કંપનીમાં બીજે મહિનેથી કનેકશન બંધ કરવાની નોટીસ આપી દીધી!

પરંતુ તે રવિવારના દિવસે જુદા જુદા અવાજ કાઢી ટેલીફોન પર લોચનને સતાવનાર બુઢ્ઢો બીજો કોઈ નહિ પણ ચબરાક ચંદ્રકાંત જ હતો તે બિચારી અબુધ યુવતીને શી ખબર પડે?

છતાં તે પછી લોચનનો સંસાર યોગ્ય ચીલે ચડી ગયો!

---

# નો...ક...રી

રમતું'તું એ યુવાન મનડું આશાથી છલકાતું;
ન્હોતું ગમતું વિધાત્રીને એ મુખડું કંઇ મલકાતું.
આવ્યાં દુઃખડાં સંપીને
હવે એ રહે ન જંપીને......૧

માતા ગઇ ને પિતા ગયા લક્ષ્મી પણ સાથે ચાલી;
એક દિવસ રથમાં ફરતો ને કૈંક મઝાઓ મ્હાલી,
સુખનો પુરો થયો આરો
હવે આવ્યો દુઃખનો વારો......૨

પાસ થએલો બી. એ. માં પણ નોકરી માટે ફરતો;
આંટા ફેરા ખુબ કરે એકેય રસ્તો નવ જડતો.
પત્નિ રોજ મગજ ખાયે-
'ક્યાંય નોકરીએ નવ જાયે'......૩

રાત્રિ વિતી પ્રભાત થાતાં સુરજ કિરણો ફુટે;
સાથે યુવાનનાં મનડામાં આશા અંકુર ફુટે.
આજે નોકરીએ ચડવું
નહિ તો વિણ મોતે મરવું......૪

બી. એ. પાસ થયો પણ તેનું ધ્યાન ન બીજે જાયે;
નોકરી, નોકરી, નોકરી, કરતાં કરી શકે નવ કાંયે.
નોકરી આજ-કાલ મળશે
દુઃખડાં કાયમનાં ટળશે......૫

વર્ષ ગયું, બે વર્ષ ગયાં; ને દાણા ઘરમાં ખુટયા,
પત્નિ દોષ નસીબને દેતી 'હાય! નશીબ અમ ફુટયાં'
બી. એ. પાસ થએલાની
કરૂણ બની ગઇ જીંદગાની......૬

બેકારીના ભોગ બનીને યુવાન મન વિચારે;
માર્ગ એક છે, આપઘાતનો નિશ્ચય કર્યો બિચારે.
અંતે આપઘાત કરતો
ટીમાં કુદીને મરતો......૭

શ્રી. દેવાયત સોની

# પ્રભુતા



લેખક :
શ્રી. જયન્તકુમાર ભટ્ટ

રાત્રિના શાંત વાતાવરણમાં, દૂર દૂરથી વહી જતી સરિતાના પ્રવાહના ધ્વનીથી અને કોઇક કોઇક વખતે ઘડીયાળના વાગતા ટકોરાથી, એ અપૂર્વ શાંન્તીનો ભંગ થતો, જ્યારે 'સારીયે સૃષ્ટિ નિંદ્રાદેવીના ખોળે મસ્તક મુકી, દીવસના થયેલ પરિશ્રમને વિસારવામાં લીન હતી, ત્યારે બે દુઃખી જીવાત્માઓ પોતાના ભાવિ જીવનના વિચાર વમળે ચઢી, એકમેકની સમિપે અશ્રુઓની ચોધાર વર્ષાવતાં બેઠાં હતાં. પુર્ણીમાના પ્રકાશીત ચંદ્રને નિહાળી, દીપકને કૌતુહલતા જાગી, અને તેણે પોતાની પ્રિય ચંદ્રીકાને ઉદ્દેશી કહ્યું.

આજની રાત્રિ આપણુ ઉભયના જીવનની એક અલભ્ય લ્હાણરૂપ છે, ઇશ્વર જાણે વર્ષોની તપશ્ચર્યાનું ફળ ભાવિએ કેવું ઘડ્યું હશે !

દીપક, એ વિચારો હવે છોડ, જો પેલી ચંદ્રીકા, નભમાં ઉગી છે તેને, અને હું તારી સમીપની ચંદ્રીકાને સરખાવ જોઇએ.

દેવી, એમાં સરખામણીની આવશ્યક્તા જ ક્યાં છે. ચંદ્રીકા ખરેખર તારા નામને ભૂષણરૂપ તારામાં એ શિતળતા છે, તારી એ શિતળ છાયા એજ મારા જીવનનો એક વિસામો છે.

અને દીપક, તારા તેજમાં એ ગુણુ અને મોહકતા સમાયલાં છે, કે અનેક જીવાત્માઓ તારામાં મુગ્ધ બની પોતાના પ્રાણ સમર્પે છે. છતાં તારા હૃદયમાં તેના પ્રત્યે, સ્હેજ પણ દયાભિની નજર નથી થતી, તો પછી જોજે મારી શિતળ છાયામાં વિસામો લેતાં રખે તું મારી એ શિતળતાના સ્થાને ઉષ્ણુતા પ્રેરતો.

પ્રિયે, મારી એ ઉષ્ણુતાને પણ પીગળાવી દે તેવી તારી શિતળતા છે, સૃષ્ટીની સનાતન સત્યતા, અને વિભુ કલાની જેમ, તું સદાયે પુર્ણીમાની ચંદ્રીકા બની પ્રકાશી રહે, અને તારા આ દીપકને તારી શિતળતાની છાયામાં વિરમવા દે, તો કેટલું સારૂં ?

પરંતુ એ વિભુની ઘટમાળીકાની જેમ, પુર્ણીમાની ચંદ્રીકા બની સંપુર્ણ શિતળતા સૃષ્ટી ઉપર પ્રસરાવી, પુર્ણીમાના બીજા દીનથી દીનપ્રતિદીન ક્ષિણુ થઇ અંતે પૂર્ણ અદૃષ્ય થાઉં તો ?

તો તો તારો આ દીપક અણુ બુજ્યો બુઝાઇ જાય, મારી ચંદ્રીકાને ક્ષિણુ થતી નિહાળવાને પણ તેનું હૃદય કબુલ ન જ કરે. હજારો જીવાત્મા જેના રૂપમાં આકર્ષાઇ અંતે પોતાનાં દેહનાં બલીદાન આપે છે, તે દીપક તારી શિતળ છાયાના અભાવે પોતાનું તેજ, ઓસારી, સદા માટે બુઝી જશે.

પરંતુ દીપક, તેં આગળનો તો ખ્યાલ જ ન કર્યો, પુર્ણીમાએ પુર્ણપણે પ્રકાશી, બીજા દીનથી ક્ષિણુ થતી હું ચંદ્રીકા અમાસના દીવસે પુર્ણપણે અદૃષ્ય થઇ, અદૃષ્યતાના શોકમાં એક દીન નિર્ગમન કરી, બીજા દીવસથી પુન પ્રકાશવાની શરૂઆત કરી. ક્રમે ક્રમે વિકાસીશ અને પુનઃ પુર્ણીમાની રાત્રીએ સંપુર્ણ પ્રકાશીશ, મારી શિતળ અમિ જગતપર રેલાવીશ અને તું જો ત્હારી ચંદ્રીકાને ક્ષિણુ થતાં જોતાં બુઝાઇ જઇશ, તો તને પુનઃ કોણ પ્રકટાવશે ?

બ્હાલી, ચંદ્રીકા, આપણે તો બહુ જ તર્ક વિતર્ક ઉપર ઉંડા ઉતરી ગયાં. જાણે કે, ખરેખર હું જળહળતો દીપક, અને તું પુર્ણીમાની ચંદ્રીકા હોઇએ તેમ.

ખરેખર દીપક, આપણું જીવન એ જ ગતીનું છે, વિભુની ઘટમાળમાં આપણે દીપક અને ચંદ્રીકા જ છીએ, તું મ્હારી શિતળ

છાયામાં રહેવા ઉત્સુક છે, અને હું ત્હારી ઝળહળતી જ્યોતમાં મુગ્ધ છું, પરંતુ વિધીના ખેલ કંઈ ન્યારા જ છે. ન તો હું તને એ મ્હારી શિતળ છાયા અર્પી શકીશ, કે ન તો હું ત્હારી ઝળહળતી જ્યોતમાં મુગ્ધ બની જીવનભર રાચી શકીશ.

પ્રિયે, એ સર્વનું મુળ કોણ ? એ દોષ કોને આપવો ?

દિપક, જો સાચું પુછે તો, નહિ ત્હારો, કે નહીં મ્હારો, એ દોષ આભારી છે, કેવળ, સમાજનાં બંધનોને, અને વધુમાં એ પુરાણીક પ્રણાલીકાને વળગી રહેનાર વડીલોને, અને આપણાં દિન કિસ્મતને.

ખરેખર, દેવી, ભાગ્યને તો દોષ દેવો જ ઘટે છે, જો તેની ઇચ્છા આમ જીવનભર તલસતાં જ રાખવાની હતી, તો પછી આપણા મિલનનો સુમેળ શા માટે સાંધ્યો ?

પ્રિયે, એમાં પણ વિધીની કંઇક અજ્ઞ્ય સંકળના અને પુર્વનાં આપણાં રૂણાનું બંધ હશે, ઇશ્વર જે કંઇ કરે છે તેમાં કંઇક ને કંઇક હેતુ સમાયલો જ હોય છે. અને તે સર્વદા સારા માટેજ હોય છે.

ભલે તું તેમ માને પરંતુ મને એમાં કેવળ પ્રભુની નિર્દયતાજ ભાસે છે, મને આ સર્વમાં કંઇજ સમજ પડતી નથી, ઇશ્વરની આ બેદી રમતમાં શું રહસ્ય સમાયલું હશે ? તેને મન તે રમત સમજે છે, પરંતુ આપણા જીવનનો તેને ક્યાં ખ્યાલ છે, શું ખબર કે આ તેની માયાવી રમતનું આપણા માટે કેવું પરિણામ નિવડશે ?

દીપક, પ્યારા દીપક, આમ અધીરા થામા, ઇશ્વરને દોષીત ન કર. તેનો તો આપણે મદદ ઉપકાર માનવાનો છે, કે તેણે તારૂં અને મારૂં મિલન સાંધ્યું, અને એટલું જ નહીં પણ, ઉભય હૃદયમાં એક પવિત્ર સ્નેહની આતશ જગાવી.

પરંતુ, એ આતશ બુઝાવવાનો છે કંઇ આરો ? જેણે આતશ સળગાવી, તેણે ખ્યાલ કર્યો છે, કે સળગતા આત્માઓ કઇ શિતળતામાં શાંતી અનુભવશે ?

વ્હાલા, છોડ હવે એ ફજુલ વાતો, અને વિચારો તને ખબર છે, કે આવતી કાલની સંધ્યા આથમશે અને ત્હારી ચંદ્રીકા પરાયી થશે.

હા, ચંદ્રીકા, અને તે જ વિચારો મ્હને ડુબવી રહ્યા-છે, અને તેથી ઇશ્વર પ્રત્યે મેં મારો રોશ ઠાલવ્યો, પરંતુ હું ભુલ્યો ભલે તું પરાયી થજે, તારા ઉપર મારે સ્વામીત્વ મેળવી માલકી હક્ક સાબીત નથી કરવાનો, પરંતુ ચંદ્રીકા, તું સદાય પુર્ણીમાની ચંદ્રીકાની જેમ પ્રકાશી રહી, તારા જીવનમાં અમી રેલાવજે, અને એ અમરત્વના પાઠ જગતને પઢાવજે, તને પ્રકાશીત બનેલી મારી અભીનેશ નજરે હું નિહાળીશ, અને તારી એ શિતળ છાયા મારા જીવનમાં શાંતીનાં પુર પૂરશે.

ભલે હું પ્રકાશીત રહી અને શિતળતા વહાવું, પરંતુ મારી શિતળતાની છાયામાં વિસામો લેવાનો તને કઇ રીતે હક્ક છે ? મારી શિતળતામાં વિરાજશે. અને મહાલશે, મારા ભાવિ પતિશાજ, કે જેને મારો સંપૂર્ણ ઉપભોગ કરવાનો હક્ક, વડીલો અને સમાજનાં બંધનો સ્વાધીન કરશે. અને તે બંધનાધીન થતાં એક આર્ય રમણી પોતાનું સર્વસ્વ પોતાના સ્વામીને અર્પણ કરી ચુકે, એ ધર્મથી મારૂં શિયળ સાચવવાના કારણે, દીપક તારો મારા ઉપર લેશ માત્ર પણ હક્ક નહીં રહે.

દેવિ, તું ખરેખર દેવી જ છે, એક આર્ય રમણીને છાજતા વિચારો ખરેખર મનનનીય છે. હું તને તારા જીવનમાં જરાપણ પતીત થયેલી જોવા નથી ઇચ્છતો, તારે વાસ્તવીક રીતે પતિ પરાયણ બનવું ઘટે, તારી એ પવિત્ર નેમમાં સફળતા ઇચ્છી,

અશ્રુથી ભર્યાં અને ગદગદીત કંઠે બોલ્યો, કે, આપણી ખબર રાખનાર, જેણે આ સંબંધ જોડયો છે તેજ છે. આપણો સંબંધ જોડનાર જ તે પાર ઉતારશે.

ભલે પણ તું મારા લગ્નમાં તો ભાગ લઇશ ને ? પરંતુ જોજે તે પ્રસંગે આમ તારૂં હૈયું હળવું ન થઇ જાય, નહિ તો આપણા પવિત્ર સંબંધને સમાજ અને દુનીયા તાણુતના વાયની જેમ ગમે તેમ ચીતરી મારશે, વધારામાં મારે કદાચ મારા ભાવિ પતીરાજ તરફથી પણ સોશવાનો પ્રસંગ આવે માટે સંભાળજે.

દેવી, તું એ માટે જરા પણ ગભરાઇશ નહીં, એવું કંઇજ નહીં થવા દઉં, કદાચ એ વખતે મારી હાજરી તને ન જણાય તો માનજે કે તારો દીપક ઘરના કોઇક ખુણામાં છાનાં અશ્રુઓ સારતો બેઠો હશે.

પરંતુ તેમ કરવાથી શું ફાયદો, નાહક તું મારી ચિંતામાં તારૂં શરીર ખરાબ કરીશ, તે કરતાં હવે તું આપણા સંબંધનો સર્વ ભાર ઇશ્વરને શીર મુકી દે, તેને જે કરવું હશે તે કરશે.

ભલે તેમ કરીશ. હું જાઉં છું, લગ્ન મંડપમાં યોગ્ય સમયે આવી હાજર થઇશ, દેવી પ્રણામ, સામેથી ચંદ્રિકાએ પણ મસ્તક નમાવી, ભગ્ન અને અસ્પષ્ટ ઉચ્ચારે પ્રણામ કર્યા.

* * *

કંઇક સમયને અંતે, દીપક પોતાની મરણની છેલ્લી ઘડીઓ ગણી રહ્યો હતો, દુનીયામાં તેના આત્માને રોકે તેવું કોઇ પણ આકર્ષણ નહોતું, તેના બીછાના પાસે કંઇક સગાં સંબંધી આવતાં અને જતાં, પરંતુ દરેકને. બે હાથે તે વંદન કર્યા શિવાય અન્ય કંઇ જ પ્રત્યુત્તર મળતો નહોતો, દુનીયાની આશાવી હવાની કેટલીએ લહરીઓ તેના જીવનમાં આવી ચુકી હતી, પરંતુ તેના હૃદય ઉપર કંઇ જ અસર નહોતી થઇ, ફક્ત તેની એક ચંદ્રીકાએ જ તેના હૃદય સામ્રાજ્યમાં અધિષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું હતું, જીવનની છેલ્લી ક્ષણોમાં તેનો આત્મા દુભાવા લાગ્યો, તેના મિત્રો, ડોકટર સુરેશ તથા અન્ય બીજા આપ્ત સ્નેહીઓનો સમુહ તેના બીછાનાને વિંટળી બેઠેલો હતો દીપક એ ખરેખર દીપકજ હતો, તેના મિત્ર વર્ગમાં તે એટલોજ માનીતો હતો. હરકોઇ મિત્રની પ્રસંગોપાત જોઇતી સેવા તે વખતોવખત બજાવતો, તે એક સાક્ષર પણ હતો, પોતાની જીવન વિતકો તે કાવ્ય અને લેખોમાં ઉતારી બહાર પાડતો અને તે સર્વ ઉપયોગીજ સાહિત્ય બની જનતાના અને વાંચકોના મન ઉપર સારી અને ધારી અસર ઉપજાવતાં. દીપકનો આત્મા મુઝાવા લાગ્યો, પરંતુ કોઇજ તે કળી ન શક્યું. ડો. સુરેશને એમ લાગ્યું કે દીપક કંઇક ઇચ્છે છે અને તેનો આત્મા મુઝાય છે, એમ લાગતાં તેણે બીજા મિત્રોને દૂર કર્યા, અને તેણે દીપકને પુછયું, ભાઇ તું કેમ મુઝાય છે. તારી જે ઇચ્છા હોય તે જણાવ. હું મારા બનતા પ્રયત્ને તે પુરી કરીશ. દીપકને સુરેશમાં વિશ્વાસ હતો, તેણે સુરેશને કહ્યું.

ભાઇ કંઇક વર્ષો વિતી ગયાં, મારા જીવનમાં પુર્ણીમા આવી હતી, અને તે પુર્ણીમાની ચંદ્રીકા વિકાસીને મારા જીવનમાં શિતળતાનાં પુર પુરી ગઇ, આજ પણ પુર્ણીમાનો દીવસ છે, મારી ઇચ્છા છે કે, જીવનના છેલ્લા શ્વાસોશ્વાસ સુધી ચંદ્રીકાને નિહાળું અને તેની શિતળ છાયામાંજ મારો આત્મા છોડી પરલોક ગમન કરૂં.

દીપક, તારા કહેવામાં હું કંઇજ સમજી શકતો નથી પુર્ણીમાની ચંદ્રીકાને ઉગવાને તો હજુ વાર છે, તે તો રાત્રે પ્રકાશશે અને તું અત્યારથીજ આવી મુજવણમાં પડેલો છે.

બાઈ મારી ચંદ્રીકા હરવખતે પ્રકાશીતજ છે, તું મારો અંગત સ્નેહી છે, તો મારો એક પત્ર, અમરગંજમાં આવેલા શશીકુંજ બંગલામાં તેને પહોંચાડી આવવા તસ્દી લેશે, તો હું તારો ઉપકારી થઈશ.

અરે એ શું બોલ્યો, દીપક, ઉપકાર જેવી વસ્તુજ નથી, તેં તારા જીવનમાં કંઇ ઓછી સેવાઓ નથી કરી, હાર હું જાતેજ તે કામ બજાવીશ.

દીપકે, લથડતા હાથે એક નાના કાગળનો ટુકડો હાથમાં લઇ તે ઉપર લખ્યું. "દીપક ગુજરાત છે, અંતીમ ઇચ્છા મીલનની છે, આટી પુરી કરજે." એજ તારો

દીપકના સ્નેહ જ્યોતી.

પત્ર લઈ ડૉ. સુરેશ જાતેજ પહોંચ્યો. બંગલાની બહારના ભાગમાં એક આધેડ વયની બાઈ બેઠેલી હતી, તેને તેણે પુછ્યું, બંગલામાં કોણ છે ? બાઇએ જવાબ આપ્યો કે, બાઈ સાહેબ પુજામાં છે, આપને મળવું હોય તો લઇ જાઉં.

હા હું તેમનેજ મળવા માગું છું, એમ સુરેશે જણાવતાં, બાઇ તેને અંદર બંગલામાં લઇ ગઇ, બે ત્રણ રૂમ વટાવ્યા બાદ, તેણે પુજાનો ખંડ સુરેશને બતાવ્યો, તેમાં સુરેશે પ્રવેશ કર્યો, તો ત્યાં ચંદ્રીકા એકલીજ હતી, અને દેવને નૈવેદ્ય ધરાવતી હતી, સુરેશ ઉભોજ રહ્યો, બાદ ચંદ્રીકાની નજર તેના ઉપર પડતાં, તે આશ્ચર્ય પામીને બોલી, કે શું તમારે મારૂં કોઇ કામ છે ? સુરેશે બીજો કોઈ ઉત્તર નહીં આપતાં પત્ર તેના સામો ધર્યો પત્ર હાથમાં લઇ વાંચતાંજ ચંદ્રીકા એકદમ સ્તીનીમાં દેવની સામે સુતેલા દીપકને ઉદ્દેશી બોલતી હોય તેમ બોલવા લાગી. દીપક તું ન જુદાઇશ, તારા વિના મારે જીવનના સુરા થશે, વિગેરે કલ્પાંત કરવા લાગી અને પોતાના ગળામાંના સોનાનાં અછોડાને લટકતા લોકેટનું ઢાંકણુ ખોલી તેમાંની દીપકની પ્રતીમાને પોતાની આંખે લગાડી તેના તરફ જોતાં બોલી, 'દીપક તારી જ્યોત ચીરકાલ જલતી રહે, એમ ઇચ્છું છું." વિગેરે કલ્પાંત કરવા લાગી.

સુરેશ આ બધુ જોઇ આશ્ચર્યમગ્ન બન્યો હતો, તેણે પુનઃ કહ્યું, આપ આવો છો, કે હું જાઉં ? દીપક રાહ જોતો હશે.

ચંદ્રીકાને સુરેશ ઉભેલો છે, એ ખ્યાલજ નહોતો. તેણે સુરેશને કહ્યું હું તમારી સાથેજ આવું છું, એમ કહી ચંદ્રીકા, જેને તે સ્થીનીમાં જ ઉઠીને બ્હાવરી બનેલી બહાર આવી, અને બહાર બેઠેલી બાઇને કહ્યું, કે, હું હમણાં જ આવું છું. એમ કહી સુરેશની સાથે બંગલાની બહાર આવી, સુરેશની જ વિક્ટોરીયામાં બેસી બન્ને દીપકના ત્યાં આવી પહોંચ્યાં.

દીપકના બીછાનાવાળા રૂમમાં પ્રવેશતાં જ, ચંદ્રીકા, દોડી અને સુતેલા દીપકના પગને પકડી લઇ, પગમાં માથું નાંખી દઈ, રડવા લાગી, દીપકનું હૃદય પણ ધણું જ ભરાઇ આવ્યું. દીપક બીછાનામાંથી મહાપ્રયત્ને ઉઠ્યો થયો, અને ચંદ્રીકાના માથે હાથ ફેરવતા કહેવા લાગ્યો.

દેવી, રડવાનો કંઇ જ અર્થ નથી, જીવન અને મરણ એ સૃષ્ટીનો ક્રમ છે, એમાં વળી શોક, અને કલ્પાંત શા માટે કરે છે.

દીપક, તું મારા જીવનની જળહળતી જ્યોત છે, તું બુઝતાં મારે સર્વત્ર અંધકાર જ થશે, મને પણ તારી સાથે જ લેતો જા.

દેવી, શાંત થા, તને ખબર છે, મારો પ્રાણદીપક ક્યારનોયે બુઝાઇ ગયો હોત, પરંતુ તને જીવનની અંતીમ પળે નિહાળવાની ઇચ્છા-

સાથે ટકી રહેલ છે, તું મળતાં હવે આ ક્ષણુ ભંગુર શરીર ત્યજતાં આત્માને શાન્તી રહેશે. તારા દીપકને સુખેથી બુજવા દે, તે જતાં ફક્ત ગૃહમંદીરમાં જ અંધકાર વ્યાપશે, પરંતુ ચંદ્રીકા જતાં સારીયે સૃષ્ટીમાં અંધકાર થશે, માટે તું તારૂં કર્તવ્ય પાલન કર.

પ્રિય...મારૂં કર્તવ્ય હવે શું રહ્યું. હું કંઇજ તારા માટે કરી ન શકી શું આપણા સ્નેહનું આજ અંતીમ પરિણામ છે. કે તેં અને મ્હેં આ ભવમાં, જુદાં જીવન ગુજાર્યા, અને તું પરલોક ગમન કરતાં, મારે આ નર્કાગારમાં જ સડવાનું રહેશે.

દેવી...આમ હતાશ કેમ બને છે ? આપણા આદરેલા પ્રચંડ પ્રેમયજ્ઞની પુર્ણાહુતી, જીવનબલીથી થાય છે, તારા વિયોગે ઝુરતાં મૃત્યુ સમીપે આજ આવી પહોંચ્યો છું, તારૂં નામ સ્મરતાં સ્મરતાં એક તારાજ રટણમાં હું દેહથી આત્મા છોડીશ એ મારા યજ્ઞની અપૂર્ણતા નથી, હું શરીર છોડીશ પરંતુ મારો આત્મા તો તારા આત્માને જંખતોજ રહેશે પ્રેમયજ્ઞની પૂર્ણાહુતી આત્માના બલીદાનથી થતાંજ ફળની પ્રાપ્તી થશે. મારો આત્મા તારા આત્માની રાહ જોતોજ રહેશે અને તે આવતાં આપણ બંનેના આત્માઓ એક સહ રહી મોક્ષને વરશે, હું જાઉં છું, ચંદ્રીકા તારા ખોળામાં મારૂં માથું મુકવા દે, મારી છેલ્લી પળોમાં પણ મને તારી શીતળતા પામવા દે, એમ કહેતાં દીપકે પોતાનું માથું ચંદ્રીકાના ખોળામાં ઢાળી દીધું અને ચંદ્રીકા તરફ ટગર ટગર જોતો અસ્પષ્ટ રીતે બોલ્યો, દેવી વહેલી થજે તારી રાહ જોતો રહીશ, આપણે પ્રભુત્વને પામીશું, એમ કહેતાંજ દીપકની આંખો બંધ થવા લાગી, ચંદ્રીકા ગદગદીત કંઠે બોલી મારા જીવન દીપક, હું પણ પ્રતિજ્ઞા કરૂં છું, કે તને આવી સત્વર મળીશ, હે ઇશ્વર, મારો દીપક જીવનભર મારી શીતળ છાંય માટે તલસ્યો રહ્યો છે, અને અંતે દેહ છોડી જાય છે. તું હવે મારા અને તેના પ્રાણના મીલનમાં વધુ વિયોગ ન પડાવીશ, એમ વિનવું છું.

ચંદ્રીકાના છેલ્લા શબ્દો કર્ણ ગોચર થતાં જ દીપકની આંખો બીડાઇ ગઇ, અને તેનો પ્રાણ ઉડી ગયો.

દીપકના મૃતદેહને ખોળામાં જ રાખી ચંદ્રીકા ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

પ્યારા, તું ક્યાં ગયો, હું પણ તારી સાથે જ આવું છું, આપણ બન્ને પ્રીત પ્રવાસી હતાં, જીવન સાથી ન બન્યાં તો મરણ સાથી બની પ્રભુતા પામીએ, એમ કહી તેણે દીપકના મૃતદેહના ઓષ્ઠ ઉપર એક દીર્ઘ ચુંબન કર્યું. અને બોલી ઉઠી. હાશ, હવે તૃપ્તી થઇ, જેને દુનીયાં અમૃત કહે છે, તે મેં આજ પીધું. અને મારા દીપકને પણ પાયું. ભલે અમો મૃત્યુ પામીએ પણ, અમો એ અમૃત પાનથી, અમર છીએ. અમારૂં સ્થાન આ દાંભીક દુનીયામાં નથી, પ્રભુત્વમાં છે, અમારો માર્ગ હવે ખુલ્લો છે, હું જાઉં છું. મારા દીપકના આત્મા સાથે, અમે અમારા કદમો માંડીએ છીએ, એ અમર પ્રભુતામાં.

એમ કહેતાં જ ચંદ્રીકા ઢળી પડી, સુરેશ અને બીજા દીપકના મીત્રો દીગમુઢ જ બની ગયા હતા સુરેશે ચંદ્રીકાના દેહને તપાસ્યો તો તેનો પ્રાણ પણ ચાલ્યો ગયો હતો.

* * *

ચંદ્રીકાના પતિ, બેંકર દીનાનાથને ડો. સુરેશ દ્વારા આ તમામ હકીકતની ખબર પડી બેંકર દીનાનાથ પણ આધુનીક જમાનાનો યુવક હતો, તેને ખરેખર આ બન્ને પ્રેમીઓ માટે માનની લાગણી ઉત્પન્ન

થઇ. તેણે બન્ને માટે મૃત દેહોની એક જ નનામી ( ઠાઠડી ) તૈયાર કરાવી, ઘણા જ માનથી અને ઠાઠથી સ્મશાન યાત્રા કાઢી. બન્નેના દેહને સુખડ કાષ્ઠમાં પોતાના સ્વહસ્તે અગ્નિ સંસ્કાર કર્યો, ગરીબોને તેમજ અન્નક્ષેત્રોમાં પુણ્યદાન કર્યું.

દીપક અને ચંદ્રીકાના મૃતદેહને અગ્નિ સંસ્કાર કરેલા સ્થળની નજીકમાં અનેક વૃક્ષો રોપાવ્યાં, કે જેથી ત્યાં જતાં આવતાં લોકોને શાન્તિ મળે, અને તૃષીત લોકો માટે પાણીની પરબની પણ વ્યવસ્થા કરી, અને તેજ સ્થળે એક શીલાસ્થંભ તૈયાર કરાવી, તે ઉપર "ચંદ્રીકા," અને "દીપક"ની આકૃતિઓનું કોતર કામ કરાવી, તે નીચે "અમરતત્વ...પ્રભુતા" એ પ્રમાણે શબ્દો કોતરાવી, બન્નેના નામને આ જગમાં પણ અમર બનાવ્યું.

---

# વ્હાલાંને

: : વ્હાલા વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ : :

વ્હાલાં ! આનંદે સદા મ્હાલજો રે લોલ,<br>
હૈયે હો હર્ષના ભંડાર જોઃ<br>
વ્હાલાં ! આનંદે....

હોજો ન દુઃખ ડંખ પંડમાં રે લોલ,<br>
સુખની હો અમૃત ધાર જોઃ<br>
વ્હાલાં ! આનંદે....

સાચને ચીલે હમેશ ચાલજો રે લોલ,<br>
બોલજો નિરંતર સાચ જોઃ<br>
વ્હાલાં ! આનંદે....

હીરા મણિને લેજો મૂલવી રે લોલ,<br>
અંતે છે કાચ તે કાચ જોઃ<br>
વ્હાલાં ! આનંદે....

કરજો સુકૃત્ય વ્હાલાં ! વ્હાલથી રે લોલ,<br>
સાધજો ઉન્નતિ રોજ જોઃ<br>
વ્હાલાં ! આનંદે....

તરજો તારીને અન્ય ભાંડુડાં રે લોલ,<br>
માણજો મધુર મીઠી મોજ જોઃ<br>
વ્હાલાં ! આનંદે....

શ્રી. મુક્તા મંગળજી શાસ્ત્રી

# : : : : : સમાજમાં સ્ત્રીનું સ્થાન : : : : :

લેખક : શાહ ગોવિંદલાલ છગનલાલ

સમાજ સ્ત્રી પુરૂષના સમાગમથી બનેલો છે. સ્ત્રી પુરૂષનું અર્ધુ અંગ છે પણ સમાજમાં પુરૂષ કરતાં સ્ત્રીઓ વધારે હીતવાહક છે. સ્ત્રી એ સમાજનો દીપક છે. જેમ ચંદ્ર વગરની રાત્રી તેમ સ્ત્રી વગરનો સમાજ.

જ્યારથી સમાજની ઉત્પતી થઈ છે ત્યારથી સ્ત્રીઓએ પોતાના હકકો માટે માગણીઓ કરી છે. પણ સમાજને તેઓની કાંઈ પરવા નથી. કારણ કે તેમને મન સ્ત્રી એ પુરૂષથી હલકી કોટીનું જીવતું જાનવર છે.

હિંદુ સમાજમાં સ્ત્રી એટલે નોકરડી, તેની કદર કોઇને હોય નહિ. સૂર્ય ઊગે અને આથમે પણ સ્ત્રીનું ઘરકામ પુરૂં થાય નહિ. તેનું જીવન એક કુવામાંના દેડકા જેવું હોય છે. સ્ત્રીને વિચાર કરવા માટે સ્થાન નથી, વાત કરવા માટે વિસામો નથી. તે હંમેશાં પોતાની આશાઓ અને ચિંતાઓથી બળીને ખાક થાય છે. સ્ત્રીને મન પતિ એ દેવ છે; પણ પતિને મન સ્ત્રી એ વેચાતી આણેલી એક દાસી છે.

સ્ત્રી એ સંસાર તારિણી છે, જગદંબાનો અવતાર છે. તેના વિચાર અને આચાર ઉપર પ્રભાંડનો આધાર છે.

સમાજને સુધારવો હોય તો સ્ત્રીઓને જોઇતા હકકો અને લાભદાયક કેળવણી મળે. એવી વ્યવસ્થા કરવી જોઇએ. કારણ કે સમાજની ઉન્નતિનો આધાર સ્ત્રીઓના વર્તન અને આચાર ઉપર છે. " એક સારી માતા સો શિક્ષક બરાબર છે. " સ્ત્રી એ રત્નનો ભંડાર છે. કારણ કે તેણે શુરવીરો, વિદ્વાનો, તથા સાક્ષરોને જન્મ આપ્યા છે. (૧) અભિમન્યુ માતા સુભદ્રાના પેટમાં ૭ કોઠા શિખ્યો હતો. (૨) ધ્રુવે ટેક માટે વનવાસ ભોગવ્યો હતો. (૩) હરિશ્ચંદ્ર સત્ય માટે અંત્યજને ત્યાં વેચાયો હતો. (૪) શિવાજી માતાના શિક્ષણથી ડગમગતી મરાઠી સલ્તનમાંથી મરાઠી રાજ્ય સ્થાપી શકયો હતો, (૫) હાલમાં મહાત્મા ગાંધી પણ હિંસાના જમાનામાં સત્ય અને અહિંસાના શસ્ત્ર વડે પોતાની બાંગ પુકારી રહ્યા છે. સત્ય અને અહિંસામાં હિંદનો વિજય થશે. એ બધાને જન્મ આપનાર માતાઓ હતી.

" જનની જન જણે તો જણજે વાંકા શુર, નહિ તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર. "

હાલમાં ઘણા લોકો સમજતા થયા છે અને તેમની દષ્ટી સમાજ તરફ ખેંચાઇ છે તેથી હાલમાં સમાજ સુધરવા લાગ્યો છે. સ્ત્રીઓને પોતાના હકકો થોડા મળ્યા છે. એ બતાવે છે કે સમાજમાં સુધારાનો વાયુ વાયો છે. તેથી દેશની આઝાદીનાં સ્વપ્નાં સેવવાં એ યોગ્ય છે.

જ્યાં સુધી સમાજમાં સ્ત્રીઓને યોગ્ય એવા હકકો મળશે નહિ ત્યાં સુધી સમાજ સુધરશે નહિ અને દેશની આઝાદીનાં સ્વપ્નાં ફળીભૂત થશે નહિ. માટે જેમ બને તેમ સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપો અને સમાજમાં તેમનું યોગ્ય સ્થાન રાખો. દેશની આઝાદીનો આધાર સમાજ ઉપર છે.

# અ—જા—ણ્યું

લેખક : શ્રી. જયેશ મુનશી

એ એક સુંદર સવાર હતી. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. ઉગતા રવિનાં કિરણો એ વસુંધરાની સુંદરતામાં વધારો કર્યો. રશ્મીકાન્તના ઝળહળતા સામ્રાજ્યનો નાદ મેઘધનુષના ટંકારથી થયો. ટંકારના તનમનાટથી પશુ પક્ષીઓમાં આનંદનો ઉદધી ઉછળી રહ્યો.

કુંજન કરતી કોકિલા—નાચતા મયૂરો—ધાન્ય ધરતી ધેનુકાઓ—વસુંધરાને ખોળે આનંદ લૂટતી. દેવી વસુંધરા પણ લીલી રત્નજડીત સુંદર સાડી સજી સૌંદર્યના દિપમાલથી દિપિ ઉઠતી પોતાના સુંદર સર્જનોને સુખમાં જોઇને પણ પોતાનું મુખ મલકાવતી.

હું મારા આંગણામાં ઉભો હતો. કુદરતની કળાકૃતિએ મને આકર્ષ્યો-પશુ પક્ષીઓના નિર્દોષ આનંદમાં ભાગ લેવા હું પણ કુદી પડયો-દોડયો-અને કુદરતમય થઇ ગયો. ખુબ રમ્યો.—થાક્યો-આરામ લેવા લીલા વૃક્ષ નીચે આસરો લીધો.

એક અપરિચિત અવાજ કાને પડયો. કાંઈ સમજ નહિ પડી. પરંતુ એ સ્વર—એ મીઠુ સંગીત મેં સાંભળ્યા કર્યું.

*

એક પોપટ અને મેના ઉડતા ઉડતા આવી ઝાડ પર બેઠા. અંદર અંદર વાતો કરવા માંડી.

"પોપટ સાંભળે છે ! કેવું સુંદર બોલે છે !" મેનાએ કહ્યું.

પોપટે પોતાનો પડઘો પાડી પ્રત્તિ ઉત્તર આપતાં કહ્યું:

"કોઇ અજાણ્યો ધ્વની લાગે છે." થોડે ગયો—

"એ સાંભળે છે ?" તેતરે કાકાકૌઆને કહ્યું.

શું ? પ્રશ્ન કર્યો.

"જો કોઇ કેવું મધુર મધુર બોલે છે ? તને એવું બોલતાં આવડે છે ?"

કાકાકૌઆએ કળામય કળા સાથે કહ્યું "હૈ ? બોલ્યું બોલ્યું, એમાં શું મીઠાશ છે?"

બાજુના આંબાની ડાળેથી કોયલ ટહુકી. પરંતુ એ ટહુકાર પેલા અવાજ આગળ ઉડી ગયો. એણે તો સતત મધુર સ્વરે ગાયાજ કર્યું. કોયલ એ ઝાડ પરથી બીજા ઝાડ પર ઉડી ગઇ.

કબુતરને માળામાંથી બોલાવી પુછ્યું.

"આ કોણુ ગાય છે ?"

"મને ખબર નથી."

"જો સાંભળ."

"હા, ગાય છે તો સુંદર. એ કોણ હશે ?"

"કોઇ અજાણ્યું લાગે છે."

મયૂરરાજ પોતાની પ્રિયતમા સાથે એજ અવાજની દિશા તરફ જઇ રહ્યા.

ઢેલરાણી બોલ્યાં "પ્રિયે આ આપનો હરિફ કોણ છે ?"

મયૂરરાજે આર્ત નાદ કરતાં કહ્યું, "શું મારો હરિફ ?"

કલાપિએ કલા સાથે કેકારવ કરી પોતાની મહત્તા જાહેર કરી-પણ તેની અસર પેલા સંગીત પર થઇ નહિ.

જોતજોતામાં બધાં પક્ષીઓ આસપાસથી ઉડાઉડ કરતાં એક ઝાડ પર ભેગાં થઇ ગયાં.

ધુવડરાજ સભાપતિ થયા.

કોકિલાએ કલામય કૃતીમાં કહ્યું, "આપણા આ રમણિય સ્થાનમાં આવા અજાણ્યાને શા માટે આવવા દેવો જોઇએ ? એને અહિંથી દૂર કરવોજ જોઇએ."

કાકાકૌઆએ ટેકો આપ્યો. સર્વમતે ઠરાવ મંજુર થયો.

**All for one and one for all** ના સિદ્ધાન્ત સાથે બધા એ ઝાડ પર આવ્યા.

" એ તું કોણ છે. " ધુંવડરાજે ગૌરવ-ભરી ગર્જના કરી.

" ક્યાંથી આવે છે. " કોકિલાએ કુમળી કટાક્ષ કરી.

તે શાન્ત રહ્યું. એને સમજ નહિ પડી કે આ શું છે. એ તો આવડું મોટું ટોળુ જોઇ ગભરાઇ ગયું.

" જા અહિંથી ચાલ્યું જા. " કાકા-કૌઆએ હુકમ કર્યો.

એને કાંઇ સમજ નહિ પડી. ફરી ગાવાનું શરૂ કર્યું.

અણધાર્યો-સામટો બધાએ ભેગા થઇ એના પર હુમલો કર્યો. ઘાયલ થઈ તે બિચારૂ ઝાડ પરથી નીચે પડ્યું.

હું તરતજ દોડ્યો–હાથમાં લઇ લીધું. એ એક સુંદર નાનું બુલબુલ હતું.

ઘાયલ થયેલા નાના બુલબુલને હાથમાં લઇ હું મારા ઘર તરફ વળ્યો. પાણી છાંટી એને શાન્તવન આપ્યું.

હું મારા આંગણામાં ઉભો હતો. ત્યાં એક બાઇને હાંફલી ફાંફલી મારી તરફ આવતી જોઈ.

મને સમજ નહિ પડી કે શા માટે એ મારા તરફ આ દશામાં આવે છે.

આવતાની સાથેજ એણે મને પ્રશ્ન કર્યો:

" ભાઇ, મારૂ બુલબુલ તમે જોયું છે!" આજ ત્રણ દિવસથી ઉડી ગયું છે.

મેં મારા હાથ ખુલ્લા કર્યાં. એકદમ બાઇએ મારા હાથમાંથી બુલબુલ લઇ લીધું. છાતી સાથે દાબ્યું.

હર્ષનાં બે બિન્દુ ગાલ પર સરી પડ્યાં.*

* એક અંગ્રેજી કાવ્યના આધારે.



## વાંસળી વાગે છે

બંસી વાગે ને, ગોપીઓ જાગે છે,<br>
ઉઠે ઉઠે મીઠા રણકાર...વાંસળી વાગે છે.<br>
ઉર ધબકે, આંખડલી ચમકે છે,<br>
હૈયાં હરખે સુણી ટહુકાર...વાંસળી વાગે છે.<br>
શરદ પુનમ, રાતડલી ગાજે છે,<br>
અણુ અણુમાં બંસી ટહુકાર...વાંસળી વાગે છે.<br>
ગોપી નાચે, ગોવાળીયા નાચે છે,<br>
નાચે નટવર નંદ કિશોર...વાંસળી વાગે છે.<br>
નાચે સંસાર ને, નાચ્યું બ્રહ્માંડ છે,<br>
નાચે દશ દિશ દીગપાળ...વાંસળી વાગે છે.

શ્રી. મોહ

# ફૂલ



લેખક :
સૌ. લીલા જોષી

ફૂલ ન ગમે એવો માણસ હશે ખરો ? ખરાબ ગણાતાં માણસો. અસંસ્કારી માણસો સઘળાં–ફૂલને ચ્હાય છે.

રાત્રિની મધુર શાંતિમાં પૃથ્વીનો રસ ચુસાય છે, અને પ્રભાતમાં ઉષાદેવી પૂર્વના સુવર્ણદ્વારો ખોલે છે તે પહેલાં તો નાનાં પુષ્પો સ્મિત કરતી કળીઓ વિકસાવી પ્રફુલ્લ થઈ ઉઠે છે, ખીલેલાં પુષ્પોમાં માનવને પૂર્ણતા પ્રત્યક્ષ સિદ્ધ થયેલી જણાય છે, તેથી તો કદાચ તે તેને ચહાતો નહિ હોય ? જીવન એટલે અપૂર્ણતા, જીવન એટલે ધમપછાડા, અશાંતિ; અપરિમેય આદર્શ અને અપૂર્ણ સિદ્ધિનું કરુણ દૃશ્ય. રોજ પ્રભાતમાં ઉઠતાં માનવને પોતે પુષ્પ પેઠે જીવનની પરમ જ્યોતિ પ્રત્યે પ્રફુલ્લતાંથી વિકાસ કરી રહ્યો છે તેવું ભાગ્યે જ લાગે છે. પરંતુ તેની આજુબાજુ આ રહ્યું એક પુષ્પ:-શાંત અને મૃદુ; સ્મિત કરતું અને ઉલ્લાસતું; સાહસિક વૃદ્ધિ ઉત્તરોત્તર વિકાસ તથા ક્રમાગત પૂર્ણતા પ્રાપ્ત કરતું માનવને લાગે છે ? અહા મારૂં અંતર આ પુષ્પની પેઠે કોઈ દિવ્ય જ્યોત પ્રત્યે ઉઘડે તો ? પુષ્પ પેઠે જ શાંત, મૂક, અપ્રયત્ન આનંદભર્યો વિકાસ સધાય અને અંતે જીવનની કોઈ અપૂર્વ સાર્થકતા પ્રાપ્ત થાય તો કેવું સારૂં ?

એક નાનું નજીવું સરખું ફૂલ પણ કેટલું ગહન-રહસ્યમય બની જાય છે. તેનો વિચાર આપણને વિસ્મય પમાડે છે, પ્રથમ બીજ, તેમાંથી અંકૂર, અને તેમાંથી છોડ, કળી, તથા પુષ્પ, અને તેને અંતે ફુલ, આખો ક્રમ-વિકાસનો મહાન વિશ્વનિયમ પુષ્પ રૂપી નાની સરખી ઘટનામાં સમાઇ રહેલો છે, બીજ જડ દેખાય છે ! જાણે અજ્ઞાનના–અવચેતનના અંધકારમાં લુપ્ત પડેલું સૌંદર્ય. પુષ્પના વિકાસનો યથાર્થ ખ્યાલ લાવવા પ્રયત્ન કરીશું તો આપણને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. એક નાનું શું ફુલ ખીલે તેને માટે કેટકેટલી સામગ્રીનો, સંજોગોનો અને સાનુકૂળતાનો સંભાર ભેગો થવો જોઇએ એ કદી વિચાર્યું છે ? પૃથ્વી, પાણી, તેજ અને વાયુનાં તત્ત્વો ચોક્કસ પ્રમાણમાં એકત્ર થઈને કાર્ય કરે તો ફૂલનો વિકાસ શક્ય બને. જમીન, વરસાદ, સૂર્યનું તેજ અને હવા એ સર્વેનો અપૂર્વ મેળ જામે ત્યારે ફૂલ ખીલે. આખા વિશ્વમાં સંવાદનો જે મહાન નિયમ કાર્ય કરી રહેલો છે, તેનું સંગીત આપણે પુષ્પના વિકાસમાં સાંભળી શકીએ છીએ અને ત્યાર પછી ધારીએ તો કોઈપણ વસ્તુના કેવળ બહારના દેખાવથી છેતરાતાં પણ આપણે સહેલાઇથી અટકી શકીએ.

ડૉ. જગદીશચંદ્ર બોઝે સિદ્ધ કર્યું છે કે છોડમાં પ્રવાહી જીવનરસની ગતિનું કારણ તેનામાં રહેલી જીવનશક્તિ છે. છોડનું હૃદય ધબકે છે, તે પાંદડા વડે શ્વાસોચ્છવાસની ક્રીયા કરે છે, તથા સૂર્યના તેજનું પૃથક્કરણ કરી, તેમાંથી ઇન્દ્ર ધનુષ્યના જેટલા રંગના ફૂલોને પ્રગટાવે છે, તથા પાંદડામાં લીલા રંગને જીવનપ્રદ સંચય કરે છે.

જેને છોડવાઓ અને વૃક્ષો સજીવ નહિ લાગ્યા હોય એવો માનવી મને લાગે છે કે ભાગ્યેજ હશે, પુષ્પો સ્મિત કરે છે, તેઓ અભિમાનથી કોઇક્વાર ગૌરવથી ડોક ઉંચી કરે છે. નમ્રતાથી લચી રહે છે, મધુરતા ભર્યા દ્રવે છે, આનંદથી હીંચે છે. ગ્લાનિથી સુકાય છે. શોકથી કરમાય છે, અને જીવન શક્તિ જતાં ખરી પડે છે !

## ફુલડે મારૂં મનડું હર્યું

: : આવો કોયલ આ કુંજે સાહેલડી—એ ઢાળ. : :

ફુલડાના બાગમાં ગઈતી સાહેલડી,
ફુલડે મારૂં મનડું હર્યું;
એવા તે ફુલડાના પ્રેમે સાહેલડી,
મારૂં જીવન કુરબાન કર્યું...૧

સુંદર મઝાના ફુલડાને જોતાં,
જીવન મારૂં નજરે તર્યું;
એવા ફુલ સાથ વ્હાલ કરતાં,
ફુલડે મારૂં મનડું હર્યું...૨

સુંદર મઝાની પાંખડીઓ તેની,
ઉગતી ઉષા સમ ખીલી;
જીવનનાં પડ આંખે તર્યાં તેની,
નાની સરખી કળી ખીલી...૩

ગાવા છે રાસડા મીઠાં ફુલડાંના,
ચાલો સહિયર ગાઇએ સહુ;
એવા તે મીઠા સોણલે ફુલડાના,
જીવન ખારૂં ખારૂં લાગ્યું બહુ...૪

રહેજો રહેજો મીઠાં ફુલડાં સાહેલડી,
તમે તો જીવન ખુલ્લું કર્યું;
એવાં તે ફુલડાંને જોતાં સાહેલડી,
મારૂં મન હિંચોળે ચઢયું...૫

રાજ્યગુરુ શ્રી. લાભશંકર વિશ્વનાથ



## ઝંઝાવાત

સાયર જીવન વિષમ ઝંઝાવાત થાતાં,
ડગશો ન લેશ નહિં કો' દિ' હો રીસાતાં.
સ્નેહલ સુકાની પ્રિય દેવાંશી મળ્યા છે;
દાંમ્પત્ય પ્રિત જ્યોતે પ્રભુની દયા છે.

શ્રી જવલંત જ્યોત

# સ્મૃતિ

લેખક : શ્રી. ચીમનલાલ ગુ. શાહ

અલી ઉર્મિલા, બોલ તો ખરી ? તું કેમ શાન્ત થઇ ગઇ ? તારી મશ્કરી કરવાની ટેવ ક્યાં જતી રહી ? અત્યારથી ગંભીર થવાનું શીખી લીધું ? હજુ તો ચાર મહિના બાકી છે, ત્યારે સાજન આવશે ?

" ચાલ સુશીલા-તને આવી બધી વાતો ક્યાંથી સુઝે છે ? તું ઘેર ઘેર આ વિષય પર વાતચીત કર્યા કરે છે. જા, તને નહીં બોલું કે નહીં મળું ! "

" હવે શાની મળે. બીજાને મળવાની તૈયારી છે ના ! સાજનની આગળ સખીને કોણ પૂછે ? જ્યારે મળતી હતી ત્યારે મળતી. હવે બીજી વાત છે. સારૂ, સાચુ કહે, તેમના વિષે કંઇ વિચારે છે ? "

ઉર્મિલાએ કહ્યું—ચુપ ! તારી જીભ તો ચાલ્યાજ કરે છે. અહીં શા માટે મારી પાછળ પડી છે ?

આ પ્રકારે વિનોદમાં સખીઓના દિવસો પળ સમાન પસાર થવા લાગ્યા. પણ સંસારથી દુર એકાન્ત જીવનમાં એક એક ક્ષણ ઉર્મિલા માટે યુગ સમાન પસાર થતી હતી. તે મગ્ન હતી કોઇના મધુચિન્તનમાં ! ભૂલી હતી-કલ્પનાઓના ગહન વનમાં ! દિવસ જતો તો રાત નહીં. રાત જતી તો દિવસ નહીં. તે વીચારતી હું તેમની સાથે હળીમળીને રહીશ. જે કંઇ કહેશે તે કરીશ. અગર મારૂં કહ્યું નહિ માને તો ચીડાઈ જઇશ. ખુબ મનાવીશ. પ્રથમ મિલનરાત્રિએ તેમના ગળાનો હાર થઇ જઇશ. એક એક ક્ષણ એક એક યુગ સમાન પસાર થતી હતી. દુગ્ધશ્વેત શય્યા પર જળવિહીન માછલી માફક તે વ્યાકુળ હતી. પાસાં બદલવામાં રાત પસાર થઇ જતી.

( ૨ )

અહીં સુશીલના હૃદયમાં કઇ જુદીજ સૃષ્ટિ રચાતી હતી. તે સાંભળી ચુક્યો હતો કે તે ભણેલી ગણેલી છે. સુંદર છે. તેને પોતાની સાથે રાખશે. આ હૃદયની રાણીથી કદી નહીં ચિડાય.

" વાહ, સુશીલ, મોટા છુપા રૂસ્તમ નીકળ્યા. મારાથી છુપાવવા ગયા હતા. વૈશાખ સુદ ૩ ની શી વાત છે, રાજનગરમાં ! લ્યો ઘેરથી આવેલો કાગળ ! સાથે લઇ જઇશ ને ?" ઈંટરવલમાં રમેશે ગાલ પર ધીમેથી બે લાપોટો મારતાં કહ્યું.

હવે શું થાય ? કોલેજના છોકરાઓએ મશ્કરીઓ કરવી શરૂ કરી. કોઈ કહેતું–કહો સાહેબ; મોટા સિદ્ધાન્તવાદી હતા ને ! આપે તો સરસ્વતીને પોતાની પત્ની વરણ કરી હતી ને ! આ શું થયું ? "

સુશીલ–શું તે સરસ્વતી નથી ! કહી વાત ટાળતો હતો, પણ છુટવા ક્યાંથી મળે ? ઈંટરવલમાં બે ચાર છોકરાઓ ભેગા થઇ સુશીલની બહુ મશ્કરીઓ કરતા. એટલે સુધી કે વાત પ્રોફેસરના કાન સુધી પહોંચી ગઇ. પ્રોફેસરે પણ ભણાવતાં ભણાવતાં કહ્યું ' હવે તો મિરંડા 'નું કેરેક્ટર તમોને બહુ જલદી યાદ રહી જશે.

સુશીલાનું લગ્ન થઇ ગયું. સુહાગ રાતનો વખત થયો. તારાઓની શીતળ છાયામાં પોતાના નાના જીવનપંથે તે પોતાની સંગિની પાસે પહોંચ્યો. પોતાની પત્નીને આત્મસમર્પણ કર્યું. બંનેએ ધીમે ધીમે પોતાનું કિશોર હૃદયનું રહસ્ય એકબીજાને વિશ્વાસપૂર્વક સોંપ્યું. આ એક ટુંકીશી રાતમાં

સાસરિઆમાં સાસુ-સસરો તેને બહુ માનતાં હતાં. સાસરિઆમાં તે ચોપડીઓ વાંચતી પેલા તોફાનીની. એક દિવસ તેને એક ચોપડીમાંથી એક પત્ર મળ્યો. જેના પર મોટા મોટા અક્ષરે સંપાદકનું સરનામું લખેલું હતું. સંજીવન છપાવવા માટે મોકલવો હશે પણ કંઇ કારણસર રોકાઇ ગયો હશે. પત્ર ખોલતાં તેને તેમાંથી એક ફોટો મળ્યો, માનસ મુક્તાઓની માળા તેને પહેરાવવા લાગી, કેમકે તે તેની ચિરપરિચિત મૂર્તિ હતી.

કવિતાનું પહેલું ચરણ વાંચ્યું. અરે અધમ રૂઢિ બંધન ! તેને તે દિવસની વાત યાદ આવી. મનમાં અંદરને અંદર સો સો જ્વાલા મુખી સળગવા લાગ્યા. તે નિષ્કંપ, નિર્વાક બેસી રહી. ઉઠી નહી; હાલી નહી, ડોલી નહી. તેના આન્તરિક હાહાકારે-શાશ્વત મૌન વાણીમાં, નિશ્વાસની ભાષામાં અનંત આકાશને કહ્યું-હે અનંત આકાશ, હું તમારી છાયામાં છું. તે દિવસે તમે નીરવ નિશીથમાં કવિની વાણીને પોતાના હૃદયમાં સ્થાન દીધું હતું. તમે મોટા છો, મહાન છો, બતાવો મારો કવિ ક્યાં ગયો ? ક્યાં ગયો એ ગાયક જે પરાઇ પીડને સમજતો હતો ? ક્યાં ગયો તે જેણે થોડા દિવસ મારૂં જીવન સંગીત-મય કરી દીધું ? ક્યાં ગયો તે જે મારા આનંદ ઉલ્લાસનું કારણ હતું ?

તે નિષ્કંપ, નિર્વાક બેસી રહી, ઉઠી નહીં કે હાલી નહીં !*

*હીંદીના આધારે.

વિતાવવાની વાત છે. સુધરેલા વિચારના ઘણાં માબાપો પોતાની પુત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા આપે છે છતાં તેમાંથી ઘણાં જ વિપરીત પરિણામો આવે છે. આ માટે તો વડિલો જવાબદાર નહોતાને ? એમણે તો સ્વતંત્રતા આપીને ? પણ એમણે એ સ્વતંત્રતા કેવી આપી તેનો કોઇએ વિચાર કર્યો ? તે આગળ વધવાને માટે આપી હતી, નહિ કે અધઃપતનને માટે. આવી સ્વતંત્રતા કે જે અધોગતિની ગર્તામાં યુવાન યુવતિઓને ગબડાવે છે તેના પર જો દાબ મૂકાય તો જ કદાચ ગત ઇતિહાસમાં સર્જાયેલ આદર્શ સન્નારીઓ ફરી હિંદના નવા ઇતિહાસમાં સર્જાય ખરી. ત્યારે યુવતિઓએ આગળ વધવા માટે શું કરવું ?

પ્રથમ તો તે યુવતિઓએ, જીવનપટ પર વિહાર કરતાં પોતાની આંખો ખુલ્લી રાખવી. મીઠી જબાનથી ડંશ દેતા હાલના યુવાનને પૂરેપૂરો પીછાનવો. તેના પર સંપૂર્ણ વિશ્વાસ મૂકતા પૂર્વે તેની પરીક્ષા કરવી. તેના અપ-ટુ ડેટ. વસ્રોથી અંજાઇ જીવનની બરબાદી ન કરવી. કારણ કે હાલના યુવાનો ફક્ત આકર્ષણને ખાતર રોજબરોજ ફેશનેબલ વસ્રો-જો કે પોસાતાં ન હોય તો પણ-પહેરે છે. અમે પોતે એક ખાનદાન અને ધનિક નબીરા છીએ એમ બતાવવાનો ડોળ કરે છે. યુવતિઓને તે અંધારામાં રાખી પોતાનું ધાર્યું પાર પાડે છે. જ્યારે પરપોટો ફુટે છે ત્યારે સત્ય વાત બહાર આવે છે. અને ત્યારેજ યુવતિને પોતાની ભૂલ સમજાય છે. પરંતુ તેના જીવનપર લાગેલ કલંકની કાલિમા મરતાં પણ નથી ભૂસાતી. જ્યારે તેની સાથે વિહાર કરી ચુકેલ યુવાન જો ફરીથી કંઇ નવા સ્વાંગમાં નવે જ રીતે કંઇ નવિનતા કરી બતાવે તો આપણો હાલનો કહેવાતો સુધરેલ સમાજ પણ તેને અપનાવી લે છે. " ભૂલ તો થાય " એમ કહી તેનાં ઓવારણાં લે છે. જ્યારે તેજ સમાજમાં ઉછરેલ અને તેજ સમાજમાં પ્રાણ પૂરવાવાળી યુવતિને સમાજ તિરસ્કારે છે. " તે આંધળી હતી કે તેણે તેને ન ઓળખ્યો ? " એક જણ વદશે. જ્યારે બીજું તેના અનુસંધાનમાં કહેશે કે " બણું બાપડા માણસ જોડે તે સંબંધ રખાતો હશે " ત્યારે ત્રીજુ વધૂ હર્ષિત થઇ કહેશે કે "મુળથીજ પેલો વંઠેલો હતો ત્યાં વાત જ શી કરવી ? " આમ તો એક પછી એક સમાજના સ્તંભ રૂપ જનો ઉચ્ચારશે. તેઓ થાકશે ત્યારે જીવનને આરે આવી ઉભેલી વૃદ્ધાઓને તે સોંપશે. તેઓ ભેગાં મળશે. વિષયની ચર્ચાઓ કરશે. કલ્પનાને બળે તેને વધુ સતેજ કરી નાની વાતની મોટી વાત બનાવશે. અમુક તેમના ટપાલી બનશે. અમુક એમના શબ્દોને ઉપાડી ઘર ઘર નાંખનાર બનશે. આમ એમની યુદ્ધ કચેરી જામશે. યુવાન-યુવતિઓનો સામનો કરશે અને સોએ ૯૫ ટકા તેમનો વિજય થશે. એક મર્દાનગી રીતે તો નહીં જ પરંતુ આડકતરા માર્ગો ગ્રહણ કરી. ફરજીયાત યુવાન-યુવતિઓના વડીલોના કાનને ભંભેરી લાકડે માંકડુ વળગાડી તેમના જીવનને વેડફાતા જોવામાં તેમને આનંદ થશે. જો કે ખરેખર હાલના પ્રગતિકારક જમાનામાં તેઓ એક મોટા અડચણ રૂપ થઇ પડ્યા છે છતાં તેમને સર્વ વસ્તુથી સાવધાન રહેવાની ફરજ પાડનાર હાલના યુવક યુવતિઓ કંઇ ઉતરે તેવા નથી. તેઓ તો આના કરતાં પણ વધુ સંકુચિત માનસના છે અને તેથીજ કોઇપણ સન્નારીના સારા કાર્યને વેગ મળતો નથી. નિર્દોષતાના વાતાવરણમાં એક યુવાન અને યુવતિનો મિલાપ થાય તો બીજા યુવાન યુવતિઓ તેમના પર ખોટા આરોપો મૂકી બન્નેનાં મન વધુ બગાડે છે. નિર્મળ હૃદયમાં વાસનાનાં વ્હેણુ જગાડે છે. અને આખરે તેઓ અધઃ-

પતનને આરે આવી પડે છે. આવું પરિણામ આવતાં પૂર્વે જો તે યુવાન અગર તો યુવતિ બન્નેનાં હૃદયને તપાસે, બન્નેના સંબંધને પિછાની પચાવે તો સત્ય બહાર આવે અને અસત્ય છૂપાય.

યુવાન એક જગાએ ખરાબ માલમ પડયો એટલે સર્વત્ર તે એવોજ છે એ માનવું મુર્ખાઇભર્યું છે. દરેકને હૃદય તો આપેલું છે. અને દરેક હૃદયને પીછાનનારની શોધમાં ફરે છે. જ્યારે તે મળે છે ત્યારે તે બદલાય છે. એવા તો ઘણા દાખલા મળશે કે જેમાં યુવાનને સુધારાને માર્ગે વાળવામાં યુવતિઓ કારણભૂત બની છે. માટે કોઇપણ સમયના પૂર્વગ્રહને લીધે તે આવો છે કે તેવો છે એ માનવું ભૂલ ભરેલું છે. જો યુવતિ તેજ ખરાબ યુવકને બોલાવી તેની સાથે સીધી રીતે તેનાજ સ્વભાવને અનુકુળ વાર્તાલાપ કરે તો હું નથી માનતો કે એના મનમાં પહેલાનો પૂર્વગ્રહ કાયમનો રહે.

આવીજ જાતની માન્યતા યુવાનોમાં પણ ભરાઇ ગઇ છે. મર્યાદિત જીવન જીવવાની અભિલાષા સેવતી અને ઉચ્ચ આદર્શોને પોષતી કોઇ યુવતિ તેમની સાથે સંબંધ ન રાખે તો તેને માટે ગલીચમાં ગલીચ વાતો કરીને તેને હલકી પાડવા તૈયાર થાય છે. પણ તેવા યુવાનોને સમજવાની જરૂર છે કે કોઇની પણ ગલીચ વાત કરતા પૂર્વે પોતાની જાતને તપાસવી જોઇએ. પોતે મહંત હોય તો જગતને ધર્મનો બોધ આપવા યોગ્ય છે. જો પોતે પાખંડી હોય તો કંઇજ લખવા જેવું નથી હોતું. પોતાના પાપો છૂપાવવાને માટે કોઇ નિર્દોષિકાના જીવનને ઝેર બનાવવું એ હાલના યુવાનોને માટે શોભાસ્પદ નથી. સંસાર ચક્રના ગાડામાં બન્નેને જોડાવાનું છે. સ્ત્રી અને પુરૂષ પર જ જગતના ભાવિનો આધાર રહેલો છે. જો યુવાવસ્થાના સુવર્ણ કાલમાં યુવાન યુવતિઓ પોતાના માનસને આવા સંકુચિત કરી નાંખશે તો તેમનું આગળ વધવું મુશ્કેલ છે. તેમના આધાર રૂપ દેશની સ્વતંત્રતાનાં સ્વપ્નાં પણ દૂર છે. તેમના જ અન્યોન્ય સહકારથી કાર્ય આગળ વધશે. તે બન્ને જણે સમજવાની જરૂર છે કે તેઓ જ નવી દુનિયાના સર્જકો છે. યુવતિઓ યુવાનોના દોષો વૃદ્ધાઓની આંખે અને યુવાનો યુવતિઓના સાચા ખોટા દોષો સમાજની આંખે જોવાનું મુકી દે એમાં જ મજા છે, નહી તો હાથે કરીને પગ પર કુહાડી મારવા જેવું બનશે.

યુવતિને હલકી પાડવા મથતા યુવાનોએ તો ખાસ સમજવાની જરૂર છે કે આજની યુવતિ આવતી કાલની માતા બનશે. તેનાં જ સંતાનો આવતી કાલનું ભારત સર્જશે. જો તેમની માતાના કપાલે કલંકની કાલિમા લાગશે તો પછી પુત્રો પર કોણ ભરોસો રાખશે માટે ભલે યુવાનો અંદર અંદર ઠઠ્ઠા મશ્કરીઓ કરે, ભલે ગાંડી ઘેલી વાતો કરી આનંદ પામે પણ એક નિર્દોષ અબળાના જીવનને તો જરૂર એબ ન જ લગાડે, ભલે એનામાં દોષ હોય, ભલે તે આડે માર્ગે જતી હોય તો પણ યુવાને તે તરફ ધ્યાન ન આપવું. તેને સીધે માર્ગે લાવવાનો જો બને તો યત્ન કરવો અગર તો તેને માર્ગે તેને જવા દેવી. એનાથી પણ કદાચ સફળ સર્જન થાય પણ ખરૂં. યુવતિએ પણ એમજ કરવું. યુવકની કાળી બાજુ ન જોતાં જે થોડી પણ ધોળી બાજુ હોય તે જોવી. તેમાંથી તેને તપાસવો. ઘણો ફાયદો થશે. બન્નેજણ જો એકબીજાની કાળી બાજુ જોતી મૂકી દઇ સફેદ બાજુ પર દ્રષ્ટિ કરશે તો તેમને ઘણું જાણવાનું મળશે. એટલું જ નહિ પણ જગતને તેમનો સહકાર, તેમના ગુણો, આશીર્વાદ રૂપ થઇ પડશે, અને બન્નેની કાળી બાજુઓ ઢળી જતાં બન્નેનું કાર્ય સરળ બનશે. અને પ્રગતિના જમાનામાં પ્રાપ્ય સમ બનશે. પણ હાલના યુવાન અને યુવતિઓ આવું સમજે તો ને !

# અમેરીકાનું અદ્ભુત બાળક જીરાડ ડેરો

લેખક : ડૉ. અમૃતલાલ એચ. પટેલ, ડી. પી. એચ.

અમેરીકાના સંયુક્ત રાજ્યોના ઇન્ડીયાના સ્ટેટના ગેરી નામના ગામમાં તા.-૪થી ઓગસ્ટ ૧૯૩૨ ના રોજ આ બાળકનો જન્મ, ડેરો નામના એક સાધારણ કુટુંબમાં થયો છે. બાળક જીરાડ ઘણા કમનસીબ સંયોગોમાં જન્મ્યો હતો. તેના જન્મ અગાઉ થોડા વખતમાં તેના પિતા જોસફ ડેરોએ પોતાની બધી મીલ્કત ધંધામાં ગુમાવી દીધી હતી. જીરાડના જન્મ પછી ચારજ મહિનામાં તેની માતા મગજના સોજાના રોગથી મરણ પામી હતી. આવા કારણોને લઇને બાળક જીરાડની સંભાળ તેની ફઇ બેસી નામની બાઈ રાખે છે. બાળક જીરાડનો પિતા એક આનંદી, અક્કલવાળો અને આપકર્મી માણસ છે. છતાં સંયોગવશાત તેને પોતાના વૃદ્ધ પિતાના નાના ઘરમાં પોતાના ત્રણ પુત્રો અને એક પુત્રીને લઇને રહેવા જવાની ફરજ પડી છે. આ બધું જોતાં હિંદુ માન્યતા પ્રમાણે બાલક જીરાડ એક અપશુકનીયાળ અને કમનસીબ બાળક જ ગણાય છતાં જીરાડની અદ્ભુત માનસ શક્તિ અને હોશીયારીને લીધે આખા અમેરીકામાં ડેરો કુટુંબ પ્રખ્યાત થયું છે.

બાળક જીરાડની અદ્ભુત શક્તિનો પહેલો પરચો તેની બે જ વર્ષની ઉંમરે બેસીને દેખાયો. જીરાડની બીજી વર્ષ ગાંઠને દિવસે તેનું મન બહેલાવવા ખાતર, તેની ફઇએ જીરાડનો મોટા ભાઇ જે શાળામાં અભ્યાસ કરતો હતો તેનું પક્ષી વિજ્ઞાન વિષેનું પુસ્તક વાંચીને સમજાવવા માંડ્યું અને પુસ્તકના બધા ચિત્રો બાળક જીરાડને બતાવ્યાં. બાળક જીરાડે તેની ફઇએ જે કાંઇ વાંચ્યું તે એક પીઢ ઉમરના મનુષ્યની માફક એક ધ્યાનથી સાંભળ્યું, તેણીએ બતાવેલાં ચિત્રો બારીકાઇથી જોયાં. તેની ફઇએ પુસ્તક પુરૂં વાંચી સંભળાવ્યું ત્યાર પછી કુતુહલ ખાતર, બાળક જીરાડને પુછ્યું કે તું આમાંથી કાંઇ સમજ્યો કે નહિ ? તેના જવાબમાં બાળક જીરાડે, તેની ફઇની અજાયબી વચ્ચે, પુસ્તકમાં વર્ણવેલા બધા પક્ષીઓનું વર્ણન બરાબર ચોક્કસ રીતે આપ્યું, એટલુંજ નહિ પરંતુ દરેક પક્ષીનો રંગ, તેની ખાસીયત, તેનો દેશ, તેની ટેવો વગેરેનું સંપૂર્ણ વર્ણન કરી બતાવ્યું. જીરાડની ફઇને આ ઉપરથી આ બાળકની અદ્ભુત શક્તિનો કાંઇક ખ્યાલ આવ્યો અને પોતાની ખાત્રી કરવા ખાતર તેણે બાળક જીરાડની પાસે પતંગીયા, જંતુઓ, માછલી અને બીજાં પ્રાણીઓના વર્ણનનાં પુસ્તકો વાંચ્યાં. આ વાંચનમાં બાળક જીરાડે ઘણોજ રસ લીધો અને આ પુસ્તકો તેને વાંચી સંભળાવવામાં આવ્યા પછી તેણે પોતાની ફઇ સમક્ષ આ બધા પુસ્તકોનો સાર અથથી ઇતિ સુધી જરા પણ ભુલ કર્યા વગર અને ઘણીજ સહેલાઇથી અને સરલ રીતે કહી સંભળાવ્યો. તેની ફઇએ આ પુસ્તકોમાંથી જે જે સવાલો પુછ્યા તેનો તેણે સો એ સો ટકા ખરો જવાબ આપ્યો. આ પછી તેની ફઇએ બાળક જીરાડ સમક્ષ ભુસ્તર શાસ્ત્ર, ભૂગોળ અને ધાર્મિક પુસ્તકો વાંચ્યાં તે બધાનો સાર તેને કંઠસ્થ થઇ ગયો. બાળક જીરાડનું મગજ ટુંકમાં ફોનોગ્રાફની રેકર્ડ જેવું જણાયું. તેના મગજ પર જે જ્ઞાનનો પ્રકાશ પડે તેની ખરી છાયા પડી જતી. અત્રે જણાવવું ખાસ જરૂરી છે કે આ બધુ જ્ઞાન બાળક જીરાડે

બે થી ત્રણ વર્ષની ઉંમરમાં જ સંપાદન કર્યું અને તે પણ બીજાનું બોલેલું કે વાંચેલું સાંભળીને, કારણ કે તેને લખતાં કે વાંચતા તો આવડતું ન હતું.

અમેરીકન પત્રકારોને આ બાળકની આવી અદ્ભુત શક્તિની ખબર પડી અને બાળક જીરાડના દરેક પત્રોમાં ફોટા છપાયા અને તેની શક્તિનાં ગુણગાન થયાં. આવી રીતે બાળક જીરાડ ફક્ત ૨૪ કલાકમાંજ આખા અમેરીકામાં પ્રસિદ્ધી પામ્યો. આ બધી ખ્યાતિ બાળક જીરાડે ફક્ત ચારજ વર્ષની ઉંમરમાં સંપાદન કરી અને ચાર વર્ષ સુધી તેણે વાંચવાની કે લખવાની પણ શરૂઆત કરી હતી નહિ.

બાળક જીરાડ મુખ્યત્વે કરીને વનસ્પતિ જન્ય ખોરાક લે છે પણ થોડોક માંસાહાર પણ કરે છે. તેનો મુખ્ય ખોરાક દુધ, રોટલી, સુકાંફળ, લીલાંફળનો રસ, માખણ અને માંસ છે. બાળક જીરાડને નિર્જીવ રમકડાં જરા પણ ગમતાં નથી. તેના રમકડાં જીવતાં પ્રાણીઓ છે. તેના ખાસ મિત્રો, તેનો કુતરો, સોનેરી માછલી, કરચલો, કાચબો અને મગરનું નાનું બચ્ચું છે. પોતાના ભાઇબેન ઉપર બાળક જીરાડ જેટલું હેત રાખે છે તેટલુંજ તે આ પ્રાણીઓ ઉપર રાખે છે અને તે બધાં જીરાડના સુવાના ઓરડામાંજ સુવે છે.

બાળક જીરાડ અત્યારે તેની આઠ વર્ષની ઉંમરે અમેરીકાના શીકાગો શહેરની પ્રખ્યાત બ્રેડવેલ સ્કૂલના પાંચમા ધોરણમાં અભ્યાસ કરે છે. પરંતુ તે જ્યારે પાંચમા ધોરણમાં ગયો ત્યારે તેની શાળાના મુખ્ય શિક્ષકે તેને છઠ્ઠા, સાતમા અને આઠમા ધોરણના વિદ્યાર્થીઓને જે સવાલ પૂછવામાં આવે તેવા સવાલો પૂછયા. તે બધાના જવાબો તે વર્ગના પહેલા નંબરના વિદ્યાર્થીઓ જેવા જવાબ આપે તેવાજ સંતોષકારક જવાબો તેણે આપ્યા! બાળક જીરાડનું જ્ઞાન આટલું વધારે પડતું હોવા છતાં તેના પિતાએ અને તેની શાળાના મુખ્ય અધ્યાપકે જીરાડની તંદુરસ્તી ન બગડે અને તે અલ્પાયુ ન બને તેટલા ખાતર તેને વધારે ઉંચા વર્ગમાં નથી ચડાવ્યો. જીરાડની માનસશક્તિ આટલી અદ્ભુત હોવા છતાં તેને ગણીતનો વિષય જરા પણ ગમતો નથી અને જોડણીમાં તે ઘણીવાર ભુલો કરે છે. તેણે તેની આઠ વર્ષની વયની અંદર અગાઉ જણાવેલા પુસ્તકો ઉપરાંત અમેરીકાનો ઇતિહાસ રોમ અને ગ્રીસના પુરાણિક ગ્રંથો, કવિ શેક્સપીયરના કેટલાંક નાટકો, અને વિજ્ઞાનના પુસ્તકો તેણે સમજીને વાંચ્યા છે. આ ઉપરાંત તે આ બધા વિષયોની ચર્ચા તે વિષયના નિષ્ણાત માણસો સાથે કરી શકે છે, તેટલું જ નહિ પણ તે પોતાનો અભિપ્રાય પણ નિડર રીતે અને પીઢ મનુષ્યની માફક આપી શકે છે !

અમેરીકાની કોઇપણ અજાયબીનો ઉપયોગ ત્યાંની રેડીયો કંપની કર્યા વગર રહે નહિ. બાળક જીરાડની અદ્ભુત શક્તિનો ઉપયોગ કરવા રેડીયો કંપનીની પડાપડી થઇ. અમેરીકામાં સંખ્યાબંધ રેડીયો સ્ટેશનો છે. આ બધાં સ્ટેશનો પરથી દર અઠવાડીયે એક દિવસ અમુક માટે "ક્વીઝ કીડસ" નામનું પ્રોગ્રામ ફક્ત બાળકો માટે રાખવામાં આવે છે. આ પ્રોગ્રામમાં બાર વર્ષની અંદરના બાળકોને બાળ સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ અને ધર્મ વગેરે વિષયોના સવાલો પૂછવામાં આવે છે, અને જેમના જવાબ ખરા હોય તેમને ભારે ઇનામો આપવામાં આવે છે. ઉપરાંત બાળકોનાં ભાષણો, સંગીત, વાર્તા, સંવાદ વગેરે પણ યોજવામાં આવે છે અને સૌથી સારૂં કાર્ય કરનારને ચંદ્રકો અને રોકડ ઇનામ આપવામાં આવે છે, બાળક જીરાડ, આમાંના ઘણાં ઇનામો અને ચંદ્રકો જીતી જાય છે,

બાળ જીરાડનું જ્ઞાન પાકટ ઉમ્મરના અને અભ્યાસ નિપુણ પ્રોફેસરોને પણ ઝંખવાણા પાડે તેટલું વિશાળ છે. જીરાડના જ્ઞાનની કસોટી કરવા તેને રેડીઓ ઉપર એક પ્રખર પક્ષીશાસ્ત્રીએ સવાલ પૂછયો કે "એપ્ટેરીકસ" શું છે ? બાળક જીરાડે ધીમેથી જવાબ આપ્યો કે " શું આપે એપ્ટેરીકસ શું છે તે પૂછ્યું તો ભલા હું તમને કહું જે એપ્ટેરીકસ તે મારી સમજ મુજબ એક તદ્દન નાની પાંખોવાળું, પુંછડી વગરનું પક્ષી છે, તેનો વાસ ન્યુઝીલેન્ડ દેશમાં છે અને આ પક્ષીઓની સંખ્યા દિવસે દિવસે નાબુદ થતી જાય છે." સવાલ કરનાર પક્ષી વિજ્ઞાન-શાસ્ત્રીએ આ વિષયનું પુસ્તક ઉઘાડી જોયું તો બાળક જીરાડનો જવાબ અક્ષરશઃ સત્ય હતો ! બાળક જીરાડની અસાધારણ વિદ્વતા ખાતર શીકાગો શહેરની એકેડેમી-ઓફ-સાયંસનો તેને આજીવન સભાસદ બનાવવામાં આવ્યો છે. ગયે વર્ષે બાળક જીરાડને અમેરીકાના પ્રમુખ રૂઝવેલ્ટની પત્નિ તરફથી અમેરીકાના રાજગૃહ વ્હાઇટ હાઉસમાં આવવા આમંત્રણ મળ્યું હતું અને ત્યાં જઇ તેણે અમેરીકાના બાળકો તરફથી એક સોનાની ચાવી, મીસસ રૂઝવેલ્ટ મારફતે મી. રૂઝવેલ્ટને, તેમણે કરેલા દેશહિતના કાર્યોની કદરની નિશાની તરીકે ભેટ આપી છે.

બાળક જીરાડને જો કોઇ પણ અઠવાડીયે અમેરીકાના રેડીયો સ્ટેશન પર બોલવા દેવામાં ન આવે તો અમેરીકન બાળકો હાહાકાર મચાવી મુકે છે અને રેડીયો કંપની ઉપર હજારો પત્રો આવે છે અને આખરે રેડીયો કંપનીને બાળક જીરાડને રેડીયો પર બોલવા દેવાની ફરજ પડે છે. બાળક જીરાડને હસ્તે લોકહિત અને ગરીબોને મદદ કરવા માટેનાં ફંડો ખોલવામાં આવે છે. ઘણા ખરા અમેરીકન લેખકો બાળક જીરાડને પોતાના નવા પુસ્તકોની નકલો મફત મોકલે છે. જીરાડને આટલું માન મળવા છતાં તેનામાં જરા પણ અભિમાન કે અહંકાર નથી. તે ઉમરનાં બાળક પણ હરેક મનનો અને બાળક જેવો નિર્દોષ છે. પક્ષી પ્રાણી અને મનુષ્ય જાતિ માટે તેને અનહદ પ્રેમ છે. તેના મોટાભાઇઓ પક્ષીઓનો શિકાર કરે તે તેને જરાપણ ગમતું નથી. એક વખત તો તેણે તેના ભાઇની બંદુક પણ આ કારણસર બગાડી નાંખી હતી ! તેના પિતાએ એક વખત તેને પોતાના જીવનના ભુતકાળનો ઇતિહાસ કહ્યો અને તેને જણાવ્યું કે ૧૯૧૪ ના મહાન્ વિગ્રહમાં તે ફ્રાન્સમાં લડવા ગયો હતો. બાળક જીરાડ આથી હતાશ થયો અને દીલગીરીપૂર્વક તેણે તેના પિતાને કહ્યું કે હું ઇચ્છું છું કે તમે ત્યાં જઇ એક પણ માણસને ગોળીથી ઠાર નહિ જ કર્યો હોય !

જીરાડમાં આટલી નાની ઉમરમાં આટલી અદ્દ્ભુત શક્તિ કયાંથી આવી તેની શોધ અનેક શાસ્ત્રીઓ અને ડોકટરો કરે છે પણ તેમનો કાંઇ પત્તો લાગતો નથી. બાળક જીરાડના માતા પિતા સાધારણ બુદ્ધિવાળા અને ઓછું ભણેલા હતા. તેમના કુટુંબમાં પૂર્વે કોઇ મહાન વિદ્વાન જન્મ્યો હતો નહિ. બાળક જીરાડનો શરીરનો ઘાટ અને સઘળા અવયવો બીજા બાળકને મળતાજ છે. તેનું માથું પણ બહુ મોટું નથી. તેના શરીરમાં જ્યારે કાંઇ ખાસ વિશેષતા નથી તો પછી તેનામાં આવી અદ્દ્ભુત અને અજોડ જ્ઞાન શકિત કયાંથી આવી તે કોયડો કોઇ ઉકેલી શકતું નથી. આર્ય સિદ્ધાંત મુજબ એમ માની શકાય કે બાળક જીરાડ પૂર્વ જન્મમાં કોઈ મહાન સંસ્કારી અને વિદ્વાન મનુષ્ય હોવો જોઇએ.

બાળક જીરાડને સીનેમાનાં સારાં ચિત્રો જોવાં ગમે છે પરંતુ સીનેમાના ચિત્રોમાં એક્ટર તરીકે ઉતરવા માટે તેને ધૃણા છે, જીરાડના

અદ્ભુત શક્તિને લીધે તેને અનેક સીનેમા કંપનીઓ તરફથી સીનેમાના ચિત્રો બનાવવામાં ભાગ લેવા આમંત્રણો મળ્યાં છે અને ઘણીજ મોટી રકમની લાલચો અપાઇ છે પણ તેણે તે બધી માંગણીઓનો અસ્વિકાર કર્યો છે. બાળક જીરાલ્ડના જીવનનો મુદ્રાલેખ ક્ષમા અને સહનશીલતા છે. અગાઉ વર્ણન કરેલા ક્વીઝ કીડસના પ્રોગામમાં તેને એક વખત પૂછવામાં આવ્યું કે તારો નવા વર્ષ માટેનો શુભ નિશ્ચય શું છે ત્યારે તેણે એજ શબ્દોમાં જવાબ આપ્યો કે "ક્ષમા અને સહનશીલતા."

બાળક જીરાલ્ડ * રેડીયો ઉપર અથવા અન્ય સભાઓમાં હજારો મનુષ્યોને રડાવી અથવા હસાવી શકે છે.

અમેરીકામાં દર વર્ષે એક દીવસ "માતાનો દીવસ" (Mothers Day) તરીકે ઉજવાય છે. આ દીવસે બાળક જીરાલ્ડને રેડીયો ઉપર આ વિષય ઉપર બોલવાનું આમંત્રણ મળ્યું ત્યારે તેણે નીચેના કાવ્યમય શબ્દો બોલી હજારો માણસોને રડાવ્યા હતા:—

મૃત્યુ વશ થઇ છે, જોકે મારી મમતાળુ માતા,<br>
અને ગરજ સારે છે માતાની-મારી દયાળુ ફઇબા;<br>
જગત ત્યજી જ્યારે, જાઇશ સ્વર્ગે,<br>
ઇચ્છીશ જેવા-મુજ પ્રિય જનનીને-<br>
દેવાંશી તેના, ધવલ વસ્ત્રોમાં !*

* પ્રખ્યાત અમેરીકન માસિકોને આધારે આ લેખ લખવામાં આવેલ છે.

---

# કનૈયો

ધેનુ ચરાવતો પહાડો ગજાવતો<br>
મધુરી બંસરીના નાદ સુણાવતો<br>
બંસરી બજાવે કનૈયો.

ગોપીઓ દોડાવતો નર્તન નચાવતો<br>
ઉરમાં આનંદ પૂર રેલાવતો<br>
બંસરી બજાવે કનૈયો.

મથુરા નગરીમાં માયા મિલાવતો<br>
બની રાય સિંહાસન શોભાવતો<br>
બંસરી બજાવે કનૈયો.

ગીતા સુણાવતો શૂર ચઢાવતો<br>
સુદર્શન ચક્ર હસ્તમાં ધરાવતો<br>
બંસરી બજાવે કનૈયો.

શ્રી. મણીલાલ કસ્તુરચંદ શાહ

# ભિખારી

દુઃખી જગનો જન કો આવે,
વિપદા સાથે દરિદ્ર લાવે;
સદાય એને સર્વ સતાવે,
હૈયું બળતું દુઃખના ઘાવે
આવે એ તો કો'ક ભિખારી
જાણે જગનો ચોક ભિખારી...૧

શાને કાજે રોતો મૂર્ખા ?
આંખ વિના શું જોતો મૂર્ખા ?
હિંમત શાને ખોતો મૂર્ખા ?
તું છે એક પનોતો મૂર્ખા.
ભરતો ધીમાં પાય ભિખારી
અશ્રુ શાં છલકાય ભિખારી...૨

દીન સૂરે એ સૌને યાચે
કો નવ એનું જીવન વાંચે
મનમાં એનાં મૃત્યુ નાચે
ભૂખ ભુતાવળ ઉદરે રાચે
એથી દેતો સાદ ભિખારી
જગને એ બકવાદ ભિખારી...૩

શ્રીમંતોનાં સુખ સુણ્યાં'તા
ખરચ્યાં કે લખલૂંટ સુણ્યાં'તા
અઢળક કૈં ભંડાર સુણ્યાં'તા
સુખી જનનાં સાંર સુણ્યાં'તા
માંગે એ અવતાર ભિખારી
જીવનનો એકાર ભિખારી...૪

કુટુંબ કબિલા શાનાં એને ?
વાડી વજીફા શાનાં એને ?
સુખી જીવનીયાં શાનાં એને ?
સુખી મરણીયાં શાનાં એને ?
જગનો દુઃખી દાસ ભિખારી
જીવનભર નિશ્વાસ ભિખારી...૫

માર્ગ ભુલ્યો એ ભવની વાટે
ગતી જીવનની ધીમી માટે
જીવન એનાં જીવવાં સાટે
શાંતિ ક્યાં છે જીવન ઘાટે ?
આઘો સુખ કિનાર ભિખારી
દરિદ્ર ઉર પોકાર ભિખારી...૬

સહુ કો એને ઠોકર મારે
દુઃખમાં એને દુઃખ વધારે
જીવે એ જગદીશ સહારે
જાણે ધરતી ભારે મારે
તું ધરતીનો ભાર ભિખારી
જગનો મુંગો માર ભિખારી...૭

શાંતિ એને હોય નિરાશા !
ખાવા પુરતી એને આશા
કરુણારંગી એની ભાષા
દિલનાં દેવળ એણે વાસ્યા
ખાવા ધાયે કાળ ભિખારી
અંતર અગ્નિ ઝાળ ભિખારી...૮

ગામ મહિં એ જ્યાં ત્યાં ભટકે
ભીખમગાનું જીવન અટકે
આત્મ કપાયો એકજ ઝટકે
બળતી જીવન-જ્યોતિ અટકે
તેજહીન તું જ્યોત ભિખારી
માનવમાં તું પ્રેત ભિખારી...૯

મુડદું એનું માગે રખડે
માનવતા છે બળતી ભડકે
તેથી એને નવ કો અડકે
દેખી સૌનાં કાળજ થડકે
સૌને છે સંકોચ ભિખારી
માનવતાનો ટોચ ભિખારી...૧૦

સર્વ મરેલાં જાય શ્મશાને
ભેદભાવ ભુલાય શ્મશાને
જનગણ કેરી નેમ શ્મશાને
સુવો ના તું કેમ શ્મશાને ?
તારું તેમાં સ્થાન ભિખારી
'તુજને જગ શ્મશાન ભિખારી..૧૧

શ્રી. અંબુભાઈ ઠાકર

# શારીરિક સ્વાસ્થ્ય.

## બાળક જન્મ

[ ફેબ્રુઆરી અંકના પાન ૭૭૩ થી ચાલુ ]

હવે દુનિયામાં એક નવીન જીવનો જન્મ થાય છે, જન્મ થયા અગાઉ માતાની જવાબદારી આગળ જણાવ્યું તે પ્રમાણે ઘણી જ છે તો પણ જન્મ થયા પછી માતાની બેદરકારીનું પરિણામ માતાને પ્રત્યક્ષ ભોગવવું પડે છે એટલે સગર્ભાવસ્થા કરતાં વધારે કાળજી કુદરતી રીતે જ માતાને થાય અને આજ સુધીમાં લીધેલાં જ્ઞાનમાં કેટલી ત્રુટીઓ છે તે પણ બાળકના જન્મ પછી જ માતાને અનુભવ થાય છે.

બાળકના જન્મ પછીની સાફસુફી તથા વ્યવસ્થાનું કામ નર્સ કે દાયણનું હોય છે એટલે તે બાબત વધારે કહેવાનું નથી તોપણ જો દાયણને હાથે કામ લેવાનું હોય તો તેમાં ઘરનાં માણસોએ થોડી કાળજી રાખવાની જરૂર છે અને તે એ કે જન્મતાં વારને તરત જ બાળકની આંખની કાળજી પહેલી રાખવી જોઇએ અને તેને માટે એક સ્વચ્છ વાસણમાં ગરમ પાણી લઇને તેમાં એક ચપટી બોરીક પાઉડર નાખવો અને વિલાયતી રૂ હોય તો તે અથવા સફેદ ઝીણું સ્વચ્છ કપડું લઇને ગરમ પાણીથી બાળકની આંખો ધોવડાવવી જોઇએ. કારણ કે માતાને ગરમી અથવા બીજો કોઇ વ્યાધિ હોય તો તેની રસી બાળકની આંખને લાગવાથી ઘણું નુકશાન થાય છે અને એનું ફળ બાળકને આખી જીંદગી ભોગવવું પડે છે માટે સૌથી પહેલી બાળકની આંખો સાફ કરાવી નાખવી. બીજી સ્વચ્છતા નાળને માટે રાખવાની છે અને દાયણ પોતાના હંમેશના રીવાજ મુજબ ન જોવાનું કામ આપણું છે. આપણી દે[illegible] પ્રમાણે નાળને દોરો બાંધીને ગળામાં દેવામાં આવે છે. એ રીત બરાબર કારણ કે કોઇવાર બાળકનો હાથ ભરાવાથી ખેંચાય છે અને તેથી ડુંટી છે અગર સોજો ચઢી આવે છે માટે નવડાવ્યા પછી નાળને સફેદ ઝીણાં વીંટાળીને પેટ પર પાટો બંધાવવો દરરોજ નવડાવતી વખતે તેનાં પર રાખવું. નાળ ઘણું ખરું ચારથી છ દિ ખરી જાય છે ત્યારે પણ ઘણી ર[illegible] રાખવી. આપણા જુના વખતમાં નાળ ગયા પછી તેના પર પુન્જમાં વપરાતુ[illegible] દાબવાનો રીવાજ હતો પણ હવે તે[illegible] અબીલ મળતું નથી તેમજ બોરીક પા[illegible] ઉપયોગ સામાન્ય થઇ ગયો છે બોરીક પાઉડર દાબવો. મહેનતું[illegible] અડાયાંની રાખ કપડાથી ચાળીને દા[illegible] રીવાજ છે તેથી પણ ખાસ નુકશાન હોય એમ જાણવામાં આવ્યું નથી.

બાળકના ખોરાક માટે આપણામાં રીવાજ છે કે બાળકને જન્મ થયા નવડાવીને તરત જ ગળથુથી પીવડા[illegible] પણ તરત જ આપવાની જરૂર જન્મ્યા પછી નવડાવીને હુંફ વળે એવાં બાળકને વીંટાળીને બે ત્રણ કલાક [illegible] સુવા દેવું. અને પછી જ્યારે જાગે ત્યારે પાણીમાં થોડાં મધનાં ટીપાં અથવા ગોળ ન[illegible]

આપવું. હમણાં હમણાં ગ્લુકોઝ પાવાનો પ્રચાર વધારે થયો છે પણ એ વસ્તુ મધ્યમ વર્ગને તથા ગરીબ વર્ગને ખર્ચાળ વસ્તુ થઇ પડે છે માટે બાળકને ગોળ અથવા મધ આપવું એજ વધારે ફાયદાકારક છે કારણ કે ગોળમાં પેટ સાફ લાવવાનો તથા શક્તિ આપવાનો ગુણ છે અને મધ તો સર્વ વનસ્પતીનો અર્ક જ છે તેથી તે પણ ગુણકારી છે, એકલું ગરમ પાણી પણ બે બે કલાકે માતાને દુધ આવતા સુધી આપવામાં આવે તો તે પણ એક ખોરાકની ગરજ સારે છે અને બાળકનાં આંતરડાં સાફ ધોવાઇ જાય છે.

પ્રસુતી થયા પછી માતા પણ એક સારી ઉંઘ લઇને એટલે પાંચ કે છ કલાક પછી છાતીને ગરમ પાણીથી સાફ ધોઇને બાળકને આપવું જો કે ત્રણ દિવસ પહેલાં બરાબર દુધ આવતું નથી પણ એનાથી બે ત્રણ ફાયદા થાય છે તેમાં એક તો એ કે માતાનું પ્રથમનું દુધ ઘણું ગુણકારી હોય છે અને બાળકનાં આંતરડાંમાંથી મેલ કાઢી નાખવાનો ગુણ તેમાં હોય છે. બીજું ત્રીજા દિવસ સુધી બાળકને દુધ ન પીવા દેવાથી છાતીમાં દુધનો ભરાવો એકઠો થવાથી માતાને તાવ આવવાનો સંભવ રહે છે. તેમજ બાળક રહેલાઇથી ચુસી શકતું નથી. ત્રીજું એ કે ખાલી ચુસવાથી અંદરની નસો ખુલ્લી થાય છે તેમજ ગર્ભાશયને સંકોચાવામાં કુદરતી મદદ મળે છે. ત્રીજા દીવસ પછી બાળકને નિયમિત કલાકે દુધ આપવાની ટેવ પાડવી. જો કે શરૂઆતમાં થોડી મુશ્કેલીઓ પડે છે પણ ધીરે ધીરે ટેવ પાડવાથી નિયમિતપણા પર આવી જશે પહેલા મહીનામાં દર બેબે કલાકે આપવું અને પછી ત્રણ કલાકે એમ ધીરે ધીરે વખત લંબાવતાં જવો. રાત્રે દશ વાગ્યા પછી આપવું નહીં. શરૂઆતના મહીનામાં બહુ રડે તો રાત્રે ત્રણેક વાગે આપવું પણ જ્યાં સુધી બને ત્યાં સુધી દુધનો નિયમ તોડવો નહી. ગરમ પાણી આપવાથી પણ બાળક રોતું રહી જશે.

બાળકને બન્ને બાજુએથી દુધ આપવાની ટેવ પાડવી. ઘણાં બાળકોને એક જ બાજુથી પીવાની ટેવ હોય છે પણ તેથી તૃપ્તી થતી નથી એટલે વારંવાર માગ્યાં કરે છે માટે મનને શાન્ત રાખીને બન્ને બાજુથી નીરાંતે પીવડાવવું. એકજ બાજુથી દુધ પીવાથી બાળકના શરીરના વિકાસમાં ખામી આવે છે અને બરાબર ખીલી નીકળતું નથી. આપણાં અનુભવી વૃદ્ધો પહેલીવાર પ્રસુતી થનારી બહેનને ટોકતાં કે " એક બાજુમાં અનાજ હોય છે અને બીજી બાજુમાં પાણી હોય છે માટે બન્ને બાજુથી પાજો " એ તો જે હોય તે ખરૂં પણ કુદરતની કેટલીક કરામતોથી આપણે હજી અંજાણ છીએ. પણ હવે ડોક્ટરો પણ કહે છે કે બન્ને બાજુથી જ દુધ આપવું એટલે એમાં કાંઇ સત્ય હશે તો ખરું જ.

**પ્રસુતીની માવજત**—હવે પ્રસુતી થનારી બહેનને સાફ સુફી કર્યા પછી સ્વચ્છ કપડાં બદલાવી નાખવાં અને ગરમ ચ્હા કે કોફી જે અનુકુળ લાગે તે આપીને શાન્તિથી સુવા દેવી અને એક લાંબી ઉંઘ કાઢવા દેવી. કારણ કે ઉંઘ લેવાથી લાગેલો શ્રમ દૂર થઇ જશે. અને તબીએત પાછી તાજી થઇ જશે. સારવાર કરતી વખતે એટલું ધ્યાનમાં રાખવું કે પ્રસુતી પછી લોહી જો વધારે પ્રમાણમાં ગયું હોય તો ખાટલાના પગ તરફના પાયા નીચે અકેકી ઇંટ મુકીને પગ તરફથી ઉચું રાખવું અને જો સાધારણ પ્રમાણના કરતાં ઓછું ગયું હોય એમ લાગે તો માથા તરફના પાયાની નીચે અકેકી ઇંટ મુકીને માથાનો ભાગ ઉચો રાખવો.

ખોરાકને માટે કહેવાનું કે થોડાં વરસ પહેલાં (મહેનતુ વર્ગ શિવાય) એવી માન્યતા

હતી કે ત્રણ દિવસ સુધી નક્કર ખોરાક આપતાં નહોતાં પણ હવે એ માન્યતામાં ફેરફાર થયો છે અને હવે તો હોસ્પીટલોમાં પણ જો તબીએત તંદુરસ્ત હોય તો થોડા કલાક પછી ખોરાક આપવામાં આવે છે. સાદો ને હલકો ખોરાક લેવાથી શરીરમાં પાછી શક્તી અને નવું લોહી આવે છે. માટે બહુ ઘીવાળો ખોરાક અથવા મિષ્ટાન્ન ન લેતાં સાદો ને હલકો ખોરાક થોડો થોડો લેવામાં વાંધો નથી. ખોરાકને માટે ચોક્કસ ધોરણ નક્કી કરવું જરા અગવડભર્યું છે, કારણ કે જેને જે ખોરાક લેવાની હમ્મેશની ટેવ હોય છે તેને તેજ માફક આવે છે. સાધારણ રીતે તેમાં બધાં જ તત્વો આવી જવાં જોઇએ. સુવાવડી બહેનોની તબીએત બગડે છે તેનું મૂખ્ય કારણ તો ખોરાક માટેનો વ્હેમ છે અને તેમાં શાકભાજીને માટે તો એટલો વ્હેમ ભરાઈ ગયો છે કે ભાગ્યે જ ગણતરી શાકો સુવાવડીને આપવામાં આવે છે. તેમાં કેટલોક વર્ગ તો એવો છે કે બાળક જ્યાં સુધી માતાનું દુધ પીતું હોય ત્યાં સુધી લીલોત્રી શાકભાજી બીલકુલ ખાતાં નથી. આને લીધે માતાની તથા બાળકની બન્નેની તબીએત બગડે છે તેઓનું માનવું એવું છે કે લીલોત્રી ખાઇએ તો લીલા ઝાડા થાય પણ તેથી ઉલટું તાજા શાક ભાજી ન ખાવાથી અને એકલું અનાજ જ ખાવાથી પાચન શક્તી બગડે છે અને લોહી સાફ થતું નથી. માટે બહેનો દવાઓ પીયાં કરે પણ ખોરાકમાં સુધારો ન કરે તો સુવાવડમાં અશક્ત અને ફિક્કી બની જાય છે. કેટલોક વર્ગ દશ દીવસ સુધી મીઠું બીલકુલ ખાવા દેતો નથી એ પણ ઘણી ભૂલ છે. મીઠું એ પણ ઘણી અગત્યની વસ્તુ છે માટે તે આપવાને વાંધો નથી. શાકભાજી તથા મીઠું ખાધા વગર એકલો શીરો કે પુરી પચી શકે નહીં માટે તાજાં શાકભાજી તથા રોટલી કે રોટલા સાથે ખોરાકના ચોથા ભાગનો શીરો લીધો હોય તો નડવાને બદલે ઉલટી શક્તી આપે છે એમ અનુભવથી જાણ્યું છે. બીજે દિવસે દીવેલનો એક હલકો જુલ્લાબ લઇ લેવો અને ત્યાર પછી પદ્ધત સરનો હલકો ખોરાક ખાવો શરૂ કરવો. આમ કર્યાથી તબીએતમાં બગાડો થશે નહીં.

હવે ઓસડ વેસડને માટે પણ ચોક્કસ ધોરણ નક્કી કરવું મુશ્કેલ છે કારણ કે દરેક ગામ વાર નહીં પણ દરેક જ્ઞાતીવાર જુદી જુદી જાતનાં ઓસડ ખાવાનો રીવાજ છે. આમાં સુવા, મેથી, બોળ, અસાળીઓ, એ સર્વ માન્ય છે તેમજ પીપળી મૂળ સુંઠ એ પણ લગભગ દેશી દવામાં શ્રદ્ધા રાખનારાઓ આપે છે જ.

પ્રસુતી પછી સુવા અને મેથી એ ઘણાં જ ઉપયોગી ઔષધ છે. એનાથી ગર્ભસ્થાનના વીકારો સાફ થઇને યોગ્ય રીતે પાછું સંકોચાવા માંડે છે અને એ તો ડોકટરો પણ કહે છે જ, માટે સુવા તથા મેથી સરખે ભાગે લઇને અડધો શેર પાણીમાં રાત્રે પલાળી મુકવાં અને સવારે તેને ઉકાળીને થોડું પાણી બળી જાય પછી ગાળીને અંદર મધ અને સ્હેજ ઘી નાખીને આપવાં. બોળ, અસાળીઓ ગોળમાં વીંટીને ગળાવવો અને તેના પર સાદું પાણી ન પીતાં થોડું મધ અને પાણી સાથે ઉકાળીને તેમાં સ્હેજ મીઠું નાખવું અને તે પાણીથી ઉપલાં વસાણાં ગળી જવાં. મધ એ પ્રસુતી પછી ઘણું જ ઉપયોગી છે. ઓછું થએલું લોહી મધથી પાછું આવે છે, શરૂઆતના થોડા દીવસો બદામ પીસ્તાં વીગેરે ખાવાં નહીં પણ ધીરે ધીરે થોડું થોડું લેતાં જવાની ટેવ પાડવી. ગળપણને માટે બનતા સુધી ખાંડ કરતાં ગોળનો જ ઉપયોગ વધારે કરવો જોઇએ; આપણાં શરીરનાં બંધારણ-ને અનુસરીને યોગ્ય ખોરાક તથા આપણાં

વૃદ્ધોએ સૂચવેલી ઔષધિઓ સમજપૂર્વક યોગ્ય રીતે લેવામાં આવશે તો વિલાયતી દવાઓ પીવાની જરૂર રહેશે નહીં. આપણે એટલું યાદ રાખવું જોઇએ કે આપણાં વડીલો આવી ઘરગતુ દવાઓથી જ સુવાવડ સુધ્ધાં રાતાંમાતાં અને સશક્ત હતાં અને આજે આપણે અસંખ્ય પેટંટ દવાઓ અને ખર્ચાળ ઉપચારો કરતાં પણ અશક્ત અને માંદલાં જેવાં થઇ ગયાં છીએ. માટે વિસારે પડી ગએલાં પ્રસુતી વખતનાં ઔષધોને પાછાં અપનાવી લેવાં જોઇએ. તથા આપણું આરોગ્ય શાથી અટલું બધું ઓછું થઇ ગયું છે કે તેને માટે વિચાર કરવો જોઇએ. અંગ્રેજી દવાઓ ખોટી છે એમ કહેવાનો આશય નથી પણ જેમ જેમ દવાનો પ્રચાર વધતો જાય છે તેમ તેમ શરીર વધારે ને વધારે નબળાં થતાં જાય છે છે માટે જુની પદ્ધત ઘટતા ફેરફાર સાથે પાછી શરૂ કરવી જોઇએ કે જેથી આપણાં શરીર ફરીથી હતાં તેવાં સશકત બને.

પ્રસુતી પછીના થોડા દિવસો પસાર થયા પછી વસાણાં નાખીને તૈયાર કરેલા પાકો ખવડાવવાનો રિવાજ હતો અને કેટલેક અંશે હજી પણ એ પાકોમાં કાળી મુસળી, આસન, સાલમ વીગેરે અસંખ્ય ચીજો આવે છે અને તે જો માફકસર બનાવાય અને પ્રકૃતિને અનુકૂળ રીતે ખવાય તો આપણા દેશનાં હવા પાણી તથા આપણાં શરીરનાં બંધારણને ઘણાં માફક આવે છે અને હાલમાં જે બહેનો એક કે બે સુવાવડો જતાં જ અશક્ત અને નબળાં થઇ જાય છે તેમણે વિચાર કરવો જોઇએ કે આગલાં વખતમાં દશ બાર સુવાવડો ગયા છતાં શરીરનો બાંધો કાયમ રહેતો હતો અને પચ્ચાસ વર્ષની યુવાન બહેનોના કરતાં તેઓનાં શરીર મજબુત હતાં તેનું કારણ શું? તેનું કારણ એજ કે તે વખતે કુદરતી કસરતો એની મેળેજ થયાં કરતી હતી અને તેને લીધે શરીર કસાતું હતું તેમજ શિયાળામાં વસાણાં નાખીને મેથી વગેરેના પાકો ખાવાનો રીવાજ હતો તેમજ સુવાવડ વખતે નિયમ પ્રમાણે વસાણાં તથા ઔષધો અચૂક રીતે લેતાં હતાં કે જેથી ગએલી શક્તિ તુરત પાછી આવતી હતી. કદાચ કોઇ સુવાવડને પ્રસંગે ડોકટરને બોલાવવો પડે તો તેને ગંભીર પ્રસંગ મનાતો હતો. સુવાવડ વખતે ડોકટરની દવા પીવાય એ ખ્યાલ અસહ્ય લાગતો હતો.

પ્રસુતા પછી આગળ લખ્યા પ્રમાણે વસાણાંઓ લેવામાં આવે તો ખાસ જુલાબ લેવાની જરૂર રહેતી નથી તે છતાં જો પેટમાં કંઇ પણ ભાર કે બગાડ જેવું લાગે તો તરત દીવેલનો જુલાબ લઈ લેવો.

પંદરેક દીવસ થયા પછી થોડું થોડું ફરવા હરવાની ટેવ રાખવી કે જેથી ખોરાક પચી જાય. પવનની બ્હીકે બારીબારણાં બંધ રાખવાં નહીં. શરીરને સીધો પવન ન લાગે એટલુંજ ધ્યાન રાખવું. ખુલ્લી હવા એ પણ પ્રસુતીને માટે એક ખોરાક જ છે. આપણે જોઇએ છીએ કે દવાખાનામાં સુવાવડી બહેનો ઘરના કરતાં વધારે તાજી જેવી દેખાય છે તેનું કારણ પણ ત્યાંની ખુલ્લી હવા અને સ્વચ્છતાજ છે. એકલો સારો ખોરાક ખાવાથી જ શક્તિ નથી આવતી. સાથે સાથે સ્વચ્છ હવાની પણ જરૂર છેજ. આપણા દેશી રિવાજ પ્રમાણે તેલ ચોળીને નહાવું એ પણ સારૂં છે. તેલ ચોળવાથી નસો છુટી અને મજબુત થાય છે. છેવટમાં એટલુંજ કહેવાનું કે સુવાવડમાં સુધરેલું શરીર આખી જીંદગી સુધી જવાબ દે છે.

સૌ. શાન્તા મહેતા




સૌ. લીલાવતી પરેલ

## નાના બાળકનો કોટ

**કોટ ગુંથવામાં જોઇતી વસ્તુઓ—** ૪ ઔંસ ઊન. ૨ બટન. નવ નંબરના સોયા.

**કોટનો પાછળનો ભાગ—**સોયા ઉપર ૯૦ ટાંકા લઇ નીચે પ્રમાણે ડીઝાઇન કરવી:— ૧ લી લાઇન—૨ ઉંધા * ૬ સાદા, ૪ ઉંધા, * આ નિશાનીથી ફરી ગુંથો. છેલ્લા આઠ ટાંકા ૬ સાદા ૨ ઉંધા એમ ગુંથવા. ૨ જી લાઇન—૨ સાદા, * ૬ ઉંધા, ૪ સાદા, * આ નિશાનીથી ફરી ગુંથવું. છેલ્લા આઠ ટાંકા ૬ ઉંધા, ૨ સાદા એમ ગુંથવું. આ પ્રમાણે કામ ૬ ઇંચ ગુંથાય ત્યાં સુધી ૧ લી અને ૨ જી લાઇન ગુંથવી. હવે ઉપરના કોઠા માટે નીચે પ્રમાણે ટાંકા ઘટાડવા. ૧ લી લાઇન—૨ ટાંકા ભેગા ગુંથવા, * ૬ સાદા, ૨ ભેગા ગુંથવા બે વખત. * ફરીથી ગુંથવું. છેલ્લા આઠ ૬ સાદા, ૨ ટાંકા ભેગા ગુંથવા. ( ૭૨ ટાંકા ). ૯ લાઇનો સાદી ગુંથવી. પછી એક સાદી અને એક ઉંધી એમ ૮ લાઇનો ગુંથવી.

**બૉયનો ઘાટ—**પહેલી બે લાઇનોની શરૂઆતમાં ૩ ટાંકા બંધ કરવા. અને પછીની ચાર લાઇનોની શરૂઆતમાં બે બે ટાંકા બંધ કરવા. ( ૫૮ ટાંકા. ) હવે એક લાઇન સાદી અને એક ઉંધી એમ ૨૫ ઇંચ ગુંથવું. ટાંકા બંધ કરવા.

**કોટનો આગળનો જમણો ભાગ—** સોયા ઉપર ૭૪ ટાંકા લઇ નીચે પ્રમાણે ડીઝાઇન ગુંથવી:—૧ લી લાઇન—૧૨ સાદા, * ૪ ઉંધા, ૬ સાદા, * આ નિશાનીથી ફરી ગુંથવું. છેલ્લા બે ટાંકા ઉંધા. ૨ જી લાઇન— ૨ સાદા, * ૬ ઉંધા, ૪ સાદા, * છેલ્લા બાર ટાંકા ૬ ઉંધા અને ૬ સાદા એમ ગુંથવું. આ બે લાઇનો કામ શરૂઆતથી ૬ ઇંચ ગુંથાય ત્યાં સુધી ગુંથવી. હવે ઉપરના કોઠા માટે નીચે પ્રમાણે ટાંકા ઘટાડવા:— ૧ લી લાઇન (શરૂઆત છતી બાજુથી કરવી). * ૧૨ સાદા, * ૨ ટાંકા ભેગા ગુંથવા, બે વખત, ૬ સાદા, * છેલ્લા બે ટાંકા ભેગા ગુંથવા. ( ૬૧ ટાંકા ). ૩ લાઇનો સાદી ગુંથવી. હવેની લાઇનમાં ગાજ * નીચે પ્રમાણે ગુંથવા. ૬ સાદા, બે ટાંકા બંધ કરવા, ૨૪ સાદા, ૨ ટાંકા બંધ કરવા. પછી આખી લાઇન ગુંથી જવી. પછીની લાઇનમાં જ્યાં બે ટાંકા બંધ કર્યાં હોય ત્યાં આગળ બે ટાંકા ઉપાડી લેવા. પછી ૪ લાઇનો સાદી ગુંથવી. હવે આગળની પટીના બધા ટાંકા સાદા ગુંથવા



અને પટી તરફ ૨૦ લાઇનો સુધી એકેક ટાંકો ઘટાડવો. સાથે સાથે પાછળના ભાગ પ્રમાણે આગળના ભાગમાં પણ બાંયનો ઘાટ કરવો.

**બાંયનો ઘાટ**— * લાઇનની શરૂઆતમાં બે ટાંકા બંધ કરી લાઇન પુરી કરવી. પછી આખી લાઇન ગુંથી જવી. * આ નિશાનીથી કરી ચાર વખત ગુંથવું. હવે બાંયની કિનાર સીધી ગુંથવી ટાંકા ઘટાડયા વગર. આગળની પટીના ૨૦ ટાંકા ઘટાડી રહી પછી પહેલાંની માફકજ પણ એકેક લાઇનની આંતરે ટાંકો ઘટાડવો. પટી વગર ૨૨ ટાંકા રહે ત્યાં સુધી ગુંથવું. * પાછળના ભાગ કરતાં આગળના ભાગમાં ચાર લાઇન વધારે ગુંથવી. બધા ટાંકા બંધ કરવા.

**કોટનો આગળનો ડાબો ભાગ**— કોટનો ડાબો ભાગ જમણા ભાગ પ્રમાણેજ કરવાનો. ફક્ત ગાજ નહીં કરવાના.

**બાંયો**—( બંને સરખાં ) સોયા ઉપર ૩૬ ટાંકા લેવા અને ૧૦ લાઇનો સાદી ગુંથવી. પછી એક લાઇન સાદી અને એક લાઇન ઉંધી એમ ૬ લાઇનો ગુંથવી. સોયા ઉપર ૫૪ ટાંકા થાય ત્યાં સુધી દરેક ચોથી લાઇને બંને બાજુ એકેક ટાંકો વધારવો. પછી ત્રણ લાઇનો ટાંકા વધાર્યા વગર ગુંથવી. હવે દરેક લાઇનની બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. ૩૦ ટાંકા રહે એટલે બધા ટાંકા બંધ કરવા.

હવે આગળ પાછળના ભાગના ખભા સાંધી લેવા. અને પછી બાંયો જોડી દેવી. અને પછી ડીઝાઇનમાં બતાવ્યા પ્રમાણે નાના નાનાં ફુલ અને પાંદડાં લેઝી-ડેઝી ટાંકામાં ભરવાં. બટન પણ ચોટાડી દેવાં.

---

## વિનાશ

[ શિખરિણી ]

પ્રભાતે પ્રફુલ્યું, સ્મિતસુભગ એ સ્રોત વહતું,<br>
સમુલ્લાસે હાસે મઘમઘ પમરચું ફુલ વૃક્ષે;<br>
વસંતે વિકસ્યું નવજીવન સીંચ્યું ઊર્મિ ઉરે,<br>
ત્યહાં તો સંધ્યા સ્પર્શી, ત્યજી સકલ સૌ અસ્તજ થયું.

× × ×

મહે પાપાચારે વિકસતું અહા શું જીવન આ !<br>
પ્રચંડોર્મિમાં એ તૃણવત થઈને શું ન તણાશે ?<br>
દયાના, પ્રીતિના, હૃદયથી ઝરો રસઝરણાં-<br>
ભલે તે ખેંચાયે, પ્રલય ધમસાણે મરણનાં.

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# પુસ્તકાલય મંડળ દ્વારા પ્રાપ્ત

**સ્વર્ગોનું દોહન**—સંપાદક અને પ્રકાશક: વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ; પ્રાપ્તિસ્થાન પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા મૂલ્ય રૂ. ૦-૬-૦.

આ અવની પર જ સ્વર્ગનો ખ્યાલ આપી જનાર સ્વર્ગસ્થ પઢિયારે રચેલાં સ્વર્ગનાં પુસ્તકોથી ભાગ્યેજ કોઇ વાચનરસ ધરાવતી ગુજરાતી બહેન અજાણ હશે. સ્વર્ગસ્થ પઢિયારે, આ પુસ્તકોમાં આ જગતમાં જ, સુકૃત્યો અને સદાચારો તેમજ દલિતજનો પર દયા દાખવવામાં આવે તો, સ્વર્ગ જ વસેલું છે, એમ સ્પષ્ટ કરી આપ્યું છે. તેમણે એ પુસ્તકોમાં આપેલા સરળ છતાં અસરકારક વિવિધ દાખલાઓ વાંચનારના મગજમાં સોંસરા ઉતરી જાય તેવા આપેલા છે.

એ જ સ્વર્ગોનાં ૧૮ પુસ્તકોમાંથી આ પુસ્તકના સંગ્રાહકે ચૂંટીવીણીને પસંદ કરી આ પુસ્તકમાં આપ્યા છે.

થોડું ઘણું વાંચી શકતી બહેનો પણ આ પુસ્તક વાંચી તેમાંનાં દૃષ્ટાંતોથી જાતિની પ્રેરણા મેળવે તેવાં દૃષ્ટાંતો છે. ૮૦૦ જેટલી પૃષ્ઠ સંખ્યા ધરાવતા આ પુસ્તકનું મૂલ્ય રૂ. ૦-૬-૦ ખરેખર અલ્પજ લેખાય. દરેક ગુજરાતી વાચનરસ ધરાવતી બહેન આ પુસ્તક પોતાને ત્યાં વસાવે.

**કુમારનાં સ્ત્રી રત્નો**—લેખક: શ્રી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, પ્રકાશક: પુસ્તકાલય સ. સ. મંડળ લિ. રાવપુરા, વડોદરા. મૂલ્ય ૧ ૮-૦

ગુજરાતના જાણીતા કાર્યકર્તા અને પ્રખર લેખક શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે ૧૯૨૬ માં આ પુસ્તક લખેલું. ત્યાર પછી તેની બીજી આવૃત્તિ ૧૯૨૮ માં પ્રકટ થયેલી; પરંતુ ત્યાર પછી કેટલાંક વર્ષોથી તે ગળની બંધ થયેલી. એ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ ઉપરોક્ત મંડળે પ્રસિદ્ધ કરી છે

પુસ્તકમાં લેખકે ગુજરાતી સમાજમાંનાં કેટલાંક સ્ત્રીપાત્રોનાં પ્રેરણાત્મક રેખાચિત્રો આપ્યાં છે. આદર્શ ગુજરાતણને છાજતાં આ ૬ રેખાચિત્રો ખાસ વાંચવા જેવાં છે. ૧૬ વર્ષ પર લખાયેલાં આ રેખાચિત્રોનું વાતાવરણ આજે પણ લગભગ સરખું જ છે. આજે પણ જાણે આપણી આજની સમાજ રચનાનાં પાત્રોનાં જ કેમ જાણે એ રેખાંકનો દોરાયાં હોય તેવાં લાગે છે.

આ પુસ્તક સ્ત્રી સમાજના પ્રશ્નો અંગે ભિન્ન ભિન્ન વિચારસરણી ધરાવતાં સૌએ એકવાર ફરી વાંચી જવા જેવાં છે.

**પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ**—સંપાદક: શ્રી. ઉમેદભાઈ મોતીભાઇ પટેલ, પ્રકાશક: અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર, લુહાણા મિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા.

આ પુસ્તકમાં સંપાદકે ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિના શ્રી. ગણેશ કરનાર વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની સ્થાપનાના ઇતિહાસથી લઇને એ પ્રવૃત્તિના આજ પર્યંતના વિકાસની ક્રમબદ્ધ રૂપરેખા દર્શાવી છે. પુસ્તકાલય પ્રવૃત્તિ કામ કરનારને એ પુસ્તક એક આશીર્વાદ રૂપ પડે તેવું છે. કેમ કે તેમાં પુસ્તકોના વર્ગીકરણની પદ્ધતિ, ગ્રંથપાલની ફરજો, પુસ્તકાલય સંચાલન અંગેની ઝીણવટભરી માહિતી અને સામાન્ય ધારાધોરણો પણ આપ્યાં છે.

આ પુસ્તક પુસ્તકાલયોના ગ્રંથપાલોને તો ઉપયોગી નીવડશે જ, તે ઉપરાંત ગુજરાતી સાહિત્યમાં રસ ધરાવનાર સૌ કોઇને પણ કેટલેક દરજ્જે ઉપયોગી થઇ પડે તેવું છે. કેમકે તેમાં ગુજરાતી સાહિત્યનું વિહંગાવલોકન આપી ગુજરાતની પુસ્તક પ્રકાશક સંસ્થાઓ અને હાલ મળતાં સારાં ૨૦૦૦ પુસ્તકોની એક યાદી પણ આપી છે, જેમાંથી પોતાને જોઇતાં પુસ્તકોની તે પસંદગી કરી શકે.

# પ્રેરણા ભર્યાં પ્રકાશનો

**સ્વ. મોતીભાઇ અમીન : જીવન અને કાર્ય**—સંપાદકઃ શ્રી. પુરૂષોત્તમ છગનલાલ શાહ, પ્રકાશકઃ સ્વ. મો. ન અમીન સ્મારક સમિતિ, આણંદ. પ્રાપ્તિસ્થાનઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ. રાવપુરા, વડોદરા. મૂલ્ય રૂા. અઢી.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસમાં સ્વ. મોતીભાઇ અમીનનો ફાળો ખાસ નોંધપાત્ર છે. એમણે સરકારી અમલદાર તરીકે એ ખાતામાં રહી સેવાભાવે આ પ્રવૃત્તિમાં જે કામ કર્યું છે તે ચિરસ્મરણીય રહેશે.

સંપાદકે આ પુસ્તકમાં એમના જીવન અને કાર્યનું દિગ્દર્શન કરાવ્યું છે. નાનપણથીજ ચરિત્ર નાયક કેવા પ્રમાણિક હતા અને શિક્ષણજ એમનો પ્રિય વિષય થઇ પડયો હતો અને તે કામ કરતા કરતાજ તેઓ અંત પર્યંત જીવ્યા એના સંખ્યાબંધ જીવનપ્રસંગો આ પુસ્તકમાંથી મળી આવે છે. ઉમદા માણસોનાં જીવનચરિત્રો વાંચવાથી મળતી તમામ પ્રેરણા આ પુસ્તકમાંથી અવશ્ય મળી આવે તેમ છે. ગુજરાતી વાંચી જાણનાર સૌ કોઇ આ પુસ્તક એકવાર અવશ્ય વાંચી જશે અને તેમાંથી કંઇક પણ પ્રેરણા જરૂર મેળવશે.

"પ. ...ર"

**પરિમલ**—મુલ્ય રૂ. બે, સર્જક રમણીકલાલ જયચંદભાઇ દલાલ, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ, પરિચયકાર પ્રોફેસર ચતુરભાઇ શંકરભાઈ પટેલ વડોદરા. પરિમલના બે ખંડો પાડયા છે. પહેલા ખંડમા કવિએ પોતાની જ કલ્પના વડે રચેલા કાવ્યો છે અને મોટે ભાગે પ્રેમ અને પ્રકૃતિનાં છે જ્યારે બીજા ભાગમાં મોટે ભાગે અંગ્રેજી કાવ્યોના અનુવાદો છે. પરિમલની બધી કવિતા ગેય છે, અંગ્રેજી કાવ્યોનું તે ભાષાન્તર કર્યું છે તે કેવળ ભાષાન્તર નથી પણ રૂપાન્તર જોઇ શકીએ છીએ. પ્રો. ચતુરભાઇએ પરિમલનો ખૂબીથી પરિચય કરાવી વાંચકને સરળતા કરી આપી છે.

**ગોળો**—લેખક અવિનાશ વ્યાસ. જલમણીની માફક ગરબાનું સ્વરધ્વનિ નથી આપ્યું છતાં ઇન્ડીઅન રેકર્ડ દ્વારા ઓલ ઇન્ડીઆ રેડીઓ ઉપર સ્વર પ્રસિદ્ધી સારા પ્રમાણમાં થઇ છે. કુલ સત્તર ગરબા છે અને બધા જ ચારકારતાવક છે અને તેમાંના કેટલાક તો આપણા ગૃહજીવનમા અને નિત્ય જીવનમાં લાગુ પડે છે, ગરબાના સુંદર ઢાળ, શબ્દની મીઠાશ અને સાદી ભાષાથી સૌને ગાવાનું ભણે અન્નાજે મન થાય એવા છે.



## [૧] લગ્નનો પ્રશ્ન: માવિત્રો અને સંતતિ

" મારો ગઇ કાલનો તાર વાંચી તમને ભારે આઘાત લાગ્યો હશે તેથી હું દિલગીર છું. પણ કેટલાક પ્રસંગે માબાપોની સામે પણ છોકરાંએ થવાની ઘડી આ દુનિયામાં આવે છે ને ગઇ કાલની તેવી ઘડી મારે માટે સર્જાઇ હશે એમ લાગે છે. મારો વિવાહ તમે સુરત ગોઠવ્યો તે પણ મારી મરજી વિરૂદ્ધ મેં કેટલી વાર ના પાડી છતાં તમે મારા અંતરની વિરૂદ્ધ જઇને પગલું ભર્યું. પિતાજી ! માફ કરજો મારા આ પગલા માટે પણ મારે આ સિવાય બીજો આરો ન હતો. સુરતનાં લગ્ન કરવા કરતાં તો મને આપઘાત કરવો કે સાધ્વી થવું વધારે પસંદ પડત. પણ મારા પિતાજીને તેવી બદનામી અપાવવા કરતાં મેં ગઇ કાલે મને અનુકૂળ પડે તે રીતે લગ્ન કરી દીધાં છે.

પિતાએ સુરતની એક શ્રીમંત પેઢીમાં કામ કરતા અને ચાર સંતાનો સાથેના એક વિધુર સાથે પોતાના વિવાહ ગોઠવતાં અને અનેક કાલાવાલા છતાં એ રદ ન કરતાં કઠોદની એક વણિક કુમારિકા મધુકાન્તાએ ઉપર મુજબનો પત્ર પોતાના પિતા અમીચંદ દેવચંદને લખીને વાલોડના એક યુવક શ્રી ચીમનલાલ ખૂબચંદ શાહ સાથે પોતાનાં લગ્ન કરી દીધાં હોવાની બીના બહાર આવી છે.

બાળલગ્નો આપણામાં જ્યાં સુધી પ્રચલિત હતાં ત્યાં સુધી તો માવિત્રો પોતાની પસંદગી અનુસાર લગ્નોનાં ચોકઠાં ગોઠવવામાં કુલમુખત્યાર સમાં હતાં, કારણ અલ્પવયનાં એ માનવ-પ્રાણીઓમાં પોતાના ભાવિ હિતાહિતનો વિચાર કરવા જેટલી બુદ્ધિ પણ ખીલી હોવાનો અસંભવ રહેતો, પરંતુ એજ માવિત્રો બાળલગ્નના અનિષ્ટથી દૂર રહ્યા છતાં, અને પોતાની સંતતિના બૌદ્ધિક વિકાસની આવશ્યકતા સ્વીકાર્યા છતાં સાથે આધ્યાત્મિક વિકાસ જોડાએલો છે. એવી લગ્ન જેવી બાબતમાં પોતાની એ પુરાણી કુલમુખત્યારી કેમ નહિ છોડતાં હોય એ સવાલ થાય છે. અલબત્ત, સંતાનોના પ્રમાણમાં સંસારનો અનુભવ એમને વિશેષ હોય છે, એમનું કલ્યાણ થતું જોવાની પણ તેમની ઇચ્છા પ્રબળ હોય છે, પરંતુ તેઓ એક જ વસ્તુ ભૂલી જાય છે કે એમની માન્યતાઓની પોષક રૂઢ વિચારસરણી આજે અસ્ત થતી જાય છે.

લગ્નને દૈવાધીન માની લઇને, મનોભેદ અને સંસ્કારભેદ વેઠી લઇને, સંસારની ધોંસરી લાઇલાજે વહ્યા કરવાની વાત આજના જગતમાં માત્ર હાંસીપાત્ર જ ગણાય. બળ-જબરીએ એવાં લગ્નોની બેડી કોઇને પગે નાખવા પ્રયાસ કરવો એ નર્યો અત્યાચાર કહી શકાય.

વડિલો એટલું કરી શકે; પોતાની સંતતિ સાથે લગ્ન જેવી ગંભીર બાબતમાં વિચારોની આપ-લે કરીને યોગ્ય શિખામણ આપી શકે, જરૂર લાગતાં એમની પસંદગીમાં પોતાની દૃષ્ટિએ પડતાં ભયસ્થાનો તરફ ઇશારો કરી એમને વારી પણ શકે; પરંતુ પોતાની ઇચ્છાના ગુલામ બનાવીને સંતતિનું હિત તેઓ ભાગ્યે જ સાધી શકે છે, એટલું જ નહિ પણ અનુસરવા

વિરોધ વડે ઘણીવાર સંતતિમાં એવો પ્રત્યાઘાત નીપજાવે છે કે પોતાની હઠ અને ધૃષ્ટતાને લઇને ઘણીવાર વડિલોને પણ અકલ્પ્ય એવું પોતાનું અહિત તેઓ આદરી બેસે છે.

લોટરીની ટીકીટો જેવાં એક બીજા સારૂ ખરીદી લીધેલાં કે માંગી લીધેલાં વરવધૂઓથી સંસાર સમાધાનપૂર્વક ચાલવાની પણ આશા જ્યાં ભાગ્યે રહે છે ત્યાં પછી આધ્યાત્મિક ભૂમિકાની સપાટી એવાં જોડાંઓને અલક્ષ્ય જ રહે એમાં નવાઇ નથી. લોકો મોટે ભાગે સુખ અને સમાધાનનું કારણ પૈસામાં જ આરોપે છે, અને વિધુરોની બાબતમાં તો ખાસ.

વિધુર કુળવાન હોવાને કારણે યા તો માતાહીણાં સંતાનોની દયાથી પ્રેરાઇને પોતાની પુત્રી તેને સમર્પણ કરવાનો કોડ ભાગ્યે કોઇ માવિત્રોને જાગે છે. માત્ર પૈસા જ એ કોડ જગાડી આપે છે, અને એ કોડ એક વખત જાગ્યા તો પછી સારિઓ અને ગ્રહો પણ આપમેળે એવાં લગ્નોને અનુકૂળ બની જાય છે !

રૂઢિચુસ્તો લગ્નમાં કયી વિધિ ખાસ આવશ્યક છે હોમ, સપ્તપદી કે કન્યાદાન એ વિષયે આજે અનેક પ્રકારની ચર્ચાઓ કરી રહ્યા છે, પણ નવાઇની વાત એ છે કે એ તમામ વિધિઓ જેની પાસે ગૌણ છે એવી વરવધૂની સંમતિની આવશ્યકતાનો જ એ ચર્ચાઓમાં સદંતર અભાવ હોય છે. અને એ અભાવ જીર્ણ થયેલા આજના લગ્નાડંબરને નામશેષ બનાવી દે તો પણ નવાઇ નહિ. છોકરાઓને આ બાબતમાં હજુ થોડી સ્વતંત્રતા આપવામાં આવે છે, પરંતુ છોકરીઓની બાબતમાં જોઇએ તો સુશિક્ષિતોમાં પણ માત્ર અપવાદ તરીકે જ છોકરીને એવા સ્વાતંત્ર્યનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે, તો પછી અશિક્ષિતોની તો કયાં વાત કરવી ? છોકરીઓની પણ બુદ્ધિ છે, અંતઃકરણ છે એ વાત જ જાણે માવિત્રો વિસરી જાય છે,

અને એનું પરિણામ પછી ઉપર જણાવ્યું છે એવા ઉદાહરણ સિવાય ભાગ્યે બીજું કંઇ આવે છે. પરંતુ આવાં ઉદાહરણોથી માવિત્રો ચોંકાતા જ અથવા પુત્ર પુત્રીઓ આનંદિત બની બેઠા જ રહે એ આવકારદાયક તો નથી. એકબીજાને અતિક્રમણના અનધિકારી ગણતી આવી દીવાલ ઉભી કરી દેવાને બદલે આવા વિસંવાદો ટાળીને સમાન સપાટીએ સ્વસ્થ વિકાસ સાધીને સમાજની હીન અવસ્થા દુર કરવાના પ્રયાસો બંને પક્ષે થવા ઘટે છે.

( "પ્રજાબંધુ" તા. ૨૮-૧૨-૪૧ માંથી )

---

## [ ૨ ] સ્ત્રી અને પુરૂષના કાર્યવિભાગ

નાગપુર મુકામે ભરાએલા ત્યાંની સેવાસદન સંસ્થાના સ્નેહસંમેલનના પ્રમુખપદેથી સંમેલનના અધ્યક્ષ સૌ. કમળાબાઇ બંબાવાળાએ સ્ત્રીઓના હિતપ્રશ્નો સંબંધે એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. કૈ. રમાબાઇ રાનડેએ સ્થાપિત કરેલી એ સંસ્થા સ્ત્રીઓનો શૈક્ષણિક વિકાસ સાધી રહી છે એટલું જ નહિ પણ ગરીબ અને અસહાય સ્ત્રીઓને મફત શિક્ષણ પણ આપી રહી છે.

પ્રૌઢ સ્ત્રીઓને શિક્ષણ આપીને સ્વાવલંબી કરવાની તથા છોકરીઓને ગૃહિણી તથા માતા તરીકેના ક્ષેત્રમાં અધિક કાર્યક્ષમ બનવાની તાલિમ આપવાની એમણે દર્શાવેલી જરૂરીઆત સામે ભાગ્યે બે મત હોઇ શકે. પરંતુ સ્ત્રી અને પુરૂષ બન્નેની પાત્રતા જુદી જુદી હોઇ બંનેના કાર્યપ્રદેશો જુદા જુદા રહ્યા હોવાની એમની હિમાયત સાથે ભાગ્યે સર્વથા સંમત થઇ શકાય. ગણિતનાં પાઠય પુસ્તકોમા આવતા એક પુરૂષને એક કામ કરતાં આટલો વખત લાગે તો એટલાજ વખતમાં એ કામ પૂરૂં કરવા કેટલી સ્ત્રીઓ જોઇએ એ પ્રકારના સ્ત્રીઓને પુરૂષો કરતાં ઓછી શક્તિશાળી બતાવતા દાખલાઓ જેવાજ એમનો એ વિષયક યુક્તિવાદ બની જાય છે. સ્ત્રી અને પુરૂષની બૌદ્ધિક પાત્રતા વિષમ હોવાનું સાબિત થઇ શકવું મુશ્કેલ છે.

એક તો હજુ આપણા સમાજમાં સ્ત્રીની કાર્યદક્ષતા વિષે જોઇએ એટલો વિશ્વાસ ઉત્પન્ન

થયો નથી. બીજું એ કાર્યદક્ષતાને અવકાશ આપતાં ક્ષેત્રોથી સ્ત્રીઓનો મોટો ભાગ હજુ દૂર જ રહેલો છે. એવી પરિસ્થિતિમાં સ્ત્રીઓને તક આપ્યા વિના જ પુરૂષોએ પ્રચલિત કરેલો સંદેહ આગળ ધરવો એ ભાગ્યેજ કાર્યસાધક ગણાય.

ભૂતકાળની અવદશામાંથી મુક્ત થઇને ભાવિના પ્રગતિપંથે પળવાની અનેક શક્યતાઓના સંધિ-ક્ષેત્રે આજની સ્ત્રી જ્યારે આવી લાગી છે ત્યારે તેને ભૂતકાળ તરફ હડસેલવાનો કોઇ પણ પ્રયાસ સ્ત્રી દ્રોહ તરીકે ખપી જાય તો નવાઇ નહિ. લિંગભેદે કશો અધિકાર રહ્યો હોવાનું આજના વિચારકો જ નહિ પણ સદીઓ પહેલાંનો ગ્રીક ચિંતક પ્લેટો પણ કહી ગયો છે. તેના કહેવા પ્રમાણે, ' શ્રમની વહેંચણી સ્ત્રી કે પુરૂષ તરીકેની નહિ પણ બુદ્ધિ અને શક્તિ અનુસાર નિર્માણ થવી જોઇએ. કોઈ સ્ત્રી રાજકારણમાં લાયકાત ધરાવતી જણાય તો શાસનતંત્રમાં તેને સ્થાન મળવું જોઇએ; કોઇ પુરૂષ માત્ર વાસણ ઉટકવાની લાયકાત ધરાવતો હોય તો તેને ગૃહતંત્રમાં સ્થાન આપવું જોઇએ '

( "પ્રજાબંધુ" માંથી )

---

## [ ૩ ] એક છતાં બીજી

૩૦—એક વૈશ્ય ભાઇ એડવોકેટ થયેલા છે. જાહેર કામોમાં-ખાસ કરીને વિદ્યાર્થીઓમાં ભાગ લે છે. તે પોતાની પત્નીને ફોસલાવી વડોદરા લઇ જાય છે. ત્યાં થોડા મહિના જુદી ઓરડી લઇને રહે છે. સમજાવી પટાવી એક કાગળ ઉપર સહી કરાવે છે, અને પછી કોર્ટમાં જઇ છૂટાછેડા લે છે. પછી તરત જ આગળથી ઠરાવી રાખેલી એક બીજી બાઇ જોડે લગ્ન કરી નાંખે છે. બચાવમાં કહે છે કે, ' આવી સહેલાઇથી ફોસલાઇ જનારી અને બની જનારી સ્ત્રી સાથે હું શી રીતે સુખી થાઉં ? ' આ કૃત્યને આપ કેવું ગણો છો ? એની બાબતમાં સમાજનું કર્તવ્ય શું ? તરછોડાયલી બાઇએ શું કરવું ?

જ૦—એડવોકેટને શોભે એવું કામ તો મજકૂર વકીલે ન કર્યું કહેવાય. પોતાની જ સ્ત્રીને ફોસલાવવાનું દૂષિત કામ કરવાને બદલે તેને પોતાની ઇચ્છા પ્રમાણે શિક્ષણ આપી તૈયાર કરવાનું નિર્દોષ કામ તે કરી શક્યા હોત. પતિની જાળમાં તો ગમે તે પત્ની ફસાઇ જશે ને ફસાવવામાં અભિમાન માનશે. એટલે પોતાની પત્નીને ભોળવીને છૂટાછેડા કરાવતાં મજકૂર એડવોકેટે શરમાવું જોઇતું હતું.

આજકાલ વિવાહની અવગણના ઠીક પ્રમાણમાં થતી જોવામાં આવે છે. સમાજનાં પોષક બંધનોને ઢીલાં કરવાં સહેલું અવશ્ય છે, પણ તે એટલું જ ઘાતક છે. વ્યક્તિઓને એ ભલે ન જણાય, પણ છેવટે તો એમાં સમાજને નુકશાન જ થાય છે. બંધારણમાત્ર બંધન છે. કોઇ સમાજ બંધારણ વિના બાંધી શકાય નહિ. તેથી મજકૂર એડવોકેટના કાર્યનો બચાવ કોઇ રીતે સંભવતો નથી.

ત્યજાયેલી પત્નીને તો પ્રથમ સલાહ એ આપું કે તેણે કોઇ સેવાકાર્યની અંદર ગૂંથાઇ જઇ પોતે પરણી હતી તે વાતને જ ભૂલી જવી. જો એ સેવાકાર્ય જાણતી ન હોય તો તેને સારૂ તેણે શીખીને લાયક બનવું જોઇએ. જો એ પોતાના મનને વાળી ન શકે, પુરૂષસંગ વિના ન નભી શકે, તો તેણે નવો ને લાયક સાથી શોધવો જોઇએ. એવો સાથી ઝટ નથી મળી શકતો. તેથી પ્રયત્નથી સંતોષ વાળવો ને વિશ્વાસ રાખવો કે શુભ પ્રયત્ન ફળ્યા વિના નહીં રહે.

સમાજે આવા બનાવોમાં શું કરવું એ પણ વિચારવું ઘટે છે. મારી માન્યતા છે કે સમાજે આવી વ્યક્તિનો ન્યાય કરવો જોઇએ. કેવી રીતે એ કહેવું મુશ્કેલ છે. તે તે કેસને તપાસીને જ નિર્ણય કરાય. સમાજ આવા દોષોની ઉપર આંખે પાટા નથી બાંધી શકતો.

('હરિજનબંધુ' તા. ૫ મી એપ્રિલ, ૧૯૪૨ માંથી)



સુરત : મ્યુનિ. સ્કૂલબોર્ડ તરફથી રમત-ગમતો, સાથિયા, ભરત-ગૂંથણની હરિફાઇમાં વિજયી થનાર શાળાઓને કપ અને પ્રમાણ પત્રો આપવાનો મેળાવડો માજી મહેસુલી પ્રધાન શ્રી. મોરારજીભાઇના પ્રમુખપદે યોજાયો હતો. બોર્ડના પ્રમુખ શ્રી. ચંદ્રવદન શાહે તેમજ પ્રમુખશ્રીએ પ્રાસંગિત પ્રવચનો કર્યાં હતાં.

મુંબઇ : ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના આશ્રયે હેઠળ ડૉ. કેપ્ટન વજીફદારે 'હવાઇ હુમલા વખતે સાવચેતી' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું.

મુંબઇ : યુદ્ધની પરિસ્થીતિ અંગે ઉજળીયાત કોમનાં સ્ત્રી બાળકો શહેર છોડી જાય છે ત્યારે ત્યાંની મ્યુની. હેલ્થ ડીપાર્ટમેન્ટમાં કામ કરતી હરિજન સ્ત્રીઓએ પોતાનાં બાળકો સહિત એક પ્રકારનું સંરક્ષણ આપવાની ત્યાંના મ્યુની. અધિકારીઓ સમક્ષ માગણી કરી છે.

અણ્ણામા : શ્રીમતિ હંસા મહેતાએ મહિલા કાર્યકર તાલીમ વર્ગ ખુલ્લો મૂક્યો. તેમણે જણાવ્યું કે જે દેશોમાં સામાજીક સેવાનું કાર્ય પદ્ધતિસર ચાલે છે ત્યાં શિક્ષકની માફક જ કાર્યકરોને પણ તાલીમ આપવાની જરૂરીઆતનો સ્વીકાર થયો છે. અખિલ હિંદ મહિલા પરિષદે આ કેંપ ખોલીને પોતાની યશકલગીમાં એક પીંછાનો વધારો કર્યો છે.

અમદાવાદ ; એલીસબ્રીજ સ્ટેશન સામે મૂલાભાઇ કોલોનીમાં છેલ્લા બે માસથી રાત્રે નિયમીત ચોકીનું કામ થાય છે અને તેમાં સ્ત્રીઓનો પણ સંપૂર્ણ સહકાર હોઇ કોલોનીની તમામ સ્ત્રીઓએ વનલીલાબ્હેન બાલુભાઇની સરદારી નીચે રવીવારે રાતના ૯ થી ૧૨ ચોકી કરવાનું નક્કી કર્યું છે. એલીસબ્રીજ વિસ્તારમાં ચોકીનો આ પ્રથમ દાખલો છે

આણંદ : ડૉ. કુકના દવાખાનામાં બે નર્સો સ્ટવથી દાઝી મરી ગઇ છે.

રાજકોટ : કુમારી ઉષા ઉમીયાશંકર વ્યાસ રાષ્ટ્રભાષાની છેલ્લી પ્રારંભિક પરિક્ષામાં હિંદુસ્તાનભરના ૬૫૬૭ વિદ્યાર્થીઓમાં પ્રથમ ઉત્તીર્ણ થયાં છે.

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૨ : અંક ૫ પુસ્તક ૧૨ મે : ૧૯૪૨

## પ્રાર્થના

હે દયાળુ જગદાધાર;
તારો મહિમા અપરંપાર.
સર્વ જગતનો તું છે ઇશ;
હે દુનિયા રક્ષક જગદીશ.

તું છે પૂર્ણ દયાનું ધામ;
કરૂણામય છે તારૂં નામ.
સઘળે ઇશ્વર તારો વાસ;
સૂર્ય–ચંદ્રમાં કરે પ્રકાશ.

નદીઓ માંહે વહેતું નીર;
મંદ મંદ વાયે છ સમીર.
વૃક્ષોની છે શીતળ છાંય;
છે સઘળો તારો મહિમાય.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

## વાડીનો મોર

વાડીએ આવ્યો રૂપાળો મોર :
કે રૂમઝૂમ નાચતો રે લોલ !
લાવ્યો લાવ્યો સાથે રાણી ઢેલ :
કે થનગન કુદતો રે લોલ !

મોરલા પિંછડે આટલા રંગ :
કે કોણે પૂરીયા રે લોલ !
પૂર્યાં પૂર્યાં સરજનહારે રંગ :
કે નથી અધુરીયા રે લોલ !

મોરલા આવી રૂપાળી ચાંચ :
કે કલગી ઝૂલે ભરી રે લોલ !
લીલા, લાલ, ગુલાબી રંગ :
કે મિલાવટ શી કરી રે લોલ !

મોરલા ધન્ય ! ધન્ય ! તારૂં ભાગ્ય :
કે સરસ્વતી બેસતાં રે લોલ !
જગમાં સોહંતુ તારૂં અંગ :
કે સહુ જન પૂજતાં રે લોલ !

કાન્તાગૌરી ચંદ્રકાન્ત ભટ્ટ



# સીદીભાઈને સીદકાં વહાલાં !

બાદશાહ સલામતને ખુદાએ સૌ વાતની મહેર કરી હતી. ખોટ હતી એક જ વાતની. એમને એક પણ શાહજાદો ન હતો.

બાદશાહ ફરવા ગયા હતા. એમની ગાડી નીચે એક નાનું બાળક આવી જતું રહી ગયું. એની મા હાંફળી ફાંફળી દોડી ને બાળકને ઉપાડી લઈને છાતીએ દબાવી દીધું.

બાદશાહે એ જોયું. ગાડી ઉભી રાખીને બાળકની માતાને નવાજી.

બાદશાહ મહેલમાં પાછા ફર્યા.

એમના મનમાં બાળકને રમાડવાની ઇચ્છા જાગી. એમણે પોતાના માનીતા સીદીને બોલાવ્યો.

' ગરીબ પરવર ' કહેતો સીદી નૂમાન હાજર થયો.

' મારે એક બાળક જોઈએ. ' બાદશાહે કહ્યું. ' શહેરમાંથી કોઈ સુંદર બાળક લઈ આવ. મારે એને રમાડવું છે. '

સીદી નૂમાન બાદશાહને કુરનીશ બજાવીને ઉપડયો.

એણે અનેક બાળકો જોયાં. ગરીબનાં ને તાલેવંતનાં, સરદારોનાં ને અમીરોનાં, વેપારીનાં ને કારીગરોનાં જે જે મળ્યાં તે તે બાળકો જોયાં.

એને કોઈનો રંગ ન ગમ્યો તો કોઈનું રૂપ ન ગમ્યું. કોઈનું નાક નાનું લાગ્યું તો કોઈની આંખ મોટી લાગી.

એની નજરમાં ઉતરે એવું એક પણ બાળક ન જડયું.

થાકીને એ ઘેર આવ્યો.

એનો નાનો દીકરો કિલકિલાટ કરતો સામો આવ્યો. એ એની આંખમાં વસી ગયો. સૌ વાતે એ એને રૂડો રૂપાળો લાગ્યો.

એનો કાળો રંગ કે વાંકડિયા વાળ અથવા પહોળા દબાયલા નાકમાં એને જરાયે કુરૂપતા ન દેખાઈ. એને મનથી તો રૂપરૂપનો કટકો હતો. સુંદરતાનો નમૂનો હતો.

એણે બાદશાહ પાસે પોતાના દીકરાને લઈ જવાનું નક્કી કર્યું.

વહાલથી એણે દીકરાને ઉંચકયો ને દોડયો બાદશાહ પાસે.

' ગરીબ પરવર ! આપે મંગાવેલું સુંદર બાળક લઇ આવ્યો છું. ' એમ કહીને એણે પોતાના દીકરાને બાદશાહ પાસે રજુ કર્યો.

કાળા અબનૂસ જેવા બાળકને જોઈને બાદશાહને નવાઈ લાગી. સીદી નૂમાનની પસંદગી જોઇ એ અજબ થયા. એમણે પૂછયું:

' બધે તપાસ કરી ? '

'હા. ગરીબ પરવર! એકકે એના જેવું મને ન લાગ્યું.' સીદી નૂમાને જવાબ આપ્યો.

'ભલે. હવે એને લઈ જાવ.' બાદશાહે કહ્યું.

'જેવી નામદારની આજ્ઞા.' કહીને સીદી નૂમાન પોતાના દીકરાને લઈ ગયો.

એના ગયા પછી બાદશાહ સલામત પેટ પકડીને હસ્યા. એમને ખાત્રી થઈ ચૂકી કે પોતાના દીકરા જેવું રૂપાળું મા બાપને બીજું કોઈ નથી જણાતું. એ હિસાબે જ સીદી નૂમાનને એનો કાળો કદરૂપો દીકરો પણ રૂપસુંદર લાગતો હતો.

સીદીભાઈને સીદકાં વહાલાં!

શ્રી. નાગરદાસ ઈ. પટેલ

卐

# તમારી ભાષા નથી?

અમેરિકા નામે એક દેશ છે. દરિયા પારનો એ દેશ. એ દેશમાં એક આપણો હિંદીભાઈ રહે. એ ભાઈ હતો જુવાન અને ભણેલો-ગણેલો. ત્યાંના અમેરિકન કુટુંબમાં એ રહેતો હતો.

એ અમેરિકન કુટુંબમાં એક તમારા જેવો નાનકડો બાળક હતો. એને આપણી ભાષાના અક્ષરો જોવાની ઇચ્છા થઈ.

એક દિવસ પેલા જુવાનની ટપાલ હિંદમાંથી ત્યાં ગઈ. પેલા બાળકનો હરખ તો આજે માતો નથી. એને થયું, "હાશ, હવે હિંદીઓની લિપિ અને ભાષા જોવાની મળશે."

એ તરત જ પેલા જુવાન પાસે ગયો, અને કહેવા લાગ્યો, "ભાઈ, તમને વાંધો ન હોય તો તમારો પત્ર મને જોવા દેશો?"

જુવાને 'હા' કહીને પત્ર આપ્યો.

પણ પેલા બાળકને તો બિચારાને એ પણ જોઈને નવાઈ લાગી. એ બોલી ઊઠયો, "આ પત્ર તો અમારી ભાષામાં જ લખેલો છે! તમારી પોતાની કોઈ ભાષા નથી?!"

જુવાન કહે, "અમારી ભાષા તો છે."

"ત્યારે તમારા લોકોને તમારી માતૃભાષા પર પ્રેમ નથી કે શું?" પેલા બાળકે વધારે આશ્ચર્ય પામીને કહ્યું.

જુવાન-વિદ્વાન બિચારો બાળકના આ બોલ સાંભળીને શરમાઈ ગયો. કારણ એની પોતાની ભાષા તો જૂનામાં જૂની અને સર્વોત્તમ છે. પણ બીજી ભાષા તરફનો ખોટો મોહ તેમને તેમ કરતાં અટકાવે છે!

બોલો ત્યારે, તમે કયી ભાષા વાપરશો?

શ્રી. ઉમિયાશંકર ઠાકર

# વિજ્ઞાન વિનોદ

## ૧. ત્રણ ચાદરો ગરમ કે ત્રણ ચાદરો જેટલી જાડી એક ચાદર ગરમ ?

ચાદરો પોતે તો ગરમ નથી પણ તેમની વચ્ચે જે હવાનાં પડ રહે છે તે મુખ્ય પાઠ ભજવે છે. હવા એ બહુજ ધીમી ગરમી વાહક છે. ચાદરોની વચ્ચે જેટલી વધારે હવા રહેલી હોય છે એટલુ હવાનુ જાડુ પડ હોય છે અને તે આપણા શરીરનો ઠંડીથી બચાવ કરે છે. આ રીતે ત્રણ ચાદરોથી હવાનાં ત્રણ પડ બને છે. જો એક ચાદર ત્રણ ચાદરો જેટલી જાડી હોય તોપણ હવાનુ પડ તો એક જ બંધાય છે એટલે પ્રમાણમાં તેથી ઠંડી વધારે લાગે છે. આ કારણથી આપણે શિયાળામાં ઓઢવાની રજાઈ અથવા ધાબળી નીચે ચાદરની સોડ ઘાલીએ છીએ. એમ કરવાથી રજાઈને ચાદરની વચ્ચે હવાનુ વધારાનુ પડ બંધાય છે ને અંદરની ગરમીને બહાર જવા ન દઈને એ શરીરને હુંફ આપે છે. એકલી રજાઈ કે ધાબળી એટલી હુંફ નથી આપી શકતી એનુ કારણ આ ઉપરથી સમજી શકાશે.

*

## ૨. લાહી એ શી વસ્તુ છે ?

કાગળ અથવા બીજુ કાંઈ ચોટાડવાનુ હોય છે ત્યારે આપણે ગુંદર વાપરીએ છે અથવા લાહી કે સરેશનો ઉપયોગ કરીએ છીએ. સરેશ મોટે ભાગે ચોપડીઓ બાંધનાર જ વાપરે છે પણ ગુંદર અને લાહી તો ગમે તે વાપરી શકે છે. લાહી બનાવવાને માટે આપણે ઘઉંના લોટને પાણીમાં ઓગાળીને કપડાથી ગાળી લઈએ છીએ. એ ગાળેલુ પાણી સફેદ અને પાતળુ હોય છે. આ પાણીને જો ઠરવા દઈશુ તો નીચે સફેદ બારીક રજકણોનો થર દેખાશે. આ સફેદ પદાર્થને સ્ટાર્ચ અથવા કાંજી કહેવામાં આવે છે. આ સફેદ પાણીને આપણે ઉકાળીએ છીએ એટલે તે ધીરે ધીરે જાડુ તથા ચીકણુ થતુ જાય છે. અને છેવટે લાહી તૈયાર થાય છે. સ્ટાર્ચને પાણી સાથે ઉકાળવાથી તેનાં રજકણો ફાટીને એક જાતનો ગુંદર તૈયાર થાય છે. આ પદાર્થ ચીકણો હોઈ સાદા ગુંદર કરતાં સારૂ કામ આપે છે. ગુંદરના પ્રમાણમાં લાહી ઘણી જ સસ્તી બને છે એટલે તેનો બહોળો ઉપયોગ છે. લાહીને તાજીજ વાપરવી જોઈએ પણ જો તેને બેચાર દિવસ રાખવી હોય તો તેમાં મોરથુથુ અથવા 'કોપર સલ્ફેટ' નાખવુ જોઈએ. લાહી ઉકાળતી વખતે એ નાખવામાં આવે છે. મોરથુથુ નાખવાથી લાહી ગંધાઈ ઉઠતી નથી તેમજ તેમાં જીવાત પડતી નથી ને ચાર છ દિવસ રહી શકે છે.

*

## ૩. કાચ શાનો બને છે ?

કાચ એ રેતીમાંથી બને છે. રેતીને સોડા અને ચાક સાથે મેળવવામાં આવે છે અને પછી તેને ખાસ બનાવટના માટીના વાસણમાં ભરી તેને જ માટે બનાવેલી

ભઠ્ઠીમાં મૂકવામાં આવે છે. આ માટીનાં વાસણ એવાં હોય છે કે એમને લાલચોળ તપાવવામાં આવે તો પણ પીગળી જતાં નથી. એ ભઠ્ઠીની ગરમી સહન કરી શકે એવાં હોય છે. રેતી, સોડા અને ચાક એ ત્રણે પદાર્થો લાલચોળ ગરમ થાય છે ત્યારે પીગળે છે અને એક બીજા સાથે મળી જાય છે અને પાણી જેવો પ્રવાહી રસ બને છે. આ રસ તે આપણો સાદો કાચ. કાચમાંથી પહેલાં તો અમુક ચીજો જ બનતી હતી પણ હવે તેનો બહુ બહોળો ઉપયોગ થાય છે. તેનો ઘર બાંધવામાં પણ ઉપયોગ થાય છે. આવું એક મકાન લંડનમાં છે અને તેને ક્રીસ્ટલ પેલેસ કહે છે. આ મકાનના ઓરડાઓ ઘણા વિશાળ છે. તેમાં અડધો અડધ રેતી હોવા છતાં પણ એ પડતું નથી અને હજુ ઉભું છે. આવું એક આખું કાચનું બનાવેલું મંદિર હિંદુસ્તાનમાં છે અને તે ઇંદોરમાં આવેલું છે. સર હુકમચંદે બનાવરાવેલું ' શીશ મહેલ 'નું કાચનું મંદિર ઇંદોર જાવ તો જરૂર જ જોજો. એ જૈન મંદિર જોવા જેવું છે.

*

### ૪. ન ભાગે તેવો કાચ હોય છે ખરો ?

કાચની બનાવટમાં બીજી ગમે તે ચીજ વાપરીએ પણ રેતી સિવાય ચાલી જ ન શકે. કાચની બનાવટ માટે રેતી એ ખૂબ જરૂરીયાતની વસ્તુ છે. એકદમ શુદ્ધ રેતી મેળવવી અને તેને ઓગાળવી એ બહુ મુશ્કેલ છે. આવી શુદ્ધ રેતી મેળવીને ઓગાળવાનું કામ આજથી લગભગ પચીસ વરસ ઉપર જ શોધી કાઢવામાં આવ્યું છે. આવી શુદ્ધ ઓગાળેલી રેતી અથવા કવાર્ટ્ઝમાંથી બનાવેલી કોઈપણ વસ્તુ કાચની બનાવેલી વસ્તુ કરતાં ઘણી મજબુત હોય છે. તેને એકદમ લાલચોળ તપાવીને ઠંડા પાણીમાં બોળવાથી કોઇ પણ જાતનું નુકસાન થતુ નથી. આ રીતે કવાર્ટ્ઝમાંથી બનાવેલી ચીજો ઘણી જ મોંઘી પડે છે કારણ કે કવાર્ટ્ઝને વિજળીની બનાવેલી ખાસ ભઠ્ઠીમાં ઓગાળવો પડે છે અને આ ભઠ્ઠીમાં ઘણા મોટા પ્રમાણમાં વિજળીક શક્તિ વપરાય છે. ગઇ લડાઈમાં અમેરિકામાં એક નવી જાતનો કાચ તૈયાર કરવામાં આવ્યો હતો. એને ' પાયરેક્ષ ' કહે છે. અને આ કાચને ૩૯૨° F સુધી ગરમ કરવામાં આવ્યો હતો અને તરત જ બરફના ઠંડા પાણીમાં બોળવામાં આવ્યો હતો છતાં તેમાં કોઈ પણ જાતની તિરાડ પડી ન હતી તેમજ નૂકશાન થયું ન હતું.

' નવી નવાઇઓ ' ખંડ પહેલાના પાન ૧૧ ઉપર ' આર્મસલેટ ' કાચની એક ઇંચ જાડી પ્લેટ ઉપર એક હાથી ઉભો છે એવું ચિત્ર છે. એ કાચ ૧૫ અંશના ખૂણા જેટલો વળી શકે છે છતાં ભાગતો નથી તેમજ ૪૮૦° F જેટલી આકરી ગરમી પણ એ સહન કરી શકે છે.

*

### ૫. ઘન પ્રવાહી: કાચ પ્રવાહી છે ?

કાચ એ બીજી ચીજોની માફક ઘન વસ્તુ નથી પણ પ્રવાહી છે છતાં આપણે

કાચની જે ચીજો જોઇએ છીએ તે ઘન પ્રવાહી છે. કાચને તૈયાર કરવામાં આવે છે ત્યારે તે પાણી જેવા પ્રવાહી હોય છે. પાણીને ઠંડુ કરવામાં આવે છે ત્યારે તેની ગરમી ઓછી થતી જાય છે છતાં તે પ્રવાહી રહે છે અને ૩૨ અંશ સુધી પ્રવાહી રહે છે. ૩૨ અંશ એ ' ફ્રીઝીંગ પોઇન્ટ ' છે ને ત્યાં સુધી પાણી પ્રવાહી રહે છે. એ કરતાં ગરમી ઘટે તો પાણીનો બરફ થવા લાગે છે ને શુન્ય અંશ ઉપર જતાં પાણી ઠરી જઇને તેનો નક્કર બરફ બની જાય છે.

ઓગાળેલા પ્રવાહી કાચમાં આ રીતે ફેરફાર થતો નથી. તે જેમ જેમ ઠંડો થતો જાય છે તેમ તેમ ધીમે ધીમે જાડો થતો જાય છે. ગરમીનું પ્રમાણ ૨૧૯૨° F હોય ત્યારે તે એકદમ પ્રવાહી હોય છે. એ ઘટીને ૧૮૩૨° F થતાં તે ઘણો નરમ થાય છે અને એને જેમ વાળવો હોય તેમ વાળી શકાય છે. તે ધીરે ધીરે ડામર જેવો જાડો થાય છે અને પછી સખત બને છે તેમજ આપણે જોઇએ છીએ તેવો કાચ બને છે. કાચ કેટલા અંશની ગરમીએ પીગળે અથવા નક્કર બને છે એ શોધી કાઢવું તદન અશક્ય છે. તેથી જ પહેલી નજરે ઘણું જ બેહદ લાગે એવું ' ઘન પ્રવાહી ' નામ કાચને આપવામાં આવ્યું છે. કાચ આ રીતે ખીરા જેવો ' ઘન પ્રવાહી ' ન હોત તો આપણે જે જાત જાતના અને ભાત ભાતના આકારનાં કાચનાં વાસણો જોઇએ છીએ તે બની શક્યાં ન હોત. એની આ રીતે ધીરે ધીરે ઠંડા પડવાની ખાસિયતને લીધે જ વિવિધ પ્રકારનાં એનાં વાસણો તથા વસ્તુઓ બનાવી શકાય છે.

*

## ૬. રૂની માફક કાચને કાંતી અને વણી શકાય કે ?

રૂને પીંજીને તેની પુણીઓ બનાવી શકાય છે અને તે કાંતીને એના સુતરનાં કપડાં વણી શકાય છે તેવી રીતે કાચનાં કપડાં પણ તૈયાર કરી શકાય છે. એમ કરવા માટે સૌથી પહેલાં ચોખ્ખો કાચ તૈયાર કરવામાં આવે છે. આ કાચને ફરીથી ઓગાળીને તેના રસને પુવારા જેવા બહુજ બારીક કાણાંવાળા યંત્રમાંથી ફુંકવામાં આવે છે. આ રીતે જેટલા કાણાં હોય તેટલા બહુજ બારીક તાર નીકળે છે. આ તાર ઉપર ઘણી જ પ્રકાશીત રોશની નાખવામાં આવે છે કે જેથી યંત્ર ઉપર કામ કરનાર કારીગર તાર જોઈ શકે. આ તારને સુતરની અથવા રેશમની માફક કોકડાં ઉપર વીંટાળવામાં આવે છે. તે પછી આ કોકડાં યંત્ર પર ગોઠવવામાં આવે છે. આવાં બે અથવા ચાર કોકડાંના તાર ભેગા કરી તેને સુતરની માફક વળ આપી તેના દોરા અથવા સુતર તૈયાર કરે છે. તે પછી આ દોરાનો તાણો કરી શાળમાં ગોઠવવામાં આવે છે અને તેનું ચળકતુ, સુવાળુ અને સુલાયમ કપડું વણાય છે. આ વણાટ કામ લગભગ સુતરના વણાટકામ જેવું જ હોય છે. આ કપડાંમાંથી બીજી ઘણી ચીજો બને છે. આ કપડાં જેવા રંગનાં જોઇએ તેવા રંગનાં તૈયાર કરી શકાય છે. અલબત્ત કિંમતમાં તે મોંઘા હોય એ દેખીતું છે.

*

૭. કાચ સ્થિતિસ્થાપક છે ?

એક કાચનો લખોટો લ્યો અને તેને લાકડાના ટેબલ પર રાખેલા કાગળ ઉપર એક ફુટ ઉંચો પકડી રાખો. આ કાગળ ઉપર છાપવાની કાળી શાહી લઈ વચ્ચે ઘસો. હવે લખોટાને આ કાળા કરેલા ભાગ પર પડવા દો. જ્યારે તે પાછો ઉછળે ત્યારે તેને બ્લોટીંગ પેપર ઉપર ઝીલી લ્યો, હવે લખોટાને તપાસો. એ લગભગ અડધોઅડધ કાળો થયેલો દેખાશે. આથી સાબીત થાય છે કે જ્યારે તે નીચે પડયો ત્યારે તેનો નીચેનો ગોળ ભાગ ક્ષણીકવાર માટે સપાટ થઇ ગયેલો. જ્યારે તે પાછો ઉંચે ઉછળ્યો ત્યારે તેણે પાછો પોતાનો અસલ ગોળાકાર ધારણ કરી લીધો. આ રીતે જે કોઇ પણ પદાર્થ પોતાનો આકાર બદલે અને પાછો અસલ રૂપમાં આવી જાય તે પદાર્થ સ્થિતિસ્થાપક કહેવાય.

*

૮. પિત્તળ કયી ધાતુ છે ?

સામાન્ય રીતે આપણાં ઘરોમાં પિત્તળનાં વાસણ વપરાય છે પણ પિત્તળ એ કયી ધાતુ છે એ આપણે જાણતા હોતા નથી. લોખંડ, તાંબુ કલાઈ વિગેરે મૂળ ધાતુઓ છે અને તે જમીનમાંથી ખોદી કાઢવામાં આવે છે. પિત્તળ જમીનમાંથી નીકળતું નથી કારણ કે તે મૂળ ધાતુ નથી. ત્યારે એ શું છે ? પિત્તળ એ બે મૂળ ધાતુના મિશ્રણથી બને છે. બે ધાતુઓ તે તાંબુ અને જસત છે. આમાં તાંબાનું પ્રમાણ ઓછામાં ઓછું, ફક્ત અર્ધું હોય છે અથવા વધારેમાં વધારે બે ભાગનું હોય છે. ચોખ્ખુ તાંબુ બહુ જલદીથી કટાઇ જાય છે જ્યારે પિત્તળ બહુ ધીરે કટાય છે. પિત્તળનો રંગ સાધારણ પીળો હોય છે પણ જેમ જેમ તાંબાનું પ્રમાણ ઓછું થતું જાય છે તેમ તેમ તેનો રંગ ફીક્કો પડતો જાય છે અને આખરે સફેદ થઈ જાય છે.

*

૯. પિત્તળનાં વાસણોને કલાઇ શાથી કરવામાં આવે છે ?

આપણે જોયું તેમ પિત્તળ એ શુદ્ધ ધાતુ નથી પણ મિશ્ર ધાતુ છે. શુદ્ધ તાંબા ઉપર તેજાબની અને મીઠાની રસાયનિક ક્રિયા બહુ જલદી થાય છે એટલે કે તાંબુ તરત જ કટાવા માંડે છે. પિત્તળમાં પણ તાંબુ અને જસત રહેલાં છે પણ પિત્તળ ચોખા તાંબા કરતાં ઘણું ધીરેથી કટાય છે. આપણા ખોરાકમાં આપણે હમેશાં મીઠું વાપરીયે છીએ તેમજ આપણી શાક ભાજીમાં પણ વત્તા ઓછા પ્રમાણમાં તેજાબ રહેલો હોય છે. આ બેઉની તાંબા ઉપર જલદી અસર થાય છે અને પિત્તળનાં વાસણો કટાવા માંડે છે. આ કાટ નુકસાન કર્તા છે. આ બેઉ દ્રવ્યોની કલાઈ ઉપર નહિ જેવી જ અથવા બિલકુલ અસર થતી નથી તેથી જ પિત્તળનાં વાસણોને કલાઈ કરાવવામાં આવે છે. આ રીતે કેલાઇનું પાતળું પડ ચડવાથી પિત્તળનાં વાસણો કટાતાં નથી. પિત્તળનાં વાસણોને કલાઇ કરાવીને જ વાપરવાં જોઇએ.

શ્રી. પુરૂષોત્તમ છ. પટેલ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૦-૪-૪૧

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા સંસ્થાન

# ગુણસુન્દરી

તંત્રી : શ્રી. જયવતી દેસાઈ

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

સહતંત્રી : શ્રી. રમા ઠાકોર

પુ. ૩૮ મું ] જુન : ૧૯૪૨ [ અંક ૪ થો.

## અનુક્રમણિકા



## — બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : પરદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના.




પુસ્તક ૩૮મું · જુન : ૧૯૪૨ · અંક ૪ થો

# કુળવધૂને !

(૧)

વડીલ–સુશ્રુષાએ ના થાકે,
ને અહિત, સ્વપ્નેયે ન તાકે,
ભાવવિહીનતા છે, તેઓની–
–ત્હોયે તુજ કરમે,
કુળવધૂ ! ત્હોયે તુજ કરમે.

(૨)

નણદીથી કદી અતડી, ના રહે,
ભગિની સમ છે, એ ન વિસારે,
ચાડી, ચૂગલી વ્યર્થ તેની છે;
ત્હોયે, તુજ કરમે,
કુળવધૂ ! ત્હોયે, તુજ કરમે.

(૩)

પૂજ્ય, માત સમ, સાસુ જાણે,
પડતા બોલોને અનુસરે;
અસત્ય કટૂ વેણો છે તેના–
ત્હોયે, તુજ કરમે,
કુળવધૂ ! ત્હોયે, તુજ કરમે.

(૪)

પ્રભુ કરતાં, વધુ સ્વામી સંમજે,
ભર્યો ભર્યો, પ્રેમ હૃદે રાખે,
દાસી, સમ ગણના તેની છે,–
–ત્હોયે, તુજ કરમે,
કુળવધૂ ! ત્હોયે, તુજ કરમે.

(૫)

તું કૈં કદર ના હિંદુ સમાજે,
ઢોર હરાયું, વહુ છે જાણે,
નિર્દય, સાસરિયાં સંગે છે–
–પીલવું, તુજ કરમે,
કુળવધૂ ! પીલવું તુજ કરમે.

શ્રી. નટવરલાલ સી. શાહ

# સમાજની ભીતરમાં

***

અંધારી રજની શિશિર ઋતુની કાતિલ ઠંડી તણી,
ઓસીને પૂરી કે'દમાં ઘડીકમાં આકાશને આવરે.
જાતો'તો મુજ મિત્રને હું મળવા, કલ્પ વિકલ્પો મહિં,
રમતું'તું મુજ ઉર; અહ રૂદનના ક્યાંથી વિલાપો સરે ?

" ઓ પ્યારા મુજ નાથ કેમ જાઓ દાસી–હું–ને છોડીને,
મૃત્યુ હે દે ઈશ કાં ઢીલ કરે ? બાકી રહ્યું શું હવે ? "
જોઇ દૃશ્ય બની ગયો ગળગળો ડુમો ભરાણો ગળે,
સ્વપ્ના ઘોર સમું અતિ દરશ–ને જોઇ શક્યો ના ખરે !

બાળા એક અનાથ થઈ વહવતી અશ્રુ તણી ધારને,
" શું છે બાઈ, રડછ કેમ અતિશે ?" બાળા ત્યહીં તો વદેઃ–
" બંધુ ! સાંભળ કાળજાંની વિતકો માંદા હતા મુજ પતિ,
સ્નેહિ તો કૈં કે હતાં સુખમહિ આજે ગયાં સૌ ખસી.

છેલ્લાં દિવસ દશ થયાં ઉધરસે ઘેરી લીધા એમને,
દોડી ડોકટર પાસ હું નજીકના, બોલાવવા, બ્હાવરી.
જાણી સ્થીતિ અમારી ડોકટર વદ્યાઃ 'છું કામમાં હું અતિ.'
કાઢીને મુજને બહાર પછીથી ખૂણે હસ્યા એ સુખી.

આવી જ્યાં ઘર આંગણે અહા સ્વામી ગયા'તા મરી—"
બોલી એ ન શકી વધુ મુજ કને મૂરછો મહિં તે પડી.
આવ્યા કૈંક તરંગ સાંભળી કથા બાળા તણા દુઃખની,
મરતાં કૈંક હશે દવા ન મળતાં આંહિ સમાજે કુંડા.

શ્રી. દેવાયત સોની

કે . ...કે પછી મુખ સાથે જ રુદન કરી રહ્યું હતું ?

શંકાશીલ રેખાએ ભારે હૈયે મુખ ઊંચું કર્યું અને પોપચાં જરા બળપૂર્વક ઉઘાડયાં. પણ એમ કરતાં કરતાં જ તેની ધીરજ ખૂટી ગઇ. જાત પર તે વધુ સંયમ ન રાખી શકી. વેદનાના ધોધમાર પ્રવાહ સાથે તે ભયંકર વહેણ વચ્ચે સપડાઇ ગેઇ. રેખાની આંખમાં નાનાં મોતી જેમ ચળકતાં બે અશ્રુબિન્દુ જણાયાં. તેને એકાએક ડૂસકું આવી ગયું. ચંચળ જણાતાં અશ્રુબિન્દુ ગાલ પરથી સરી જઇને પાસેના મેજ પર પડયાં. રેખા ક્ષુબ્ધ ચિત્તે એક અશ્રુબિન્દુ તરફ જોઇ રહી.

સામે દેખાતા આયના માફક તે ચળકાટ મારતું હતું ખરું, પણ આયનાની જેમ તે રેખાનું પ્રતિબિંબ પાડી શકતું ન હતું—તે રેખાને પોતાનું પ્રતિબિંબ તેમાં ફરીથી જોવું પણ ન હતું. અંતરની ઇચ્છાનું એ પ્રતીક બની રહે એની જ રેખા ઝંખના કરી રહી હતી. એની એ ઝંખના અફળ તો ન જ હતી.

વેદનાના ભારથી તરફડતા હૃદયનું એ અશ્રુબિન્દુ સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્વરૂપ હતું. પણ આટલી બધી વેદના આ એકાએક કયાંથી ઊગી નીકળી હતી ?

જવાબ શોધવા રેખાએ એ અશ્રુબિન્દુ તરફ નયનો સ્થિર કર્યાં. ઉઘાડા બારણામાંથી આવતી પવનલહરીની અસરે અશ્રુબિન્દુ જોરથી હાલવા લાગ્યું ને પ્રસરી જવાની તૈયારી કરવા લાગ્યું. ગભરાટમાં ને ગભરાટમાં રેખાના અંતરે એક મોટો પડઘો કર્યો, ' ના, ના. એમ ન કરીશ હજી વાર છે "

ફરીથી જ્યારે રેખાએ એ અશ્રુબિન્દુ તરફ જોયું ત્યારે તે સ્થિર હતું. જરા બારીકીપૂર્વક જોતાં રેખાને લાગ્યું કે એક નવાજ ચહેરાએ એ અશ્રુબિન્દુમાં કોઇ અગમ્ય રસ્તે પ્રવેશ કર્યો હતો. માણસનું આખું પ્રતિબિંબ અશકય હતું છતાં રેખા આ ચહેરાને ભૂલી શકે એમ ન હતું. એ ચહેરો હતો અનિલનો. આજ સુધી મૂંગા ભાવોએ પૂજ્યો હતો એ કલ્પનામૂર્તિ અનિલ એ અશ્રુબિન્દુમાં પેસીને જાણે તેનું હૃદયમંથન નિહાળી રહ્યો હોય એવી રેખાને ભ્રમણા થઈ આવી.

પણ એ અશ્રુબિન્દુ વારંવાર હાલતું હતું. શા માટે ? અનિલ શા માટે આટલો અસ્થિર જણાતો હતો ? પોતાની પ્રાણપ્યારી સખી સરયુ તરફ તે ખેંચાતો હતો કે પછી રેખાના પિતાના કલ્પિત તિરસ્કારને લીધે તે કંપતો હતો?

ના, એ વાત તો અશકય જ હતી. બિહારીલાલ અનિલને તિરસ્કારતા ન હતા એટલું જ નહિ પરંતુ તેને માટે તેમને સારો અભિપ્રાય હતો. રેખાના વિવાહની વાત કરવા તે ઉપર/આવ્યા હતા ત્યારે રેખાએ હિંમતપૂર્વક અનિલ માટેનો તેનો પક્ષપાત જાહેર કર્યો હતો છતાં તે ચિઢાયા ન હતા; તેનું કારણ પણ તેમનો અનિલ ઉપરનો પ્રેમ એ જ હતું. અનિલ સંબંધી રેખાએ વાત કરી ત્યારે બિહારીલાલ સમભાવપૂર્વક બોલ્યા હતાઃ ' બેટા, અનિલ સાથેના વિવાહનું બની શકયું હોત તો તારા પિતાએ ક્યારનોય એ સંબંધ બાંધી લીધો હતો. પણ રેખા, રે...ખા, " બોલતાં તેમનો કંઠ ધ્રૂજતો હતો, " એનું લગ્ન તારી બહેનપણી સરયુ સાથે નક્કી થઇ ગયું છે. " ત્યારે અશ્રુબિન્દુ પાછળ રહેલો અનિલનો ચહેરો હાલતો હતો તે શું એનું સરયુ તરફનું ખેંચાણ બતાવતો ન હતો ? રેખા વિચારવા લાગી.

વળી પાછા તેને પિતાજી સાંભળી આવ્યા. વિવાહ સંબંધી વાતચીત કરવા આવ્યા હતા ત્યારે બિહારીલાલે ઊઠતાં ઊઠતાં અનિલને ભૂલી જવા રેખાને શિખામણ આપી હતી, અને પોતાની જ જ્ઞાતીના જગદીશ નામના

યુવક સાથે લગ્નસંબંધ બંધાય તે માટે સંમતિ આપવા તેને સમજાવી હતી.

"અનિલ ! અનિલ અને સરયુનું લગ્ન !" એ એકજ વિચાર રેખાને હૃદયભગ્ન કરવા બસ હતો. આજ સુધી રચેલી સ્વપ્નસૃષ્ટિ નષ્ટ થતી જોઈ તેનું હૈયું બેસી જવા લાગ્યું. વેદનાનો બોજો એટલો ભારે હતો કે જગદીશ સાથેનો સંબંધ નકારવાની રેખા હિંમત કરી શકી નહિ. બિહારીલાલનાં પગલાંનો અવાજ સંભળાતો બંધ થયો ત્યારે રેખા બેભાન થઈને જમીન પર પડી હતી. જાગી ત્યારે સામેના આયનામાં પોતાનું પ્રતિબિંબ જોઈને તે સ્તબ્ધ બની ગઈ. મુખ પરનાં આંસુ ભૂતકાળની ભૂલ રૂપે પશ્ચાતાપ વ્યક્ત કરતાં હતાં કે ભાવી લગ્ન જીવનની નિષ્ફળતા વ્યક્ત કરતાં હતાં ? રેખાને મૂંઝવતો પ્રશ્ન થયો. ભીંત પર લટકાવેલું ઘડિયાળ સાંકેતિક ભાષામાં જવાબ આપી રહ્યું હતું, "ટક, ટક–ટક, ટક."

*

રેખાની ઘણી ઇચ્છા હતી કે તે અનિલ સાથે લગ્ન કરે પણ સરયુ સાથેના તેના લગ્ન સંબંધની વાત પિતાજીને મુખે સાંભળ્યા પછી આ ઇચ્છા તેણે અંતરના એક ખૂણામાં દાબી દીધી. જગદીશ સાથે લગ્ન કર્યાં ખરાં પરંતુ છૂપો અસંતોષ તેના મનને પજવ્યા કરતો.

"રેખા, તને શું થાય છે ? હરરોજ આમ ઉદાસ શા માટે બેસી રહે છે ?" એક દિવસે સાંજે જગદીશે પૂછ્યું.

મહામહેનતે તૈયાર કરેલી સ્વપ્નસૃષ્ટિ જગદીશ સાથે લગ્ન થતાંજ તૂટી પડી હતી. આ સ્વપ્નસૃષ્ટિનો નાશ તે હસતે મુખે કઈ રીતે જોઈ શકે ! મોટરગાડી અને બાગબગીચાનાં સ્વપ્નો રૂપાળી તો ભાવના જન્મેજ આશા રાખી શકાય. જગદીશ સાથેના લગ્નસંબંધે તેની એની એક માનસસૃષ્ટિ પણ ઉથલાવી પાડી હતી. રેખા નિરાશામાં ડૂબી જતી અને તેની આંખમાંથી એક અશ્રુબિન્દુ ટપકી પડતું.

પણ જગદીશના પ્રણય-વિહ્વલ હૃદયનો વિચાર કરતી ત્યારે અંતરમાં છુપાએલા અસંતોષ માટે તે શરમાતી અને તેને પોતાની જાત પર અત્યંત તિરસ્કાર આવી જતો.

તાજેતરમાં જ લગ્ન થયાં હતાં એટલે અંતરની વ્યથા ભૂલવી મુશ્કેલ હતી. રેખાને અચાનક માતાની મમતા અને પિતાનું વાત્સલ્ય યાદ આવી જતાં. ઘણીવાર એની કલ્પનામૂર્તિ અનિલ એની સામે હસતો આવીને ઊભો રહેતો. રેખા એને દૂર કરવા ઘણું મંથન કરતી પરંતુ એ હસતા મુખનું આકર્ષણ એટલું જબરું હતું કે એને 'જીવન-સાથી' તરીકે ગુમાવવા બદલ રેખાથી એક નિઃશ્વાસ નાખી દેવાતો.

જગદીશ તેનું આ દુઃખ જોઈ વિચારમાં પડી જતો પણ 'માતપિતા યાદ આવતાં એવું આવતું હશે !' એમ માની તે મન મનાવતો. દુઃખની છાયા તેણે સતત રહેતી જોઈ ત્યારે તે વહેમાયો. 'માતપિતાનું સંસ્મરણ આટલું ચિરંજીવ ન હોય.' તે મન સાથે બબડ્યો ને એક દિવસ તક જોઈને પૂછ્યું, ' રેખા તને શું થાય છે ? હરરોજ આમ ઉદાસ શા માટે બેસી રહે છે ?"

પ્રશ્ન સાંભળીને રેખાને ગભરામણ થવા લાગી. એ ગભરાટ જગદીશ ન પકડી જાય એની કાળજી રાખીને તેણે હસતાં હસતાં કહ્યું, "મશ્કરી કરો છો કે શું ? હું વળી ક્યાં ઉદાસ રહું છું ?"

"અંતરની વ્યથા કોઈ દિવસ છૂપી રહી શકતી નથી, રેખા ! જ્યારથી આવી છે ત્યારથી તારા મુખ પર નિરાશાની ઘેરી છાયા સતત છવાએલી દેખાય છે. હસવાનો પ્રસંગ હોય ત્યાં પણ જાણે પરાણે હસતી હોય

એમ લાગ્યા કરે છે. રેખા, એવું તે કયું દુઃખ છે કે જે તું કહી શકતી નથી અને આમ મૂગે મોંઢે સહન કર્યા કરે છે ?" જગદીશે તેનો હાથ પોતાના હાથમાં લીધો.

"મારી સાથે લગ્ન કરીને તો તું પસ્તાતી નથી ને ? એમ હોય તો તને સ્વતંત્ર વર્તવાની છૂટ આપું છું પણ આમ રડતી બેસી રહે એ મારાથી નથી જોવાતું."

રેખા શો જવાબ દે ? જગદીશના પ્રેમી હૃદયની સ્પષ્ટ વાણી સાંભળીને તે **મનસા વાચા, કર્મણા** તેને વરી ન હતી એ વસ્તુ તેને સાલવા લાગી. એક બાજુ જગદીશ હૃદય-સમર્પણ કરતો હતો ત્યારે બીજી બાજુથી પોતે તેને નિષ્ઠુરપણે હસી કાઢતી હતી ! રેખાની આંખમાંથી દડદડ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.

"જગદીશ, મને માફ કરો. મારી ભૂલ થઈ."

*

"રેખા, રેખા !" ઑફિસમાંથી આવતાં વેંત જ જગદીશ ઉલ્લાસભેર ઘરમાં પેઠો.

દરરોજ કરતાં આજે જગદીશ વહેલો આવ્યો હતો. રેખા જમીન પર બેસીને વાળ હોળતી હતી.

"આજ કાંઇ આટલા વહેલા ?" વાળ હોળવાનું કામ અધૂરું રાખતાં રેખા સસ્મિત વદને બોલી.

"રેખા ! બસ, આજ તો આપણો વટ પડી ગયો." બોલતાં બોલતાં જગદીશના ચહેરા પર હર્ષની લાગણી તરવરી ઊઠી.

આજે અચાનક શા માટે 'વટ' પડી ગયો હશે તે રેખાને ન સમજાયું. ઊઠીને તેણે જગદીશે ઉતારેલો કોટ હાથમાં લીધો અને તે ખીંટીએ ભેરવતાં પૂછ્યું:

"કેમ શું થયું ? શાનો વટ પડી ગયો ?"

"થવાનું શું હતું ?" આનંદથી થનગનતા જગદીશે આગળ આવીને રેખાનો હાથ પકડી લીધો, "રેખા, કાલે અમારા સાહેબને ત્યાં ગરબાનો કાર્યક્રમ છે."

"આપણા ગુજરાતમાં પુરૂષો પણ ગરબા ગાય છે, નહિ ?" જગદીશ આજે ઉલ્લાસમાં હતો એટલે રેખાએ હળવી મજાક શરૂ કરી.

જગદીશે રેખાને જરા વધુ નજીક ખેંચી.

"રેખા, તું આવી મજાક કરતી રહે તો મારૂં જીવન ધન્ય થઇ જાય, વારૂ, ચાલ. બોલ જોઇએ શા માટે સાહેબને ત્યાં ગરબા રાખ્યા હશે ?"

"સાહેબનો સ્ત્રૈણ સ્વભાવ ધીરે ધીરે બહાર આવતો હશે."

જવાબ સાંભળીને જગદીશ હસી પડ્યો. રેખાએ પણ પાછળથી હસી દીધું.

"રેખા, આ આમંત્રણપત્રિકા જોઈ ?" ખિસ્સામાંથી એક રંગીન પતાકડું કાઢીને જગદીશે તે રેખા સામે ધર્યું. 'ઘણા આ મેળવવા ફાંફાં મારતા હતા. પણ અમારા સાહેબને તું ઓળખે છે ને ? માણસ ઓળખવામાં એમનો પહેલો નંબર. એમણે જાતે જ આ પત્રિકા આપી. સાહેબ સાથે આપણે વળી ક્યારે સહભોજન કરવાનાં હતાં ?"

"ત્યારે તો ધન્ય થઇ ગયાં આપણે !"

"તારે મશ્કરી કરવી હોય તો કર, રેખા ! પણ જો એક બીજી વાત કહું. કાલે જરા 'અપ-ટુ-ડેટ' થઇને જવું પડશે. તું સારૂં ગાઇ શકે છે એ વાત હું સાહેબને કહી આવ્યો છું એટલે....."

"મારે ગરબા વખતે ગાવું પડશે એમજ ને ? તમારા ઉત્સાહની માત્રા પણ ભલા, ખરી વધી ગઇને ?" રેખા ક્વચિત ગાતી ખરી પરંતુ અંતરમાં કોઇ દિવસ

ગાએલું નહિ એટલે ગરબામાં ગાવાની સૂચના સાંભળીને તે સંકોચાતી હતી.

" રેખા, એ ગમે તે કહે. તારે ગાવું તો પડશે જ. જો, તારી પાસે સારાં સારાં લુગડાં છે ને ? "

" હં, તેનું શું ? "

" અંગ પર દીપી નીકળે એવાં ઘરેણાં છે?"

" હાથ પરની બે સોનાની બંગડી છે. પણ એ તો ચાલશે. "

" ચાલશે એમ નહિ. તારે એવો પોશાક પહેરીને જવું જોઈએ કે જોનાર તો ઘડીભર આશ્ચર્યમૂઢ જ બની જાય. "

આ વાક્ય રેખાની મૃતપ્રાય કલ્પનાસૃષ્ટિ ખડી કરવા બસ હતું. તેની પાસે સારાં સારાં લુગડાં હતાં, હાથ પરની બંગડીઓ હતી, કાનનાં કુંડળ હતાં, અંબોડા માટે એક સુશોભીત વેણી હતી. એક ગળું ફક્ત ખાલી ખાલી જણાતું હતું.

એ ઊણપ પૂરી શકાય ખરી ? તેને સરયુ યાદ આવી. એકવાર 'મિજબાની'ને પ્રસંગે સરયુએ એવો સરસ એક રત્નહાર પહેર્યો હતો કે સર્વત્ર એની જ પ્રશંસા થતી હતી. એ રત્નહાર મારી પાસે હોય તો !

વિચાર આવતાં રેખા હર્ષઘેલી બની ગઇ.

" મારી બહેનપણી પાસે એક સુંદર રત્નહાર છે. તે પહેરવા માટે માગી લાવું ? "

જવાબમાં જગદીશે પચીસ રૂપિયાની નોટો રેખાના હાથમાં મૂકી દીધી. " તારે કરવું હોય તે કર. પણ આપણે તો ' અપ ટુ-ડેટ ' બનીને જ જવું જોઇએ. જેવો તેવો પણ હું સાહેબના હાથ નીચેનો કારકુન ! "

*

જોઇતી તમામ વસ્તુઓ પાસે હતી એટલે રેખાએ અગાધ આત્મસંતોષ સાથે સજ્જ થવા માંડયું. નવાં ચળકતાં વસ્ત્રો પહેર્યાં. માં સુગંધીદાર તેલ નાખ્યું. મોં પર જરા 'સ્નો' ચોપડી લીધો. અંબોડે વેણી ગૂંથી. હાથ પર રીસ્ટ-વૉચ અને બંગડી ચઢાવી લીધાં. કાને કુંડળ લગાવ્યાં.

સામેના આયનામાં પ્રતિબિંબ જોતી જાય અને રેખા સજ્જ થતી જાય. ખુરસી પર બેસીને રેખાનું દેહ-સૌન્દર્ય નિહાળતા જગદીશને લાગ્યું કે તેના ઘરમાં સાક્ષાત રંભાદેવી જ પધાર્યાં છે. વસ્ત્રપરિધાન કરતાં જાત જાતનાં કલાત્મક અભિનય કરતી રેખા જગદીશને મોહભરેલી એક સજીવ પૂતળી જેવી લાગી.

રેખાનું ધ્યાન શણગાર સજવામાં રોકાયેલું હતું. બધી વસ્તુ પહેરી લીધી. એક રત્નહાર-પાસેના ટેબલ પર પડયો પડયો અજબ જાદુ કરતો રત્નહાર-બાકી હતો. ધડકતા હૈયે રેખાએ એ હાર ઉપાડયો. આંગળાંથી સ્પર્શ કરતાં કરતાં તો સમસ્ત શરીરમાંથી એક આછી ઝણઝણાટી પસાર થઈ ગઇ. રેખાએ એક રમ્ય કંપારી અનુભવી. તેણે ધ્રુજતે હાથે હાર ઉપાડયો ને ધીમે ધીમે હાથ ઊંચા કર્યા. ગળા પાસે હાથ આવતાં તેણે મુખ નીચું કર્યું-રત્નહારને એક વ્હાલભરી ચૂમી લીધી.

જગદીશને આ જોઇ હસવું આવ્યું.

" વાહ, મારી રંભા ! " સામે ઊભેલી રેખા ભલભલા ઋષિમુનીઓને ચળાવે એવી હતી ત્યાં બિચારા જગદીશનું શું ગજું ?

" જુઓ, પાછું..." રેખાના પ્રતિબિંબે જગદીશને ઠપકો આપ્યો.

" ચાલ ભાઈ! ચાલ. ઉતાવળ કર. " જગદીશે ઉતાવળ કરવા માંડી.

લીલાં લાલ મોતીથી ચળકતો હાર રેખાએ ગળામાં પહેરી લીધો. આત્મસંતોષનું એક ગૌરવભર્યું સ્મિત કરીને તે પાછી વળી અને જગદીશ સામે જોઇને કહ્યું, ". ચાલો, કયારના ઉતાવળ કરો છો તે ! "

" રેખા, તું મહારાણી બની જાય તો

આ સેવકનો ભાવ પૂછે ખરી ? " પાસે આવી રેખાનો હાથ પકડી લેતાં જગદીશે પૂછ્યું.

" તોબાહ ! ભાઇસા'બ, તમ પુરુષલોકથી. " રેખાએ હસીને એક મીઠો ઠપકો આપ્યો.

ઘોડાગાડીમાં બેસી બન્ને સાહેબના બંગલા પાસે આવ્યાં. નવાં વસ્ત્રો અને અમૂલ્ય રત્નહારથી સજ્જ થએલી રેખા બીજી સ્ત્રીઓ કરતાં જૂદી જ તરી આવતી હતી, નક્ષત્રો વચ્ચે શોભી રહેલા ચંદ્રની જેમ તેનું સૌંદર્ય સોળે કળાએ ખીલી નીકળ્યું હતું. લોહચુંબક તરફ ખેંચાતી સોયની માફક બધાનાં નયનો વળીવળીને રેખા તરફ ખેંચાતાં હતાં. રોમેરોમ ચેતનાના ફુવારા ઉરાડતી આ સૌન્દર્યમૂર્તિ ઘડીભર દરેકના હૃદયમાં રમી રહેતી.

ત્યાં તો સ્ત્રીઓએ ભેગાં થઇને ગરબો શરૂ કર્યો. ખુદ સાહેબના અને બીજી બધી સ્ત્રીઓના આગ્રહથી રેખાએજ ગાવું શરૂ કર્યું:

" આવો રબારણ હો,
મારે નેસલડે. "

વચમાં વિજળીનો ગોળો હતો અને તેની આજુબાજુ સ્ત્રીઓ ગોળાકાર ગોઠવાઇ ગઇ હતી. વિજળીની બત્તીનો પ્રકાશ કિંમતી લુગડાં પર પડતો ત્યારે તેમાંથી તેટલો જ પ્રકાશ પાછો ફેંકાતો. રેખા પાસે કિંમતી વસ્ત્રો હતાં, શરીર પર જોઇએ તેવું ઘરેણું હતું અને અધૂરામાં પૂરૂં પેલો રત્નહાર તેની ડોકમાં ચળકતો હતો એટલી તેની આજુબાજુ ચારે તરફ પ્રકાશ, પ્રકાશ થઇ રહ્યો હતો.

કોઈ અદમ્ય ઉત્સાહથી પ્રેરાઇ હોય એમ ગરબા ગાતાં ગાતાં રેખા ઝડપથી નિશ્ચિત કરેલા કુંડાળામાં ફરી રહી હતી. કુશળ નટરાજને શરમાવે તેવા વેગથી એના અંગ પ્રત્યંગનું હલનચલન થઇ રહ્યું હતુ. ગીતના ભાવને અનુરૂપ મુખ પરની રેખાઓ બદલાતી હતી. મંત્રમુગ્ધ બનીને પ્રેક્ષકવર્ગ એ અભિનય નિહાળી રહ્યો હતો. રેખાના ગીતના સ્વરો હવામાં ચોમેર ગૂંજતા હતા:

" આવો રબારણ હો,
મારે નેસલડે. "

ઠેકઠેકાણેથી ' વાહ, વાહ 'ના પોકારો ઊઠવા લાગ્યા. રેખા વધુ ખીલતી ગઈ. શક્ય એટલા માધુર્યથી તેણે એક પછી એક ગરબા ઉપાડવા માંડ્યા. પ્રેક્ષકો તરફથી વળી પાછા આનંદના અવાજ આવવા લાગ્યા, રેખા વધુ જોરથી એ નિશ્ચિત કુંડાળામાં ફરવા લાગી. પણ ચાર પાંચ ગરબા પછી તે થાકી ગઇ. કુંડાળામાંથી તે ધીરે રહીને બહાર નીકળી ગઈ. દૂર ઊભેલો જગદીશ તેની પાસે આવી પહોંચ્યો.

" રેખા, પણે ચાલ. ખુરસી પર બેસી જા. થાકી ગઈ હોઇશ. "

ત્યાં બેઠાં બેઠાં બન્ને ગરબાનૃત્ય નિહાળવા લાગ્યાં. આમંત્રિત ગૃહસ્થોના આગ્રહથી રેખાને ફરીથી ગાવા ઊઠવું પડ્યું. પણ એક ગરબો ગાઇને તે પોતાના સ્થાને આવીને બેસી ગઇ. અડધા કલાક પછી ગાયનવાદનનો કાર્યક્રમ પૂરો થયો એટલે સહભોજનનો કાર્યક્રમ શરૂ થયો. એનાથી પરવાર્યા એટલે થોડો વખત ગપ્પાં મારવામાં ગયો. પુત્રજન્મ બદલ સાહેબને અભિનંદન અપાયાં. આખરે એક પછી એક બહાર જવા લાગ્યાં. જગદીશે પણ રજા લીધી.

" રેખા, ચાલો જઇશું ! "

" હં. ચાલો. "

બન્ને રસ્તા પર આવ્યાં.

" રેખા, ઊભી રહે. કોઇ ગાડીવાળો હોય તો તપાસ કરૂં. "

" રહેવા દો ને, ધીમે ધીમે ચાલતાં પહોંચી જઇશું. "

" આટલી તો થાકી ગઇ છે, " ગરબા ગાતાં ઝડપથી ફરતી રેખા કેટલી થાકી ગઇ

હતી તે જગદીશ સારી પેઠે જાણતો હતો, ' હવે ચાલી શકીશ ક્યાંથી ? "

રેખાને અંધારામાં ઊભી રાખીને તે આગળ ગયો અને થોડીવારમાં જ ઘોડાગાડી સાથે પાછો આવ્યો. રેખા ગાડીમાં બેઠી.

" આજ તો તેં કમાલ કરી, " તે ગાડીમાં બેઠી એટલે જગદીશ બોલ્યો, " ખુદ સાહેબ પણ તારાં વખાણ કરતા હતા. "

" જાવ, જાવ હવે. આમ શું બોલતા હશો ? " કૃત્રિમ રોષ સહિત રેખા બોલી.

" તું એને મશ્કરી ધારે છે ? "

" ત્યારે બીજું શું ? "

ધીમે ધીમે બન્ને વાતચીતમાં તલ્લીન થવા લાગ્યાં. એકધારી ચાલી રહેલી ગાડીના અવાજમાં એમના શબ્દો આછા ને આછા સંભળાતા ગયા. આસપાસના અંધકાર પર વિજય મેળવ્યાનો આનંદ અનુભવતો ગાડીવાન મસ્ત બનીને ભજનિયાં લલકારતો હતો. સૌ પોતપોતાના કાર્યમાં મસ્ત હતાં: જગદીશ-રેખા વાતો કરવામાં, ગાડીવાન ભજનિયાં લલકારવામાં અને ઘોડો દોડવામાં. પણ કુદરતથી આ એકતાનતા સહન ન થઇ શકી. રસ્તામાં ખાડો આવતાં ઘોડો સહેજમાં પડતાં બચી ગયો. જગદીશે ઝાલી લીધી ન હોત તો રેખા ઊઘડી ગએલા બારણામાં થઇને જમીન પર ગબડી પડત. ભજનિયાં ગાતો ગાડીવાન અકસ્માત જેવું લાગતાં ચોંકી ગયો. ગભરાઇને તેણે લગામ હાથમાં ખેંચી. ઘોડો ઊભો રહ્યો.

" સાહેબ ! આપને વાગ્યું નથી ને ? " તેણે ગભરાટભર્યા ચહેરે જગદીશને પૂછ્યું.

" ના રે ના. તું તારે ચલાવને. "

થોડા વખત પછી ગાડી ઊભી રહી. જગદીશે પૈસા ચૂકવ્યા અને રેખા સાથે ઊતરીને ઘરમાં પેઠો.

" આજ કામદેવની રતિ પણ શરમાઇ ગઇ, રેખા !" ઓરડામાં આવતાં જગદીશ બોલ્યો.

" તમે ય શું આમ મશ્કરી કરો છો ? " રેખાએ તેને પ્રેમભર્યો પ્રત્યુત્તર આપ્યો.

અચાનક તેની નજર સામે પડેલા અરીસા તરફ ગઇ. જેને બધા આટલું વખાણતા હતા તે, પોતાનું સૌન્દર્ય જોવાની ઇચ્છા તે કાબુમાં ન રાખી શકી. દોડીને તે અરીસા સામે ઊભી રહી અને પોતાના પ્રતિબિંબ તરફ આતુરતા ભર્યાં નયનો ફેરવ્યાં. પણ પ્રતિબિંબ જોતાં જ તે આભી બની ગઇ. તેની આંખો ખેંચાવા લાગી. મગજ ભમી જવા માંડ્યું. આખા ચહેરા પર પ્રસ્વેદ જામી ગયો. કંઠ ફાટી જવા લાગ્યો. મહામહેનતે તે બોલી શકી.

" જ...ગ...દી...શ ! ર...ત્ન...હા...ર ખો...વા...યો. સ...ર...ખુ...ને શો... જ...વા...બ દ...ઇ...શ ! "

*

બહુ તપાસ કરી પણ રત્નહારનો પત્તો ન લાગ્યો. પોલીસમાં ખબર આપી, ઓળખીતાઓને પૂછી જોયું, પણ પરિણામ શૂન્ય. ભગ્નહૃદયે જગદીશ ઘરમાં પેઠો.

" રેખા, મને એક જ ઉપાય જડે છે. મરતી વખતે પિતાજી એકાદ હજાર રૂપિયા મૂકતા ગયા છે. ને એકાદ હજાર આ દરદાગીના વેચતાં મળી જાય. બીજા એક હજાર સગાં-વહાલાં પાસેથી માગી લાવીએ તો ત્રણ હજારમાં ખોવાયો તેવો જ એક રત્નહાર મળે એમ છે. એક ઝવેરીને કહી મૂક્યું છે. ત્રણ હજારમાં હાર આપવા એ તૈયાર છે. પણ હારમાં બિલકુલ ફેર નથી-ખોવાયો હતો તેના જેવોજ છે. એકવાર જોઇશ એટલે તને પણ આ વાતની ખાત્રી થશે.

" પણ એ હજાર રૂપિયા પાછા વળાશે ખરા ? " પતિનો આત્મભોગ જોઇ ચકિત થએલી રેખા ધ્રૂજતે કંઠે બોલી.

" હિંમત રાખીશ તો સઘળું દેવું વાળી દેવાશે, " એક પુરૂષને છાજે એવી રીતે જગદીશ તેને શાન્તવન આપતો હતો. " ઘરનું

ફરનીચર ઓછું કરવું પડશે. નોકરચાકરને રજા આપવી પડશે. કરકસરથી ઘર ચલાવવું પડશે. આટલી તૈયારી હોય તો પાંચ વર્ષમાં દેવું વાળી દેવાશે."

જવાબ સાંભળીને રેખા રડી પડી. "જગદીશ, હું તમારે લાયક નથી."

*

હપ્તે હપ્તે કરતાં જગદીશે પાંચ વર્ષમાં સઘળું દેવું ચૂકવી દીધું. રેખા એવી કરકસરથી ગૃહસંસાર ચલાવવા માંડી કે તે જોઇને ખુદ જગદીશને પણ આશ્ચર્ય થવા લાગ્યું. કપડાંલત્તાંની શોખીન રેખા આવી સાદાઇથી રહી શકતી હશે એ વાતનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

"હું ધારતો હતો કે આ સાદાઇભર્યા વાતાવરણમાં તું ગોંધાઇ જઇશ રેખા!" એક દિવસ જગદીશે હસતાં હસતાં કહ્યું.

"પ્રથમ મને એમજ લાગતું. પણ હવે તો એનાથી એવી ટેવાઈ ગઈ છું કે અહિંથી છૂટા થવાનું મન જ નથી થતું."

—આમ બન્નેના દિવસો સુખમાં પસાર થતા હતા. એક દિવસ રેખાએ સરયુને જોઇ. એને બોલાવવી કે નહિ એ પ્રશ્ન તેને ઘડીભર મૂંઝવી રહ્યો.

પોતાના એકનો એક પ્રેમી અનિલને ઝૂંટવી જનાર આ સરયુ! પણ હવે અનિલ માટે રેખાને પહેલાં જેવી લાગણી ન હતી,

સરયુ! નાનપણની આ સરયુ, ભલે એ અનિલને ઝૂંટવી ગઇ. રેખાને માટેનો એનો પ્રેમ હજી પહેલાં જેવો જ હશે ને! નહિતર વગર આનાકાનીએ કિંમતી રત્નહાર આપે ખરી! રત્નહાર ખોવાયાની ખબર પડી હોત તો એ કદાચ નવો હાર લેત જ નહિ!

સરયુ! હા, મારી બાળપણની સખી સરયુ!

બચપણ યાદ આવતાં જ સરયુ માટેનો પ્રેમ વધી ગયો અને રેખાએ દૂર જતી સરયુને બૂમ પાડીઃ 'સરયુ! સરયુ!" બૂમ સાંભળી સરયુ ઊભી રહી.

"ઓ હો! કોણ, બહેન રેખા! આટલા દિવસથી ક્યાં હતી? મોં પર કેટલો બધો ફેરફાર થઇ ગયો છે? હું તો તને ઓળખી પણ ન શકી."

રેખા તેને તેડીને ઘેર આવી. વાત વાતમાં હાર ખોવાયાની વાત રેખાથી અજાણતાં જ કહી દેવાઇ. નવો હાર ખરીદીને આપ્યો હતો તે વાત સાંભળતાં જ સરયુ આશ્ચર્યચકિત થઇ ગઇ.

"ગાંડી રે ગાંડી," જરાવાર રહીને તે ખડખડાટ હસી પડી, "ખોવાયો એ હાર તો બનાવટી હતો. એની કિંમત પૂરા સો રૂપિયા પણ નહિ હોય. કાલે આવીને તારો સાચો હાર લઇ જજે."

રેખાની આંખમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. તેણે પાસે બેઠેલી સરયુના હાથ પકડી લીધા.

"સરયુ! સરયુ, તું બહેન કેટલી ભલી છે?"×

---

× ફ્રેંચ સાહિત્ય સમ્રાટ ગાય-દ-મોપાસાંની વિશ્વવિખ્યાત નવલિકા 'The Necklace'નું ઘટિત ગુજરાતી રૂપાંતર—

---

ફાયદો શું?

**શિક્ષક** : ચાલ રમણ, ઉભો થા, બોલ અંગ્રેજોએ હિંદ જીત્યું તેથી શો ફાયદો થયો?

**રમણ** : સાહેબ, બે ઇતિહાસ શીખવા પડયા.

—કનૈયાલાલ ભાઇલાલ સંઘવી

# સ્ત્રીની મનોરચના, કાર્યક્ષેત્ર અને શિક્ષણ

લેખક : સંસારશાસ્ત્રી

સ્ત્રીઓ પોતાનાં કાર્યક્ષેત્ર કે મનોરચનાને અનુકૂળ શિક્ષણ મેળવે એની સામે કોઇને ભાગ્યે વાંધો હોઇ શકે. વાંધો ત્યાં આવે કે એ કાર્યક્ષેત્રની કે મનોરચનાની બિલકુલ ઉપેક્ષા કરવામાં આવે છે. એવી સંસ્થાઓમાં આજે સ્ત્રીઓને શિક્ષણ આપવામાં આવે છે, જે સ્ત્રીને એક સ્ત્રી તરીકે ભાગ્યે જ પથ્ય ગણી શકાય. સ્ત્રીઓ માટે જુદાં જ વિદ્યાલયો રાખવા તરફ હજુ બહુ ધ્યાન ખેંચાયું નથી, પરંતુ હાલના વિદ્યાલયોમાં શિક્ષણ મેળવીને સુશીલને બદલે મિજાજખોર બની જતી સ્ત્રીઓનો પરિચય તો અત્યારે પણ થઇ રહ્યો છે.

આજે સ્ત્રીઓને અપાતું શિક્ષણ જેમ સ્ત્રીઓના પુરૂષીકરણમાં પરિણમે છે તેમ સિનેમા ને કથાસાહિત્ય જેવાં સાધનો એને અનેક ભ્રમોનો ભોગ બનાવે છે. મોટે ભાગે અહીંની સ્ત્રીઓના કરતાં પશ્ચિમની સ્ત્રીઓનું જીવન આદર્શ હોવાનો જ એ ભ્રમ હોય છે. પરંતુ સાહિત્ય, રાજકારણ કે વિજ્ઞાન વગેરેના ક્ષેત્રમાં માદામ ક્યુરી પર્લ બક, કુપ્સકાયા કે મિસીસ વેબ 'જેવી કેટલી સ્ત્રીપ્રતિમાઓ પશ્ચિમે પણ પેદા કરી ? યુરોપ અમેરિકામાં પુરૂષ પ્રમાણે જ સ્ત્રીઓને શિક્ષણ અપાવવાની શરૂઆતને લગભગ એક સૈકો થવા આવ્યો હોઇ, પ્રયોગની નજરે એટલો સમય કંઇ ઓછો ન લેખાય. મતદાન અને સભાસદના હક્કો મેળવીને પણ પશ્ચિમની સ્ત્રીઓએ કાંઇ વિધાયક સ્વરૂપની કામગીરી કરી બતાવી હોય એમ નથી જણાતું. ઉલટું એ શિક્ષણ સાંસારિક સુખ વિકસાવવાને બદલે આપત્તિ ઉભી કરી રહ્યું છે, જેના દુષ્પરિણામનાં ચિહ્નો અહીં પણ જણાવા માંડ્યાં છે.

" અર્થપ્રાપ્તિને પ્રાધાન્ય મળતાં અમેરિકામાં જે પરિણામ આવ્યું છે તે એ કે, સેંકડે ૭૭ સ્ત્રીઓ ગૃહકૃત્યોની બાબતમાં નાલાયક નીવડી છે. એમાંની ૬૦ ટકા જેટલી વયોમર્યાદા વટાવી જવાને લીધે વિવાહ માટેની યોગ્યતા ગુમાવી બેઠી છે. લગ્નસંસ્થા અસ્થિર બની છે, વ્યભિચાર પ્રચલિત થયો છે, સ્વૈરાચારને કારણે અવિવાહિત માતાઓની સંખ્યા પણ વધવા લાગી છે."

એકલા બોસ્ટન શહેરમાં જ અવિવાહિત માતાઓ માટે પાંચ પ્રસૂતિગૃહો ચાલે છે. ત્યાંના સમાજશાસ્ત્રીઓને તો હવે ચિંતા પેઠી છે કે લગ્નો કરતાં પણ છૂટાછેડા વધી જશે કે શું ?

સ્ત્રીની વિવાહક્ષમતાનો વિચાર શિક્ષણ દરમ્યાન ભાગ્યે કરવામાં આવે છે. સામાન્યતઃ ૧૬ થી ૨૦ની વય સુધી સ્ત્રીની વિવાહક્ષમતા સેંકડે ૯૦ ટકા હોય છે અને જેમ જેમ વય વધતી જાય છે તેમ તેમ એ ઘટતી જાય છે. લાકડે માંકડું વળગાડવું એવો એનો અર્થ નથી. સ્ત્રીને પોતાની પસંદગી માટેની સંધિ ભલે આપવામાં આવે, પણ આ ભૌતિક સત્યની ઉપેક્ષા થવી યોગ્ય નથી.

પશ્ચિમના દેશો જે વિપરીત અસર સ્વીકારતાં નથી અચકાતા એ સ્વીકારતાં આપણે પણ ન અચકાવું જોઇએ કે અત્યારનો શિક્ષણનો પ્રબંધ સ્ત્રીઓનું પુરૂષીકરણ અને પુરૂષોનું સ્ત્રીકરણ કરવામાં મુખ્ય ભાગ ભજવે છે.

" એક હાકથી મેદાન ગજવવાને બદલે આજનો વિદ્યાર્થી સ્ત્રી જેવું અંગલાલિત્ય અને સ્વરમાર્દવ માગી રહ્યો છે ત્યારે વિદ્યાર્થીનીઓને પુરૂષોનાં ક્ષેત્રમાં પેશકદમી કરી પોતાની મર્દાનીનો સ્વીકાર કરાવવો છે."

સ્ત્રીઓનું પુરુષીકરણ થતાં તેમનામાં સમલિંગી સંભોગની જાતીય વિકૃતિ પેદા થાય છે. વળી પ્રૌઢ વયે વિવાહમાં જોડાનાર સ્ત્રીની સંતતિ ભાગ્યે જ ઉછરે છે એ કેથેરિન ડેવિસે જાતે એકઠા કરેલા આંકડા દર્શાવે છે. વિવાહક્ષમતા અને લગ્ન વચ્ચેનો ગાળો જેમ લાંબો તેમ તેથી થતી પ્રજા અશક્ત અને કમતાકાત જન્મે છે.

સ્ત્રી અને પુરુષનાં કાર્યક્ષેત્ર ભિન્ન છે. મનોરચના ભિન્ન છે. માનવજાતના સાતત્યને અનુલક્ષીને જ એ ભિન્નતા નિર્માણ થઇ છે. છતાં આજની શિક્ષિત સ્ત્રીને ગૃહકૃત્યો, સંતાનો કે કુટુંબનું ક્ષેત્ર સંકુચિત લાગે છે અને એનું પરિણામ ત્રિવિધ અધોગતિમાં જ આવે છે.

ખરું જોતાં સ્ત્રીનું સારું માનસિક સામર્થ્ય એક નૈસર્ગિક જવાબદારીની પૂર્તિમાં જ કેન્દ્રિત હોય છે, અને એ સામર્થ્ય એ જવાબદારીની શારીરિક પૂર્વ-તૈયારીમાં જ ખરચાતું રહે છે. એનો ઇતરત્ર ઉપયોગ ભાગ્યે જ થઇ શકે છે. જગતના ઇતિહાસમાં કોઇ પણ ક્ષેત્રમાં સ્ત્રીઓનું કર્તૃત્વ અતિમર્યાદિત શા માટે નજરે પડે છે તેનું પણ એજ કારણ છેઃ પુરુષ બહુક્ષેત્રવ્યાપી બની શકે છે, કારણ સ્ત્રીની પેઠે તેનું શારીરિક અને માનસિક સામર્થ્ય એકજ વિશિષ્ટ દિશા તરફ વળેલું નથી હોતું. જ્યારે સ્ત્રીઓની બાબતમાં તો એક માનસશાસ્ત્રી કહે છે તેમ

"Her libido is less diffusive for the same reason that it is more intensely absorbed in connection with her primal instincts of sex."

સ્ત્રી પોતાની નૈસર્ગિક જવાબદારી ટાળી શકે તેમ નથી. વાસનાપૂર્તિ એ પ્રાણીજીવનનું એક આવશ્યક અંગ છે. એ દેહધર્મ સ્ત્રીથી ટાળી શકાય તેમ નથી. એ ટળી જવાનો ક્વચિત ભાસ થાય છે પણ તર્ક મળતાં એ એવો ઉથલો મારે છે કે તેનાં પરિણામ અ[illegible] ભયંકર આવે છે. 'The Riddle o[illegible] Woman' નામના ગ્રંથમાં ડૉ. ટેન[illegible] આમ લખે છે,

"She may, individually forego he[illegible] privilege or evade her ordeal b[illegible] willfully flouting the command o[illegible] "barbarous" nature, but sh[illegible] cannot rebuild her mechanism t[illegible] suit her fancy or her misguide[illegible] judgment."

ડૉ. ટેનન આમ જ નહિ પરંતુ ડૉ[illegible] મેરી સ્ટોપ્સ પણ પોતાના 'Marrie[illegible] Love'માં જણાવે છે કે,

"વાજબી કરતાં અધિક સમય સુધી સ્ત્રી અવિવાહિત રહે તો તેને જુદા જુદ[illegible] પ્રકારના માનસિક અને શારીરિક રો[illegible] થવા પામે છે."

ડૉ. ટોમસ, ડૉ. સ્ટેનલે હોલ, ડૉ. ગાલ્ટન[illegible] ડૉ. એવિનસન, ડૉ. આર. ટી. ટ્રાલ વગેરેનો પણ અનુભવસિદ્ધ અભિપ્રાય એ છે કે, સ્ત્રીની શક્તિ અવાંતર કાર્યમાં ખર્ચાવા માંડે તો પોતાની નૈસર્ગિક જવાબદારી પાર પાડવાનું સામર્થ્ય તેનામાં રહેતું નથી. વિવાહમર્યાદા વીસ વરસથી જેમ આગળ ઠેલાય તેમ તેમ સ્ત્રીનાં પ્રજોત્પાદનક્ષમતા અને અપત્યપોષણ પર કાપ પડતો જાય છે.

સ્ત્રી એ માનવવંશની માતા છે, શાશ્વત માતા છે. એનું લૈંગિક જીવન પુરુષની પેઠે આનંદની એક ક્ષણ માત્ર નથી, તેનું સર્વસ્વ છે. એટલે એની મનોરચનાના અનુરોધ પ્રમાણે જ એનું શિક્ષણ અને કાર્યક્ષેત્ર યોજાવું જોઇએ, અને એક સમાજશાસ્ત્રીના કહેવા મુજબ એ કાર્યક્ષેત્રમાં આ છ યે અંગોનો પરિપોષ થવો જોઇએ; ૧ આર્થિક, ૨ આધ્યા[illegible]

ત્મિક, ૩ શૈક્ષણિક, ૪ સંરક્ષક, ૫ ઉત્પાદક, ૬ પ્રેમસંવર્ધક.

"સ્ત્રીની આજની અધોગતિ શિક્ષણદ્વારા થઇ રહેલા તેના પુરૂષીકરણ ( masculinization) ને આભારી છે, અને પુરૂષની ગુલામગીરીને બદલે પૈસાની ગુલામગીરી એનો વધુ ને વધુ વિનિપાત કરી રહેલ છે."

સ્ત્રી પરતંત્ર કે પુરૂષની ઓશિયાળી ન રહેવી જોઇએ એ વાતથી અસંમત થનાર કોઈ મૂર્ખજ હોઇ શકે, પણ એ સ્વતંત્રતા કેવા પ્રકારની હોવી જોઇએ એ દર્શાવતા ડૉ. ટેનન ઓમના આ અભિપ્રાયથી અસંમત થનાર શાસ્ત્રીય નજરે કદાચ એથી પણ મોટો મૂર્ખ ઠરે કે,

"Emancipation, if it means anything at all, means freedom, not from woman's sex personality, but freedom to develop her specific biologic background to the fullest advantage in the interest of social progress."

---

## હૈયાસૂના

: : રાગ—સારંગ : તાલ—હીંચ : :

[ લય : મેહુલો ગાજે ને માધવ નાચે ]

સુનાં મંદિર સુની લાગે રાતલડી, સોણુલે ભરી મારી નીંદરડી,
પળમાં ચમકતી પળમાં ઝબુકતી, સોણુલે ભરી મારી નીંદરડી;

પંખેરૂ પળભર ધોને પાંખલડી, ઊડી આકાશે ભમું શોધતી,
જળ વીણુ મીન સમી વ્યાકુળ ભામિની, જોતી વ્હાલા ત્હારી વાટલડી. સુનાં૦

આવ્યો હીમાળો શીતળતા વ્યાપી, પ્રજળી ભડકે વીરહીણી સખી,
છેહ દઇ કાંત થયા ન્યારા સાહેલડી વેરણ બની મારી શોકલડી. સુનાં૦

સમીર સુગંધે જાણ્યું આવી વસંતડી, રસીયા વિના હું તો એકલડી,
ફાગ ખેલી ભીંજે રસીયાં રસરંગથી, અશ્રુએ ભીંજે મારી ચુંદલડી. સુનાં૦

પપૈયા પુકારે પીયુ ટહુકે કોયલડી, કાળજડું વીંધે ટહુકારે સખી,
ચમકે ચપળા ઘન ગાજે વર્ષે મેઘજી, મધરાતે ડરૂં હું તો એકલડી. સુનાં૦

શરદની ચંદ્રિકા શીતળ મધુરી, ના'વ્યા સંદેશ કાંઇ સાહેલડી,
ખુંચે એ ચાંદની-ને ખુંચે રાતલડી, ઝુરી મરૂં હું તો એકલડી. સુનાં૦

આંગણે રંગોળી પુરે સ્નેહલ સુંદરી, દીપમાળા જ્યોત ઝબકી રહી,
ઉત્સવ દીપોત્સવીનો નીરખી હું બા'વરી, ના'વલીયા હૈયાસૂના સખી. સુનાં૦

સૌ. હસુમતી ધીરજલાલ

# નવોઢાનાં સ્વપ્નો

[ એક રસભરી ભાવના ]

ઉલ્લાસ ભર્યા ઊષાકાળે–
રમ્ય ફૂલવેણી તો એં ક્યારનીયે
ગૂંથી રાખી છે તેને–
ઓ નાથ ! આપ મને ક્યારે પ્હેરાવશો ?

નમતી બપોરે,
નિર્જન સરિતા કિનારા સ્હામે ઊભેલા
વડલાની ડાળે–
હિંચકો બંધાવી
ઓ નાથ ! આપ મને ક્યારે ઝુલાવશો ?

નાનપણની કેટલીયે
મીઠી સંધ્યાકાળોએ
શેરીની સખીઓ સાથે તો વાતો કરીને
થાકી પણ–
ઓ નાથ ! આપની મીઠી વાણીના
નાદ ક્યારે સંભળાવશો ?

પૂર્ણિમાની રાતે–
પૃથ્વીને પ્રેમપિયૂષ પાતા
રસરાજની માફક
ઓ નાથ ! આપ મ્હને સ્નેહપિયૂષ
ક્યારે પીવડાવશો ?

તે દિવસ તો આપ કહેતા
હતા કે: " મ્હારા ઊરમંદિરમાં
મેં ત્હને પ્રેમની પ્રતિમા તરીકે
સ્થાપી છે. "

આજે એજ પ્રતિમા પૂજારીના દર્શન
કાજે ઘેલી બની છે !

તો કહોને ઓ નાથ ! દર્શનઘેલી
પ્રતિમાને આપનાં દર્શન ક્યારે
કરાવશો ?

શ્રી. રસબફુલ

# ત્રણ અવસ્થાઓ

[ દ્રુત વિલંબિત ]

ઉદય-સૂર્ય થતાં કમળો તણી
અધ-ખિલે કળાયો સરમાં સદા
નકી પિછાનતી એ પતિ-ભાવિનો
સુખ પિયુ પ્રતિ એ કરતી હસે;
ત્યમ ભવે ખિલતી સહુ બાલિકા
પતિ ભવિષ્યતણો નિરખી અને
મન મહીં મલકાતી ફરે સદા
ધરતી આશ નવિન ભવિષ્યની. ૧

રવિ બને જગની કલગી સમો
કમળ સૌ ખિલતાં પિયુ પામીને
રસિક મંદ ' અનિલ વહાવતાં
સ્મિત થકી મુખ એ મલકાવતાં;
જગતમાં ફરતી સહુ યૌવના
કમળ જેમ હસે પતિ પામીને
જીવન સ્વર્ગ સમાન કરે અને
ઉભય આત્મ મિલાવી, સુખે રહે. ૨

તરણિ આથમવા જ્યમ વિચરે
કમળ દુ:ખિત અંતરમાં થતાં
સરળ આશ ઇમારત છોડીને
વિલઇ જાય પિયુ વિચરી જતાં;
રુચિરતા સહુ છોડી યુવાનીની
તરણી સ્થાવિર પાતી જતી, અને
પતિ વિનાશ થતાં કરમાઇ જે
કમળ-પુષ્પ સમી બનીને રહે. ૩

શ્રી. મધુસુદન પુ. જાની

# સૌન્દર્યની શોધમાં

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

સાયંકાળનો વખત હતો. અંધારું થવા આવ્યું હતું છતાં મુંબાઇની ચોપાટી જીવંત લાગતી હતી ! પશ્ચિમ તરફ સમુદ્રની સપાટી પર પાણીનાં મોજાંની શોભા ઉછળી રહી હતી, પણ યોગેન્દ્રનું ધ્યાન તેના પર ન હતું, પરંતુ જે કાંઇ સૌન્દર્યના નમૂના આમતેમ જણાતા હતા તેનું જ તે અવલોકન કરવામાં તલ્લીન બન્યો હતો.–અને તે દરમ્યાન તેને લાગ્યું કે સારીયે માનવજાતિ સૌન્દર્ય–વિહોણી–કુરુપતાથીજ ભરેલી છે !

પરંતુ આ સત્ય સમજવા છતાં તેને મનમાં ખેદ થયો નહિ ! કારણ કે તે મનમાં જ બબડતો હતો કે "બસ અને તો જ્યોત્સ્ના જેવી લાવણ્યવાળી જીવનસાથી મળીજ છે ! ખરેખર, સૌન્દર્યની હરીફાઇમાં જ્યોત્સ્નાનો નંબર પહેલા નંબરની પણ ઉપર આવે એમ છે !"

આમ તેનું મન જ્યોત્સ્નાની આજુબાજુ ઘૂમતું હતું તેમ છતાં તેની સૌન્દર્યશોધક આંખો તો ચોપાટી પર ફરતા ચહેરાઓ બારીકાઇથી જોયાજ કરતી હતી !

થોડીવારે યોગેન્દ્ર બેઠો હતો ત્યાંથી કેટલેક છેટે ચંદ્રમુખ જેવા ચહેરાવાળી એક યુવતી આવીને બેઠી. યોગેન્દ્રની નજર તે તરફ ગઇ અને તેનીજ સ્થિર થઈ ગઇ !

યુવતીનું વય વીસ બાવીસ વરસનું એટલે જ્યોત્સ્નાના જેટલુંજ હશે ! તેનો શરીરનો બાંધો જ્યોત્સ્નાના જેવોજ મનમોહક હતો પણ તેનું નાક જ્યોત્સ્નાના નાક કરતાં વધારે સીધું–ગ્રીક સ્થાપત્યમાં જોવામાં આવતી મૂર્તિઓની પદ્ધતિનું હતું–તેની આંખો ઓર તેજસ્વી હતી તેના વાળ સોનેરી હલકથી વધારે આકર્ષક લાગતા હતા ! અહા ! એ કોણ સુંદરી હશે ?" યોગેન્દ્ર વિચારમૂઢ બની ગયો.

તે અજ્ઞાત યુવતીને જોઈ અને તે જ્યોત્સ્ના કરતાં વધારે સુંદર છે એમ જાણી યોગેન્દ્રના મનમાં ભારે ખળભળાટ ઉઠયો ! કારણ કે મુંબાઇની પહેલા નંબરની સુંદર યુવતીને પોતાની જીવનસાથી તરીકે પસંદ કરવાની તેણે બે વરસ પર પ્રતિજ્ઞા કરી હતી. અલબત્ત, કોઇ સાધારણ માણસે એવી પ્રતિજ્ઞા કરી હોત તો તે મૂર્ખામીજ ગણાત ! પણ દસ હજારની વાર્ષિક આવકનો એકનો એક માલીક બી. એ. સુધી ભણેલો–હોંશિયાર તરીકે પંકાયલો એવો યોગેન્દ્ર જો આવી પ્રતિજ્ઞા લે તો તે તદન અયોગ્ય હતું એમ એકાએક માનવામાં ન આવે !

ઘણા દિવસ સૌન્દર્યની શોધ કર્યા પછી તેણે જ્યોત્સ્નાને પસંદ કરી હતી ! અને થોડાજ દિવસમાં એ પસંદગીનું પ્રેમમાં રૂપાંતર થતાં ઉભય લગ્નગ્રંથીથી જોડાવાનાં હતાં. પણ આજે ચોપાટી પર જ્યોત્સ્ના કરતાં પણ વધારે સૌન્દર્યવતી યુવતી જોતાંજ તેની સામે પ્રશ્ન ઉભો થયો કે "મારી સહચારિણી થવાને યોગ્ય જ્યોત્સ્ના કે આ અજ્ઞાત સુંદરી ?"

તેનું એક મન કહેતું હતું કે જ્યોત્સ્ના સાથે છેલ્લા છ માસથી તું ગાઢ પરિચયમાં આવ્યો છું. તારા મનના વિચારોનો તેને ખ્યાલ આવી ગયો છે અને તારા પ્રત્યે તેને પ્રેમ પણ છે–તેની નજરમાં જ આ બધી લાગણીઓ ચોક્કસ દેખાઇ આવે છે તમે બંને કેટલીયે વાર સાથે બેસી સિનેમા જોયો છે !

ચાંદનીમાં વિહાર કર્યો છે ! આટલું - બધું થયા પછી. હવે તેનો ત્યાગ કરી આ અજ્ઞાત સુંદરીની પાછળ પાગલ બનવું એ કાંઇ માણસાઇનું લક્ષણ ન કહેવાય "

પણ પહેલા નંબરની વસ્તુ મળતી હોવા છતાં બીજા નંબરની વસ્તુ લેવી એ યોગેન્દ્ર જેવા ગર્ભશ્રીમંત રસિક યુવકને રૂચે ખરું ? પોતાને મનપસંદ નાનીસરખી વસ્તુ પણ તે ઘણા ઉંચા પ્રકારની અને ફાવે તેટલી કીંમત આપી ખરીદતો ! સૌથી ઉંચી જાતની અને શ્રેષ્ઠ વસ્તુઓનો સંગ્રહ કરવો એ તેની અત્યાર સુધીની પરંપરા હતી; બલ્કે તેના વ્યક્તિત્વની એક વિશિષ્ટતા હતી અને તેથીજ આજ પોતે પસંદ કરેલી જ્યોત્સ્નાના કરતાં વધારે સુંદર યુવતી જોયા પછી જ્યોત્સ્નાની પસંદગીને વળગી રહેવું એ તેના બીજા મનને અપમાન જેવું લાગ્યું !

બે મનના આ ઝગડાની ભારે રસીખેંચ ચાલી. આખરે તેણે નિશ્ચય કર્યો કે જ્યોત્સ્ના કરતાં આ અજ્ઞાત યુવતીજ મારા માટે વધારે લાયક છે-પણ તેની સાથે પરિચયમાં કેવી રીતે આવવું ?

( ૨ )

અને ખરેખર ! કોઇક અપરિચિત યુવતીના પરિચયમાં આવવું એ વાસ્તવિક રીતે મુશ્કેલ તો ખરું જ, પણ યોગેન્દ્ર પૂરો ભાગ્યશાળી પણ ખરો ! આ પરિચય માટે તેને ઝાઝી તકલીફ ન પડી; અગર વધુ દિવસ રાહ પણ જોવી ન પડી !

એક દિવસ તે પોતાના જિગરજાન દોસ્ત શિશિરને ત્યાં ગયો. તો ત્યાંજ એ અજ્ઞાત યુવતી તેની નજરે પડી. યોગેન્દ્રને પ્રથમ તો આશ્ચર્ય ઉપજ્યું, પણ પછી ચહા લેતી વખતે શિશિરે તેની ઓળખાણ આપતાં કહ્યું, "એ મારી માશીની છોકરી પ્રવીણા છે; હમણાં જ્યુનિયર માટે અહીં આવી છે."

આમ આકસ્મિક રીતે તેના ઓળખાણનો યોગાયોગ આવવાથી યોગેન્દ્રને અપૂર્વ આનંદ થયો; અને આવી તક હવે તે ઓછીજ ગુમાવે એમ હતું ? તેણે શરૂઆતથીજ એવો મોરચો માંડયો હતો કે એક અઠવાડીઆમાં તો ગઢ સર કરી નંખાશે એવી તેની ખાત્રી થઇ ગઈ.

પરંતુ એક દિવસ પ્રવીણા સાથે સિનેમા જોઇ આવી તેને ઘેર પહોંચાડી પાછો આવ્યો ત્યારે તેની સામે એક મહાન્ વિકટ પ્રશ્ન આવી ઉભો રહ્યો: "હવે મારે જ્યોત્સ્નાના મનથી આપોઆપ ઉતરી જવા માટે શું કરવું ! તેની સાથે છેલ્લા છ માસથી હું એટલા પ્રેમભાવથી રહ્યો છું કે હવે પછી હું ફાવે તેવું તોછડું વર્તન બતાવું તોપણ તેથી જ્યોત્સ્ના તેનો અવળો અર્થ કરી જ ન શકે ! તેને છોડી પ્રવીણાનો સ્વીકાર કરવો હોય તો એવી જ કાંઇ ચાલબાજી ગોઠવીને જ્યોત્સ્નાના મનમાં મારા માટે તિરસ્કાર ઉત્પન્ન કરવાની જરૂર હતી ! પણ તેનો શો ઉપાય કરવો ?—"

યોગેન્દ્રે ઘણો ઘણો વિચાર કર્યો. આખરે તેને એક યુક્તિ સૂઝી આવી. તેને ખબર હતી કે જ્યોત્સ્નાના પિતા વિજયરાય આવતા અઠવાડિયામાં વડોદરેથી પોતાની પુત્રીને મળવા આવવાના છે. આજસુધી તેણે તેમને કદિ જોયા જ ન હતા—માત્ર ખાંડના કારખાનાના તે ડાયરેકટર છે અને વર્ણાશ્રમ સ્વરાજ સંઘના ગુજરાત કાઠીઆવાડની શાખાના પ્રમુખ છે એટલી જ માહિતી તેણે સાંભળી-વાંચીને મેળવી હતી ! એ વિજયરાયનો મત સ્વાભાવિક રીતે પ્રતિકૂળ થાય એવું વર્તન કરાય તો તે પોતાની છોકરીને આ યોગેન્દ્રના મોહમાંથી પાછી ખેંચે એવી તેની ખાત્રી હતી. એના મોંમાંથી અસહ્ય નવીન મતવાદી ભાષા સાંભળી બુઢ્ઢો સહેલાઇથી ધુમરાઇ જશે અને પછી તો આપણા પાસા પોબાર જ છે!–એ વિચારથી યોગેન્દ્રને ખૂબ જ આનંદ થયો.

તે મુજબ બીજે દિવસે તે ખાસ જ્યોત્સ્નાને ત્યાં ગયો અને વિજયરાય ચોક્કસ ક્યારે ને કયી ટ્રેનમાં આવવાના હતા તેની તેણે ચોક્કસ માહિતી મેળવી લીધી, વળી વિજયરાયને સહેલાઈથી ઓળખી શકાય તેટલા માટે તેણે તેમનો એક ફોટો પણ માગી લીધો. યોગેન્દ્રના હેતુ માટે તો જ્યોત્સ્નાને કોઈ જાતની શંકા જ ન હતી–શંકા આવવાનો સંભવ પણ ન હતો !

તે પછીના એક અઠવાડીઆમાં યોગેન્દ્રે પ્રવીણા સાથે વિશેષ પરિચય કરી લીધો. એ કાર્ય તેને ધાર્યો કરતાં બહુ સહેલું થઈ પડ્યું. કેમકે ખુદ પ્રવીણા પણ તેના પ્રત્યે આકર્ષાઈ હતી ! તેને તેનો સહવાસ બહુજ ગમી ગયો હતોજ.

( ૩ )

બી. બી. સી. આઈની લોકલ ટ્રેન સુરત સ્ટેશને થોભી તે વખતે યોગેન્દ્ર ત્યાં ખાસ ઉભો હતો. તે આગલા દિવસેજ સુરત આવ્યો હતો કેમકે એને ખબર હતી કે આજ ટ્રેનમાં જ્યોત્સ્નાના પિતા વિજયરાય મુંબાઈ આવવાના હતા. ગાડીની વચલી એક બારીએ ડોકું કાઢતા વિજયરાયને તેણે જોયા. તેણે તેમને તુર્તંજ ઓળખી કાઢ્યા કેમકે તેના ખીસામાં તેમનો ફોટો હતો ! યોગેન્દ્ર તુર્તંજ તે ડબામાં ચઢ્યો અને વિજયરાયની સામેના બાંકડા પર બેસતાંવારનેજ સીગારેટ સળગાવી; તેણે વિજયરાય તરફ અને તેની આજુબાજુના બીજા ઉતારૂઓ તરફ ધ્યાનપૂર્વક જોયું ! વિજયરાયે માથે કાયસ્થશાહી સુરતી પાઘડી પહેરી હતી; નાકે ચશ્માં હતાં અને ખભે ઉપરણો હતો. પગમાં કોલ્હાપુરી જોડા અને ખીસામાં સોનાના અછોડાવાળું ઘડીઆળ હતું. તાજા જન્મભૂમિના અંક પર તેમની નજર વખતોવખત ફરતી હતી. પણ ખરૂં ધ્યાન તો પોતાના તરફજ હતું એમ સમજતાં યોગેન્દ્રને વાર ન લાગી !

વિજયરાયની નજીકમાં તેમનીજ વયનો પણ સહજ આધુનિક પોશાકવાળો એક બીજો ગૃહસ્થ પાનપટ્ટી લગાવતો હતો. બાજુના બાંકડા પર ત્રણ ચઢતા ઉતરતી વયની સ્વરૂપવાન યુવતીઓ બેઠી હતી; પણ યોગેન્દ્રની નજરમાં તો પહેલા નંબરની સુંદરી તેની પ્રવીણાજ હતી ! તેને આ યુવતીઓનું રૂપ ગમ્યું છતાં અસાધારણ તો નજ લાગ્યું ! પરંતુ એ યુવતીઓના દેખતાં હું સહેલાઈથી લોફર જેવો હોવાનો કેવો સરસ પાર્ટ ભજવીશ એ ખ્યાલથીજ તેને આનંદ થયો ! ' હું લોફર છું ' એમ વિજયરાયને લાગશે કે સ્વાભાવિક રીતે તે જ્યોત્સ્નાને મારૂં નામ મૂકી દેવાની ફરજ પાડશે અને એ રીતે બીનહરકતે મારૂં અને પ્રવીણાનું ચોકઠું બેસી જશે–એવી તેની કલ્પના અને યોજના હતી !

" જરા કાંડીની પેટી છે કે ? " તેની પાછળ બેઠેલા યુવાનો પૈકી એકજણે યોગેન્દ્રને પૂછ્યું.

તેની માગણી પ્રમાણે પેટી આપતાં યોગેન્દ્રે મિશ્કિલપણે હસતાં હસતાં કહ્યું. " હા, આપણી નજીકમાં પણ ત્રણ સ્વદેશી આગપેટીઓ છે, પણ તેનો ઉપયોગ બીડી સીગરેટ સળગાવવામાં નહિ પણ નવયુવાનોનાં જીગરમાં આગ લગાડવામાં જ કરવાનો છે ! "

પેલી ત્રણ યુવતીઓએ મોટી ગોટી આંખે યોગેન્દ્રના સામું જોયું. વિજયરાયના ચહેરા પરના ભાવોની યોગેન્દ્રે પરીક્ષા કરી તો તે તેને અનુકૂળ જ લાગી. પરંતુ તે અસર ઓર મજબૂત બતાવવાની તેને જરૂર જણાઈ !

પોતાના હાથમાંનું ' આરામ ' હલાવી પવન ખાતાં ખાતાં તે બબડ્યો. ' કેટલો સખત તાપ પડે છે ! શરીરે ધમધમતી આગ જ વરસી રહી છે. હુંશ " કરતાં તેણે આંખો મીંચી પોતાના પગ વિજયરાય તરફ

લંબાવ્યા. પણ તે જ વખતે વિજયરાયે પોતાના પગ ઉંચા લઇ લેતાં યોગેન્દ્રના બૂટનો ધક્કો તેની નજીક બેઠેલા ગૃહસ્થને લાગ્યો. આવી ભૂલ થયેલી જાણવા છતાં તેણે "માફ કરજો", એવું તેવું કાંઇ કહ્યું નહિ. આથી તે ગૃહસ્થથી બોલ્યા વિના ન રહેવાયું.

"તમે મિસ્ટર ફ્રૂટબોલના જબરા ખેલાડુ લાગો છો ?"

"નહિ રે સાહેબ, હું તો નગ્ન સંઘનો સભ્ય છું."

તે ગૃહસ્થ પેલી યુવતીઓ અને વિજયરાય સૌ ચકિત નજરે યોગેન્દ્ર સામુ જોવા લાગ્યાં. તેમને વધારે ચીડવવાને યોગેન્દ્રે પુનઃ કહ્યું "એટલે જ મને લાગે છે કે ગરમીના વખતમાં તો નિદાન ટ્રેનમાં ખુલ્લા શરીરે મુસાફરી કરવાની છૂટ હોવી જોઇએ !"

ત્યારબાદ પેલા પાનપટ્ટીવાળા ગૃહસ્થે તેની સામે ઝાઝી વાતચીત કરવી દુરસ્ત ધારી નહિ. છતાં સેન્ટ્રલ સ્ટેશન આવતા સુધી યોગેન્દ્રની જીભ કાંઈ સખણી રહી નહિ તેની વાતમાં ટાપસી પૂરવાને પાછળ બેઠેલું "યુવક મંડળ હતું જ.' તેમની બેફામ નિરંકુશ વાતોથી વિજયરાય વગેરે આજુબાજુના ઉતારૂઓ અકળાઇ ગયા હોવાની યોગેન્દ્રને ખાત્રી થઇ ગઇ-તેમાં પણ વર્ણાશ્રમ સ્વરાજ સંઘ, પાઘડી મંડળ, બુઢ્ઢા સમાજ—એ સૌની તેઓએ મનમાની મજાક કરેલી હોવાથી વિજયરાયના મનમાં તો ઝાળેઝાળ વ્યાપી ગઈ હશે એ વાતની તેને શંકા જ રહી નહિ !

## ( ૪ )

ધારેલો હેતુ સફળ થવાની ખાત્રી થતાં યોગેન્દ્ર સેન્ટ્રલ સ્ટેશને ટ્રેન થોભતાં જ સ્ટેશન બહાર નીકળી સીધો પ્રવીણાના ઘર તરફ જવા લાગ્યો. 'આજે પ્રવીણા આગળ ખુલ્લો પ્રેમ દર્શાવી લગ્નની માગણી કરવી'—ઇત્યાદિ મીઠી કલ્પનાઓના ઘોડા દોડાવતો તે ચાલ્યો જતો હતો—અને એ તંદ્રાવસ્થામાં જ તેણે પ્રવીણાના બંગલામાં પ્રવેશ કર્યો.

"કોણ ? તમે કે ? અહીં કયાંથી ? શું કામ હતું ? કોને મળવું હતું ?" આ કઠોર અવાજમાં થયેલા પ્રશ્નોના ઓંબમારાથી યોગેન્દ્રે ઉંચુ જોયું તો ટ્રેનમાં પાનપટ્ટી જમાવતા ગૃહસ્થ અને તેની પાછળ પેલી ત્રણ યુવતીઓ દેખાઇ—

"હું ..હું, હું તો પ્રવીણ પાસે આવ્યો હતો. છે ?"

"પણ હું પ્રવીણાનો પિતા જ ખુદ કહું છું ને કે તમારા જેવા લોફર આદમી માટે મારાં દ્વારો ખુલ્લાં નથી ! માટે આવ્યા તે રસ્તે જ ચૂપચૂપ ચાલ્યા જાઓ, નહિ તો ભૈયા પાસે—"

પણ આગળના શબ્દો સાંભળવા યોગેન્દ્ર ત્યાં ઉભો શાનો રહે ?

શરીરે પરસેવાથી પાણી પાણી થઇ જતો યોગેન્દ્ર પોતાને ઘેર આવી પહોંચ્યો. 'કરવા ગયો કાંઇ ને થઇ ગયું કાંઇ—શીરાની ગોળ પાપડી થઇ ગઇ—એ વિચારથી તે ખડુ પસ્તાવા લાગ્યો. પ્રવીણાના પિતા પેલા પાનપટ્ટીવાળા ગૃહસ્થ હતા અને પ્રવીણાની જ બહેનો તે પેલી ત્રણ યુવતીઓ હતી એ તેને જો પ્રથમથી જ ખબર પડી હોત—તો ?—પણ—'

પોતાના આ શોકાંત જીવન નાટકમાં જ્યોત્સના પણ ગઇ અને પ્રવીણા પણ ગઈ એ ધ્યાનમાં આવતાં યોગેન્દ્ર બીલકુલ હતાશ બની ગયો.

આવી નિરાશાભરી મનોદશામાં જ તે ઘેર આવ્યો અને આંખો મીંચીને બેત્રણ કલાક બીછાનામાં પડી રહ્યો ને હજી પણ

તેની જ દશામાં કેટલોક વખત રહેત પણ કોઈક મળવા આવ્યું છે એમ નોકરે ખબર આપતાં તેને ના છૂટકે ઊઠવું પડ્યું.

આંખો ચોળતાં તે અંદરથી બહાર આવ્યો. દીવાનખાનામાં આવતાં જ તેને વિજયરાયની—જ્યોત્સ્નાના પિતાની પરિચિત મૂર્તિ જણાઈ !

તેને લાગ્યું કે અહીંથી હમણાં જ સટકી જાઉં. આજે સવારે ટ્રેનમાં જે ગૃહસ્થની મેં આટલી ઠંડી વાત કરી હતી તેજ ગૃહસ્થ ગંભીર ચહેરાથી અત્યારે ખાસ મારે ઘેર આવે છે-તે મારી સુસ્તી ભગાડવાને માટેજ હશે !—એટલામાં પધારો યોગેન્દ્રભાઈ." વિજયરાયે પોતે જ શરૂઆત કરી. 'હું તમારો અહીં ક્યારનો રાહ જોતો બેઠો હતો. આવો આપણે થોડીવાર અહીં અગાસીમાં વાતચીત કરીએ. મને તમારી બધી હકીકત મારી જ્યોત્સ્નાએ જણાવી છે અને તે માટે જ હું ખાસ અહીં આવ્યો છું ! તમારો ફોટો પણ તેઓએ મને વડોદરે મોકલ્યો હતો તેથી સુરત સ્ટેશને તમે ટ્રેનમાં ચડ્યા તેજ વખતે મેં તમને ઓળખી કાઢ્યા હતા ! પણ મેં તમારી સાથે કાંઈ પણ વાતચીત કરી નહિ. માત્ર તમે જે કાંઈ બોલતા હતા તે હું બધું ધ્યાનપૂર્વક સાંભળ્યા કરતો હતો."

પરંતુ તેના મોં પરની મૂંઝવણમાં કાંઈ પણ ફેરફાર ન જણાતાં હશે 'ગુરૂ મારો ચાંલ્લો ભૂંસશે.' એવી યોગેન્દ્રની ધાસ્તી થઈ. તેણે નીચું મોં કરી કહ્યું, " માફ કરજો આદરણીય, મારાથી કાંઈ વધુ પડતું બોલાયું હોય તો :—"

" આપણ ને તમાર બોલ્યું સાચું પડાવો તો મને તો ઘણું જ ગમ્યું. આજના યુવાનો જે કાંઈ બોલે છે તેમાં ભલે થોડુંક વાહિયાતપણું દેખાતું હશે—તો પણ તેમાં ઉચ્ચ સુધારક વિચાર તો જરૂર તરી આવે છે હું પોતે જો કે વર્ણાશ્રમ સ્વરાજ સંઘનો નેતા છું તો પણ તમને જણાવવાને કાંઈ હરકત નથી કે મને સાચા દીલથી તમારા જેવા યુવાનોના વિચારોજ પસંદ છે.' હવે વ્યાપારની દૃષ્ટિએ, ઘોરણની દૃષ્ટિએ મારે આ જૂની ઢબનો પોશાક પહેરવો પડે છે અને જૂના વિચારના લોકનેતા તરીકે રહેવું પડે છે—એ જુદી વાત પણ તેનું કારણ જાણ્યો હો ! તેના લીધે મારા ધંધામાં મને ફાયદો થાય છે ! બાકી મને તમારી બેસાડી વૃત્તિ વિનોદી સ્વભાવ, સ્પષ્ટ વક્તાપણું અને આગળ પડતા વિચારો એ સર્વ પણું ગમી ગયું છે. મારી જ્યોત્સ્નાની પસંદગી આટલી સંપૂર્ણ હશે એવો મને ખ્યાલ ન હતો ' અચ્છા, હવે ઝટપટ કપડાં પહેરી લઈ આવજો ત્યાં સુધી મારે ચાલો. હું તેડવા ખાસ આવ્યો છું. જ્યોત્સ્ના ક્યારની રાહ જોયા કરતી હશે ' "

યોગેન્દ્રને લાગ્યું કે પોતે પર્વતના શિખર પરથી જાણે નીચે પડ્યો—પણ પથ્થરની છાટ પર નહિ,—ફૂલના ઢગલા પર-બાગ પર ! બહાર ફરી સામેના સુટ કેસ પરથી ટાઈ ખેંચી ગળે બાંધતાં તેણે અરીસામાં પોતાના મોં સામું જોયું તો ત્યાંથી આરસિત "આનંદનું" મંદરસ્મિત તેના પર વિલસતું જણાયું. પાછળ મરકીર મુખમુદ્રાથી વિજયરાય ઉભા હતા !

અને એ ભાવિ સસરો-જમાઈનાં દિવ્ય દર્શન કરવાને સ્વર્ગના દેવતાઓ પડપડ કરતા જણાયા !

# જીવન

લેખક : ડૉ.

ડૉ. રમણલાલ ઘણાજ આનંદી અને વાતોડીઆ સ્વભાવનાં માયાળુ સર્જન ( શસ્ત્રવૈદ્ય ). આજકાલ તેમને જરા જેટલી પણ ફુરસદ મળતી નહિ. દુર દુરનાં દરદીઓ વહાડકાપ કરાવવા માટે આવતાં. કાલે લગભગ ત્રણ ચાર મહિને ડૉક્ટર કલબમાં દેખાયા. કેરમ રમવા બેઠા ત્યાં તો તેડું આવ્યું ! મોટરના અકસ્માતમાં ત્રણ ચાર માણસો ઘાયલ થયાં હતાં.

દાવ મારા હાથમાં સોંપી ડૉ. રમણલાલ ઉભા થઇ ગયા.

તે દિવસે ડૉ. સાહેબ ચાલી ગયા તે લગભગ બે મહિને આજે ફરીથી કલબમાં દેખાયા. આજે ફુરસદ મળી હશે એમ અમને લાગ્યું.

કેરમ બોર્ડ હમણાંજ ખાલી થયું હતું. " ચાલો ડૉક્ટર ! એક ગેમ રમી લઇએ !" મેં કહ્યું.

એટલામાં તો એક ટાંગો આવી દરવાજા આગળ ઉભો રહ્યો. ટાંગામાંથી એક માણસ લંગડાતો લંગડાતો લાકડીના ટેકાએ મહામહેનતે નીચે ઉતર્યો. તેનો દેખાવ દયા ઉપજાવે એવો હતો. તેનો જમણો પગ કાપી નાખેલો હતો. ડાબો હાથ કોણી આગળથી કાપી નાખેલો હતો ! તેણે ડૉક્ટર રમણલાલ માટે પૂછ્યું. એટલામાં તો ડૉક્ટર તેની પાસે પહોંચી ગયા.

" કેમ જગુભાઈ, હવે ઠીક છે ને ? હવે તમે મુંબઇ જઇ પૉવેલ કંપનીમાંથી બનાવટી પગ મૂકાવી આવો. અને હવેથી જરા સંભાળીને કામ કરો !" ડૉક્ટરના શબ્દોમાં દયા, પ્રેમ, સહાનુભૂતિ અને મીઠાશ દેખાઇ આવતાં હતાં.

" ડૉક્ટર સાહેબ, તમેજ મને બચાવ્યો છે. નવી જીંદગી આપી છે. તમારો તો જેટલો આભાર માનું એટલો ઓછોજ ! સાહેબ, હવે હું મારે ઘેર જાઉં છું. " મહામુશ્કેલીએ તેણે એકહાથે પ્રણામ કર્યા. ટાંગામાં બેઠક લીધી. ટાંગો સ્ટેશન તરફ ચાલવા લાગ્યો.

" ડૉક્ટર ! આ કમનશીબ કોણ ?" મેં પૂછ્યું.

" કમનશીબ...તેનેજ પૂછવું હતું ને ?" ડૉક્ટર હસતાં હસતાં બોલ્યા.

" ખરી વાત કહું ડૉક્ટર સાહેબ ? " અમારામાંના એક જુવાન સરકારી અમલદાર બોલી ઉઠયા. " એ માણસને આવા દુઃખ સાથે અપંગ હાલતમાં જીવતો રાખવા કરતાં બંદુકની ગોળીથી ઠાર મારી દુઃખ મુક્ત કરવો જોઇએ !"

" કેમ વારૂ ? " ડૉક્ટરે પૂછ્યું. તે જરા ગંભીર દેખાયા.

"એવી રીતે જીવવાનો કાંઇ અર્થ ખરો ? તે કરતાં તો મરવું ભલું ! "

" હા, હા ! એ તો જુવાન લોહી બોલે છે. " ડૉક્ટર ધીમેથી બોલ્યા. " જેના ઉપર આવો પ્રસંગ આવી પડે છે, તેને તો એવી સ્થિતિમાં પણ જીવવું ગમે છે. એ મારો અનુભવ છે. "

" અરેરે ! બીચારો આખી જીંદગી માટે અપંગ થયો. ન પુરા હાથ કે ન પુરા પગ !" મને તે માણસ માટે રહી રહીને દયા ઉત્પન્ન થતી હતી. " એ કોણ હતો ?"

# લાલસા

મોહનલાલ જ. પાઠક

" થોડા દિવસ પહેલાં મારે કલબમાંથી એકાએક ચાલી જવું પડ્યું હતું. તે તમને યાદ છે ? આ જ દરદી માટે હું ગયો હતો. આ ભાઈ પરણવા માટે મોટરમાં બેસીને બીજે ગામ જતા હતા. સગાવ્હાલાંઓને રેલગાડી મારફતે રવાના કર્યાં હતાં. અને આ વરરાજા તેનો બાપ, કાકા અને મોટર ડ્રાઈવર પરની મોટરમાં નીકળ્યા હતા. ડ્રાઈવરને બાજુમાં બેસાડી આ જયુભાઈ પોતે મોટર ચલાવતા હતા. બાપ અને કાકા પાછળ બેઠા હતા. સાત આઠ માઈલ ઉપર ગાડી એક ઝાડ સાથે અથડાઈ બધાં જ ખીણમાં જઈ પડ્યાં !

પાછળ આવતાં એક મોટર ખટારાના ડ્રાઈવરે તેમને જોયા. બેચાર માણસો એકઠાં કરી તેણે આ લોકોને મોટર નીચેથી ખેંચી કાઢ્યા. તેમાંનાં બે મરી ગયેલાં હતાં. બે મરવાની તૈયારી કરતાં હતાં. આ બધાંને મોટર ખટારામાં નાંખી તે અહીં લઈ આવ્યો. બેભાન જખમીઓને મારી હોસ્પીટલમાં દાખલ કર્યાં. મને ખબર મળતાં જ હું તરત જ હોસ્પિટલમાં ગયો એ તો તમે જાણો છો. શસ્ત્ર ક્રિયા કરવા સિવાય આ માણસો બચે એમ ન હોવાથી મેં તરત જ ઓપરેશનની તૈયારી કરી. ડોસાના બંને હાથ કાપી નાંખવા પડ્યા. તેનાં ખભાનાં હાડકાંનાં ચૂરેચૂરા થઈ ગયા હતા. અને આ જયુભાઈનો એક હાથ અને એક પગ કાપી નાંખવો પડ્યો. ડોસો તો રાતે જ રામશરણ થઈ ગયો.

" આ છોકરો બીજે દિવસે ભાનમાં આવ્યો. અને આજે બરાબર બે મહિને તે હોસ્પિટલમાંથી બહાર પડ્યો. અકસ્માત થયો. લગ્ન અટક્યાં, બાપ મરી ગયો, કાકો મરી ગયો, ડ્રાઈવર પણ જીવ્યો નહિ. આ બધી વાતોનું આ માણસને ઘણું જ દુઃખ થયું. અને સૌથી વધુ દુઃખ તો પોતે અપંગ બન્યો તે થયું. પણ આટલું બધું દુઃખ પડવા છતાં તેણે મરવાની કદી પણ ઈચ્છા વ્યક્ત કરી નથી. જીવવા માટે તે ટળવળતો હતો અને છેવટે તે જીવી ગયો. જીવવા માટે તેને સંતોષ થયો. "

" જયુભાઈ શેઠ પાસે ચીકાર નાણું છે. એટલે તેને જીવવાની ઈચ્છા થઈ હશે. હું જો હોત તો ઝેર ખાઈને મરી જાત. અને હું જો ડોકટર હોત તો કોઈને ખબર ન પડે તેમ તેની જીંદગીનો અંત આણ્યો હોત. " પેલા જુવાન અમલદાર ફરીથી બોલ્યા.

" દેસાઈ સાહેબ, માણસ પૈસા માટે જીવતો નથી ! જીવવામાં તેને મઝા આવે છે. જીવવાનો તેને શોખ થાય છેઃ લોકો તેને જીવન લાલસા કહે છે. જીવનાશક્તિ કહે છે. ગરીબ પણ શ્રીમંત જેટલો જ છેવટની ઘડી સુધી મૃત્યુ સામે બાથ ભીડે છે. " ડોક-ટર બોલ્યા.

" એ વાત મારા માનવામાં આવતી નથી. "

" તમને અનુભવ નથી. અને તમે આંખ ઉઘાડીને જોતા નથી. વિચાર કરવાની તમને ફુરસદ નથી ! હું કહું છું તે અનુભવની વાત છે. શ્રીમંત હોય કે ગરીબ, ઘરડો હોય કે જુવાન, સારો હોય કે ખોટો; બધાને જ જીવવું ગમે છે. ' હવે તો મોત આવે તો

સારું ' એમ વારંવાર બોલનાર મૃત્યુ નજીક આવતાં જ ' એક પળ થોભી જા. ' એમ તે મૃત્યુને કહે છે. અને આ ' પળ ' કદી પણ પૂરી થતી નથી. સમજ્યા ? ઘણાં વરસ પહેલાંની વાત છે—"

" અરે, જવા દોને ડૉક્ટર ! એક બે ગેમ રમી લઇએ ! ! " એક મિત્ર બોલી ઉઠયા.

" નહિ, નહિ ! નો ગેમ, નો ગેમ, ડૉક્ટર તમે શું કહેતા હતા ? " બધા જ ડૉક્ટરની વાત સાંભળવાને ઉત્સુક બન્યા હતા. ક્લબના બધા જ સભ્યો ડૉક્ટરની ફરતે ફરી વળ્યા.

ડૉક્ટર રમણલાલે પોતાના અનુભવની વાત કહેવા માંડી.

" લગભગ ત્રીસ વરસ પહેલાંની આ વાત છે. તે વખતે હું કૉલેજમાં ભણતો હતો. કાઠીઆવાડનાં એક નાનકડા જાગીરદારના કુમાર કૉલેજમાં મારા દોસ્ત બન્યા હતા. આ કુમાર તે જમાનાના જાણીતા ક્રીકેટર હતા. બધા તેને " રાણા "ના નામથી ઓળખતા. " રાણા સાહેબ બે ત્રણ વરસ જ ક્રિકેટનાં મેદાનમાં ચમકી ગયા. એક વેકેશનમાં રાણા સાહેબ અમને તેનાં જાગીરીનાં ગામે લઈ ગયા. અમે બધા દોસ્તો આ તરૂણ જાગીરદારને રાણાનાં લાડકા નામથી જ બોલાવતા.

" જાગીરીનાં ગામ નજીક ગીચ જંગલ હતું. અને રાણા જબરો શિકારી–બહાદુર શિકારી જ કહોને ! રાણાને ગામ ગયા પછી ત્રણ દિવસ અને ત્રણ રાત અમારો મૂકામ ગીચ જંગલમાં હતો. અમે પણ ખૂબ શિકાર ખેલ્યા. છેવટે એક મોટા વાઘનો શિકાર કરી અમે પાછા ફર્યા.

કહે છે કે દારૂની માફક શિકારનો પણ કેફ ચડે છે. અને એ વાત ખોટી પણ નથી. બધા જ નવજુવાન અને તેમાં પણ શિકારનો કાર્યક્રમ ફતેહમંદ પાર પડેલો ! એટલે અમારા આનંદનું તો પૂછવું જ શું ! રાણા લહેરથી મોટર ચલાવતો હતો., રાણાની બાજુમાં હું બેઠો હતો. બીજા ત્રણ દોસ્તો પાછળ બેઠા હતા.

મોટર સપાટે ને ઝપાટે આગળ વધતી હતી. હજી જાગીરીનું ગામ આઠેક માઇલ દૂર હતું. રસ્તામાં એક નાનું ગામડું આવ્યું. આ ગામના પાદરે અઠવાડીઆનો બજાર ભરાયેલો હતો. હજારો ખેડુતો ખરીદી કરવા ઉતરી પડયા હતા. રસ્તાની બંને બાજુએ ભીખ માંગનારા ભીખારીઓની એક લાંબી હાર ઉભી હતી. આપણા દેશમાં ગમે ત્યાં જાવ ભીખારી જરૂર મળી આવવાના. તેમાં પણ ખાસ કરીને જાત્રાનાં કે મેળાનાં સ્થળોમાં તો આ માંગનારાઓની ગીરદી જામે છે. દૂરથી અમારી મોટર જોતાંજ ભીખારીઓને આનંદ થયો.

રાણાને કે અમને ભીખારીની ક્યાં પડી હતી ! અમે કાંઇ થોડાજ ત્યાં મોટર ઉભી રાખી દાન ધર્મ કરવાના હતા ! રાણાએ મોટરનું હૉર્ન જોરથી વગાડવા માંડયું. આટલી ગીરદી હોવા છતાં મોટરનો વેગ ધીમો પાડયો નહિ.

" અરેરેરેરે......મરી ગયો !...... કરરરરર ચક્ક " રાણાએ બ્રેક દબાવી મોટર ઉભી રાખી. જેટલી ઝડપથી તે મોટર ચલાવતો હતો તેટલીજ ઝડપથી તેણે મોટર ઉભી રાખી દીધી.

એક લુલો, પાંગળો ભીખારી રસ્તો ઓળંગતો હતો. તેના હાથપગનાં આંગળાં ખરી ગયેલાં હતાં. એટલે તે બરાબર ચાલી શકતો નહિ. તેની ઝડપ તે કેટલી ! તો પણ તેને લાગ્યું, કે મોટર આવે તે પહેલાં રસ્તો ઓળંગી જઈશ ! " કેમ સાલા ! મરવા માંગતો હતો ! માબાપને પૂછીને

નીકળ્યો છે કે ! " રાણાએ એક દબાવતાં ગુસ્સાથી કહ્યું.

જરા માટે ભીખારી બચી ગયો. રાણાની મોટરનું પૈડું અને તે ભીખારી વચ્ચે નહિં જેવુંજ અંતર હતું. અને રાણા નીચે ઉતર્યા. રાણા તો ભીખારી ઉપર લાલપીળા થઇ ગયો. મને તો લાગ્યું કે રાણા આ ભીખારીને હમણાંને હમણાં કાચોને કાચો ખાઇ જશે !

અરેરે, પણ તે ભીખારી ખાવાને તો શું, અડકવાને પણ લાયક ન હતો. તેનાં શરીર ઉપર હાથ તો શું, અમારી લાકડી અડકાડવા પણ અમે તૈયાર ન હતા. અમે તેનાથી દૂર હઠી ગયા. તેના નાકની જગ્યાએ ફક્ત બે કાણાં દેખાતાં હતાં. હાથપગનાં આંગળાનો તો પત્તોજ ન હતો. આખું શરીર સડી ગયેલું. જોનારને તેને જોઇનેજ ચીઠ આવે, એવો કદરૂપો તેનો દેખાવ હતો. મોટર તેનાં શરીર ઉપરથી ચાલી જશે, એમ લાગતાંજ તે બનતી ઝડપે આઘો નીકળી ગયો હતો ! સામે આવેલા મૃત્યુના હાથમાંથી છૂટવા માટે તેણે બધી શક્તિનો સામટો ઉપયોગ કર્યો હતો.

" મરવાનો કેવો સરસ મોકો હતો. પણ આ મૂરખને હજી જીવવાની હોંશ છે ! " મોટરમાં બેસતાં બેસતાં હું બોલ્યો.

" જો તો ખરો ! ઘરડો થયો છે. નથી હાથ કે નથી પગ. નથી કાન કે નથી નાક! આ જગતમાં જીવીને પણ એ શું કરવાનો છે?"

" અને વળી રક્તપીત જેવા અસાધ્ય દરદનો ભોગ બનેલો ! "

" અરે પક્કો ભીખારી દેખાય છે. પૈસાની લાલચે જીવતો હોય એમ પણ લાગતું નથી. તદ્દન મુફલીસ હાલત છે. "

" અને છતાં કેવો ઝપાટાથી ખસી ગયો."

" ખરેખર, આ માણસને બંદુકની ગોળી મારી ઠાર કરવો જોઇએ. તો જ તે આ ભયંકર દુઃખમાંથી મૂક્ત થશે. અને આપણી નજર સામે આવો જોવા ન ગમે એવો કદરૂપો દેખાવ ફરીથી દેખાશે નહિ. " રાણા ગુસ્સાથી બોલ્યો. બોલતાં બોલતાં તેણે પોતાની બંદુક બહાર કાઢી અને ખીસામાંથી એક કારતુસ કાઢી બંદુકમાં ભર્યો.

પહેલાં તો રાણા શું કરવા માગે છે, તે મારાથી સમજાયું નહિ. એકાએક મારા ધ્યાનમાં વાત આવી ગઇ ! તે જેવો બંદુક લઇ નિશાન તાકવા ગયો કે " રાણા...રાણા, ખબરદાર ! " મેં મોટરમાંથી કૂદકો મારી તેના હાથમાંની બંદુક ઝુંટવી લીધી. રાણાની આંખ ઉપર શિકારીની આંખનું ઘેન હતું. જાનવરનો શિકાર કરતાં કરતાં તેને આજે માણસનો શિકાર કરવાનું મન થઇ આવ્યું !

" રાણા, વાઘનો શિકાર થાય ! આ તો ખૂન કહેવાય. આ કાંઈ મોગલાઇનો જમાનો નથી. ખૂન-પોલીસ-તપાસ-કોર્ટ-ફાંસી-! " હું ઝડપથી બોલી ગયો. મારું મન ઠેકાણે નહતું. એક ક્ષણમાં તો કેવો ભયંકર બનાવ બની જાત ! રાણા ગુપચુપ મોટરમાં બેસી ગયો, હું મોટર હાંકવા બેઠો.

જાગીરીના ગામે પહોંચ્યા પછી અમે જરા શાંત થયા. અમારી વચ્ચે ઘણો વાદવિવાદ થયો. બધાનું કહેવું એક જ હતું. તે અપંગ પીત્તીઆ ભીખારીએ જીવ બચાવ્યો, તેના કરતાં તે મોટર નીચે છુંદાઇને મરી ગયો હોત તો ઠીક થાત !

રાણા બોલ્યો. " હું જો રાજા હોઉં તે મારા હાથમાં જો સત્તા હોય, તો આ બધા જ રક્તપીત્તીઆઓને ગોળીથી ઠાર મારવાનો કાયદો અમલમાં આણું, એ લોકોની જગતને કાંઇ જરૂર છે ? એ લોકોને પોતાને પણ જીવીને કાંઇ ફાયદો છે ખરો કે ? નાહકનાં બીચારાં હાડમાર થાય છે. "

અમે બધાએ તે વખતે ગદ્ધા પચીશી વટાવી નહતી.

ત્યારપછી તો ઘણાં વરસ પસાર થઇ ગયાં. હું ડૉકટર થયો. વિલાયત જઇ આવ્યો. એક દિવસ એકાએક રાણો મારા 'કન્સલ્ટીંગ રૂમ" પર આવ્યો. ખબર અંતર પૂછયા પછી હું તેને દરદીને તપાસવાના ઓરડામાં લઇ ગયો. રાણાએ આંગળી ઉપર બાંધેલો પાટો છોડયો. વધારે કાંઇ નહતું. ફકત આંગળીના પાછલા ભાગમાં લાલ રંગનું એક ધીકકું ચાઠું હતું. "ડૉકટર, આ શું છે ?" ફકત એટલા જ શબ્દો રાણો જેમ તેમ બોલી શકયો.

રાણાને જોતાંજ મને શિકારની વાત યાદ આવી ગઇ, પેલા ભીખારીનું ચિત્ત મારી નજર સામે ખડું થઈ ગયું અને "હું જો રાજા હોઉં તો" એ શબ્દો મારા મગજમાં ઘુમવા લાગ્યા. તેની આંગળી ઉપરનું ચાઠું જોતાંજ મને વહેમ લાગ્યો. મેં બરાબર તપાસ કરી. મારો ખાત્રી થઇ. રક્તપીત્તનું તે પ્રાથમિક ચિન્હ હતું. "રાણા, ગભરાઇશ નહિ ! કાળજી કરવાની જરૂર નથી સારું થઇ જશે !" મેં તેને ધીરજ આપી કહ્યું, "હમણાં તો આ તેલ લગાડો. પછીથી હું ઇંજેકશન્સ આપીશ."

દવા શરૂ થઇ. પણ...પણ ધીમે ધીમે રોગ વધતો ગયો. હવે આંગળીને બદલે હાથને પાટો બાંધવો પડતો. રોગ તો દિનસે દિવસે વધતોજ ચાલ્યો. આ દરદ કાંઇ અસાધ્ય નથી. પણ કષ્ટસાધ્ય તો છેજ. કેટલાક દરદીઓમાં ગમે તે ઉપાય કરવા છતાં ઝડપથી વધતું જાય છે. રાણો આવા દરદીઓમાંનો એક હતો. મુંબઇના નામાંકિત ડાક્તરોની સલાહ લીધી. પાણી માફક પૈસા ખરચાયા. જાહેરખબરથી લોભાઇ જડીબુટીઓ પણ મંગાવી. દોરાધાગા પણ કરાવ્યા. દરદ સારું કરવા પાછળ આખી જાગીરી ફના કરી. પણ ફાયદો થયો નહિ !

આ પ્રમાણે દુઃખી થતાં તેણે પાંચ છ વરસ વીતાડયાં. લખપતીનો કોડીપતી બન્યો. હવે તો ફકત રાતેજ તે ઘરમાંથી બહાર નીકળતો. નાક, કાન, આંખ બધાજ અવયવો સડી ગયાં હતાં. હજી પણ તે તો ખાત્રીથી માનતો કે "ડો. રમણલાલ મારો બાળસ્નેહી છે. મારું દરદ જરૂર સારું કરશે." મને પણ ઘણીજ દયા આવતી તેનાં સુખી દિવસોમાં અમે તેના પૈસાથી ખુબ મોજ ભોગવી હતી. એટલે તેના પડતીના દિવસોમાં હું મારાથી બનતી મદદ કરવાનું ચુકયો નહિ. રાતે જ્યારે તે મારી પાસે આવતો ત્યારે હું તેની સાથે મીઠાશથી વાત કરતો. અને ધીરજ તો શું આપું, મારું કપાળ ! આખું શરીરજ સડી ગયું હતું ! હું તેને કહેતો "ભાઇ, ઇશ્વરનું નામ લે, પ્રભુનું સ્મરણ કર. સૌ સારાં વાનાં થશે."

એક દિવસ તે મારી પાસે થોડા પૈસા માગવા આવ્યો હતો. રાતના લગભગ સાડાનવનો સમય હતો. હું તેના હાથમાં નોટ મૂકી બહાર જવાની તૈયારી કરતો હતો. એટલામાં કોઇએ ઘંટડી વગાડી. મેં દરવાજો ઉઘાડયો. હૃદયરોગથી પીડાતો એક દરદી આવ્યો હતો. તેને ઘણીજ વેદના થતી હતી. શળ એવી તો સખત મારતી હતી કે તેનાથી બેસી કે સુઇ પણ શકાતું ન હતું. અમે એ દરદને "એન્જાઇના પેકટોરીસ" એટલે "હૃદયશળ"ના નામથી ઓળખીએ છીએ.

દુઃખના ત્રાસથી કંટાળેલો તે દરદી બોલી ઉઠયો "ડોકટર, ઝટ ભી. મને બંદુકથી ઠાર કરો ! આ દુઃખ હવે સહન થતું નથી." મેં તુરત જ તેને એક દવા સુંઘાડી.

પણ તેટલામાં એક બીજો બનાવ બની ગયો. " ડોક્ટર, થટ મી. " એ શબ્દો સાંભળતાં જ રાણાની આંખ સામે ભીખારીનું ચિત્ર ખડું થયું હશે. " નહિ, નહિ ! ડોક્ટર મને મારશો નહિ. મારે મરવું નથી. હું જીવવા માગું છું. ડોન્ટ થટ મી. ડોક્ટર મને મારશો નહિ. ખરેખર, મારશો નહિ. મને થોડા દિવસ જીવવા દો. " બોલતાં બોલતાં રાણા નીચે તુટી પડ્યો. તેનું હૃદય બંધ પડી ગયું. તે મરી ગયો.

મારી આંખ સામે એક માણસ મોતના મુખમાંથી બહાર આવ્યો. અને બીજાની ઇચ્છા ન હોવા છતાં મૃત્યુએ તેને પોતાની દાઢમાં દબાવી દીધો. રાણાની આખરી વ્યવસ્થા મારે જ કરવી પડી.

તે દિવસથી એક વાત મારા મનમાં ચોક્કસ ઠસી ગઇ છે કે, શ્રીમંત કે ગરીબ નાના કે મોટા, માંદા કે સાજા ગમે તે કેમ ન હોય પણ જીવવાની ઇચ્છા બધાને સરખી જ હોય છે. મરવાનું કોઇને ગમતું નથી.

" હું મરવા તૈયાર છું. " એમ કહેનારા ઢોંગી છે. મૃત્યુ નજીક આવતાં જ તેને એકાદ બે પળ માટે થોભી જવાનું કહેનારા છે. અને આ એકાદ બે પળ કદી પણ પૂરી થતી જ નથી. આ " જીવન લાલસા " છે. " જીવનાસક્તિ " છે.

આત્મહત્યા, એ ગાંડપણની સ્થિતિ છે. દુઃખથી માણસ ઘેલો બની જાય છે. જાણીને કે સમજીને માણસ કદી પણ આત્મહત્યા કરતો નથી. ક્ષણીક ઘેલછાનું એ પરિણામ હોય છે.

" સમજ્યા કે દેસાઇ સાહેબ ? પેલો લંગડો જગુભાઇ, પેલો રોમીષ્ટ પીતીઓ ભીખારી, રાણા, હું, તમે બધા એક જ માળાના મણી છીએ. બધાનાં જીવનનું રહસ્ય એક જ છે. બધાને જ જીવવું છે. અને એજ જીવનાસક્તિ ? એ જ જીવન લાલસા ! સમજ્યા ? "

કલબમાં નિઃસ્તબ્ધતાનું વાતાવરણ ફેલાયું હતું.

---

# ભગીની સ્નેહ

મારી ભગીની મેં ગણી, ગત જન્મના પ્રાબલ્યથી,
રીઝ્યું હૃદય અતી અલ્પમાં, પવિત્ર ભગીની સ્નેહથી.
બહુ દીન આશામાં ફર્યો, એ નયન તૃપ્તી શોધવા,
હેતે હૃદય નમતું સદા, એ શુદ્ધ સ્નેહી ચાહવા.
નભ મંડપે જોતો રહ્યો, શું એ હતો તારો અરે;
મીટ માંડતાં પણ ના લહ્યો, અશ્રુ વહ્યાં આખર ખરે.
નાચે હૃદય રસ હેલીએ, જો ભગીની બની ભ્રાતા કહે.
ક્ષીતીજથી નીરખું સદા, દીલ, નયન ને તૃપ્તી મળે.

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# પતિતાની પુત્રી

લેખક : શ્રી. " રાજહંસ "

આસોની અમાવાસ્યા આઠ પ્રહર દૂર હતી– આજે તો હતી કાળની ચતુર્દશી. આભમાં રાક્ષસ જેવાં વાદળાં ફરતાં હતાં, કેમ જાણે દૈત્યો દાનવો સાથે યુદ્ધે ચડવાના ના હોય ! રાત્રીના અંધકારની ભયંકરતા ભયપ્રદ ભાસતી હતી ભૂત પ્રેતોના ભાસ સમી નગરી પર અંધકાર છવાયો હતો, જગત પર વિનાશના કાળા પડછાયા પથરાયા હતા, જોગણીનું ખપ્પર છલકાતું હતું, વિગ્રહના માનવસંહારથી પણ હજુ નહોતાં મંડાયાં વિનાશનાં તાંડવ આર્યાવર્તની યોગભૂમિ પર. પણ દૂરથી સંભળાતા હતા વિગ્રહ-સંહારના સાદ. કાળભૈરવ ઇચ્છતો હતો માનવીનાં માથાંઓનો ઢગ, તેની કંઠમાળા વધારવા !

ગેબી કાળના પડછંદાથી ચેતી મુંબઇ નગરીના સાગર તીરના દીવાઓ પૂર્ણ પ્રકાશે ન પ્રકાશતાં ટમમગિયા પ્રકાશતા હતા. પૂર્ણ પ્રકાશિત દીવાઓ પણ નગરીને મૃત્યુતાંડવમાંથી સંતાણા હતી બુરખાઓમાં, કે ન આવે તેમના પ્રકાશે વિનાશક હવાઇ જહાજો !

કાળી ચૌદશની ભયંકર લાગતી રાત્રીના બીજા પ્રહરે એક યુવાન બેઠો હતો સાગર નિહાળતો.

ઘોર રાત્રીની ભયંકરતામાં વધારો કરતા હતા સાગરના ઘુઘવાટ, કેમ જાણે પ્રલયનાં તાંડવ માંડવા ઇચ્છતા ન હોય છતાં યુવાન બેઠો હતો સાગર નિહાળતો, જાણે સ્મશાનમાં પ્રેતયોનીને સાધતો અઘોરી !

એ ન હતો અઘોરી, પણ હતો પ્રેમ-વિયોગી યોગી, સ્મશાનને ઢૂંઢનારો ન હતો, પણ પોતાની પ્રેમ-વિયોગણને સ્મરતો આત્મા હતો. તેને સાંભળવા હતા આકાશની ઐશ્વરી ગયબી ગહનતામાંથી તેની પ્રિયાના નાદ. પણ ગેબી ગહનતાના પાર પમાય તેમ ન હતા. ન સંભળાયા મૃત પ્રિયાના નાદ. હતાશ થયો, વિચારવા લાગ્યોઃ ગૈબીની ગુફામાં હશે, કે ગૈબના કોતરમાં હશે પ્રિયા ! બ્રહ્મના સંદેશ સંભળાયા કે, છે તેની પ્રિયા ગૈબની ગહનતાના નાદ બ્રહ્મમાં !

ગૈબી ગહનતાનો તાગ વિચારવા આવનાર વિયોગી હૃદયનો યુવાન ઊઠ્યો, ગૈબની ગહનતાના વિચારો કરતો ન સમજાણી તેને એ ગૈબની ગહનતા.

ઘોર અંધારી રાત્રીમાં બે ડગ ભર્યાં ત્યાં સ્ટેડિયમ તરફથી મોટર આવતી દેખાઈ. મોટર થંભી. કોઇ સ્ત્રીનો આર્તનાદ સંભળાયો. સાથોસાથ આક્રંદ કરતી અબળાને ગુસ્સાથી સંબોધતો પુરુષનો અવાજ સંભળાયોઃ " ચૂપ ! ગરબડ કરી છે તો બેભાન કરીશ ક્લોરોફોર્મથી. "

યુવતીનો અવાજ આવ્યો, " કોઇ રીતે મને છોડો. મારે તમારા સરદાર પાસે નથી જવું ! "

પુરુષનો ફરી અવાજ આવ્યો, " હવે તું ક્યાં છટકવાની છો ! છાનો મરવું છે કે ક્લોરોફોર્મ સુંઘાડું ?...ચૂપકીદીથી બેઠી રહે તો મોટર ચલાવવાનું કહું. બોલ...જવાબ દે... ચાલ જલદી કર. "

આ રકઝક ચાલતી હતી ત્યાં રાત્રીના અંધકારના નાદ સાંભળવા આવેલ યુવક છલંગ મારી, મોટર પર ચડ્યો. મોટરના પાછળના ભાગમાં મુક્કા મુક્કી શરૂ થઇ. પેલા પુરુષ પાસે રીવોલ્વર હતી તે તેણે ચપળતાથી કાઢી. યુવાન તો હતો કુસ્તીબાજ. તેણે હાથ મરડી રીવોલ્વર નીચે ફેંકાવી. આ બન્યું ઘડીના છઠ્ઠા ભાગમાં. ડ્રાઇવર જ્યાં મદદે આવતો હતો

ત્યાં પેલી અબળાએ પડી ગયેલ રીવોલ્વર ઉપાડી સામે તાકી. ડ્રાઇવરે મૃત્યુ હાથવેંતમાં જોયું. યુવાને પુરૂષને નીચે ખેંચ્યો. બન્ને મુક્કામુક્કી કરતા મરીન ડ્રાઇવની દીવાલ પાસે આવ્યા. પેલી યુવતી પણ રીવોલ્વર લઇને બન્ને લડતાની પાછળ જ હતી. પણ મૂંઝાતી હતી રીવોલ્વર ફોડતાં, કે વખતે લાગે પોતાને છોડાવનારને ! તે શોધી ન હતી બડકમ બાજી ! ત્યાં તો પેલા પુરૂષની રાડ સંભળાઇ. તે ઊડયો પવનમાં અને ગબડયો દરીઆમાં !

પેલો યુવાન બોલ્યોઃ " એક પાપી તો ગયો સાગર ખોળે પવિત્ર થવા. ચાલ, હવે બીજાનો વારો......"

તે ડ્રાઇવર તરફ જવા જાય છે ત્યાં મોટર ઉપડી. ડ્રાઇવર છટકયો.

× × ×

યુવાન યુવતી સામે ફરીને બોલ્યોઃ " કુમારી, હવે તમે નિર્ભય છે. કયાં જવા ધારો છો ? હું પહોંચાડીશ તમારા સ્થાને. "

યુવતી બોલીઃ " કુમાર, હું તમારા ઉપકારનો બદલો કયે દિવસે વાળીશ ! પહોંચાડશો મને કોલેજની હોસ્ટેલમાં ? "

બન્ને ચાલ્યાં ફલોરા ફાઉન્ટન તરફ મોટરની શોધમાં. અલબેલી મુંબઇ નગરીના સાગરકાંઠા હવે નહતા રહ્યા અલબેલા—જ્યાં ઝૂમતો હતો વિમાનોના ગોળાઓનો ભય. ઘોર અંધારી રાત્રીએ બન્ને ચાલ્યાં જતાં હતાં.

યુવાને કહ્યુંઃ " કોણ હશે અબળાને સંતાપનાર એ નરાધમ ! ઓળખો છો કુમારી ?"

" કોલેજમાંથી તે નરાધમ અને સંતાપતો પણ હું ન ગણકારતી, અને ઠોકરે મારતી તેની સાંચ આશાઓને. "

" કયા કલાસમાં છો કુમારી ? "

" એફ. વાય. એ. માં છું. " યુવતીએ કહ્યું, " અને તમે ? "

" બી. એ. પૂરૂં કર્યા પહેલાં મેં કોલેજ છોડી. "

" કેમ પૂરૂં ન કર્યું ? " યુવતીએ પૂછયું.

" મારી હૃદય સખીના મૃત્યુ બાદ ન સહન થઇ કોલેજ, અને ન ચોંટયું ભણતરમાં ધ્યાન. "

મૃત સખીની યાદે યુવાનનાં નયનો ભરાઇ આવ્યાં. અશ્રુનું એક બિંદુ પડયું. રાત્રીના ઘોર અંધકારમાં કયાંથી જોઇ શકે બિચારી યુવતી યુવકના અંધકાર છવાયેલા હૈયાનાં નયનોથી વ્હેતાં અશ્રુઓ ! !

અંધકારમાં આવ્યા જતાં હતાં એ બન્ને.

યુવતીએ મૌન તોડયું: " જાણી શકું તમારૂં નામ, કુમાર ? તમારા ઉપકારનો બદલો તો ઇશ્વર જાણે કયારે હું વાળી શકીશ ! "

" મારૂં નામ અજીત. પણ તમારૂં નામ હું જાણી શકું ? "

" મારૂં નામ ઇન્દિરા. "

બન્ને આવ્યા જતાં હતાં અંધકારમાંથી અજવાળા તરફ. પણ જતું હશે પ્રકાશ તરફ સખી વિયોગી અજીતનું અંધકાર છવાયેલું હૃદય!

ફલોરા ફાઉન્ટન પહોંચ્યા બેઠા ટેકસીમાં. મોટર ચાલી. ઇન્દિરાને કુમારના મ્હોંમાંથી મદિરાની ગંધ આવી. હૃદય દ્રવી ઊઠયું. વ્હેમ પડયો કે અજીત તેની સખીનો મૃત્યુવિયોગ ભૂલવા આરાધતો હતો મદિરાદેવીને !

તેણે પૂછયું: " માફ કરજો કુમાર ! પણ તમે તમારી સખી પાછળ મદિરાને આરાધો છો ? "

કુમારના મ્હોં પર શ્યામતા પથરાઇ. આંખો ભીની થઇ, પ્રિયાને સંભારીને ! ! !

તે બોલ્યોઃ ' Sans wine, Sans Song, Sans Singer and Sans End ! "[1]

[1] નહિ મદિરા, નહિ ગાન, ન ગાયક, ન કોઇ અંત. (ઉમ્મર ખય્યામ)

ઇન્દિરા બોલીઃ " પણ કુમાર ! **The kower that once has blown for ever dies !** "[૨]

તે બોલ્યોઃ " **I came like water, and like wind I go.** "[૩]

" પણ કુમાર..."

તેને રોકીને અજીતે કહ્યુંઃ " કુમારી,

**Indeed The ideals I have loved so long,**
**Hare done my credit in men's Eye muck wrong,**
**Have drown'd my Honowr in a shallow cup,**
**And sold my reputation for a song.**[૪]

કુમારી, આ છે મારો માર્ગ ! "

ઇન્દિરાએ કહ્યુંઃ " કુમાર તમે ઊંધા અર્થે ઉમ્મર ખય્યામને અનુસરો છો. ઉમ્મર ખય્યામ તો તેને ઉચ્ચ ઇશ્વરી પ્રેમમાં સંબોધે છે, નહિ કે મદિરા ! "

અજીતે કહ્યુંઃ " જાણું છું, કુમારી, ઉમ્મર ખય્યામના ઇશ્વર સમીપ લઈ જવાના વિચારોને પણ નથી મને સાંત્વન આપતા મારી સખી વિયોગના દુઃખમાં તે ! છેવટના ઉપાયે પ્યાલીના શરણે ગયો, કુમારી ! "

ઇન્દીરાએ કહ્યું ! " પ્રેમની પ્યાલી પીઓ, કુમાર અને રહો પ્રેમના નશામાં. "

" પ્રેમની જ પ્યાલી પીતો હતો, કુમારી! પણ એ ઢોળી નાખી ભાગ્યના ચક્રે, અને પીતો કર્યો દારૂની પ્યાલી ! " તેણે કહ્યું !

" શું ન મળે, કુમાર, પ્રેમ સીંચી પાનારી પ્રેમ સખી ? " તે બોલી.

" હું તો નિરાશાવાદી છું, કુમારી ! પણ સિદ્ધ પુરૂષ સમાએ જગાડી છે આશા કે મળશે મને પ્રેમની પ્યાલી પાનાર જીવન સખી, મારી મૃત સખીના આત્માના આભાસવાળી ! પણ હું તો નિરાશાવાદી થયો છું. કુમારી ! સખીનાં તો સ્વપ્ન જ રહ્યાં છે. "

કોલેજ કન્યાને કોલેજ છોડી કુમાર ગયો.

× × ×

હવે તો અજીતકુમાર અને ઇન્દિરાના મેળાપ થતા વારે વારે. બન્નેનાં હૈયાં પણ સમીપ આવ્યાં ! કુમાર મૃત સખીનો આત્મા ઇન્દિરામાં નીરખતો. તેના હૈયાના સૂના આવાસને ઇન્દિરાકુમારીએ ઉજાળ્યો હતો. પ્રેમથી મૃત સખીના વિયોગે મદિરા ભક્ત થયેલો કુમાર હવે પીતાં ફક્ત ઇન્દિરાના સ્વહસ્તે ભરેલી પ્યાલી—જેમ પ્રેમીઓનો પ્રેમી જહાંગીર પીતો નુરજહાન હસ્તે ! શું પ્રેમી અજીતકુમારના ભાગ્યમાં હશે પ્રેમી જહાંગીરના ભાગ્યમાં હતું તેમ અનારકલીના મૃત્યુ પછીની નુરજહાનના જેવું, કે ઇન્દિરા તેનો પ્રેમ ફરી જાગ્રત કરે ને પોષે !

ભારત વર્ષનો બાદશાહ જહાંગીર શાહજાદો સલીમ હતો. અનારકલી તરફ તેનો પ્રેમ ઢોળાયો. પ્રેમે માઝા મૂકી, શાહજાદો અનારકલી મય બન્યો. પ્રેમ પ્રેમમાં ઢોળાયો. સામ્રાજ્ય પ્રેમી અકબર બાદશાહથી ન સહન થયો શાહજાદાનો પ્રેમ પ્રભાવ, તેનું હૃદય ધડક્યું શાહજાદા સલીમ અને અનારકળીનાં પ્રેમથી વખતે પ્રેમ ભરેલો સલીમ રંગદોલે

---

૨. એક વખત ખીલેલું પુષ્પ હમેશ માટે કરમાઇ જાય છે. ( ઓ. ખ. )

૩. જગતમાં પાણી માફક આવવાનું, અને પવનની માફક જવાનું. ( ઓ. ખ. )

૪ મેં સર્વોતમ માનેલા બધા આદર્શોએ મને આખરે દગો દીધો છે અને માણસ જાત ઉપરનો મારો ઇતબાર અપ્રાપ્ય થયો છે. છીછરી પ્યાલીમાં બધું સ્વમાન ડૂબાડી દીધું છે, અને પ્રતિષ્ઠા સાવ નાશ પામી છે.

સામ્રાજ્યને પ્રેમ મસ્તીમાં માની અનાર-કલીને સદેહે દફનાવી પત્થરની દીવાલમાં. અનારકલીએ પ્રેમ ખાતર લીધી જીવતી સમાધિ, અને અમર પ્રેમ પર કળશ ચડાવ્યો ! પ્રેમ પાછળ હૃદયના ટુકડા કરતા, ઝૂરતા સલીમને કોઇ ઓલીઆએ કહ્યું કે મળશે તને અનારકલીનો પ્રેમી આત્મા. વર્ષો વીતે છે, અને મળે છે તેને મહેરૂન્નિસા, અનાર-કલીના પ્રેમી આત્માસમી ઉડાડે છે સલીમનાં પ્રેમ કબુતર મ્હેર, એક સમયે શાહજાદો ન્હાતો હતો ત્યારે મ્હેરૂને સોંપ્યું કબુતર એક ઉડી ગયું. બાળાને છેતરીને ન્હાઇને સલીમે પૂછ્યું, "કેમ ઉડી ગયું, મ્હેર ?" ત્યારે તેણે બીજા કબુતરને ઉડાડીને કહ્યું, "આમ" ઉડ્યું શાહજાદા ! ! પછી જહાંગીર બાદશાહ થયો, અને મ્હેર નુરજહાન થઇ. બન્ને પ્રેમી થયાં જુની કબુતરની કહાણીને પ્રસંગે.

× × ×

શું તેમ જ થયાં હશે અજીતકુમાર અને ઇન્દિરા પ્રેમ સાથી ?

એક સ્હાંજ હતી...એક સ્હાંજ હતી ! દરિયાની મીઠી લ્હેર આવતી હતી. કુમાર અને ઇન્દિરા પ્રેમમય થયાં હતાં. હૃદય હૃદયને ઓળખતાં થયાં હતાં.

કુમારે કહ્યું: "કુમારી, મારી મૃત સખીના સાદ તમારામાં હું સાંભળું છું. વાચી શકું તમારો લગ્ન પ્રેમ ?"

"નાતજાતનું પૂછી લગ્નનું વિચારો, કુમાર !"

કુમારે કહ્યું: "પાણી પીધા પછી ઘર પૂછ્યું, કુમારી ?" તે અટક્યો, વળી બોલ્યો: "પ્રેમરસ પીધા પછી હૃદયમંદિર પૂછ્યું ?"

ઇન્દિરાએ કહ્યું: "પણ કુમાર, હું તો છું એક ગાનારીની પુત્રી. મારો પિતા છે જગદાતા અસ્થાને ગણાશે તમારી ગૃહરાણી તરીકે, એક પુંશ્ચલીની પુત્રી ?"

કુમારે કહ્યું: "હૃદયે હૃદય સાક્ષી પૂરે છે, તમારું હૃદય એવું નથી કુમારી ! હશે કાળના ચક્રે ફસાયેલી તમારી માતાનું કદાચ."

"કુમાર, મારી માતા દેહે ગાનારી છે. હવસભૂખ્યા પૈસાવાળાને દેહભોગ પણ આપતી હશે. પણ હૃદય તો તે છે બ્રહ્મજ્ઞાન ગાનારી. કાળચક્રે ફસાણી આ ધંધામાં."

કુમારે કહ્યું: "કુમારી, જણાવશો તમારી માતાનું સ્થાન, અને નામ ?"

"સ્થાન વાલકેશ્વર રોડ અને નામ મંજુજાન. મૂળ હતું નામ મંજુલા. બ્રાહ્મણ જાતિ, પણ વૈધવ્ય પછી સસરાએ બળાત્કાર કર્યો યુવાન વિધવા પર કોઇએ તેની ભેર ન તાણી. વંઠેલ રાંડ કહી ધકેલી. વંઠેલ ગણાયેલી દીકરીને ન હતો માતૃગૃહે આશ્રય. ગાનારી મળી. તેનું ગળું સાંભળી રાખી; અને બનાવી અસારની. મંજુજાન પુંશ્ચલી જેવી નથી. કુમાર, પણ છે પ્રતિષ્ઠિત ગાનારી છતાં એટલું જાણજો કે મારો કોણ પિતા હશે તે નક્કી નથી. મારું દુનિયામાં આવવાનું નિર્માણ કરનાર મારી માતાના ત્રણ પ્રેમીઓ હતા. આ મારી માતાના શબ્દો કહું છું, કુમાર!"

થોડીવાર ઇન્દિરા શાંત રહી. હૃદયની એક ધીમી હાય તેને મ્હોંએથી નીકળી. તેની આંખો પણ ભીની થઇ. વળી તે બોલી: "કુમાર, મારી માતાએ મને અનાથાશ્રમમાં રાખી કે ન પડે મારામાં તેના જીવનના સંસ્કાર. પછી તો હું કોલેજમાં આવી. અત્યાર સુધી મેં મારી માનું ગૃહ પણ નથી દીઠું. પણ છએક માસ પહેલાં તેણે કહી હતી તેની આત્મકથા. માએ દીકરીને વારસો ન આપ્યો પાપનો ! એ એક જ એની મહત્તા માનો, કુમાર !"

કુમારે વાત સાંભળી, તેનું હૃદય દ્રવી

ઊઠ્યું. આંખોમાં પાણી ભરાયાં તે બોલ્યોઃ " કુમારી, તમારામાં છે મારી મૃત સખીના આત્માની ઝાંખી ! તે જ મારે મન પૂરતું છે. મેં તો જાણ્યો તમારા પ્રેમી આત્માને, નથી જાણવું મારે બીજું ! મારા હૈયાએ અંધકારની ઘનઘોરતા ખૂબ અનુભવી ! **હવે લઇ જા મારા હૈયાને પ્રકાશ તરફ કુમારી !** "

× × ×

વસંત પંચમીએ અજીતકુમાર અને ઇન્દિરા લગ્નથી જોડાયાં. લગ્નમંડપના સમારંભમાં ઇન્દિરાની માતા આવી–માતા તરીકે નહિ પણ એક ગાનારી તરીકે મંડપીઆઓનાં મન મ્હેલાવવા ! ફક્ત હર્ષાશ્રુથી ગદ્ગદ રહેલી મંજુજનનાં હૃદયને પીછાનતાં હતાં કુમાર અને ઇન્દિરા.

લગ્નમંડપે હસ્તમેળાપ થયો. વરકન્યા સમીયાણામાં આવ્યાં. કુમારની સાસુ અને ઇન્દિરાની માતા, પણ અત્યારે મંજુજન તરીકે સહુના હૈયાંને હેલે ચડાવતી ગાનારીએ "શાદી મુબારક હો "નું ગીત લલકાર્યું. કોઇએ જોયાં હશે તેનાં હર્ષ અશ્રુપૂર્ણ નયનો ?

---

# કાં ?

: : સોનેટ : :

સુરીલા ગાન રેલાયા બસુરા કાં બન્યા પળમાં ?
અનેરાનંદના આવાજના પડઘા ધ્વનિ નહી કાં ?
શીળાં ઓજસ સતત જ્યોતિ બની અંધાર માયા કાં ?
સુહાગી સ્નિગ્ધ દીપમાળા બુઝાઇ કાં જલી નહી જ્યાં ?...૧

સુગંધિત પુષ્પ એ પરિમલ અરે કરમાય પળમાં કાં ?
મીઠા સરવર છલકતા કાં મલિન ખારાશમાં પલટ્યા ?
તૃષાના આર્તપોકારો સર્જ્યા કાં ? અંતરાયો શા ?
કરી સેવા અફલ અહેશાં ભલા અપકાર એનો કાં ?...૨

સુવિકસ્યા હાસ્ય કલ્લોલો વીલાયા ઓષ્ટ બીડાયા ?
પ્રસરતી ગાલની લાલી પલકમાં કાં પલટ ચાલી ?
સ્મરણું મીઠા સઘન શમણાં ભૂલાયા ભાવિની ભ્રમણા,
મનોહર માધુરી ચાહી મઝાની કાં વિસારી શે ?...૩

કરે ઉત્સાહની ભરતી તણી દુનિયા ઉઠે છે કાં ?
મને છે કાં ? બધું છે કાં ? સરવ પ્યાહાં પરમ ઈશના...૪

રા. ભાનુ શુક્લ

# ચિત્રા

## કવિવર્ય રવિન્દ્રનાથ ટાગોર કૃત એકાંકી નાટિકા

અનુવાદક : શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી, એ.

[ જાન્યુઆરી અંકના પાન, ૩૧૧ થી ચાલુ ]

### દ્રશ્ય પાંચમું

પાત્રો : બન્ને મિત્રો.

**વસંત :** મિત્ર ! હવે હું તારી સાથે ચલાવી શકું એમ નથી. હું થાકી ગયો છું. તેં પ્રકટાવેલા અગ્નિને હવે જ્વલંત સળગતો ટકાવી રાખવો એ અત્યંત કઠિણ કામ છે. નિદ્રાથી મારી આંખો ભારે બની છે, મારા હાથમાંથી પંખો સરકી પડે છે, અને ઠંડી રાખ અગ્નિના ચમકારાને આવરી દે છે. મારી નિદ્રામાંથી હું ફરી ફરી જાગ્રત થઈ તૈયાર થઉં છું અને મારૂં બધું જ બળ વાપરીને ઓલવાઇ જતા અંગારાને સચેત કરવા પવન ફુંકું છું. પણ આમ લાંબો વખત હવે નભી શકે તેમ નથી.

**મદન :** મને ખબર છે કે તું એક નાના બાળક જેવો ચંચળ છે. પૃથ્વીલોક અને સ્વર્ગલોકની તારી લીલા સદાય અસ્થિર અને અવિરામ છે. ચિરકાળ પર્યંત મહાપ્રયત્નથી તું જે ચીજોનું સર્જન કરે છે તે ચીજોનો તું એક પળવારમાં, વિના ક્ષોભે વિનાશ કરી નાંખે છે. પણ હવે બહુ બાકી નથી; આપણું આ કાર્ય લગભગ પૂર્ણ થઇ જવા આવ્યું છે, આનંદની પાંખોવાળા દિવસો ઉતાવળા થઈ ઊડી જાય છે, અને વર્ષ, લગભગ તેના અંતમાં, આનંદ કલ્યાણની કુખીમાં મેમાન બની જાય છે.

---

### દ્રશ્ય છઠું

પાત્રો : અર્જુન એકલો ( અને પછી ચિત્રા )

**અર્જુન :** આજ સવારે મેં જાગીને જોયું તો મારા સ્વપ્ન ભંડારમાં મને એક અણમોલ રત્ન મળી ચૂકયું હતું, એ રત્નને રાખવાને માટે મારી પાસે કોઇ કંડક (પેટી) નથી; કોઇ રાજમુગટ પણ એવો નથી કે જેના પર એને જડી શકાય, કોઇ સાંકળ કે સુત્ર પણ એને પરોવવા યોગ્ય નથી, અને છતાં ય મારૂં હૃદય એ રત્નને નાંખી દેવા પૂરતું અધમ નથી. એમને એમ નિરર્થક એ મારા જમણા હાથમાં પડી રહેવાથી, હું મારૂં ક્ષત્રિય કર્તવ્ય-ધર્મ—ફરજ—વિસરી રહ્યો છું.

[ ચિત્રા પ્રવેશે છે ]

**ચિત્રા :** આર્યવીર ! શા વિચારો સેવી રહ્યા છો ?

**અર્જુન :** આજે મારૂં ચિત્ત શિકાર સંબંધી વિચારોમાં નિમજ્જત કરી રહ્યું છે. જો કેવી ધોધમાર મેઘધારા વર્ષી રહી છે અને પેલી પર્વતની ટેકરીઓ પર ઉગ્રતાથી ઝીંકી રહી છે ! વાદળાંઓની ઘનઘોર છાયા જંગલ પ્રદેશ પર ઝઝુમી રહી છે, અને તરંગપૂર્ણ યૌવન સમું ખેલ ચારે છલકતું નદી ઝરણ, કિલકિલાટ કટાક્ષ હાસ્ય કરતું, સીમા ઓળંગી કાંઠા સુધી કૂદી આવે છે. આવા વર્ષાના દિવસોમાં અમે પાંચે બાંધવો, જંગલી

પશુઓની પાછળ પાછળ મૃગયા માટે ચિત્રવનમાં જતા. તે સમય આનંદમાં પસાર થતો. ગરજતા મેઘમાળાના ગંભીર મૃદંગ નિર્ઘોષથી અમારાં હૈયાં એકી સાથે નાચી ઉઠતાં, મયૂરોના કેકારવ વડે વનના પ્રદેશો પડઘો પાડતાં. વૃષ્ટિના ઝરમર ઝરમર થતા અવાજ અને નિર્ઝરોના વહનનાદના કારણે, બીચારાં મૃગલાં અમારાં નજીક આવવાનો પગલાંનો અવાજ સાંભળી શક્તાં નહિ. વાઘ દીપડા તો પોતાના પંજાની છાપ વર્ષાભીની ભૂમિના પંકિલ માર્ગ પર મૂકી જતાં...અમને એમના રહેઠાણનો પત્તો આપી જતાં. અમારી મૃગયા ક્રીડા પૂરી થયા પછી, અમે પાછાં ઘેર જતી વેળા વર્ષાથી છલોછલ વહેતા નદી ઝરણાંઓ તરી જવાની અરસપરસ શરત કરતા. હાલ એજ વૃત્તિનો પ્રબળ જુસ્સો મારી અંદર ઉભરી આવ્યો છે. મને શિકાર ખેલવા નીકળવાની ઉત્કંઠા છે.

**ચિત્રા :** હા, પણ હાલ પ્રથમ જે શિકારની શરૂઆત કરી તમે પાછળ પડયા છો તેને તો પૂર્ણ કરો. શું તમને એમ ખાત્રી થઇ ગઇ છે કે તમે જેની પાછળ પડયા છો તે મનોહર મૃગલી તમારા હસ્તગત થઇ ગઇ! નહિ, હજુ નહિ. જ્યારે તે તમને તમારી નજીકમાં નજીક હોય એમ જણાય છે ત્યારે તે જંગલી જાનવર, સ્વપ્નસમાન, તમને હાથતાળી આપી છટકી જાય છે. આમ જુવો; પાગલની પેઠે પેલો વરસાદ હજારો શર છોડી કેવો પવનની પાછળ પડયો છે, પણ તે તો સદાય અજેય બની મુક્તપણે વહ્યા કરે છે. અને પ્રિય પ્રેમસ્વરૂપ ! આપણી રમત પણ એવીજ છે. વીજવેગી ચંચળ સ્વભાવના સૌન્દર્યના સ્વરૂપની પાછળ લાગી, તમે તમારા હસ્તમાંથી એકેએક બાણ તાકી તાકીને મારો છો, છતાં પણ આ માયાવી મૃગલી તો સદાય મુક્ત અને અસ્પષ્ટ દોડયા જ કરે છે.





શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી. એ.

**અર્જુન :** પ્યારી ! તારે કોઇ ઘર નથી ! માયાળુ હૃદયનાં માનવીઓ જ્યાં તારા પ્રત્યાગમનની રાહ જોઇ રહ્યાં હોય એવું ઘર તારે નથી ? જે ઘર એકવાર તારી મંજુલ સેવાથી સુમધુર બન્યું હતું, અને આ અરણ્યમાં આવવા જ્યારે તેં તેનો ત્યાગ કરેલો ત્યારે જેનો જીવનપ્રકાશ અસ્ત થવા પામ્યો હતો...એ ઘર !

**ચિત્રા :** આ સવાલો શા માટે ? વિચારશૂન્ય વિલાસના દિવસો શું વહી ગયા ! તમે તમારી સમક્ષ જે મને જોઇ રહ્યા છો તેથી વિશેષ હું કાંઇ નથી. એ હકીકત તમે નથી જાણતા ? તેથી પર નું અધિક દર્શન મારા સંબંધમાં મારામાં સમાયેલું નથી. કિંશુક પત્રની ( on the tip of a Kinsuka petal ) નોક પર ઝૂમતા ઝાકળ બિન્દુને કોઇ નામ, ધામ કે ધ્યેય હોતું નથી. કોઇ પણ પ્રશ્નનો તે પ્રત્યુત્તર આપી શકતું નથી. તેમ તમે જેને ચાહો છો તેનું સ્વરૂપ પણ એક સંપૂર્ણ તુષાર મોતીના જેવું જ છે.

**અર્જુન** : શું આ વિશ્વ સાથે તેને કોઇ પણ પ્રકારનો સંબંધ કે તેનાં બંધન નથી ! કોઇ રમતિયાળ દેવતાની બેદરકારીભરી લીલાથી, પૃથ્વી પર પાડી નાંખવામાં આવેલું, એક સ્વર્ગીય ટુકડાસમું, શું એ (એક ઝાકળ માત્ર) હોઇ શકે !

**ચિત્રા** : હા.

**અર્જુન** : અરે, એથી જ તું મારી પાસેથી સરકી જતી હોય એવું મને સતત લાગ્યા કરે છે. ન તો મારા હૃદયમાં તૃપ્તિ છે, ન મારા મનમાં શાંતિ છે. હજી વધુ નજીક આવ, ઓ અપ્રાપ્ય સુંદરી ! નામ, ઘર, કુટુંબ કીર્તિ, કુળ ઇત્યાદિના અસંખ્ય બંધનો સ્વીકારી લે. મારા હૃદયને સઘળી બાજુઓથી તને સ્પર્શવા દે અને પ્રેમની પ્રશાન્ત નિશ્ચિંતતાથી તારી સાથે મને જીવવા દે.

**ચિત્રા** : વાદળાંના વિવિધ રંગો, મોજાંઓનાં નૃત્ય, પુષ્પોનો પરાગ–એ સૌને ઝાલી રાખવાને આ વ્યર્થ પ્રયાસો શા માટે ?

**અર્જુન** : મારી પ્રિય મહારાણી ! પ્રેમને નભપુષ્પોથી-રાજ્ય તરંગોથી–પ્રશાન્ત કરવાની આશા ન સેવીશ, મને એવું કાંઈક આપ કે જેને હું વળગેલો રહું–કે જે દુઃખપરંપરાઓમાંથી પમાર થવા છતાં સહી લઈ, આનંદ કરતાં પણ અધિક આયુભર ટકી રહી શકે.

**ચિત્રા** : મારા વીર ! હજી તો એક વર્ષ પણ પૂર્ણ નથી થયું ત્યાં તો તમે થાકી યે ગયા ? હવે હું સમજી કે પુષ્પોનું આયુષ્ય અલ્પ છે તે એક દૈવી આશિર્વાદને લીધે છે. આ મારી કાયા કદિ ગઇ વસન્તના કુસુમોની સાથે કરમાઇને કથળી, મરી હોત તો તે એક ગૌરવયુક્ત મૃત્યુ આલેખાત. છતાં તેના દિવસો ગણાઇ ચૂકયા છે, પ્રીતમ. એમાંથી કાંઈ શેષ ન રાખશો; એનામાંથી નિઃશેષ–બધો જ મધુરસ ચૂસી લેજો, કે પાછળથી તમારું યાચક હૃદય, જેમ ગ્રીષ્મની સન્ધ્યાએ છિન્ન કરમાયલા દલપલ્લવો ધૂળમાં રગદોળાતા હોય ત્યારે તૃષાર્ત ભ્રમર આમતેમ ફર્યા કરે તેમ, અતૃપ્ત વાસનાઓથી વારંવાર ને વખતે વખતે તેની પાસે પાછું ન આવે.

---

## દૃશ્ય સાતમું

### [ છેલ્લી રાત ]

**પાત્રો**—મદન, વસંત, ચિત્રા.

**મદન** : આજની તારી છેલ્લી રાત્રી છે.

**વસંત** : આવતી કાલે પ્રભાતે આ તારું દેહલાવણ્ય વસંતના અખૂટ સૌન્દર્યભંડારમાં ભળી જશે. અર્જુનની ચુંબનસ્મૃતિમાંથી મુક્ત થએલા તારા અધર પરના રક્ત રાગરંગ, નવિન અશોકકુંપળોના સુંદર યુગ્મમાં પ્રકટ થશે; અને તારી સુકુમળ અંગોની ધવલ દેહદ્યુતિ સેંકડો સુવાસિત જાસ્માઇન ( jasmaine flowers ) પુષ્પોમાં પુનર્જીવન પામશે.

**ચિત્રા** : ઓ દેવો ! મારી એક અભ્યર્થના કૃપા કરી સ્વીકારો. બૂઝાતા દીપકની અંતિમ જ્યોતશિખા જેમ, આજ રાત્રિની આખર ઘડીએ પણ મારા સૌન્દર્યને સર્વોત્કૃષ્ટ પ્રોજ્જ્વલતાપૂર્વક ઝળહળવા દો.

**મદન** : જા, તારી મનોકામના સિદ્ધ થશે.

(ક્રમશઃ)

---

**છુમંતર !**

**બાપા** : ( માથા ઉપરથી ટોપી હાથ લઇને ) જો બચુ, હું નો'તો કહેતો કે બહાર ડોકિયું કરીશ તો ટોપી ઉડી જશે. ચાલ હું છુમંતર કરૂં છું એટલે ટોપી પાછી આવી જશે. હવેથી બહાર ડોકાઇશ નહિ. ( પાછી માથા ઉપર ટોપી મુકે છે. )

**બચુ** : ( ટોપી ગાડીની બહાર નાંખીને ) બાપા, હવે ફરીથી છુમંતર કરોને !

# વિવિધ વિષયો

લેખક :
શ્રી. આ.

## ૧. સાબુનો સાબુ શિવાય ઉપયોગ

૧. કોઈ પણ વસ્તુ ઢાળો પાડી બનાવવી હોય, ત્યારે બીબામાં સાબુનું પાણી ચોપડવાથી ઢાળો બીબાંને ચોંટી ગયા શિવાય, સ્હેલાઈથી ઉખડી આવે છે.

૨. ફોટોગ્રાફની નેગેટીવને સુધારતી વખતે, વાપરવાનો રંગ જો સાબુના પાણીમાં પલાળીને ચોપડવામાં આવે, તો તે નેગેટીવ ઉપર જલદી પ્રસરી જાય છે.

૩. સ્ક્રુ તથા ખીલા, સાબુ-ઉપર ઘસીને બેસાડવામાં આવે, તો લાકડામાં સ્હેલાઈથી જાય છે, અને લાકડું ફાટી જતું નથી.

૪. સાબુની દડીનો પીનકુશન તરીકે ઉપયોગ કરવાથી ટાંકણી કટાઈ જતી નથી, અને જાડા કાગળોમાં તે સ્હેલાઈથી ખોસી શકાય છે.

૫. શીવવાની સોઇને સાબુ ઉપર ઘસીને વાપરવાથી જાડાં ખડબચડાં કપડાંમાં તે જલદી કાણાં પાડે છે.

૬. ઘરમાં વાપરવાના પાણીમાં કેટલો ક્ષાર છે તે જોવા માટે, એક શીશીમાં થોડું પાણી ભરી, તેમાં સાબુના પાણીનાં થોડાં ટીપાં નાખીને હલાવી, ફીણ કાયમ રહે ત્યાં સુધી તેમ કરવાથી, ક્ષારનું પ્રમાણ અંદાજે જણાય છે.

૭. ગંદવાડવાળું કામ કરતાં પહેલાં હાથ ઉપર સુકો સાબુ ઘસવાથી, કામ પુરું થયા બાદ હાથ ઉપર લાગેલો મેલો કચરો જલદી સાફ થાય છે.

૮. સાબુનું પાણી કરી ઝાડનાં પાંદડાં ઉપર છાંટવાથી તે સુકાય છે ત્યારે ઝાડ ઉપર બરફ પડયો હોય તેવો દેખાવ થાય છે.

૯. મોજામાં પડતા ચીરા, તેને કાયમના સાંધી શકાય ત્યાં સુધી, તે જગ્યાએ સાબુ ઘસવાથી, તે વધારે મોટા થતા નથી.

૧૦. ઘરમાંની ગેસની નળીમાંથી નીકળી જતા ગેસની જગ્યા શોધી કાઢવા માટે, સાબુનું પાણી આજુબાજુ ચોપડવાથી, ગેસ નીકળી જતો હોય તે જગ્યાએ સાબુનો પરપોટો થાય છે. સળગતી દીવાસળીથી કરવામાં આવતી આવી તપાસના કરતાં, આ રીત ઘણી સહીસલામત છે.

૧૧. દીવાલ લાદી કે આરસ ઉપર લગાડવાના રબરના ચૂસણ ડટ્ટાઓની ધાર ઉપર ભીનો સાબુ ઘસવાથી, તે બરાબર ચોંટી જાય છે, અને તેને ઉખાડયા બાદ તેનો ડાઘો જલદી નીકળી જાય છે,

૧૨. ટેબલનાં ખાનાં, બારણાં, બારીઓ, સખત થઈ ગયાં હોય તે જગ્યાએ ભીનો સાબુ ઘસવાથી તે સ્હેલાઈથી ઉઘાડવાસ થઈ શકે છે.

૧૩. ઢાળો પાડવા માટે બનાવવાનો ઘાટ. સાબુનો બનાવવાથી તે સ્હેલાઈથી કોતરી શકાય છે, તથા તેનાથી પાડેલા બીબામાં ઢાળો ચોંટી જતો નથી

•

મો. સા. જ. ૪૨

## ૨. સાબુ નહીં પણ સાબુથી સરસ

સાબુનો ઉપયોગ દિવસે દિવસે વધતો જાય છે, અને તેથી થતા ખર્ચમાં બચાવ કરવા માટે તેને બદલે ટ્રાઈ સોડીયમ ફોસ્ફેટ નામનો પદાર્થ વાપરી શકાય છે. તે સફેદ ભૂકાના રૂપમાં આવે છે. તે સાબુ કરતાં આઠ ગણો સસ્તો છે અને તેને ઠંડા કે ગરમ પાણીમાં ઓગાળીને તેનું પ્રવાહી નીચે મુજબ વાપરી શકાય છે.

૧. પાણીમાં મેળવવાથી તે હલકું થાય છે, એટલે કે તેમાંના ક્ષાર ઓછા થાય છે.

૨. તેલ અને ચરબી ચોંટેલા ભાગ ઉપર તેનું પાણી ચોપડવાથી તે બન્ને સાબુના

રૂપમાં ફેરવાઇ જાય, તેને સ્હેલાઇથી ધોઈ નાંખી શકાય છે.

૩. કાચની અને ચીનાઈની રકાબીઓ, પ્યાલા, કુંડીઓ વગેરે તેનાથી બરાબર સાફ થાય છે.*

૪. કપડાંને તેના પાણીમાં પલાળી રાખીને ધોવાથી, મેલ કપાઇ જઇ સાફ થાય છે.

૫. મોટરકારના રેડીએટરમાં તેનું પાણી નાંખવાથી તે સાફ થઇ શકે છે.

૬. મોટરકારના એન્જીનમાંથી, તેના પાણીથી તેલ અને ચરબી સાફ થઈ શકે છે.

૭. ભીંત; દીવાલ અથવા લાકડા ઉપર લાગેલો રંગ તેના પાણીથી ઉખેડી શકાય છે.

૯. શરીરમાં પડેલા ચીરા અને કાપા ઉપર તેનું પાણી ચોપડવાથી જલદી રૂઝ આવે છે.

૧૦. બોઇલર અથવા ઈના પાણીના બંબામાં બાઝતી પોપડીઓ, તેના પાણીથી પલાળીને ધોવાથી નીકળી જાય છે,

૧૧. દવાખાનાઓમાં વપરાતા, હાથ ધોવાના જંતુ નાશક પ્રવાહી તરીકે પણ તેનો ઉપયોગ થઇ શકે છે.

ગો. સા. ન. ૪૨

### ૩. દિલ દરિઆવ દરિયો.

(દરિયા વિષે કેટલીક જાણવા જેવી વિગતો

૧. દરિયાનું ક્ષેત્રફળ આશરે ૧૪૬,૨૫૯,૩૦૦ ચોરસ માઇલ છે, તેનું ઘન ૩૨૩,૮૦૦,૦૦૦ ઘનફૂટ છે.

૨. નદીઓ અત્યારે ૬૫૦૦ ઘન માઇલ પાણી દર વર્ષે દરિયામાં ઠાલવે છે.

૩. દરિયાના પાણીમાંથી લગભગ દરેક મૂળ પદાર્થ ( એલીમેન્ટ ) મળી શકે છે.

૪. દરિયાનું પાણી બધી જગ્યાએ લગભગ એક સરખું હોય છે, પરંતુ ઉંડાણના ભાગમાં તેમાં ચુનાનું પ્રમાણ વધારે હોય છે, અને જે જગ્યાએ તેનું પાણી વરાળ રૂપે વધારે પ્રમાણમાં ઉડી જાય છે, ત્યાં પાણી વધારે ખારું હોય છે.

૫. દરિયો અને જમીન અત્યારે જે જે જગ્યાએ છે, તે સ્થિતિમાં જગતની શરૂઆતમાં નહોતાં.

૬. ભરતી પવન અને પાણીનું વહેણ એ ત્રણ શિવાય બીજી કોઇ . ગૂઢ શક્તિ દરિયામાં રહેલી છે.

૭. ધ્રુવ ( પોલ ) પ્રદેશમાંથી ઠંડા પાણીનો પ્રવાહ ઉંડાણમાં હંમેશાં વિષુવવૃત્ત ( ઇકવેટર ) તરફ, ત્યાં આગળ વરાળ રૂપે ઉડી જઇ ઓછા થતા પાણીની જગ્યા લેવાને વહ્યા કરે છે. જ્યારે ગરમ પાણીનો પ્રવાહ વિષુવવૃત્તથી ઉપરના ભાગમાં, ધ્રુવ પ્રદેશ તરફ વહે છે.

૮. દરિયામાં ૧૮૦૦ થી ૨૦૦૦ ફીટ ઉંડે, ગરમીનું પ્રમાણ ૪૦° અંશ (સેન્ટીગ્રેડ) હોય છે. જમીનથી સંકળાએલી અને તેથી ધ્રુવ પ્રદેશના પ્રવાહની અસરથી મુક્ત એવી જગ્યાએ ગરમીનું પ્રમાણ વધારે હોય છેઃ સીયાળા તથા ઉનાળાની ગરમીના પ્રમાણમાં ૫ થી ૧૦ અંશનો ફેર હોય છે, અને રાત્રે ગરમીનું પ્રમાણ ૧૦ અંશ જેટલું નીચું જાયછે.

૯. મોજાંથી દરિયાનું પાણી આગળ વધતું નથી પણ તેજ જગ્યાએ માત્ર ઉંચું નીચું થાય છે. દરેક ત્રીજું મોજું પહેલાં બે મોજાં કરતાં મોટું હોય છે, અને નવમું મોજું બધાના કરતાં મોટું હોય છે. શા માટે, તે કોઇ જાણતું નથી. મોજું ભાંગે છે ત્યારે પોતાની સાથે દબાએલી હવાનો અવાજ લેતું જાય છે,

૧૦. મોજાં પોતાની સાથે કચરો વગેરે કીનારે ઘસડી લાવે છે તેથી કિનારો જળવાઇ રહે છે. પરંતુ અંદર થોડે છેટે તેનાથી ઊલટિ ક્રિયા થાય છે. જ્યાંથી કચરો વગેરે દરિયામાં ઘસડાઇ જાય છે.

૧૧. આ જગ્યાને મધ્યસ્થ લીટી કહે છે, જેની પાછળ પાણી ઉંડું થતું જાય છે, અને તેની આગળ પાણી છીંછરૂં થતું જાય છે. બંદરના ધક્કાઓ બાંધતી વખતે, આ બીના ખાસ ધ્યાનમાં લેવામાં આવે છે.

૧૨. પવનની અસર મોજાં ઉપર બહુ હોય છે. એક જ દિશામાંથી પવન વાતો હોય તો મોજાં મોટાં થતાં જાય છે. ખારા પાણીનાં મોજાં મીઠા પાણીનાં મોજાં કરતાં વધારે ઉંચાં હોય છે. આજસુધી મોજાંની વધારેમાં વધારે ઉંચાઈ ૬૦ ફીટની નોંધાયેલી છે.

૧૩. મોજું જેટલું ઉંચુ હોય છે, તેનાથી પંદર ઘણું લાંબુ હોય છે. મોજાંની અસર તેની ઉંચાઇથી ૭૬૫ ગણી ઉંડાઈ સુધી જણાય છે. ૬૦૦ ફીટની નીચે બધું શાંત હોય છે.

૧૪. દરિયાની વધારેમાં વધારે ઉંડાઇ ૩૧૦૦૦ ફીટની જણાયેલી છે. તેની તળીયાની જમીન ઉપર તેમાં વસતાં પ્રાણીઓનાં અવશેષો પથરાએલાં હોય છે.

૧૫. દરીયામાં ભૂરા, લાલ, લીલા એવા રંગ બે રંગી કાદવો હોય છે.

૧૬. ટુંકામાં દરિયાને આછા ભૂરા રંગના પાણીનો અખૂટ ભંડાર બધા દેશોને ભરડો લઇને પડે તો જબરજસ્ત અજગર અને માછલા તથા પવનનો મહાન ઉત્પાદક કહી શકાય.

(કોન્કવેરટ ઓફ. સી. સી. હોલ.)

# અબળા — કે — પ્રબળા

લેખક : શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા

સુંદરીઓ મંગલ ગીતો ગાઇ રહી હતી. વાજાંવાળા અવનવા શરોદોથી સર્વનું મન રંજન કરી રહ્યા હતા. યુવક-યુવતિઓ આનંદમાં મહાલતી હતી. એકબાજુ પ્રતિષ્ઠિત આગેવાનો આનંદમાં આવી જઇ હર્ષની છોળો ઉડાવી રહ્યા હતા. સર્વ આનંદિત દેખાતું હતું. વરરાજામાં કાંઈ આનંદ અને કાંઇ અભિમાનના શેરડા તરી આવતા હતા. જ્યારે નવવધુ ગમગીન ચહેરે સુષ્ક લાગતી હતી. તેને શું દુ:ખ થતું હશે ? લગ્ન જેવા મંગળ પ્રસંગે તેનો ચહેરો કેમ આનંદિત નથી જણાતો ? તેના અંતરમાં કાંઈ વેદના થતી હશે ? તેની ઇચ્છા વિરુદ્ધ લગ્ન કરવામાં આવ્યું હશે ? તેના ચહેરાનું અવલોકન કરવાનું અને તે ઉપરથી ઉપસ્થિત થતા ઉપરોક્ત પ્રશ્નો વિષે વિચાર કરવા માટે કોઇને પણ ફુરસદ ન હોય એમ લાગતું હતું.

તેનો પિતા પોતાની કન્યા માટે જ્ઞાતિનો ધનવાન અને કુળવાન પતિ મળ્યો છે માની આવેલા સજ્જનોની સારવારમાં ગાંડોઘેલો થઇને ફરતો હતો. માતા પણ પોતાને ધનવાન, કુળવાન અને રૂપાળો કનૈયાલાલ જેવો જામાત્ર મળ્યો તેના હરખમાં ને હરખમાં સુંદર વસ્ત્રાલંકાર શરીરે સજી આનંદના લ્હાવા લઇ રહી હતી. તેનો ભાઇ તો નાનું બાળક હતો, માત્ર સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરી આનંદથી હરવા ફરવા શિવાય બીજું તેને ભાનજ ક્યાંથી હોય ? કાકા, કાકી, મામા, મામી, ફોઈફુવા, કોઇનેય કન્યાનો વિચાર કરવા ફુરસદ જણાતી નહિ. જાનૈયા અને બીજાં સગાં વહાલાંને તો આમાં લાગે વળગેજ શું ?

નજીકમાં એક ખાદીધારી યુવાન ચુપચાપ બેસી રહ્યો હતો. તેની નજર અચાનક નવ વધુના ચહેરા ઉપર પડી, તેના મનમાં અનેક વિચારો આવ્યા ને સરી ગયા. તે પોતાના મન સાથે ગડમથલ કરવા લાગ્યો " માણેક સંસ્કારી છે, કેળવાયેલી છે વળી ભાવનાશાળી છે છતાં તેનો ચહેરો કેમ તેજહિન અને આનંદરહિત લાગે છે ?" તેણે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો કે ' મારે પહેલામાં પહેલી તકે માણેકને પુછી જોવું અને જો તેને કોઇ દુ:ખ આવી પડતું હોય તો તે દુર કરવા પોતાની જાતને હોમી તેને દુ:ખમુક્ત કરવી.

લગ્નવિધિ પુરો થયો. જાનૈયા અને વરરાજા વાગતે ગાજતે જાનીવાસે ગયા. માણસો વેરાયાં સૌ જમવાની તૈયારી કરવામાં રોકાયાં બીચારી માણેક કાંઇ બોલ્યા ચાલ્યા વિના મેડી ઉપર ચઢી એક હિંડોળાખાટમાં પડી. પેલો યુવાન માણેકને શોધતો શોધતો મેડી ઉપર ચઢ્યો. " માણેક બ્હેન હું આપને એક વાત પુછવા આવ્યો છું " બોલતાં તે માણેક પાસે આવ્યો.

" જયંત ! જયંત ! તું અહિં કેમ આવ્યો ? તું મારા દુ:ખમાં વધુ દાવાનળ સળગાવવા આવ્યો છે ? કોલેજની વક્તૃત્વ સભામાં લગ્ન ઉપરનાં મારાં ભાષણો વખતે તું જે વિરોધ કરતો હતો તેજ રીતે આજે મારા લગ્ન ટાણે મારા તે વખતના ઉદ્‌ગારોની યાદ આપવા આવ્યો ? "

માણેકબ્હેન જરા શાન્ત થાવ. હું તેમાંનું કાંઇ જ કહેવા કે કરવા આવ્યો નથી. ' માણેકને બોલતી અટકાવી જયંત શાન્તિ ભર્યા શબ્દોમાં બોલ્યો.

" તો કહે અહિં શા માટે આવ્યો છે ?

આજે હું તારી મિત્ર નથી ? આજે હું સહાધ્યાયિની નથી ? આજે હું કુમારિકા નથી આજે હું કોઇ અન્યની પત્ની બની છું. અન્યની પત્નિ સાથે એકાન્તમાં વાતો કરવા કોઇ પુરૂષને હક્ક કે અધિકાર હિંદુ સમાજે આપ્યો નથી. આ બધી વસ્તુ સ્થિતિનો તું અજ્ઞાત છે ? ”

“ એ તમામ વસ્તુ હું જાણું છું પરંતુ બહેન ! લગ્ન મંડપમાં સર્વના ચહેરા આનંદિત લાગતા હતા, ત્યારે આપનો ચહેરો તેજ અને આનંદ વિહોણો જણાતો હતો. હતો. મારાથી તે સહન ન થયું. હજારો તર્ક વિતર્ક મેં કર્યા; મને લાગ્યું કે આ લગ્નથી આપની ઉપર કાંઇ આફતો આવશે, કાંઇક વિતકો વિતશે એવું તમને લાગ્યું હશે. જો આપણે માથે વિતકો વિતે તે મારા જાણવામાં આવે અને હું તેમાં આપને મદદ કરવાનું ચુકું તો હું મારો મિત્ર ધર્મ ભુલ્યો છું ! અને તેથી જ આપને કોઈ દુઃખ થયું હોય અગર આવવા સંભવ હોય તો તે મારી જાતના ભોગે પણ આપને મદદ કરી આપના દુઃખો દુર કરવાની પ્રતિજ્ઞા લઇને જ હું અહિં આવ્યો છું. માટે હવે જે હોય તે જણાવો. મને હવે મિત્ર ન ગણશો પણ આપનો ભાઇ ગણજો. ”

“ જયંત ! જયંત આ તું શું બોલી રહ્યો છે ? મારે દુઃખે તારે દુઃખી થવાનું શું કારણ છે ? સમાજનાં સિતમગર બંધનોએ મને કફોડી સ્થિતિમાં મૂકે મારી ભાવનાઓ નષ્ટ કરી, દુઃખના દાવાનળમાં હડસેલી મેલી છે. માતા પિતાને આ વસ્તુનો વિચાર કરવાની ફુરસદ પણ નથી પછી તારે મારે માટે દુઃખી થવાનું શું કારણ છે ? નાહક તું દુઃખી થઇ તારા ઉગતા જીવનને દુઃખી ન બનાવ ! મારી લાગી દું ભોગવી લઇશ. ”

“ માણેક ! ગમે તે થશે તો પણ હું જ્યાં સુધી તમારી હકીકત પુરેપુરી નહીં જાણું ત્યાં સુધી અહિંથી જનાર નથી. ”

‘ શા માટે ખોટી હઠ કરે છે ? મારી વાત જાણવામાં જરા પણ સાર નથી માટે તું તારો રસ્તો લે તો તારો મોટો ઉપકાર. ”

“ આડી અવળી વાતો જવા દો અને તમારા દુઃખની વાત મને કહી નાખો. મારો નિશ્ચય તો મેં તમને જણાવી દીધો છે એટલે જલ્દી કહી નાખવું એ જ ઉત્તમ છે. ”

“ તારી જીદ તું નહિ છોડે ખરૂંને ? ”

“ હા. ”

“ તો લે સાંભળ. આજે મારાં લગ્ન થયાં, જે પતિદેવને પાને મને હડસેલવામાં આવે છે તેમને તો તું બરાબર નહિ ઓળખતો હોય. શાનો ઓળખે ? તેઓ એક ખાનદાન કુટુંબના નબિરા તરીકે ઓળખાય છે. ભણતરમાં માંડ માંડ સાધારણ ગુજરાતી અને અંગ્રેજીમાં આલ્ફાબેટાનું જ્ઞાન ધરાવે છે. સંસ્કારનો તો એમનામાં છાંટોય નથી. વળી વ્યસની છે દુરાચારી છે. કહે મારા સૌભાગ્ય રત્નમાં હવે કાંઇ બાકી રહ્યું ? ”

આવું છે તે તું જાણે છે છતાં તેં લગ્ન માટે કેમ વિરોધ દર્શાવ્યો નહિ ?

“ અરે ભાઇ ! મેં તો ઘણો વિરોધ દર્શાવ્યો પરંતુ માતા પિતાની હઠ આગળ મારૂં કાંઇ ચાલ્યું નહિ. મારી મરજી વિરૂદ્ધ મને હડસેલી દેવામાં આવી. લગ્ન ગ્રંથીથી જોડી દેવામાં આવી. અન્યની પત્ની બનાવી દેવામાં આવી. ન તો મારી વેદનાનો કોઇએ વિચાર કર્યો, ન તો મારા ભાવિ જીવનનો ! ઉલટાં માંહોમાંહે કહેવા લાગ્યાં કે એ તો એક બે વખત સાસરે જતી આવતી થશે એટલે બધું ભૂલી જશે. આ મૂર્ખ, અજ્ઞાન સમાજના વડીલોને અરે, શયતાન સિતમગારોને હું કઇ રીતે સમજાવું ? મને કાંઈ

સૂઝ્યું નહિ. મારૂં માનસ ચગડોળે ચઢ્યું. હું શુભ અવસ્થામાં આવી, વડીલોએ માન્યું છોકરી ઠેકાણે આવી. અને સત્વરે લગ્ન કરી દેવાયાં. હું મુગા મોઢે જે થાય તે સહેતાં સહેતાં અત્યારની સ્થિતિએ પહોંચી છું. હવે એક જ વિચાર કરૂં છું કે બન્યું તે ખરૂં પરંતુ આ સ્થિતિમાં રહી આ સમાજના કહેવાતા કુલવાનના કાકાઓને ઠેકાણે લાવી મારા જેવી અનેક બાળાઓનો માર્ગ મોકળો કરવો. "

" માણેક બહેન! તમારો નિશ્ચય પ્રશંસનિય છે. આ ભાઇની તમોને સંપૂર્ણ સહાય છે, વળી તમારા નિશ્ચયમાં સાફલ્યતા આણવા માટે મારી જાતનો ભોગ આપવાના હું ઇશ્વરની સાક્ષીએ સોગન લઉં છું. "

" પ્રભુ આપણને આ સમાજની બદી ખોદીને કાઢી નાખવાને બળ આપે, હવે વખત ઘણો થયો છે માટે જયંત તું તારે રસ્તે જા હું પણ જાઉં છું અને તારી પ્રતિજ્ઞા પ્રમાણે જ્યારે જરૂર જણાય ત્યારે મને સહાય કરજે. હું તને પત્ર લખી બોલાવીશ. " એમ બોલી માણેક ઉઠી.

બંને જણાં પોતપોતાને રસ્તે પડ્યાં.

આ બનાવને ત્રણ વર્ષ વિતી ગયાં તે દરમિયાન માણેક ચારેક વખત સાસરે જઇ આવી. આ સમય દરમિયાન ખાસ કોઇ બનાવ બન્યો ન હતો. જયંતે ડોકટરની પદવિ મેળવી માણેકની સાસરી નજીકના એક ગામે પોતાનું દવાખાનું જમાવ્યું હતું. વળી માણેકનો સાસરીમાં એની એટલી બધી છાપ પડી હતી કે નિદાન અઠવાડીઆમાં બે વખત વિઝટ માટે તેને ત્યાં આવવું પડતું અને સાથે સાથે માણેકની સંભાળ લેતો.

રાત્રીના બારના ટકોરા પડયા. માણેકનો પતિ લથડીયાં ખાતો ખાતો આવ્યો અને બારણું ખોલવા તેણે બૂમો પાડવા માંડી. માણેકે પતિને આ ટેવ ભૂલાવવા બારણું ખોલવા વિલંબ કર્યો. તે ખૂબ અકળાયો અને ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. માણેકે બારણું ઉઘાડયું. બારણું ઉઘડતાં જ શ્રીમાનનો મીજાસ ખસ્યો. સોટીનો પ્રહાર પત્ની ઉપર શરૂ કર્યો એક અને જ્યાં બીજી સોટી ઉગામવા જાય છે ત્યાં માણેકે રૂદ્રાણીનું રૂપ ધારણ કરી સોટી પકડી લીધી અને બોલી રાત્રીના બાર વાગ્યા સુધી બહાર ભટકયા કરવું છે શરીરનું ભાન નથી છતાં પોતાનો વેશ છુપાવવા અમારી ઉપર સોટીના પ્રહારો કરવા છે તે હું સહન કરી શકીશ નહિ. "

આ તમાસો જોવા ઘરનાં અને પાડોસનાં માણસો ભેગાં થઇ ગયાં. બધાંએ માણેકને દબાવી અને તેના પતિને બીજી રૂમમાં લઈ જઇ સુવાડી દીધો. માણેક પોતાની રૂમમાં જઇને સુઇ ગઇ. પણ તેને નિદ્રા ન આવી. ઘરની કેટલીક સ્ત્રીઓ મસલત ભરી વાતો કરતી હતી તે તમામ તેણે સાંભળી.

સવાર થતાં માણેક ઉઠી. નિત્ય નિયમ પ્રમાણે પોતાને કામે વળગી. આઠેક વાગ્યાના સુમારે તેનો પતિ ઉઠયો. માણેક પાણી ભરવા ગયેલી હતી. આ તકનો લાભ લઈ ઘરનાં બધાં માણસોએ માણેકને તેના પિતાના ઘેર વળાવવાની અને બદલામાં બીજી વહુ લાવવાની મસલત કરી લીધી. સઘળાં જમી પરવાર્યાં એટલે માણેકને જણાવવામાં આવ્યું કે તમારે પિયર જવાનું છે 'ડમણીયું' તૈયાર છે માટે તમે તમારી તૈયારી કરી લ્યો. માણેક જાણતી હતી એટલે એક શબ્દ બોલ્યા શિવાય તેણે તૈયારી કરી લીધી, અને ઝટ દઇને તૈયાર થયેલા ડમણીયામાં બેસી ગઇ. સંભાળીને જજો. આવજો સર્વની ખબર પુછજો વગેરે કહી શિષ્ટાચારનો વિધિ કોઇના પણ તરફથી ન થયો. ચૂપચાપ માણેક બેઠી ને ડમણીયું હંકારાયું. છએક વાગ્યાના સુમારે ડમણીયું માણેકને મુકી પાછું વળ્યું.

તેના અચાનક આગમનથી સર્વને નવાઇ લાગી. તે એક શબ્દ પણ બોલ્યા શિવાય આખો ઇતિહાસ ગળી ગઇ અને જણાવ્યું કે ' મને ન ગમ્યું એટલે હું આવી. ' માતા પિતાયે કહ્યું ' ઠીક બેન થોડા દિવસ રહો જરા મન હળવું થાય એટલે જજો. '

આ વાત ઝાઝો વખત છાની ન રહી. માણેકનાં સાસરીયાં અન્ય પુત્રવધુની શોધમાં પડયાં પણ માણેક અને જયંત બંને મિત્રોની જોડી ન્યાતિના એકએક ઘેર એવો તો વિરૂદ્ધ પ્રચાર કર્યો કે એક પણ માણસ કન્યા આપવા તૈયાર થયો નહિ.

સર્વ કંટાળ્યાં. ઉપરાઉપરી તેડાં આવવા લાગ્યાં પણ માણેકે હઠ પકડી ' મારા પતિ જાતે તેડવા આવે. ' છેવટ કંટાળી તે જાતે તેડવા આવ્યો.

પોતાનું વર્તન સુધારવા માણેકે સોગન લેવરાવ્યા અને જરા પણ અઘટીત વર્તન થતાં મિલ્કતનો અડધો ભાગ આપવો તથા માણેકને ફાવે ત્યાં રહેવું એવો કરાર કરાવી લીધો. માણેક સાસરે ફરી આવી અને પતિને સદ્દમાર્ગે દોરી સુખ અને શાન્તીમય પોતાનું જીવન વિતાવી રહી છે, નાતિલાઓએ પણ એક ઉપર બીજી ન આપવાનો ઠરાવ કરી માણેક જેવી હજારો કન્યાઓનાં જીવન ધુળ-ધાણી થતાં અટકાવ્યાં.



# શારીરિક સ્વાસ્થ્ય

[ મે અંકના પાન ૧૬૫ થી ચાલુ ]

## એક વર્ષનાં બાળકનું આરોગ્ય

બાળક એક વર્ષનું થતા સુધી માતાએ તેની ઘણી જ સંભાળ રાખવાની છે કારણ કે પહેલા વર્ષમાં બાળકની જે ખીલવણી થાય છે અને તંદુરસ્તી સચવાએલી રહે છે તેના પર ભવિષ્યનો આધાર રહે છે.

જન્મ વખતે કદાચ બાળક તંદુરસ્ત હોય પણ પછીની બીન આવડત અને બે કાળ-જીથી બાળકના હાલહવાલ થઇ ગએલા જોવામાં આવે છે તે માતાનો અજ્ઞાનતાને જ આભારી છે.

સૌથી પહેલું બાળકને ખોરાક એટલે માતાનું દુધ પુરતા પ્રમાણમાં મળે છે કે નહીં તેનું ધ્યાન રાખવું અને પંદર પંદર દીવસે વજન કરવું અને જો વજનમાં વધારો ન થતો હોય તો થોડું ઉપરનું દુધ આપવાની જરૂર છે. કારણ કે ઘણીવાર માતાને પુરતું દુધ આવતું હોય પણ તે સત્વ વગરનું હોય તો તેથી પણ બાળકનું વજન વધતું નથી અને અશક્ત રહી જાય છે. માટે આવી વખતે થોડું ઉપરનું દુધ આપવાની જરૂર છે. દુધ આપ-વામાં ખાસ-કાળજી રાખવી પડે છે અને ઉમ્મર તથા શરીરના બાંધાના પ્રમાણમાં પાણી નાખવાની વધઘટ કરવી પડે છે માટે ઉપરનું દુધ આપતી વખતે ડોક્ટરની સલાહ લઇને તેના શરીરના બાંધાના પ્રમાણમાં દુધ તૈયાર કરીને પીવડાવવું.

બાળકને જો નિયમસર અને બાળકઉછેરની પદ્ધતસર ઉછેર્યું હશે તો તે વારંવાર માંદુ થશે નહીં તેમજ દાંત આવતી વખતે વધારે હેરાન થશે નહીં. માતા થનાર બહેનોએ થોડાં ઘરગત્તુ ઓસડોની માહીતી રાખવી એ પણ જરૂરનું છે.

આગલા વખતમાં બહુ પરદેશ જવાનું થતું નહોતું તથા સંયુક્ત કુટુંબની પ્રથા હતી તેને લીધે ઘરનાં વૃદ્ધ વડીલો ઘરનો છાસો પાલો જાણતાં હતાં તેથી નાનાં બાળકને માટે એક-દમ ડોકટરને ત્યાં દોડી જવું પડતું નહોતું. પણ હવે નોકરીને પ્રસંગે બહારગામ રહેવાનું થાય છે તેથી તથા સામાજીક પલટાને લીધે એ જાતની મદદ બંધ થઇ છે પણ બહેનોએ એટલું તો જાણવું જ જોઇએ કે સ્વચ્છતા ને વ્યવસ્થામાં કેળવણીને લીધે પહેલાંના કરતાં ઘણા સુધારા થયા છે તેમજ જ્ઞાનમાં પણ આગળ વધ્યાં છીએ તેની સાથે થોડું જો ઘરગત્તુ જ્ઞાન મેળવ્યું હશે તો ઘણું ઉપયોગી થઇ પડશે. દાખલા તરીકે આગલા વખતમાં નવાં જન્મેલાં બાળકની આંખો આવે અથવા કાન પાકે તો માતાના દુધની સેર આંખમાં નાખતાં હતાં તથા કાનમાં પણ એજ ઉપચાર થતો હતો અને તેથી મટી પણ જતું હતું.

બાળકની ઉંમર વધવા સાથે તેના શારિ-રિક તથા માનસિક વિકાસ પર ધ્યાન રાખવું, જેવું કે ત્રણ મહીને બાળક ઉંધું પડતાં શીખે છે તેમજ ૭ મહીને બેસતાં શીખે છે એ પ્રમાણે સાધારણ ક્રમ પ્રમાણે બાળકનો વિકાસ ન થાય તો અને અશક્ત જેવું લાગે તો તરત ડાકટરની સલાહ લેવી.

બાળક ઉંધું થતાં શીખે ત્યારથી રમકડાંથી

રમવાની બુદ્ધિ પણ ખીલવા માંડે છે અને રમકડાં હાથમાં લેતાં શીખે છે. માટે એ વખતે હલકાં અને નુકશાન ન થાય એવાં રબરનાં કે સેલ્યુલોઇડનાં રમકડાં આપવાં. હજી ઘણા મોટા ભાગનું માનવું એવું છે કે રમકડાં આપવાં એ ખોટાં લાડ છે પણ તેમ નથી, રમકડાંથી જ બાળકની કેળવણીની શરૂઆત થાય છે. રમકડાંના જુદા જુદા આકારોથી તેમજ રંગોથી બાળકના મગજ પર છાપ પડે છે અને એ બાબતમાં જાપાનીઝ રમકડાં બાળકને બહુ ઉપયોગી છે કારણ કે તે વજનમાં હલકાં હોય છે તથા સુન્દર અને પાકા રંગનાં હોય છે તેથી તે આપવામાં જોખમ પણ હોતું નથી. તેમજ જુદા જુદા રંગો જોઇને બાળક આનંદી થાય છે.

બાળકનાં કપડાં માટે આપણે પશ્ચિમ તરફથી શીખવાનું છે. કપડાંની બાબતમાં એ લોકો ઘણાંજ કાળજીવાળાં અને સાવધાન હોય છે. ઋતુને અનુસરીને કપડાં પહેરાવવાં જોઇએ તેમજ કપડાંના રંગ પણ પસંદ કરતાં આવડવું જોઇએ. એ દેશની માન્યતા એવી છે કે આપણાં મકાનની અંદરનો રંગ, આપણાં કપડાંનો રંગ, તથા બાળકનાં કપડાંના રંગ જેવા વાપરીએ તે પરથી બાળકનું માનસ બંધાય છે. ઘેરા અને કાળાશની છાયાવાળા રંગો હંમેશ જોવાથી બાળકનો સ્વભાવ ગંભીર અને ઉદાસ જેવો થાય છે માટે બાળક નાનું હોય ત્યારે તેને ખુલ્લા બદામી, ગુલાબી વા ખુલ્લા છાયાવાળા રંગનાં કપડાં પહેરાવવાં કે જેથી બાળકનો સ્વભાવ આનંદી થશે તેમજ સુન્દરતા તથા સ્વચ્છતા તેના જીવનમાં ઓતપ્રોત થઇ જશે.

હવા વિષે લખવાનું કે આપણા ગરમ દેશમાં બાળકને હવા લાગી જાય એવી બ્હીક રાખવી નહીં. (સિવાય કે તાવ કે ખાંસી થયાં હોય) જન્મથીજ બાળકને થોડું થોડું ખુલ્લું રાખવાની ટેવ પાડવી જોઇએ. આપણી જુની બાંધણીવાળાં ઘરોમાં બાથરૂમ જુદો બાંધવાનો રીવાજ નહોતો તેથી બાળકને ખુલ્લા ચોકમાંજ નવડાવતાં હતાં અને મહેનતુ વર્ગમાં હજી પણ ખુલ્લા વાડામાં કે ઓટલા પર નવડાવે છે એટલે એ લોકોની છાતી તથા શરીર પવનથી ટેવાઇ જાય છે એટલે એકદમ પવન લાગીને ન્યુમોનિઆ થઈ જતો નથી. આપણા મધ્યમવર્ગમાં પહેલાં એવો રિવાજ હતો કે બારમે દીવસે ઝોળી કર્યા વગર ઝભલું પહેરાવાય નહીં ( મહેનતુ વર્ગમાં હજી પણ એ રિવાજ છે ) એને લીધે એમ થતું કે જન્મથીજ ખુલ્લાં રહેવાથી છાતી રીઢી થઇ જતી હતી. હવેના જમાનામાં છેક ખુલ્લું તો રાખવું ન ગમે પણ ઠંડીના દીવસો સિવાયના દીવસમાં થોડીવાર ખુલ્લું રાખવું તથા બારીબારણાં બંધ કરીને નવડાવવાની ટેવ પાડવી નહીં. કારણ કે જીંદગીમાં અનેક અકસ્માતના પ્રસંગો તો સહુને આવે છેજ અને એવા દાખલાઓ જોવામાં પણ આવ્યા છે કે આગગાડીની મુસાફરી અથવા વરસાદ કે ઠંડીનો ઝપાટો ઘણાંજ સંરક્ષણથી ઉછેરેલાં બાળકોને જલ્દી લાગી જાય છે અને ન્યુમોનિઆનો ભય ઘણો રહે છે. માટે બાળકને જન્મથીજ ખુલ્લે શરીરે થોડીવાર રાખવાની ટેવ પાડવી.

શરીરના વિકાસને માટે બાળકને શાન્ત ઉંઘની પણ ઘણી જરૂર છે માટે બાળકને નિયમીત અને લાંબી ઉંઘ લેવાની ટેવ પાડવી. કટે કટે ઉંઘવાની ટેવ પાડવી નહીં. બપોરે સ્વચ્છતાથી નવડાવીને તડકે નાખેલાં સ્વચ્છ ધોયેલાં હોડવા પાથરવાનાં હોય તે પાથરીને શાન્તિથી ઉંઘાડી દેવું એનાથી બાળકને ફાયદો થશે તેમજ માતાને પણ થોડી રાહત મળશે.

૭ કે સાત મહીનાથી બાળકને દાંત આવવા માંડે છે અને દાંત આવવાનો પ્રસંગ બાળકને માટે વિકટ ગણાય છે. પણ જો

બાળકના પોષણમાં બરાબર કાળજી રાખી હશે તો બહુ હેરાન થશે નહીં. તાવ આવે કે ઝાડા થાય એવા કાંઇ ઉપદ્રવ થાય તો થોડી કામચલાઉ ઘરગતુ દવા આપવી પણ જો કાંઈ અસાધારણ લાગે તો તરત ડોકટરની સલાહ લેવી.

બાળકને દાઢ ફુટવા માંડે ત્યારે દુધ સાથે કાંઇક કઠણ ખોરાક આપવો જોઇએ કારણ કે દાઢ આવે છે ત્યારે આંતરડાંમાં પણ પાચન થવાને માટે ફેરફાર થાય છે માટે કોઇ કઠણ વસ્તુ જરા જરા આપવી શરૂ કરવી. આને માટે વિલાયતી, બાળકોને માટે ખાસ બનાવવામાં આવતાં બીસ્કીટો સારાં પડે છે કારણ કે એની બનાવટ જ એવી હોય છે કે સ્હેલાઇથી ચાવી શકાય તેમજ પચવામાં પણ હલકાં હોય છે.

બાળક નવ મહીનાનું થાય એટલે ધીમે ધીમે તેને માતાનું દુધ ઓછું કરીને ઉપરનું દુધ વધારે આપવા માંડવું અને એક વર્ષનું થતા સુધીમાં માતાનું દુધ છોડાવી દેવું. કારણ કે એથી વધારે વખત દુધ આપવાથી માતાને તથા બાળકને બન્નેને નુકશાન થાય છે.

બીજા વર્ષમાં પણ દાંત આવતા હોય છે માટે બાળકની તબીયત તેમાં ખાસ કરીને ખોરાકની ઘણી જ સંભાળ રાખવી. કારણ કે આપણાં જોવામાં આવ્યું છે કે પહેલા વર્ષમાં માતાનું દુધ પીતું હોવાથી બહુ નબળું નથી પડી જતું પણ ખરી મુશીબત બીજા વર્ષમાં જ છે માટે બધા દાંત આવી જતા સુધી બાળકની ઘણી જ સંભાળ રાખવી.

શાન્તા મહેતો



## [૧] જાપાનનું નારી જીવન

આખા એશીઆને સુધારીને ઉદ્ધારવાની બડાશ હાંકતું જાપાન ખુદ પોતાને ઘરઆંગણે સ્ત્રીઓની ઘાતકી ગુલામી પ્રથા જાળવી રહ્યું છે. આઠ કરોડ જાપાનની ચાર કરોડ સ્ત્રીઓ સિદ્ધાંતે ગુલામ છે; વ્યવહારે પુરુષના મોજશોખ ખાતર ભોગવી શકાય, મારીપીટી શકાય અને જરૂર પડે ત્યારે વેચી શકાય એવું પશુ છે. જાપાનના ફેસીસ્ટો સરકારી બળથી આ ગુલામી તંત્ર ટકાવી રહ્યા છે. સામાજીક સુધારાનું નામ લેનારને " ભયંકર વિચારવાળો " ગણી કેદખાનામાં હડસેલી દેવામાં આવે છે.

### " ધરતીની ધૂળ "

" પુરુષ આસમાન જેટલો ઉંચો, સ્ત્રી ધરતીની ધૂળ બરાબર " જાપાનની આ લોકકહેવતનો અમીરથી માંડી ગરીબ સુધી સર્વત્ર એકધારો અમલ ચાલે છે. સામાન્ય રીતે સ્ત્રી ઘરની મોટી ચાકરડી ' અપર સર્વન્ટ '—ગણાય છે. બહારનાની હાજરીમાં સ્ત્રી પોતાના પતિને ' માલિક ' કહીને બોલાવે છે. સ્ત્રી મિલ્કત છે. પુરુષ એ મિલ્કતનો માલિક છે. પતિ પત્નીએ કોઇ પણ પ્રસંગે જાહેરમાં સાથે નીકળવાનું બને તો નોકર પેઠે સ્ત્રીએ હંમેશાં પુરુષથી પાંચ કદમ પાછળ ચાલવું પડે છે.

### પુજ્ય પતિ દેવ !

પુરુષને દરેક હક છે કે તે ચાહે તો પોતાની રખાતને પોતાના ઘરમાં લાવે. લગ્નથી જોડાએલી તેની સ્ત્રી આ સામે વાંધો ઉઠાવી શકે નહિ. ઉલટું પુન્ય ( ! ) પતીદેવની દરેક રીતે સમજ સાચવવી એ તેનો ધર્મ છે. આ ધર્મથી ચલાયમાન થઇ સ્ત્રી જો છુટાછેડા માગે તો તે તેને મળી શકે નહિ. તેમ છતાં જો તે ઘર છોડી ચાલી જાય તો ભરણપોષણનો કોઇ દાવો તે કરી શકે નહિ. બાપ તેને ઘરમાં સંઘરે નહિ. પેટીઠું શોધવા કાં તો એ મીલમાલિકોના ભયંકર ચાંચોમાં ચુસાઇ જાય, કે પછી વેશ્યાગીરીનો માર્ગ લે. અને ઘણી ! ...નિરાંતે બીજી ' મોટેરી ચાકરડી ' લઇ આવી સંસારનું ગાડું આગળ ચલાવે.

સ્ત્રીને પતિની મીલ્કત પર રજમાત્ર હક નથી. પોતે પેદા કરેલાં બાળકો પર પણ માતાને કશો અધીકાર નથી. પરણેલી સ્ત્રી પતિરાજની આજ્ઞા સીવાય કોઇ પણ જાતના કાયદેસર દસ્તાવેજ પર સહી કરી શકતી નથી.

કેળવણીની મનાઇ છે, યુનીવર્સીટીનાં દ્વાર સ્ત્રીઓ સામે બંધ છે.

### કારમું શોષણ

સામાજીકથી ય વધારે ભયંકર ગુલામી આર્થિક છે.

આખી દુનિયાના બજારો પર સસ્તા માલની ચડાઇ લઇ જનાર જાપાનના મુડીવાદીઓ પોતાની બ્હેન દીકરીઓની સોંઘી મજુરી પર તાગડધીના કરે છે. સસ્તી મજુરી માટે ગરીબી જોઇએ. ગરીબી માટે સૈકાઓ પહેલાંની સડી ગએલી પછાત ખેતી પદ્ધતિ સાચવી રાખવી; આ પછાતપણાના ભોગ બની કંગાલીઅતમાં સબડતા કરોડો ખેડુતોની કંગાલીઅત વધુ સંગીન બનાવવા કર, વેરા, વ્યાજ, ભાડાં અને ઢગલાબંધ લાગાટકા વડે તેમનું સો ટકા ચુસી જવું; અને છેવટે તેમની પાસે જીવ અને ખોળીયું સાથે રાખવા માટે પોતાની ચૌદ ચૌદ અને સોળ સોળ વરસની જુવાન દીકરીઓને બસો ત્રણસો યેનમાં બે કે પાંચ વરસને પટે સુવર કે રેશમના મીલમાલિકોને ત્યાં ચીઠ્ઠી મુકાવવી.

### હજારોનું વેચાણ

ખુદ જાપાન સરકારની ગણતરી પ્રમાણે ૧૯૩૪ના પહેલા દસ માસ દરમ્યાન ૪૫ લાખની (ગુજરાતથી અરધી) વસ્તીવાળા, ઉત્તરના ચાર પ્રાંતોમાં જ ૫૦ હજાર છોકરીઓનાં વેચાણ કે ગીરો થયાં હતાં.

જેમ જેમ ગરીબી વધતી જાય છે તેમ તેમ સ્ત્રીઓનાં વેચાણ વધતાં જાય છે—ખાસ કરીને ત્રણ મુખ્ય 'ધંધાઓ'માં (૧) કારખાનાના કામદાર તરીકે, (૨) રખાત અથવા 'ગેઇશા' તરીકે, અને (૩) વેશ્યા તરીકે.

પાંચ વરસ કોઇ માલિક, જમીનદાર કે અફસરને ત્યાં 'ગેઇશા' થઇને રહી આવે અને પછી ગીરોખત પુરૂં થતાં ઘેર પાછી ફરી લગ્ન કરે અને સંસાર માંડે. જાપાનના ગુલામ સમાજમાં આ ઘટના તદ્દન 'કુદરતી' અને રોજબરોજની બની ગઈ છે.

૧૯૩૭ માં એક ટોકીઓ ખાતેજ ૫૧૩૦ સરકારી લાયસેન્સ ધરાવતા વેશ્યા-દલાલો હતા. ૧૯૩૮ ની જાપાન-મંચુકોની સરકારી 'ઇઅર બુક' મુજબ જાપાનની બધી ઇસ્પીતાલોમાં થઇ દરરોજ સરેરાશ ૧૦ લાખ ૨૪ હજાર લાયસેન્સ ધરાવતી વેશ્યાઓ સારવાર માટે દાખલ થતી હતી.

વેશ્યાગીરીનો તો જાપાન કદાચ આખી દુનીયામાં મોટામાં મોટો ધંધો ચલાવે છે. જાપાને તાબે કરેલા ફોર્મોસા, કોરીઆ, મંચુરીઆ, ઉત્તર ચીન, વગેરે પ્રદેશોમાં સસ્તા જાપાની માલ સાથે એથીય સસ્તી સેંકડો હજારો કુમારીકાઓ વેશ્યા તરીકે નિકાસ થાય છે.

### કમજાત ઓરત

આવી ગુલામગીરીમાં રાજકીય અધીકારોની તો વાતજ ક્યાં રહી ! એક વખત સ્ત્રીઓનું એક પ્રતિનિધિમંડળ મતાધિકારની માગણી કરતી અરજી લઇને સરકાર પાસે ગયું, તો જવાબ મળ્યો કે, "ઘેર જઇને છોકરાંનાં બળોતીઆં ધુવો. ઓરત જાતને વળી મત કેવો ને અધિકાર કેવા ?"

પીળા લશ્કરી ફેસીસ્ટોના હાથ આગ-સ્ત્રીત્વના ખુનથી ખરડાએલા છે. આ હત્યારા હાથ કોઇને સુધારશે કે ઉદ્ધારશે એમ માનવાની મૂર્ખાઇ કોઇ ન કરે.

("જન્મભૂમિ"માંથી)

## [૨] સિંધની ખુનામરકી

હુરોની પ્રવૃત્તિને લીધે જે ગંભીર પરિસ્થિતિ સિંધમાં ઉદ્ભવી છે તેનો ઘણો ઓછો ખ્યાલ દરેકને હશે. હુર લોકો પગારોના પીરનાં અનુયાયીઓ છે. આ પીરને સરકારે ગીરફતાર કર્યા છે. ને જ્યાં પીર રહેતા હતા ત્યાંનાં ઝુંપડા વગેરે બાળી હુરલોકોને વધારે હેરાન કર્યા છે. તેને પરિણામે તેમણે તાર, ટેલીફોન રેલ્વે વગેરેને નુકશાન પહોંચાડયું છે ને આ રીતે તેમને સરકારને પડકાર કર્યો છે. છતાં સરકારની આંખ ઉઘડતી નથી. અને તેની સામે કંઇ પણ સખ્ત પગલાં લઇ શકતી નથી. આવે વખતે કોંગ્રેસના સભાસદો તથા કાર્યકરોએ મદદ કરવી જોઇએ ને જો ન કરી શકે તો પ્રધાનો રાજીનામાં આપે ને વધુ શક્તિશાળી પુરૂષોને તે કાર્ય સોંપે તે વધુ ઇચ્છનીય છે.

પુ. ગાંધીજી આને વિષે સ્પષ્ટ ઉદ્ગાર કહાડે છે કે "કોંગ્રેસના સભ્યોએ ધારાસભામાંથી રાજીનામાં આપી દૂર થવું. શાન્તિસંઘ સ્થાપવો. ભયનો ત્યાગ કરી હુરોની વચ્ચે જઇને વસવું અને અવળે માર્ગે ચઢી ગએલાં પોતાનાં દેશબંધુઓને ગુનાની પ્રવૃત્તિમાંથી વાળવા જતાં જોખમ ખેડવું. પ્રતિનિધિ મંડળ સ્થાપી પીર પગારો ઓળખતા હોય તેવા માણસોને મળી ધગશથી આ કાર્યનો ઉકેલ લાવવો જોઇએ.

## [૩] શાન્તિનિકેતનને જેટલું આપો તેટલું ઓછું છે

જે ઋણ ગાંધીજીના મંનપર વરસ દિવસથી બોજારૂપ હતું તે ઋણ મુંબઇએ ફેડયું છે. દીનબંધુ એન્ડ્રુઝનો સ્વર્ગવાસ ૧૯૪૦ ની ૫મી એપ્રીલે થએલો. ને તેમનાં સ્મારક માટે જાહેર વિનંતી થઇ હતી. તેમાં ગુરૂવર્ય ટાગોર અને પુ. ગાંધીજીએ

[ અનુસંધાન પૃ. ૧૯૭ને છેડે ]



—ભાવનગર રાજ્યે એ. આર. પીનું શિક્ષણ લેવા માટે ૭ બેનોને મુંબઇ મોકલી છે. આમાં મોટી સંખ્યા રાજ્યના અમલદારોની પત્નીઓ અને પુત્રીઓ છે.

—ગઇ તા. ૨૦ મીએ પ્રખ્યાત નૃત્યકાર ઉદયશંકરના ભાઇ શ્રી. કામીનીશંકરનાં નૃત્ય વર્ગોની ઉદ્‌ઘાટન ક્રિયા અમદાવાદમાં લેડી વિદ્યાબેનને બંગલે થઇ હતી. તેમાં પ્રમુખ તરીકે વિદ્યાબેને કામીનીશંકરની ઓળખાણ આપતાં તેઓને ખાસ કરીને કથકલી નૃત્યોના અભ્યાસી તરીકે ઓળખાવ્યા હતા અને જનતા તેમનાં વર્ગોનો લાભ લેશે તેવી આશા સેવી હતી.

—ગયા માસમાં અમદાવાદ વિદ્યાર્થીની મંડળ તરફથી વક્તૃત્વની, રમતગમતની ને ચિત્રની હરીફાઇ ગોઠવી હતી.

—એ. આર. પી. ટ્રેઇનીંગને માટે અમદાવાદમાં શાહિબાગમાં સ્ત્રી મંડળ સ્થપાયું છે અને તેને બંગલે બાપલો જુદા જુદા વક્તાને બોલાવી કરાવે છે. તેમાં શકુન્તલા દિવાનજી, સરલાદેવી વગેરે મુખ્ય કાર્યકર્તા છે. જ્યોતિસંઘ તરફથી પણ આ ટ્રેઇનીંગની ગોઠવણ થઇ ચૂકી છે.

—તા. ૧૨ મી મેએ સાક્ષરવર્ય રમણલાલ વસંતલાલ દેસાઇનો સુવર્ણ મહોત્સવ વડોદરામાં ઉજવાયો હતો. 'સ્ત્રી જીવને' તેમના સનમાનાર્થે ખાસ અંક બહાર પાડયો છે. તેમાં મંત્રી તરીકે શ્રી. ઇન્દુમતીબેન મહેતા P. A. એ કાર્ય કર્યું હતું.

—મેડામ શેંગાઇ વિષે New Review of London કહે છે કે ભાવિ સંસ્કૃતિનાં સાચા સર્જક મેડામ શેંગાઇ જ બનશે. આજનાં ખુનખાર યુદ્ધના નેતાઓ સામે તેમનો પડકાર છે કે યુદ્ધો આમ લડી ન શકાય પ્રત્યેક વ્યક્તિને સ્વતંત્ર રહેવાનો સંપૂર્ણ અધિકાર છે. યુદ્ધો તો કોઇ મહાન અનીવાર્ય પ્રસંગોએ જ ઉદ્‌ભવે. નિર્દોષ સ્ત્રી બાળકોને ભિખતાં દુઃખો ઉપર પ્રહાર કરવામાં સાચી મહત્તા કે સ્વતંત્રતા નથી. આજે એ પોતાને આંગણે આવેલાં યુદ્ધને તિરસ્કારે છે પરંતુ દેશની આઝાદીને માટે તે પ્રાણઅર્પવા તૈયાર છે. ને પ્રેરણા અર્પે છે.

—અમરકુંવરે યુ. પી. માં ભાષણ કરતાં સરકારે તેમને અટકમાં લીધાં છે.

[ ફુલસેણી : અનુસંધાન પૃ. ૧૯૬નું ]

સહી કરેલી. ગુરૂવર્ય તો ચાલ્યા ગયા ને આ ફાળાનું કાર્ય બાપુને શીર આવ્યું. માત્ર અઠવાડીયાની અંદર પાંચ લાખ રૂપીયાની થેલી મુંબઇએ અર્પી. આને માટે ગાંધીજી પ્રત્યેનો જનસમાજનો આદર એ મોટું પ્રેરક કારણ હતું. અત્યારે મરણ પામેલા સી. એફ એન્ડ્રુઝ તે ખરેખર મરણ પામ્યા નથી તે તો હજી જીવે છે ને જીવશે. 'દીનબંધુ' એજ ખ્યાતિ તેમની અમર છે. યુરોપમાં જન્મેલી આ વિભૂતિએ પોતાના મહાન આદર્શો ગુરૂવર્ય ટાગોરને ચરણે ધર્યાં અને તેમના અંગત મિત્ર થઇ માત્ર શાન્તિનિકેતનનાં જ નહિ પરંતુ સમસ્ત ભારત વર્ષનાં સાચા બંધુ થઇ અમરત્વને પામ્યા. અરે ! મરણ પામેલા દીનબંધુ કંઇ જ નથી લઇ ગયા. પણ જગત એક સાચી મનુષ્યત્વની ભાવના વિહોણું બની રહ્યું. પ્રભુ પ્રત્યેની એમની શ્રદ્ધાએ જગતને દિપાવી એકાએક તેમનો પ્રાણપંખેરૂ ચાલ્યો ગયો. આજે ગાંધીજી એ વિભૂતિ માટે ઝોળી લઇ નીકળે છે, ને તે સ્મારક શાન્તિનિકેતનને માટે જ હોઇ શકે. "જે સંસ્થાએ કવિવરને પ્રેરણાનું દાન દયું તેણે બદલામાં કવિવર પાસેથી પ્રેરણા લીધી છે શાન્તિનિકેતન એ એક કાવ્ય છે. કવિવરનાં પિતાશ્રીની શાન્તિને સંસ્કારનું ધામ સ્થાપવાની કલ્પનામાંથી તેનો ઉદ્‌ભવ થએલો છે. કવિવર ભારત વર્ષ માટે સદાકાળને સારૂ સારી એવી મોટી મુડી મુકી ગયા છે માટે એ સંસ્થામાં જેટલું ધન અપાય તેટલું ઓછું છે."

# નોંધ



**વડોદરા રાજ્યના સામાજિક સુધારા :**

વડોદરા રાજ્ય એ પ્રગતિશીલ રાજ્ય ગણાય છે. રાજ્યમાં અનેક સામાજિક સુધારાને લગતા શાસનધારા અસ્તિત્વમાં છે. પરંતુ તેનો જોઇએ તેવો અમલ થતો નથી, એ કેટલેક અંશે દિલગીરીની વાત છે. રાજ્યમાં બાળલગ્ન-પ્રતિબંધક કાયદો છે; એક પત્નીત્વને લગતો ધારો તો તાજેતરમાંજ વડોદરા રાજ્યની ધારાસભાએ પસાર કર્યો છે. છતાં એ ધારાનો અમલ યોગ્ય સ્વરૂપમાં થતો નથી એ શોચનીય બીના છે.

કહે છે કે, વડોદરા રાજ્યના પીલવાઇ ગામે એક ધનવાન આધેડ ઉંમરના ગૃહસ્થનું લગ્ન તેર વર્ષની કુમળી બાળા સાથે આજથી થોડાક વર્ષો પર થઇ ગયું. પરણનાર શ્રિ. હકુમતમાં—મુંબઇમાં રહેતા હતા; આ લગ્ન અટકાવવા મુંબઇની એક સામાજિક સંસ્થાએ પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટનો મનાઇ હુકમ પણ મેળવ્યો હતો. આ મનાઇ હુકમનો પણ કહે છે કે, લાગતાવળગતાઓએ અસ્વીકાર કરવાથી તેમના મકાનની ભીંતે ચોડવામાં આવેલો; આટલાં પગલાં લેવાયા છતાં તેની અવગણના કરાઇને એ બાળલગ્ન-વૃદ્ધલગ્ન થઇ ગયું-ઉજવાઇ ગયું. બાળ-પ્રૌઢ-લગ્ન પતી ગયું.

વડોદરા સરકારના અમલદારોએ ધાર્યું હોત તો આ બાબતમાં સહકારપૂર્વક આ લગ્ન અટકાવી શકાયું હોત. પરંતુ તેમ બનવા પામ્યું નહોતું. અને એ ધનવાન પ્રૌઢ તેર વર્ષની બાળાના પતિ બની બેઠા.

સંભવ છે કે, બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં કંઇ સુધારાને અવકાશ હોય અને તેનો એ બારીકીનો લાભ લેવાઇને આ લગ્ન થઇ ગયું હોય. આ બાબત શ્રીમંત સરકારે કાયદાની જે બારિકી રહી જવા પામી હોય તે તપાસી તેવી અપૂર્ણતા પૂરી કરી લેવી જરૂરી છે. આવા કાયદાના અમલ માટે જાહેર કાર્યકર્તાઓને પ્રજાહિતાર્થે પગલાં લેવાની, બ્રિ. હકુમતમાં અપાઇ છે તેવી સત્તા અપાવી જરૂરી છે. આશા છે, શ્રીમંત સરકાર આ બાબત ઘટતું કરશે.

*

**એક પત્નીત્વનો ધારો :**

વડોદરા રાજ્ય ધારાસભાએ પસાર કરેલો એક પત્નીત્વનો ઠરાવ હવે ધારા સ્વરૂપે બહાર પડ્યો છે અને તેને શ્રીમંત સરકારની મંજુરી મળી ગઇ હોઇને તે કાયદાનું સ્વરૂપ પામ્યો છે. આ કાયદાના અમલ માટે શ્રીમંત સરકારને અમે હાર્દિક ધન્યવાદ અર્પીએ છીએ.

આ ધારામાં અમને એક વસ્તુ લાગે છે અને તે એ કે, જ્યાં સુધી નજીકની બ્રિટિશ હદમાં આવો ધારો નહિ હોય ત્યાં સુધી વડોદરા રાજ્યમાં આ કાયદો નામનોજ રહેશે એવું અમારૂં નમ્ર મંતવ્ય છે; કારણ કે વડોદરા રાજ્યનો વતની સબબ-કારણ સિવાય બ્રિટિશ કે પરહદમાં જઇને એક પત્ની હયાત છતાં બીજું લગ્ન કરશે તો તેની શું અસર થવાની છે તે કંઇ સમજાતું નથી; કારણ કે એક પત્ની હયાત છતાં-તેની સારી સંપૂર્ણ સારી સ્થિતિ-મરજી મુજબનું બીજું લગ્ન તે પરહદમાં જઇને કરે તો તેને અટકાવનાર કોઇ નહિ હશે; હા, ઉપર્યુંક્ત ધારાથી એ નવપરિણિત પત્નીનાં સંતાનો રાજ્યના કાયદેસરના વારસાપણાના હક્કો નહિ ભોગવી શકે એટલુંજ; બાકી, એથી, જે શુભ હેતુપૂર્વક આ ધારાની યોજના થઇ છે તે હેતુ તો ભાગ્યેજ બર આવશે; એવાં લગ્નો ભાગ્યેજ અટકાવી શકાશે.

*

**કરકસર કરો :**

હમણાં હમણાં યુદ્ધની અસરે આપણા દેશ પર ભારે આક્રમણ કર્યું છે; જનતાએ નહિ ધારેલી તેવી મોંઘવારી આજે મોં ફાડી અનેકોનો ગ્રાસ કરવા તૈયાર થઇ ઊભી છે. આ સંજોગોમાં બહેનો શું કરી શકે ? બહેનો ધારે તો ઘણું કરી શકે. આજે કેટલાય મોટાં કુટુંબોમાં અનાજનો દુર્વ્યય થતો હશે. રોજ રંધાતા અનાજમાંથી વાશી રહેતું હશે, કેટલેક સ્થળે એ વાશી રાંધેલો ખોરાક ફેંકી પણ દેવાતો હશે. આવું ન થાય તે આજના કપરા કાળમાં સ્ત્રીઓએ ખાસ તકેદારી રાખવી જોઇએ. પુરુષો, તેમની ગૃહસચિવ ઘરમાં કેવી વ્યવસ્થા રાખે છે તે જોવાને ટેવાયેલા નથી હોતા. તેઓ તો તેના પર પૂર્ણ વિશ્વાસ રાખી ઘર આખું તેને હવાલે સોંપે છે. આ સંજોગોમાં સ્ત્રીઓ ધારે તો અનાજનો ભારે બચાવ કરી શકે. દરરોજ રંધાતા અનાજમાંથી એક મૂઠી અનાજ જુદું કાઢી લે, તો તેથી જમનારાંઓને માટે ખૂટવાનું નથી; અને જમી રહ્યા પછી વાશી વધતું અનાજ બચી જવા પામશે. અથવા સ્ત્રીઓ ધારે તો ગણતરી પ્રમાણેજ રોજ રંધે તો પણ બચાવ કરી શકશે અને એક માસ ચાલતો અનાજનો જથ્થો સવામાસ અથવા તેથી વધુ વખત ચલાવી શકશે. બહેનો આ બાબતનો વિચાર કરે; ક્યાં કરકસર કરવા જેવી છે તે જોઇ જાય અને તેનો તાત્કાલિક અમલ કરે.

*

**ગૃહઉદ્યોગો સજીવન કરો :**

આપણે ઉપર અનાજના બચાવની વાત કરી. તેવીજ આર્થિક બચાવની પણ વાત છે. અને તે ગૃહઉદ્યોગથીજ સાધી શકાશે. આજે આપણા ગૃહઉદ્યોગ સદંતર નાશ પામતો જાય છે; અથાણાંની મોસમ આવે છે અને બજારમાંથી તૈયાર મરચાં, હળધર અને મસાલા લઇ આવી તેનાં અથાણાં કરે છે. એ તૈયાર માલ ભાગ્યેજ ચોખ્ખો મળે છે; કેટલીકવાર ભેળસેળ અને મિશ્રણનું પ્રમાણ એમાં ઠીક હોય છે. એથી તંદુરસ્તી પણ બગડવાનો સંભવ હોય છે. એટલે એમાંથી બચવા માટે સ્ત્રીઓએ પર આગળ જાતે અથવા તેમ ન કરી શકે તો માણસ પાસે એવાં સામો કરાવવાં જોઇએ. એથી આપણા ગૃહઉદ્યોગોને ઉત્તેજન મળશે. પોતાનું શરીર તંદુરસ્ત અને એવી મહેનત કરી શકે તેમ હોય તો જાતે જ એ કરી લીધાનું આત્મગૌરવ મેળવી પોતાના ગૃહઉદ્યોગને સજીવન રાખવાનું અભિમાન લઇ શકે; તેમ ન થઇ શકે તેમ હોય તો માણસ પાસે તે કરાવી લેવું જોઇએ; પણ તે ઘર આગળ જ—પોતાને જ ઘેર થાય એ જરૂરનું છે. દળવા અને ખાંડવાનું પણ એમજ થઇ શકે આજે બહેનોનો મોટો ભાગ શીવણ—વેતરણ પણ જાણતો હોય છે. એ કામ પણ બહેનો જાતે કરે તો ઉપર જણાવ્યું તેમ જાતે તૈયાર કર્યાનું આત્માભિમાન મેળવી પોતે બે પૈસા બચાવ્યાનો અને સ્વાશ્રયનો પાઠ પણ મેળવશે.

*

**ધાડો અને લૂંટોના બનાવો :**

હમણાં હમણા છેલ્લા કેટલાક વખતથી ગુજરાતના ગામડાંમાં ધાડો અને લૂંટોના બનાવો બનવા લાગ્યા છે સવાર ઊગે અને વર્તમાનપત્રોનાં પાનાં પર એક યા બીજા ગામે અને કેટલીકવાર તો વધુ ગામોમાં એવી પડેલી ધાડોના સમાચારો અવારનવાર આવતા જ રહે છે.

આવે વખતે બહેનોએ ખાસ સાવચેતી અને સમયસૂચકતા રાખવાની જરૂર છે. આ બાબતમાં પેટલાદ તાલુકાના નાર ગામે પડેલી ધાડ તેમજ કેટલાક ગામોએ બહેનોની કરવામાં આવેલી સતામણીની વાતો પણ બહાર આવે છે. બહેનો ધારે તો આ બાબતમાં આત્મરક્ષણ અને કુટુંબ રક્ષણ સારી રીતે સાધી શકે આવા વખતે ઘરેણાં અને દાગીનાના દેખાવોનો મોહ તેમણે સદંતર ત્યજી દેવો જોઇએ; લગ્ન પ્રસંગો તેમજ ઇતર પરસ્પર મળવાના પ્રસંગોએ એવાં અલંકાર પ્રદર્શનો તો સદંતર જ ત્યજવાં જોઇએ. કારણ કે આવા પ્રસંગે ઘરેણાં અને દાગીના જ આફતરૂપ નીવડે છે.

વળી આવા વખતમાં મુસાફરીઓ પણ જેમ બને તેમ કમી કરી નાખવી જોઇએ; અને તેમાં પણ રાતની મુસાફરી તો અનિવાર્ય કારણ સિવાય કરવી જ ન જોઇએ.

*

7

**યુદ્ધ અને કોન્ગ્રેસ :**

કોન્ગ્રેસની નીતિ યુદ્ધ પરત્વે છેલ્લા બેએક અઠવાડીયાથી તદ્દન બદલાઇ ગઇ છે. રાજગોપાલાચાર્ય થોડાક મતભેદોનાં કારણે કોન્ગ્રેસથી છુટા પડયા. સર સ્ટેફર્ડ ક્રીપ્સની મંત્રણા તથા મી. એમરીના ભાષણે પૂ૦ ગાંધીજીનો જે બ્રિટન પ્રત્યેનો નૈતિક ટેકો હતો તે પણ આજે ગુમાવી બેઠા છે. અને પૂ૦ ગાંધીજી કહે છે કે સત્ય ને અહિંસાના સિદ્ધાંત ઉપર માત્ર ભારતવર્ષનું ભાવિજ અવલંબતુ નથી પરંતુ સારીએ દુનિયાની સંસ્કૃતિના પાયા આ સિદ્ધાંત પર ચણાશે 'પ્રત્યેક અંગ્રેજને' એ લેખમાં તો પૂ૦ ગાંધીજી સ્પષ્ટપણે કહે છે કે "જ્યાં સુધી એક પણ અંગ્રેજ હિન્દમાં હશે ત્યાં સુધી એકતા થઇ નહિજ શકે. આફ્રીકાથી મારે તેમનો સંબંધ છે. અને એજ કટ્ટર દુશ્મન છે માટે એ લોકો જાય તેજ ઉત્તમ છે. એને લીધેજ બીજા દુશ્મનો આવે છે. પણ આ પુરાણદુશ્મનને કાઢીશું તો બીજા સામે આત્મબળે ઝઝુમી હિન્દને સ્વત્વની માળા આરોપીશું." ગાંધીજી અમેરીકા યુદ્ધમાં પડયું તે યોગ્ય નથી તેમ માને છે. બાકી રશિયા, જાપાન કે જર્મની બધા એકજ વાડીના મૂળા છે. હિંસાત્મક યુદ્ધમાં તે કોઇજ પ્રજાને સાથ આપી નજ શકે. એવો તેમનો દૃઢ મત છે. આ કડક શબ્દોથી એમ અનુમાન કરી શકાય કે કદાચ પૂ૦ ગાંધીજી ફરીથી તેમની સત્યાગ્રહની મોકુફ રાખેલી લડત ઉપાડી દેશભરમાં નવા આંદોલનો ફેલાવે.

*

**યુદ્ધ અને સાહિત્ય :**

આજે જગતભરની અંદર મહાવિપ્લવ જાગ્યો છે. તેમાંથી કોઇપણ મુક્ત રહી શકે તેમ નથી. માનવજીવનની એજ એક કરૂણતા છે કે તેનો સંહાર ઇતર પ્રાણીઓ નથી કરતાં પરંતુ પોતે જ અંદર અંદર લઢીને પોતાનો નાશ કરે છે. સંસ્કૃતિને નામે અર્થલોભી અને રાજ્યલોભી વ્યક્તીઓ વખતો વખત પોતાના માનવબંધુ સમાજમાં યુદ્ધ જગાડે છે અને હિંસક પ્રાણીઓ કરતાં પણ વધુ અસમતા તરફ ઉતરે છે. એટલે કે માનવ સમષ્ટિરૂપે તો હજી પ્રાણી જ છે. અને પ્રાણી રહેવાનાં જ. વ્યક્તીરૂપે સદ્દ્જ્ઞાન થતાં માનવ દિવ્યતા તરફ ચઢે છે, એટલી એની સદ્દગતિ છે; બાકી વસ્તુસ્થિતિ તો હાલ છે તેવીને તેવીજ રહેવાની. અને માનવી લઢયા જ કરવાના; હજારો વર્ષોથી યુદ્ધ ચાલતા આવે છે. "આ યુદ્ધ છેલ્લું છે અને તે ભાવિ યુદ્ધનું-મૂળ જ- ઉખેડનાર છે; એવી આદર્શવાતો તો વાતો જ રહેવાની એટલે આ વસ્તુસ્થિતિનો નિર્વાહ કર્યે જ છૂટકો. સાચા સાહિત્યકારો જે જનસમાજનું હૃદય વાંચનારાં છે અને વ્યક્ત કરનારાં છે. તથા પોતાને થએલા સદ્દજ્ઞાનથી દોરાનારા છે. તે તો આ યુદ્ધ પ્રસંગને પણ વધાવી લઇને તેનો સદુપયોગ કરી શકે છે યુદ્ધોની અંદર સમાનતા; બંધુતા ને સ્વતંત્રતા જેવા આદર્શગુણો કપાઇ ઢંકાઇ જાય છે. પરંતુ યુદ્ધને અંતે શાન્તિ પ્રવર્તતા પુનઃ સંજીવન થાય છે. ત્યારે એ યુદ્ધનાં અનિષ્ટોમાંથી પણ સનાતન સત્યો તારવવાની શક્તિ પ્રત્યેક સાહિત્યકારમાં હોઇ શકે ખરી. એ અનિષ્ટોમાંથી પણ વીરત્વ, ઔદાર્ય, સામાન્ય માનવ હૃદયની અનુકમ્પા, ત્યાગ વગેરે ઉચ્ચગુણો દેખા દે છે. તેને સાહિત્યમાં ગુંથી લેવાનું કાર્ય સાહિત્યકારને શીર છે. યુદ્ધકાળ એતો સાહિત્યકારોનો ઉત્પાદન કાળ છે. આજે ભારતને દ્વારે ને ગુજરાતને આંગણે યુદ્ધનાં રણશિંગા ફૂંકાય છે, પણ હજી કોઇ નવીન કવિના નવા સંવેદન ઉઠયા નથી; કે નવો પ્રાણ ભભૂકી ઉઠયો નથી. સાચો સાહિત્યકાર જેમ પોતાના યુગનો બાળક છે તેમ તેના પૂર્વસાહિત્યકારોનો વારસ છે; તદુપરાન્ત અગામી સાહિત્યયુગનો પ્રદર્શક પણ છે. માનવસંસ્કૃતિનાં અખંડ બળતા દીવામાં સાહિત્યકારો નવું તેલ પૂર્યાં જ કરે છે. પોતાનાં દેશની સંસ્કૃતિને જીવતી રાખવાની તથા તેને આગળ ધપાવવાની પ્રત્યેક સાહિત્યકારની ફરજ છે ગમે તેવી ભરતીઓટ સામે ઝઝુમી તેમાંથી ત્યાગ કાઢી સમાજ આગળ ઉચ્ચ આદર્શો, સનાતન સત્યો તથા આત્માની દિવ્યતાને પ્રદિપ્ત રાખવાની છે. જીવનને વાંચોઃ તે દેહની આંખે નહિ પણ આત્માની આંખે. એ રહસ્ય સાહિત્યકારે હંમેશ સમજવાનું છે. ને યાદ રાખવાનું છે. સાહિત્ય જે આનંદ આપે તે અધમ વિકારોને ઉશ્કેરનારો સ્થુળ નહિ પણ માનવ જીવનની પ્રગતિ સાધનારો ને તેને પ્રભુમય માર્ગે લઇ જનારો પૂણ્યમય સુક્ષ્મ આનંદ હોવો જોઇએ એ વિના કળા તે કળા નથી ને સાહિત્ય તે સાહિત્ય નથી.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૨ : અંક ૬ | પુસ્તક ૧૨ | જુન : ૧૯૫૨

## ભાઈ—બ્હેન

બંધુ ને બ્હેન તણી જોડલી રે લોલ,
રહે એ સંગાથે સદાય જો ...બંધુ૦

બંધુને વ્હાલી એની બ્હેનડી રે લોલ,
બ્હેનીને વ્હાલો એનો ભાઇ જો ...બંધુ૦

બંધુને જોઇને બ્હેની હસે રે લોલ,
હૈયામાં આનંદ પ્રસરાય જો ...બંધુ૦

હસતું જોઇ એ મુખ બ્હેનનું રે લોલ,
બંધુ તો ગાંડો ગાંડો થાય જો ...બંધુ૦

આકાશે તારલા ટમક્તા રે લોલ,
જોઇને હસે બ્હેન-ભાઇ જો ...બંધુ૦

બંધુ ને બ્હેન તણી જોડલી રે લોલ,
અમર રહે એ સદાય જો ...બંધુ૦

ચી. દેવાયત સોની

# છૂપો રાજકુંવર

એક હતો છોકરો. તદ્દન નિરાધાર. અનાથાશ્રમમાં રહી ઉછરે. છોકરો દરેક કળામાં પ્રવીણ. ગાયન, વાદન અને નર્તન તે ગાતો ત્યારે બધાયને પોતાના ગાયનની અંદર એકચિત્ત કરી દેતો. તેના નાચ પાસે મોટી મોટી નર્તકીઓ પાણી ભરતી. તેના કંઠ પાસે ખૂદ કોયલ પણ બે ઘડી શરમાઇ જતી.

એ ઉમર લાયક થયો. તેને આખી દુનિયાની મુસાફરી કરવાની મરજી થઇ. ખીસામાં એક પાઇ પણ લીધા વિના એ નિકળ્યો.

ગામે ગામ જાય. પોતાના જલસાના કાર્યક્રમ ગોઠવે. જે આવે તેમાંથી પોતાનું ગાડુ ગબડાવતો આગળ ચાલે.

જેટલો એ ગાયનમાં ઉસ્તાદ હતો તેટલોજ એ વાત કરવામાં કુશળ હતો. તે એવી મીઠાશથી વાત કરતો કે પોતાના વિષે સામાના હ્રદયમાં સજ્જડ છાપ પાડતો ને પોતાનો સ્વાર્થ સાધતો. તેની વાણીમાં કોયલની મીઠાશ હતી, તેના હ્રદયમાં નિખાલસતા ને સરળતા હતા.

ફરતાં ફરતાં તે એક મોટા સુંદર નગરમાં આવી પહોંચ્યો.

નગરમાં એ વખતે ઢંઢેરો પીટાતો હતો કે જે કોઇ કુંવરીબાને રોગમુક્ત કરશે તેને અડધુ રાજ્ય આપવામાં આવશે ને કુંવરીનાં તેની સાથે લગ્ન થશે. ઢોલ ઢીબાંગ ઢીબાંગ કરતો આખુ ગામ ગજાવતો હતો.

પેલા છોકરાએ આ સાંભળ્યું. તેને પોતાનાં ગાણા ઉપર વિશ્વાસ હતો. તેના મનમાં શ્રદ્ધા હતી કે ગાણાંથીજ હું કુંવરીનું દિલ જીતી લઇશ. તેનું દુઃખ ભૂલાવી દઇશ.

એ તો ગયો કુંવરી પાસે. પોતાના બધા સાધનો સહિત.

કુંવરીનો ચહેરો નિસ્તેજ હતો. આંખો ઊંડી ઉતરી ગઇ હતી. મોઢા ઉપર નહોતો આનંદ કે નહોતું ચેતન.

તેણે તરતજ સારંગી સાથે પોતાનું મીઠુ મધુરૂ ગાયન છેડ્યું. અને એ ગાયનના સુરે સુરે કુંવરીનાં મુખ પરથી ગ્લાનિ ને દુઃખ ઊડવા લાગ્યાં.

થોડા વખતમાં તો કુંવરી તંદુરસ્ત બની ગઇ. રાજાને આ વાતની જાણ થઇ. રાજાએ તો ગામમાં વાવટા ફરકાવ્યા. દુદુંભી ઢોલ વગડાવ્યાં. શાળામાં સાકર વહેંચી.

હર્ષમાં ને હર્ષમાં રાજા પોતાની કુંવરીને જીવતદાન દેનારને વિસરી ગયો.

આ છોકરો તો રાજા પાસે ગયો ને કીધું ' રાજા, રાજા, તમારા વચન મુજબ કુંવરી પરણાવો. '

પણ રાજા કાંઇ એમ કુંવરી આપે ? રાજા કહે ' ચાલ ચાલ ભિખારી, કુંવરી કેવી ને વાત કેવી. '

છોકરો તો ખિજાયો, એ તો કુંવરી પાસે ગયો. કુંવરી કહે ' પરણું તો મને જીવતદાન દેનારને જ. '

રાજા કહે ' એવા તો કંઇક ભિખારી ચાલ્યા આવે. '

એટલામાં કુંવરીની નજર પેલા છોકરાના ગળા તરફ ગઇ. ગળામાં માદળિયું હતું.

કુંવરીએ કહ્યું, ' જુઓ તો ખરા, આ એના ગળામાં માદળિયું છે. જરા ઉઘાડીને જુઓ તો બધી ખબર.... '

રાજાએ તો માદળિયું ખોલી જોયું. તો રાજાને ખાત્રિ થઇ કે આ તો આપણી પાસેના નગરના રાજાનોજ પુત્ર. કંઇક રાજ્ય-કલેશને લઇને તેને ગુપ્ત રીતે અનાથાશ્રમમાં ઉછેરવામાં આવ્યો હતો.

રાજાને ખરી વાતની ખબર પડી એટલે તેણે તો ધામધુમથી તેની સાથે કુંવરીનાં લગ્ન કર્યાં ને અડધું રાજપાટ આપ્યું.

પછી ખાધુ પીધુ ને રાજ કર્યું.

શ્રો. ' શશિન્ ' ઓઝા



## વાંસલડી

મ્હક મનહર મધુર રવ શી બજાવ કા'ના વાંસલડી.
ઘનશ્યામ એ શ્યામલ વરણી બજાવ કા'ના વાંસલડી.

ગોકુળ વાસી કુંજે કુંજે બજાવ કા'ના વાંસલડી.
જાદુ ભરેલી કામણગારી બજાવ કા'ના વાંસલડી.

: સાખી :

પશુ પક્ષી ને માનવી સુણતાં છે દઇ કાન;
ઉર હર બંસી નાદથી વિસરી જાતા ભાન.

સહુ જીવોના કષ્ટો હરવા બજાવ કા'ના વાંસલડી.
વિશ્વ વિષે સુખ શાન્તિ ભરવા બજાવ કા'ના વાંસલડી.

શ્રી. વજલાલ ગૌરીશંકર પંડયા

# સ્મૃતિ

ગામના એ શેઠ હતા. લક્ષ્મીની એમને ઘેર છોળો ઉડતી. માતંગો એમની હવેલીએ ડોલતા. સરણાઇઓ એમનું સદન ગજાવતી. એ શેઠને એક પુત્ર હતો.

ઉઘડતા પ્રભાત જેવો<br>
ગુલાબી સંધ્યા જેવો<br>
અણુવિકસ્યા ગુલાબ જેવો;

શેઠને વ્હાલો ને ગામનેય વ્હાલો. નિર્દોષ અને રમતિયાળ; હસમુખો અને આનંદી; એના હાસ્યે મોતી ઝરતાં, એના બોલે મધ ઝરતું–દુઃખીનાં દુઃખ ભૂલાવતું. એના કિલ્લોલમાં કંઇ છૂપાયું હતું–શેઠને આકર્ષતું ને ગામને ય આકર્ષતું.

પણ........

પણ કાળને એ ન ગમ્યું. તેને અદેખાઈ આવી. ફૂલ સમા બાળકને એ લઈ ચાલ્યો–કોઈ અજાણ પ્રદેશમાં.

ગામે આંસુ વહાવ્યાં, શેઠે આંસુની નદીઓ વહાવી. હાસ્ય અને કિલ્લોલનું એ સ્થાન બન્યું–સુનું અને શોકભરપુર, સ્મશાનસમ ખાવા ધાતું અને ઉજ્જડ વગડા જેવું.

દિવસો જવા લાગ્યા. ગામનો ઝખમ રૂઝાતો હતો, શેઠનો ઝખમ વધતો હતો. ડગલે ને પગલે એમને પુત્ર યાદ આવતો. એક દિવસ એક વિચારે શેઠને ઘેરી લીધા: 'શું કરું કે મારો બાળક અમર બને, એનો આત્મા શાંતિ પામે, પિતૃઋણ સાર્થક થાય ?'

× × ×

જોષીઓ આવ્યા<br>
બ્રાહ્મણો આવ્યા,<br>
થોથાં ને પોથાં<br>
પંચાંગ ને ટીપણાં લઈ.

શેઠને કહ્યું, 'બ્રાહ્મણ જમાડો, બ્રાહ્મણને દાન કરો–એના આત્માને શાંતિ અર્પવા.'

ગરીબો ને ગુરબાં આવ્યાં
નાગાં ને ચીંથરેહાલ,
ભૂખ્યાં ને માંદલીયાં
—દુકાળીયાનાં દળ જેવાં.

'અમારા સામું જુઓ, અમારાં પેટ જુઓ, મોઢાં જુઓ, કપડાં જુઓ, અમને કંઇ આપો,' એ તેમનો પ્રધાન સૂર હતો.

× × ×

શેઠ બેઠા'તા—થાકયા પાકયા, શું કરવું એ વિચાર કરતા—'બ્રાહ્મણ ? એને જમાડવાથી શુ થશે ? શું હું ઋણમુક્ત થઇશ ? ગરીબ ? ગરીબોને આપ્યાથી શું ? મારા આપ્યાથી શું એમનું બધાનું દારિદ્ર ફીટી જવાનું છે ?'

શેઠ ઝોલે ચડયા'તા—સમુદ્રમાં ડોલતી નાવ જેમ. શું કરવું એની એમને સમજણ પડતી ન હતી. વિચારો એમને વધુ ને વધુ ગુંગળાવતા હતા.

એવામાં એક વિચાર આવ્યો—

સુંદર અને સારો
સૌને ગમે એવો
પિતૃઋણ સાર્થક કરે એવો.

'ખીલતી કળી જેવો એ હતો—એ સાચું. એનાં હાસ્યે મોતી ઝરતાં એ ય સાચું, પણ મારે જેવો એ હતો એવાં જગતમાં ખીલતી કળી જેવાં કેટલાં બાળકો હશે ? કેટલી અણખીલી કળીઓને ખીલ્યા પહેલાં અકાળે કરમાવાનું હશે ?'

શેઠનું હૃદય ચીરાતું હતું. એના હૃદયમાં કંઈક તુમૂલ ઉભું થયું હતું. એનો ચહેરો ફીક્કો પડતો જતો હતો. મોટે સાદે તેણે બૂમ પાડી, 'મહેતાજી.'

'જી.' કહેતો, હાથ જોડતો મહેતાજી આવ્યો.

"દસ લાખ રૂપીઆની રકમ બહાર કાઢો—જગતને માટે—જગતનાં ખીલતાં કુસુમોને વધુ ખીલવવા માટે, એક આદર્શ બાળગૃહ—બાળમંદિર બંધાવવા માટે, જેમાં જગતનાં પુષ્પો નાતજાત, ઉંચાનીચાના ભેદ વગર ખીલે અને સૌરભ ફેલાવે."

શ્રી. ભાનુશંકર પુ. પંડયા

# માધુ ગાંડો

તેને બધાં ' માધુ ગાંડો ' કહીનેજ બોલાવતા હતા. માધુ ખરેખર ગાંડો હતો કે કેમ, તે તો કોણુ જાણે ! તેને બધાં ગાંડો શા માટે કહેતા હતા તે પણ કહી દઉં.

માધુને માતાપિતા અથવા કોઇ સંબંધી ન્હોતું. તેના પિતા ગુજરી ગયા ત્યારે માધુ માત્ર દશ વર્ષનોજ હતો. તેના પિતા પાસે રૂા. અઢીસો હતા; તે તેણે માધુ મોટો થશે ત્યારે તેને કામ આવશે એમ ધારીને, હેમચંદ નામના એક શેઠને ત્યાં રાખ્યા હતા. માધુ મોટો થયો ત્યારે તેને ઘણા લોકોએ અઢીસો રૂા. બાબતની વાત કરી. પણ માધુ, શેઠને ત્યાં પૈસા લેવા ગયોજ નહિ તેમ પે'લા શેઠની દાનત ફરી હતી; તેથી તેણે પણ માધુને વગરમાગ્યે પૈસા આપ્યા નહિ. હવે તો માધુ પંદર વર્ષનો થયો હતો. એટલે તે ગમે ત્યાંથી બે પૈસા કમાઇને પોતાનું પુરૂં કરતો હતો.

માધુને બધાં ' ગાંડો ' કહેતા હતા, તેનું એક બીજું પણ કારણ હતું. તેની પાસે બે ચાર આના હોય તો તે રસ્તે જતાં કોઇ ભિખારી મળે તો તેને તે આપી દેતો. બધાં તેને કહેતાં: ' માધુ ! શા માટે તું એ ભિખારીઓને પૈસા આપી દે છે ? તારી પાસેજ રાખને ! તને કામ આવશે. '

માધુ કહેતો: 'મારે પૈસાને શું કરવું છે ? મારે પૈસા જોઇશે ત્યારે મળી રહેશે.'

માધુ ધૂની હતો અને પોતાની ધૂનમાંજ હંમેશા મસ્ત રહેતો. એટલે બધાં તેને કહેતાં હતાં: ' માધુ ગાંડો ! માધુ ગાંડો ! '

એક વખત સખ્ત વરસાદ વરસ્યો. નદીમાં ખૂબ પાણી આવ્યું. આવું પુર કેટલાય વર્ષો થયાં આવેલ ન્હોતું; તેથી અનેક લોકો પુર જોવા જતાં હતાં. હેમચંદ શેઠ પણ પોતાના છ વર્ષના વિનોદ સાથે પુર જોવા ગયા હતા.

નદી બે કાંઠા વચ્ચે ભરપુર ઘુઘવાટ કરતી ચાલી જતી હતી. લોકો તેને કાંઠે આનંદ અને આશ્ચર્ય પામતાં ઉભાં હતાં.

એકાએક, હેમચંદ શેઠના વિનોદને કોઇનો ધક્કો લાગ્યો. અને તે નદીમાં પડયો. પડતા વેંતજ તે નદીનાં વ્હેણમાં તણાયો.

હેમચંદ શેઠ બેબાકળા બની ગયા અને બૂમો પાડવા લાગ્યા: ' એ....બચાવો, બચાવો, કોઈ મારા વિનોદને !....અરે કોઇ બચાવો ! ' નદીને કાંઠે લગભગ સોએક માણસો ઉભા હતા. પણ કોઇએ નદીમાં પડવાની હિંમત કરી નહિ. શેઠના ગભરાટનો પાર ન્હોતો: ' કોઇ બચાવો, વિનોદને ! એકહજાર રૂા. આપીશ. ' શેઠે પૈસાની લાલચ આપી. વિનોદ આગળ ને આગળ તણાતો જતો હતો.

એકાએક ટોળામાંથી એક જણુ આગળ આવ્યો; અને તેણે પહેરેલ લુગડેજ નદીમાં ઝંપલાવ્યું. હેમચંદ શેઠની ખાત્રી થઇ કે હવે જરૂર વિનોદ બચી જશે. સૌ લોકો તે નદીમાં પડનાર તરફ જોઇ રહ્યા. એ કોણ હતું ? ' માધુ ગાંડો ! '

માધુ નાનો હતો ત્યારથીજ તેને નદી કુવામાં તરવાનો શોખ હતો. ઉંડી વાવમાં જ્યારે કોઈની હિંમત ચાલતી નહિ ત્યારે માધુ તેને તળીએ જઇ ' તાગ ' લઈ આવતો હતો. હેમચંદ શેઠના હજાર રૂ.ની તેને જરૂર ન્હોતી; તેને તો વિનોદનો જીવ બચાવવો હતો.

સૌ તેના તરફ જોઈ રહ્યા. સોએક ફુટ તણાયા પછી તેણે વિનોદને પકડી પાડયો. એક હાથે તેણે વિનોદને પકડી રાખી બીજે હાથે તરતાં તરતાં વહેણમાંથી એક કાંઠા તરફ માર્ગ કરવાનો પ્રયત્ન કર્યો.

થોડીવારમાંજ વિનોદસહિત તે કાંઠે સહિસલામત નીકળી ગયો. શેઠના આનંદનો પાર રહ્યો નહિ. લોકો પણ માધુની કુશળતાથી આશ્ચર્ય પામ્યા.

ત્યારપછી બે ચાર દિવસો વિતી ગયા. પણ માધુએ હેમચંદશેઠ પાસે પોતાના ઈનામની માગણી કરી નહિ. પણ બીજા કોઇકે શેઠને કહ્યું: ' શેઠ, હવે પેલા માધુને તેનું હજાર રૂ. નું ઇનામ કયારે આપશો ? '

જો કે માધુએ વિનોદનો જીવ બચાવવામાં બહુ જોખમ ખેડયું હતું. પણ એક હજાર રૂ. આપતાં શેઠની ઇચ્છા થતી ન્હોતી. કારણ કે, એ રકમ કંઇ નાની સુની ન્હોતી. પણ જ્યારે બીજા લોકો શેઠને વારંવાર કહેવા લાગ્યા ત્યારે તેને શરમ આવી અને તેણે માધુને પોતાને ઘેર બોલાવી રૂા. અઢીસો આપ્યા. માધુ તે લઈને ખુશી થતો પોતાને ઘેર ચાલ્યો ગયો.

તમેજ કહો જોઇએ, માધુના પિતાએ માધુ માટે શેઠને ત્યાં રાખેલ અઢીસો રૂ. માધુને પાછા અપાવવા માટેજ ઇશ્વરે આ યુક્તિ નહિ કરી હોય ?

ધો. દેવાયત સોની

卐

# દોસ્તી

એક નાનું એવું જંગલ હતું. આ જંગલમાં ગામનો ગોવાળ ગાયો ચારવા હંમેશાં આવતો હતો. બધી ગાયો જુદી જુદી દિશામાં ચારો ચરતી ને આમતેમ ફર્યા કરતી. ગોવાળ એક બાજુએ બેસી વાંસળી બજાવ્યા કરતો.

આ જંગલની વચમાં થઇને એક ગામડાનો રસ્તો જતો હતો. એ રસ્તા નજીક

એક મોટું ઝાડ હતું. અને તેના પર એક પોપટ રહેતો હતો. ગાયોના ધણમાંથી એક ગાય દરરોજ આ ઝાડ નીચે આવીને બેસતી ને નિરાંતે વાગોળતી.

ગાય આવીને બેસતી કે તુરત પોપટભાઈ ઝાડ પરથી નીચે ઉતરી—ગાયના શરીર પર આમતેમ ઊડીને બેસી જતા. આ પ્રમાણે ગાય રોજ રોજ આવી ઝાડ નીચે બેસે ને પોપટભાઈ ગાયની સાથે ગમ્મત કરે.

પછી તો ગાય પણ ટેવાઈ ગયેલી એટલે પોપટભાઇ તેના કાન, શીંગડાં, મોઢા કે પૂછડા પર ઊડાઊડ કરતા બેસે તોપણ તે કંઈ બોલે નહિં. આ રીતે બન્નેને ખૂબ દોસ્તી થઇ ગઈ.

એક દિવસ ગાય બાજુના રસ્તા નજીક ઝાડ પાસે બેઠેલી અને પોપટભાઈ તેની સાથે ગમ્મત કરી રહ્યા હતા. એવામાં એક પટેલ કોઈ વેપારીના ખાંડના કોથળા ગાડામાં લઇને આ રસ્તેથી નીકળ્યા.

પેલી ગાય રસ્તામાં બેઠેલી એટલે તેને ઉઠાડવા પટેલે બે ચાર બૂમો પાડી પણ ગાય ત્યાંથી ખસી નહિં. આથી પટેલ ખીજાયો અને ગાયને ઘસીને પોતાનું ગાડું ચલાવી ગયો. આથી ગાયનો વાંસો સહેજ છોલાયો ને ગાય ત્યાંથી ઉઠીને દોડવા લાગી.

આ જોઇ પોપટને પટેલ પ્રત્યે ખૂબ રીસ ચઢી અને વિચારવા લાગ્યો કે હવે પછી કદી આ પટેલ ગાયને અહીંથી ન ઉઠાડે એવી યુક્તિ કરવી જોઈએ. આમ વિચારી તે છુપી રીતે ગાડામાં બેસી ગયો ને પેલા ખાંડના કોથળા પોતાની ચાંચ વતી કોતરવા લાગ્યો. થોડીવારમાં ખાંડ તો રસ્તામાં વેરણછેરણ થઈ ગઈ.

એવામાં કંઇ અવાજથી પટેલે પાછળ જોયું તો પોપટને કોથળા પર બેઠેલો જોયો ને ખાંડ રસ્તામાં વેરાયેલી ઘણે દૂર સુધી જોવામાં આવી.

આ નુકશાનથી પટેલ તો ખૂબ ક્રોધે ભરાયો અને પોપટની નજર ચુકવી તેને બે હાથ વતી પકડી લીધો. જેવો પોપટ પકડાયો કે તુરત પટેલના હાથમાં જોસથી ચાંચ મારવા લાગ્યો. પટેલના હાથમાંથી લોહીની ધારા ચાલવા લાગી. આ દુઃખથી પટેલના હાથ છુટી ગયા ને પોપટ નાસી છુટયો. જતાં જતાં પોપટ બોલ્યો: 'કેમ! હવે કદી પણ ગાયને રસ્તામાંથી ઉઠાડીશ ?' પટેલ તો કંઈ પણ બોલ્યા વિના ત્યાંથી ઘર ભેગો થઈ ગયો. અને ત્યાર પછી કોઈ દિવસ આ રસ્તેથી નીકળતો અને પેલી ગાયને રસ્તા નજીક બેઠેલી જોતો ત્યારે ગાડું તેનાથી દૂર તારવીને ચાલ્યો જતો.

હવે પછી પોપટ અને ગાય રમત ગમત કરી પોતાના દિવસો નીડરપણે વિતાવતાં હતાં. જોયું ને ? આનું નામ સાચી દોસ્તી !

શ્રીમતિ હેમકુંવર મ. પંડયા

આ માસિક વડોદરા-રાવપુરામા શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૫-૪૨

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી : શ્રી. જયવતી દેસાઈ

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

સહતંત્રીઓ : શ્રી. રમા ઠાકોર, શ્રી. વનબાળા દેસાઈ

પુ. ૩૮ મું ] જુલાઈ : ૧૯૪૨ [ અંક ૫ મો.

## અનુક્રમણિકા



— બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના




પુસ્તક ૩૮મું જુલાઇ : ૧૯૪૨ અંક ૫ મે

# વર્ષા

આવી વર્ષા ને લાવી મેહુલો રે લોલ,
નાચે બપૈયા; બોલે મોર જો;
આવી વર્ષા ને લાવી મેહુલો રે લોલ....

ઝળકે ઝબૂકતી વીજળી રે લોલ,
ભાસે છે વ્યોમ ઘનઘોર જો;
આવી વર્ષા ને લાવી મેહુલો રે લોલ....

ગયો ઉકળાટ અકળાવતો રે લોલ,
માનવીનાં મન હરખાય જો;
આવી વર્ષા ને લાવી મેહુલો રે લોલ....

ધરતી હરિઆળી બહુ ભાસતી રે લોલ,
સરિતાઓ નીર છલકાય જો;
આવી વર્ષા ને લાવી મેહુલો રે લોલ....

પાકે અનાજ મન-ભાવતું રે લોલ,
ખેડુતો ખૂશ ખૂશ થાય જો;
આવી વર્ષા ને લાવી મેહુલો રે લોલ....

સૌ. હેમકુંવર પ્ર. પંડ્યા



# સમાજનાં પાપી

: : ઉપજાતિ : :

વ્યોમેથી સાળુ સરતો નિશાનો,
શો શ્યામ રૂડો ટીપકી ભરેલો;
ઉદ્યાનથી માતરિશ્વજ ફોરે,
અંધારૂં થાયે બહુ ગાઢ ત્યાં તો.

સંદેશ આવ્યો વિધુરાયનો ને,
ધસે નભેથી નભદીવડા શા;
પીયુષ પ્રેમી શરમાળ એ તો,
નિશાતણાં મંજુલ ગાન ગાતો.

ઊભી હતી કન્યકા એક એવી,
અંબોડલે પુષ્પવેણી અનેરી;
ને હાવભાવે નમણાંજ અંગો,
અરાલ નીલાંબુજે જેમ ભાસે.

પાસે હતો એક યુવાન એવો,
વિકૃતભાવો વિલસે સુખેથી;
વાંકાજ કેશ મધુરી સુવાસે,
સુહાય એ તો રજતાંબરેથી.

પ્રેમી બીચારાં કંઈ પ્રેમ ઘેલાં,
'પ્રભા' અને સાથ 'પ્રદીપ' શોકે
નેત્રાંબુ સ્રોતે વહેતાંજ ધારે,
ઠરેલ પાપી જગનેત્રથી એ.

વીતે ઘટીકા કંઇ એક, એ, તો,
વિદ્યુતની છાળ ઉડે ઘણીયે;
જીમૂત ત્યાં તો ફરતાં જણાતાં,
બીકે ઉષાની ગભરાય પેલાં.

સામે ધસે જ્યાં અભ્ર નીર કાળાં,
'પ્રદીપ'ના એ કર બેઉ ઝીલી;
સૌદામિનીનો ચમકાર થાતો,
સર્જે અનેરી પલવાર સૃષ્ટિ.

શ્રી. અંજનીકુમાર શાહ



# રાણી દુર્ગાવતી



સંપાદક : શ્રી. પ્રાણલાલ કિરપારામ દેસાઈ

ધર્મ અને કર્તવ્યની વેદી ઉપર પોતાની જાતનું બલિદાન આપનાર વીરાંગના દુર્ગાવતીની જીવન કથાથી હિન્દુ યુવકો અને યુવતીઓ જોઇએ તેટલાં માહિતગાર નથી; કારણ કે આપણા ઇતિહાસના પાઠ્ય પુસ્તકોમાં રાણી દુર્ગાવતીની જીવનકથાને મહત્વનું સ્થાન આપવામાં આવેલું નથી. એક સમકાલીન લેખકે રાણી દુર્ગાવતીનું નીચે પ્રમાણે શબ્દ-ચિત્ર આલેખેલું છે.

"રાણી દુર્ગાવતી એક અતિ સુંદર સ્ત્રી હતી. સૌંદર્યની તો તે સાક્ષાત પ્રતિમા હતી એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ જેવું બીલકુલ નથી. એનું સૌંદર્ય અપાર્થીવ હતું. તેમાં તો સાક્ષાત પરમાત્માનું તેજ દૃષ્ટિગોચર થતું હતું. પવિત્રતામાં તો તેની સરખામણી સતી સીતા અને સાવિત્રી સાથે કરી શકાય એમ છે. તે રાણી હતી-મહારાણી હતી. મહારાણીનું ઓજસ તથા પ્રતિભા તેનામાં પ્રત્યક્ષ નજરે પડતાં હતાં. રાજસિંહાસન ઉપર જ્યારે તે બેસતી ત્યારે તે સાક્ષાત લક્ષ્મી કે સરસ્વતીનો અવતાર હોય એવો જ સર્વને ભાસ થતો હતો. રાજદ્વારી વિષયોમાં તે એટલી બધી પ્રવીણ અને કાર્યદક્ષ હતી કે આપણે તેને ચાણક્યની સાથે સરખાવી શકીએ. તે દયાનો અવતાર હતી. ગરીબોનાં દુઃખો દુર કરવામાં તેમ પોતાની સમસ્ત પ્રજા પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિ રાખી તેમને હરેક રીતે સહાય કરવામાં તે નિરંતર મચેલી રહેતી હતી. શૌર્ય, સ્વાતંત્ર્ય અને કર્મવીરતાની તો તે સજીવ મૂર્તિ હતી. પોતાના એક હાથમાં લાંબો ભાલો અને બીજા હાથમાં વીજળીની માફક ચળકતી કટાર પકડી તે પોતાના સુંદર અને તેજસ્વી ઘોડા ઉપર સ્વાર થઇ રણક્ષેત્રમાં ઘુમતી હતી અને સિંહનાદ કરી પોતાના સૈનિકોમાં ચેતન રેડતી હતી ત્યારે તે તો તે સિંહ ઉપર સવાર થઇ રણે ચડેલી દુષ્ટોનો સંહાર કરતી સાક્ષાત રણચંડી દુર્ગા જેવી દેખાતી હતી. તે વખતે તો જોનારને એવો જ ભાસ થતો હતો કે દુર્ગા દેવીએ ફરીથી આ પૃથ્વી ઉપર દુષ્ટોનો સંહાર કરવા જન્મ લીધો છે."

દુર્ગાવતી ગોંડ પ્રદેશમાં આવેલા મેહરાજ નગરના ક્ષત્રિય રાજા ચંદનદાસની પુત્રી હતી. ચંદનદાસ બાબરનો ને શીરશાહનો સમકાલીન હતો. દુર્ગાવતીમાં જન્મથી જ પવિત્રતા, તેજસ્વીતા તેમ દરેલપણું માલમ પડતાં હતાં. રાજકુમારી દુર્ગાવતીનું બાળપણ વીતી ગયું અને તેણે યુવાવસ્થામાં પ્રવેશ કરવા માંડ્યો એટલે તેના પિતાને તેના લગ્ન માટે ચિંતા થવા લાગી. તેણે સ્વયંવરની વ્યવસ્થા કરવા માંડી. અને અખિલ હિંદના બધા હિન્દુ રાજાઓ અને રાજકુંવરોને સ્વયંવરમાં હાજર રહેવાનાં આમંત્રણો મોકલ્યાં. સ્વયંવર મંડપમાં કાશ્મીરથી કન્યાકુમારી સુધીના તેમ દ્વારકાથી તે જગન્નાથ પુરી સુધીના અનેક હિન્દુ રાજાઓ અને રાજકુંવરો આવી પહોંચ્યા અને પોતાને માટે નક્કી કરેલા આસનો ઉપર ગોઠવાઇ ગયા. સ્વયંવરમાં નજીકના પ્રદેશ ગઢ મંડલાના

ક્ષત્રિય રાજા દીલીપસિંહને આમંત્રણ નહોતું કારણ કે રાજા ચંદનદાસ અને દીલીપસિંહ વચ્ચે પેઢી ધરના અણબનાવો ચાલ્યા કરતા હતા. રાજપુત્રી દુર્ગાવતીએ રાજા દીલીપસિંહના શૌર્ય, દેશભક્તિ તથા ધર્મવીરતા સંબંધી ઘણું સાંભળ્યું હતું. એટલું જ નહિ પણ તેની સૌમ્ય મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન પણ તેણે એકવાર કર્યાં હતાં. એક સમયે રાજા દીલીપસિંહ લાંબી મુસાફરી કરી પોતાને નગર પાછો ફરતો હતો. રસ્તામાં ચંદનદાસની રાજધાનીનું નગર મેહરાજ આવતું હતું. રાજા ચંદનદાસની જાણ બહાર તે અને તેનો રસાલો નગર બહાર આવેલી રાજા ચંદનદાસની વાટિકામાં વિશ્રાંતી લેવા બે ઘડી થોભ્યા હતા. તે વખતે અનાયાસે દુર્ગાવતીએ તેના દર્શન કર્યાં હતા અને તેની સાથે થોડી ઘણી વાતચીત કરવાનો અમૂલ્ય લાભ પણ તેને મળ્યો હતો. તે સમયથી દુર્ગાવતી રાજા દીલીપસિંહ સાથે પ્રેમમાં પડી હતી. તેણે તો મનથી સંકલ્પ પણ કરી લીધો હતો કે પરણું તો રાજા દીલીપસિંહને જ પરણું નહિ તો આ જન્મ પર્યંત કુમારિકા વ્રત પાળું. તે તો દરરોજ આનંદદાયક કલ્પસૃષ્ટિમાં મહાલ્યા કરતી હતી કે મારો સ્વયંવર થશે. સ્વયંવર મંડપમાં હાથમાં વરમાળા લઇ હું હરતી હરતી પ્રવેશ કરીશ અને મારા પ્રાણેશ્વર દીલીપસિંહના કંઠમાં વરમાળા પહેરાવીશ. કલ્પનાના સુપની પ્રત્યક્ષ સિદ્ધિ થવાનો સમય આવ્યો છે તેથી દુર્ગાવતી હાથમાં વરમાળા લઈ મલકાતી મલકાતી સ્વયંવર મંડપમાં દાખલ થઇ. તે બીચારીને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે અણબનાવને કારણે તેના પિતાએ રાજા દીલીપને તો સ્વયંવરમાં આવવાનું આમંત્રણ સરખુંએ આપ્યું નહોતું.

બધા રાજાઓ અને રાજકુંવરો સ્વયંવર મંડપમાં પોતપોતાના સ્થાન ઉપર ગોઠવાઇ ગયા હતા અને રાજા ચંદનદાસની આજ્ઞાથી દુર્ગાવતીએ હાથમાં વરમાળા લઇ સ્વયંવર મંડપમાં પ્રવેશ કર્યો. દુર્ગાવતી સ્વયંવર મંડપમાં બધે ફરી વળી. બધા રાજાઓ અને રાજકુંવરો અતિ આતુરતાથી જોઇ રહ્યા હતા અને કલ્પના કરી રહ્યા હતા કે સૌંદર્યની આ સાક્ષાત દેવી કોના ઉપર પ્રસન્ન થશે અને કોને વરમાળા આરોપશે. સ્વયંવરમાં કોઇ પણ સ્થળે દુર્ગાવતીએ તેના હૃદયેશ્વર દીલીપસિંહને દીઠો નહિ એટલે ઉદાસ થઇને કોઇને પણ વરમાળા પહેરાવ્યા વગર તે સ્વયંવર મંડપમાંથી ચાલી ગઇ. રાજા ચંદનદાસ પહેલાં તો એવું સમજ્યો કે આ બધા ઠાઠમાઠથી અને અનેક રાજાઓ અને રાજકુંવરોને જોઇ છોકરી ગભરાઇ ગઇ છે. તેથી તેણે નોકરોને આજ્ઞા કરી કે " બહેનને ફરીથી સ્વયંવર મંડપમાં બોલાવી લાવો. " એજ પળે સ્વયંવર મંડપના પ્રવેશ દ્વાર આગળ એક ઘોડેસ્વાર આવી પહોંચ્યો. તે લાંબી મજલ કાપી ઉતાવળો ઉતાવળો દોડતે ઘોડે આવ્યો હતો; એ તેના ઘોડાના મહોંમાંથી નીકળતા ફીણના ગોટેગોટા ઉપરથી તેમ આખા શરીર ઉપર દેખાતા પરસેવાના રેલાઓ ઉપરથી સ્પષ્ટ માલમ પડતું હતું. ઘોડા ઉપરથી ઉતરી તેણે દમામથી સ્વયંવર મંડપમાં પ્રવેશ કર્યો. આ નવો યુવક કોણ હશે? એને એવું શું અગત્યનું કામ હશે કે આજ સમયે આમ દોડતે ઘોડે એ અહીંઆ આવ્યો હશે!

આવા આવા પ્રશ્નો દરેક જણ એકબીજાને પુછવા લાગ્યા. પિતાની આજ્ઞાને માન આપી સ્વયંવર મંડપમાં વરમાળા લઇ ફરીથી દાખલ થયેલી દુર્ગાવતીની દૃષ્ટિએ પણ આ યુવક પડયો. તેણે એ યુવકને એકદમ ઓળખી કાઢયો. તેના ઉદાસીન ચહેરા ઉપર એકદમ આનંદ અને ઉત્સાહ છવાઇ રહ્યા. ઉતાવળાં

ડગલા ભરી બીજું કોઇ કાંઇ પણ સમજી શકે ત્યાર પહેલાં તો દુર્ગાવતીએ આ નવા આવેલા યુવકના ગળામાં વરમાળા પહેરાવી દીધી. નેકી પોકારનાર ચોપદારો અને બારોટોએ મોટે સાદે જાહેર કર્યું કે રાજકુંવરી દુર્ગાવતીએ ગઢ મંડલાના રાજા દીલીપસિંહના ગળામાં વરમાળા પહેરાવી છે.

પોતાના ગળામાં વરમાળા આરોપાઈ કે તરત જ નવો આવેલો યુવક મંડપની બહાર આવ્યો ને જેટલી ત્વરાથી આવ્યો હતો તેટલી જ ત્વરાથી પોતાના ઘોડા ઉપર આરૂઢ થઇ તેણે ઘોડો મારી મુકયો. શું બન્યું છે તેનો પુરેપુરો ખ્યાલ સ્વયંવર મંડપમાં બેઠેલા રાજાઓ અને રાજકુંવરોને આવે ત્યાર પહેલાં તો નવો આવેલો યુવક સર્વની નજર આગળથી અદ્રશ્ય થઇ ગયો. આ રીતે એકાએક ભજવાયલા નાટકના દેખાવ ઉપર પડદો પડી ગયો. રાજા ચંદનદાસને જ્યારે વસ્તુ સ્થિતિનો પુરેપુરો ખ્યાલ આવ્યો ત્યારે તેને ખુબ ક્રોધ ચઢયો. તેની આંખમાં ખુન્નસ ભરાઇ આવ્યું. ક્રોધાવેશમાં તેણે મ્યાનમાંથી તરવાર બહાર કાઢી અને ગુસ્સામાં દુર્ગાવતી સામે જોઇ તે બોલ્યો, " ઓ કમબખ્ત છોકરી તેં આ શું કર્યું ? તને તો હું એક નિર્દોષ બાલિકા સમજતો હતો. તારામાં આટલી બધી નિર્લજ્જતા ક્યારની આવી ? તેં કોના ગળામાં વરમાળા પહેરાવી છે તેનું તને ભાન છે ? રાજા દિલીપસિંહ તો મારો પેઢીઘરનો શત્રુ છે. તારા પિતાના શત્રુને તારો પતિ બનાવી તેં તો મારી એકોતેર પેઢીને કલંક લગાડયું છે. દિલીપને મારી દીકરી આપું તેના કરતાં તો એ કુલાંગરીનો હું શિરચ્છેદ કરું તો મારો ક્રોધાગ્ની કાંઇક શાંત પડે. "

થોડીવાર શાંતિ ધારણ કર્યા પછી રાજા બોલ્યો, " ઓ નાલાયક દીકરી, હું તને જીવતા રહેવાનો એક પ્રસંગ આપું છું. થયું તે તો થઈ ગયું. કોઈ ઉપાયે હવે તે મિથ્યા થઇ શકે એમ નથી. તું ફરીથી સ્વયંવર મંડપમાં બીજી વરમાળા લઇ પ્રવેશ કર અને ત્યાં બેઠેલા રાજાઓ કે રાજકુંવરો પૈકી ગમે તેના ગળામાં વરમાળા પહેરાવ. જો એ તને પત્ની તરીકે સ્વીકારે તો હું તારાં લગ્ન તેની સાથે કરવા તૈયાર છું. " રાજા અને તેની પુત્રી વચ્ચે ચાલી રહેલી આ ઘટના જોઇને આજુબાજુ એકઠા થયેલા લોકોના હૃદયમાં પણ ભય વ્યાપી રહ્યો. શું થશે તેની કલ્પનાથી બધા થરથર ધ્રુજવા લાગ્યા. આખા સ્વયંવર મંડપનો રંગ બદલાઇ ગયો. આનંદ ને બદલે સર્વત્ર શોક છવાઇ રહ્યો. દુર્ગાવતીએ હિંમત અને શાંતિથી વિવેકપૂર્વક જવાબ દીધો, " પૂજ્ય પિતાજી, હું દીલગીર છું કે આપની આ નવીન આજ્ઞાનું મારાથી પાલન થઇ શકે એમ નથી. ધર્મશાસ્ત્ર, પતિવ્રત ધર્મ, મારો અંતરઆત્મા તેમ આપણા પ્રચલિત લોકાચાર બધાજ મને કહી રહ્યા છે કે એકવાર એક પુરૂષના ગળામાં મેં જેને વરમાળા પહેરાવી તેજ મારો સ્વામી. બીજા પુરૂષના ગળામાં હવે મારાથી કદી પણ વરમાળા પહેરાવી તેને મારો પતિ બનાવી શકાશે નહિ. સતીને તો એકજ પતિ હોય. વીર ક્ષત્રાણી પોતાનો પતિ એકજ વાર પસંદ કરી લે છે. મેં રાજા દીલીપસિંહને મનથી મારો પતિ માની લીધો છે. મેં જાણીજોઇનેજ એમના ગળામાં વરમાળા પહેરાવી છે. તમે ભલે મારૂં માથું કાપી નાખો, મારા ટુકડે ટુકડા કરી નાખો પણ હું મારો ક્ષત્રાણીનો ધર્મ કદી ચુકીશ નહિં. હવે હું બીજા કોઇના ગળામાં વરમાળા પહેરાવી તેને મારા પતિ તરીકે સ્વીકારું એ તો કદી પણ બનવાનું નથી. "

દુર્ગાવતીનો આ હિંમતભરેલો જવાબ

સાંભળીને રાજા ચંદનદાસના મનમાં ઘડીભર પડેલો ભ્રમ કે દુર્ગાવતીએ ગભરાટમાં નવા આવેલા યુવકના ગળામાં વરમાળા પહેરાવી દીધી છે એ ભ્રમ દુર થઇ ગયો. સ્વયંવર મંડપમાં જાહેરાત કરવામાં આવી કે સભા બરખાસ્ત કરવામાં આવે છે. એ જાહેરાત સાંભળી ત્યાં બેઠેલા રાજાઓ અને રાજ-કુંવરો પોતાની જગ્યા ઉપરથી ઉઠયા અને તેમણે પોતપોતાના મુકામ તરફ ચાલવા માંડયું.

રાજા ચંદનદાસે દુર્ગાવતીને બહુ સમજાવી, અનેક જાતની ધમકીઓ આપી પણ તે તો તેના નિશ્ચયમાં અડગ રહી. છેવટે તેને કેદમાં પુરવામાં આવી અને પુષ્કળ કષ્ટ આપવામાં આવ્યું. રાજા દીલીપસિંહ આ બધી ઘટનાથી વાકેફ રહેતો હતો. તેણે દુતો મારફતે ચંદનદાસને સમજાવવા પુષ્કળ પ્રયાસો કર્યા પણ એ પ્રયાસો નિષ્ફળ ગયા. એટલે તેણે છેવટે ચંદનદાસની રાજધાની ઉપર ઓચિંતો છાપો માર્યો અને દુર્ગાવતીને કેદખાનામાંથી મુક્ત કરી પોતાની રાજધાનીમાં લઈ આવ્યો. ત્યાં રાજા દીલીપસિંહ અને દુર્ગાવતીનાં વિધિપૂર્વક લગ્ન કરવામાં આવ્યાં.

( અપૂર્ણ )

---

## જાપ જપો સહુ

જાપ જપો સહુ ૐ ૐ ૐ,
ભરો ધૂન એ રોમ રોમ રોમઃ
જાપ જપો સહુ ૐ ૐ ૐ—

ભારતવર્ષે સહુ સુખિયા હો,
દુઃખી ન હો કોઇ કોમ કોમ કોમઃ
જાપ જપો સહુ ૐ ૐ ૐ.—

સંપ વધો સત્સ્નેહ વધો ને,
વધો શરીરનાં જેમ જેમ જેમઃ
જાપ જપો સહુ ૐ ૐ ૐ.—

બનો સદા જગમાં ચડીઆતી,
રૂડી અમારી ભોમ ભોમ ભોમઃ
જાપ જપો સહુ ૐ ૐ ૐ.—

સદા પ્રકાશો પૂરણ તેજે,
અહીં સૂરજ ને સોમ સોમ સોમ :
જાપ જપો સહુ ૐ ૐ ૐ—

શ્રી. મુક્તા મંગળજી શાસ્ત્રી

# મધુરિકા

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

યુવતી પોતાના ઘરના દીવાનખાનામાં રાત્રિના આઠેક વાગ્યાના સુમારે કપડાં-લત્તાની બેગ ગોઠવવા મથી પડી હતી; નાનો સરખો બીસ્તરો પણ તેણે કોઇક સફાઇથી બાંધી દીધો. એવામાં પાછળથી તેના કાને શબ્દો પડયા. "મધુ ત્યારે આટલે સુધી જવાની છું તો વચમાં સહજ એક દિવસ સુરત રોકાઇ અનુકૂળને મળતી જજે ને?"

મધુરિકાએ પાછું જોયું તો તેનો ભાઇ પુંડરીક કમરે હાથ દઇ ઉભો હતો.

ભાઇએ આ અચાનક કરેલા સૂચનથી મધુરિકાને હસવું આવ્યું, તેણે આ સૂચન કંઇ પહેલીજ વાર કર્યું ન હતું. પણ તેનો ખુલાસો મધુરિકાએ કદિ કરવા યત્ન કર્યો ન હતો. સંજોગો જ કાંઇ એવા હતા કે તેને તેમ કરવાનો મોકો જ મળતો ન હતો. તે મનમાં જ ધુંધવાયા કરતી હતી, પણ બહારથી કાંઇ બોલાતું ન હતું. આખરે તે દિવસે તો "મારૂં ગમે તે થાવ, પણ ભાઇની ઇચ્છાને પણ મારે અનુકૂળને મળવું જોઇએ." એવા ચોક્કસ નિશ્ચય પર તે આવી ગઇ!

રાતની સાડા નવની ટ્રેનમાં મધુરિકા આવીને ગોઠવાઇ ગઇ. ટ્રેન ઉપડી. સ્ટેશન દષ્ટિમર્યાદાની બહાર થતા સુધી મધુરિકા બહાર ડોકું કાઢીને જોયાજ કરતી હતી. ગાડીએ હવે જરા વળાંક લીધો અને મધુરિકાએ પોતાનું ડોકું અંદર લીધું તો–તે બબડી–"નહિ, નહિ, મને કાંઇ ભાસ તો નથી થતો?–" તે વિચારમાં પડી. ખાત્રી કરવા પુનઃ બહાર વાંકા વળી જોયું. ટ્રેન હવે અર્ધવર્તુલાકાર થઇ ગઇ હતી, અને છેલ્લા ડબામાં તેની ઇચ્છિત છતાં અણધારી મૂર્તિનાં દર્શન થયાં!

એક ક્ષણવારમાં જ મધુરિકા પોતાની જગ્યા પર આવીને બેઠી. અચાનક મુચકુંદ આજ ટ્રેનમાં હતો તે જોઇ તેની અજાયબીનો પાર રહ્યો નહિ! બલ્કે તેના મનને આશ્ચર્યનો કાંઇક આઘાત જ લાગ્યો! તે વિચારતરંગોમાં ઘસડાઇ "એ અહીં આવ્યા જ શું કરવા હશે? કોલેજમાં રજાઓ પડે ચાર પાંચ દિવસ થઇ ગયા હતા અને રજા પડતાં જ તે ઉપડી જવાના હતા; પણ હું આજે જ અહીંથી નીકળવાની છું તેની તેમને ખબર કયાંથી હોય? બાકી તો ગમે તેમ કરીને તે આજે નીકળવાનું માંડી જ વાળત! એમનો સ્વભાવ જ એવો છે! અને વળી અમે બંને એક જ ટ્રેનમાં ઉપડી ગયાં એવી કોલેજ સર્કલને ખબર પડી જાય તો–" મધુરિકાને આ વિચારોથી એક દુઃખ અને બીજું હસવા જેવું થયું!

અચાનક તે ભાનમાં આવી. તેણે ડબામાં ચોરની નજરે આમતેમ જોયું. તેમાંની એકએક સ્ત્રીઓ તેના તરફ જોતી હતી! "મને એકલી એકલી હસતી જોઇ એઓને મારા માટે શો વિચાર આવ્યો હશે!" એ કલ્પના મનમાં આવતાં જ મધુરિકા ખસીઆણી પડી ગઇ. પરંતુ તુર્તજ તેના ધ્યાનમાં આવ્યું કે એ સ્ત્રીઓનું તેના એકલા હસવા પર લક્ષ ન હતું–પણ તેઓ તેના ચહેરા તરફ જોયા કરતી હશે. ના, ના, તેના આધુનિક છેલ્લી ઢબના પોશાક તરફ જોતી હશે!" તે બારીમાંથી બહાર જોવા લાગી. બહાર

જ્યાં ત્યાં લીલુંછમ ઘાસ છવાયલું હતું. વચમાં વચમાં વરસાદના પાણીથી ખાબોચિયાં ભરાયાં હતાં ! ચંદ્રનાં શીતળ કિરણોથી આજુબાજુનું વાતાવરણ શાંત શીતળ બની ગયું હતું ! આવા સુખી સૌન્દર્યનું નિરીક્ષણ કરતાં બીજું સ્ટેશન કયારે આવ્યું તેની મધુરિકાને ખબર પણ પડી નહિ !

( ૨ )

" હલ્લો, મધુરિકા, ત્યારે તમે આ જ ટ્રેનમાં છો એમ ? મને લાગ્યું કે તમે કાલ પરમ નીકળવાનાં હશો ? ટ્રિપમાં જવાની તો હજી વાર છે ને ? " ટ્રેન પ્લેટફોર્મ પર થોભતાં જ ક્ષણવાર પછી મુચકુંદે આંટો મારતાં બારીએ ઉભેલી મધુરિકાને પૂછ્યું.

" હા, પણ હું જાણી જોઇને થોડી વહેલી નીકળી. એમ થયું કે એક દિવસ સુરત રહીને જાઉં, આવતાં પછી વખત નહિ મળે ! " મધુરિકાએ આછું સ્મિત કરતાં કહ્યું.

" good, good ! કેમ જરા ચહા લેશો ? નહિ તો ચાલોને મારા ડબામાં જ ! હું નવસારી ઉતરી જવાનો છું. પછી ગમે તો પાછાં અહીં આવતાં રહેજો. "

મધુરિકાને આશ્ચર્યનો ઓર આઘાત લાગ્યો. " શું આ મુચકુંદ બોલે છે ? " તેણે તે વાતમાં સંમતિ આપી; અને એમ બિસ્તરો લઇ તે મુચકુંદવાળા ડબામાં જઇ બેઠી.

" ત્યારે અત્યારે તમે સુરત જશો ? તમે પણ ખૂબ જ લહેરી જણાઓ છો ! ત્યાં કયાં ઉતરશો ? સ્ટેશનપર કોઇ લેવા આવવાનું છે કે ? " મુચકુંદે ઉપરાછાપરી પ્રશ્નોનો ભોમ્બમારો ચલાવ્યો.

મધુરિકાને આ વિષય બીલકુલ ન ગમ્યો. તે સાવ બેચેન બની ગઇ. પણ પોતાની અસ્વસ્થતા તેના જાણવામાં ન આવી જાય તે માટે તેણે ખૂબ પ્રયત્ન કર્યો. વાતનો વિષય બદલી, પૂછેલા પ્રશ્નોના જેમ તેમ લોચા વાળી મધુરિકાએ બીજી ઘણી વાતો કરી. પણ નવસારી નજીક આવવા લાગ્યું હતું; ને મુચકુંદને ઉતરવાનો પણ વખત થયો હતો—તે સાથે જ મધુરિકાની દાબી રાખેલી અસ્વસ્થતા ઓર વધવા લાગી. તેની પાસે હવે વાતોનો ભંડાર પણ ખૂટી ગયો ! મુચકુંદની પ્રશ્નપરંપરાના તે ગમે તેમ ઉડાઉ ઉત્તર આપવા લાગી, અને બિચારો મુચકુંદ એકલો પણ કયાં સુધી બોલ્યા કરે ? થોડીકવાર ઉભય સ્તબ્ધ રહ્યાં; અને તે સ્તબ્ધતા મધુરિકાના ધ્યાનમાં આવતાં વાર્તાલાપ ચાલુ કરવાના હેતુથી તે બોલી " ગયે વખતે હું સુરત ગઇ હતીને ત્યારે આ જ ટ્રેન નીચે એક ડોશી આવી જઇ કચડાઇ મરી હતી. "

" અરરર, તેના માટે તમે આટલી વાર સુધી વિચારમાં ગરકાવ થઇ ગયાં હતાં ? ગરીબ બિચારી ડોશી ! કેવી આફત ! "

મધુરિકા બની ગઇ ! આવી અદ્ધર વાત ગોઠવવાની મૂર્ખતા માટે તે પસ્તાઇ; ને ઉભય ખૂબ હસ્યાં. એટલામાં નવસારી સ્ટેશન આવ્યું. મુચકુંદ એની બેગ લઇ નીચે ઉતર્યો. સાથે મધુરિકા પણ એનો સરંજામ લઇ ઉતરી; અને મુચકુંદને વિદાયગીરી આપી તે પાછી પોતાના અસલ ડબામાં આવી ગઇ.

( ૩ )

ટ્રેન ઉપડી અને સહજ આડાં થવાને મધુરિકાએ બીછાનું છોડયું; પણ આંખ મીંચીને પડી રહેવા છતાં મુચકુંદના વિચારોએ તેને ઘેરી લીધી. ' કેટલા પ્રયત્ને તેણે આજ તે વિચારો દાબી દીધા હતા. ' પણ હવે તેનું મન કાબુમાં ન રહ્યું. તેની વિચારમાળાના મણકા મૂકાવા લાગ્યા. " ખરેખર, તેના સંબંધમાં હું જે ધારતી હતી તે બધું ખોટું જ કે ? ના, ના, એમ કેમ બને ? તો

પછી-પછી—મારે આ નાહક ચિંતામાં શા માટે પડવું પડે ? પુંડરીકભાઈને કેટલી આતુરતા લાગતી હતી ! અનુકૂળ એટલે તેને શ્વાસને પ્રાણ વહાલો ! તેનો ને મારો મેળાપ થાય-મિત્રતા થાય એવી ભાઈની પ્રબળ આકાંક્ષા ! પણ કેટલાય દિવસથી તેનો યોગ ન આવ્યો ! અનુકૂળ તે વખતે ક્યાં હતા ? પણ હવે સુરતમાંજ આવી ગયા છે એટલે પ્રશ્ન રહેતો નથી !–પણ તેવામાં તો મારી આ આ યુનિવર્સિટીની સફર વચમાં આવી પડીને ? ભાઈએ મને એ સંબંધમાં કહ્યું ત્યારે પહેલાં તો તેનો ઉત્તર આપવાની મને સુઝ પડી નહિ ! સફરમાં જવાની ગરબડમાં શું બને ? પછી નિરાંતે મળીશું એવો ઉડાઉ જવાબ આપ્યો. પણ તેની બહુ તીવ્ર ઇચ્છા જણાતી હતી. છતાં મારા મનનો નિશ્ચય ક્યાં હતો ?–ને હજીયે ક્યાં થાય છે ?

મુચકુંદ માટે મને ખરેખર ઘણું લાગે છે ! મારી બધીય આકાંક્ષાઓ તેનામાંજ પૂર્ણ થવાનું ભાસે છે ! બીજા કેટલાયની નજરમાં અમે એકમેક માટે લાયક દેખાઈએ છીએ !"

મધુરિકાના મનોરાજ્યમાં ધીમે ધીમે મુચકુંદનાં મધુર સંસ્મરણો એક પછી એક ખડાં થવા લાગ્યાં ! પણ તેમ છતાં તે કોઈ પણ આખર નિર્ણય પર આવી શકી નહિ !

પરંતુ આનું એક સબળ કારણ એ હતું કે એ ભાવનાઓની પાછળ વિવેક નામે એક ચોકીદાર હતો ! મધુરિકાનું વિચારશીલ મન જાગૃત થઈ કહેતું હતું ' મુચકુંદનો અભ્યાસ પૂરો કરી તેને નોકરી ધંધે લાગતાં ઓછામાં ઓછાં ચાર પાંચ વરસ લાગે ! " અને તેને એના અનિશ્ચિત જીવનનો તો મૂળથીજ કંટાળો હતો ! પોતાના ભાવિ જીવનની રૂપરેખા પોતે આજેજ આંકી શકે એવી તેની પ્રબળ ઇચ્છા હતી. અને તેવી સ્થિરતા મળ્યા પછી તેને જીવનમાં કેટલીયે બાબતો કરવાની હતી ! ક્યાંક પણ સ્વતંત્ર કામ કરીને પોતાની કાર્ય શક્તિ બતાવી આપવાના તેને કોડ હતા ! પરંતુ પરણ્યા પછી પોતાનું જીવન કેવા પ્રકારનું થશે તે જોઈને જ પોતાના કર્તવ્યનું ક્ષેત્ર નક્કી કરવાનો ઇરાદો હતો ! સ્વતંત્ર જીવન જીવવાનો તેનો મુદ્રાલેખ જ હતો–એટલે પછી મુચકુંદ કરતાં અનુકૂળ વધારે અનુકૂળ તેને કેમ ન લાગે ?–' તેની મૂંઝવણનો પાર નહતો.

## ( ૪ )

મધુરિકાએ હજી અનુકૂળને જોયો નહતો, એટલે તેને ક્વચિત્ શંકા આવતી હતી કે કેમ જાણ્યું મુચકુંદના જેટલું જ બલ્કે તેથી પણ વધારે તેને જે જોઈતું હતું તે બધું અનુકૂળનામાં હશે તો ?

તો–તો પણ શું મુચકુંદને બીલકુલ વીસરી જ જવાનો ?–આવી શંકા કુશંકાઓથી તે તદ્દન બેચેન બની ગઈ હતી. પોતાની ધારણા સર્વ ખોટી હશે એ માનવાને તે તૈયાર નહતી ! તેને પોતાના આ વિવેકશીલ મન પર એવી તો ચીડ ચડી—

વળી તેને બીજો પણ એક ડર હતો; અને તે એ કે મુચકુંદ તેની ભાવનાઓને સર્વાંશે પોષી શકશે એવી તેની ખાત્રી નહતી ! અર્થાત્ તેમનો પ્રેમ નવલકથામય નહતો–ભૂલ્યે ભટક્યે પણ તેઓ એકમેક સાથે કદિ સિનેમા જોવા અગર બહાર ફરવા ગયાં ન હતાં !

તો પછી ?-તેમનામાં એક જાતનો મુગ્ધ ભાવ હતો ! પણ એ મુગ્ધ ભાવ પર કેટલે દરજ્જે આધાર રાખી શકાય ? મધુરિકા મૂંઝાઈ ગઈ. તેને કાંઈ સુઝ પડી નહિ–છતાં એ વિચારોની અકળામણમાં તેની ક્યારે

આંખ મીંચાઇ ગઇ તેની પણ તેને ખબર ન પડી. સુરત તો તે ન જ ઉતરી; માત્ર સેન્ટ્રલ સ્ટેશનની ટિકિટ બદલાવી લીધી.

અને બીજા જ પખવાડીયામાં તો સફરની ગરબડમાં તો આ વાતો છેક જ ભૂલાઇ ગઇ. સફર ખલાસ થઇ ગઇ, પણ જેમ જેમ ઘર નજીક આવવા માંડ્યું તેમ તેમ તેના આ વિચારો પાછા શરૂ થયા. કેમ જાણે સફરમાં જોયેલાં દિલ્લી આગ્રા વગેરે સ્થળો ને તાજમહાલનાં તાજાં સંસ્મરણો એ સર્વ તેને સ્વપ્નવત્‌જ લાગવા માંડ્યું. આજે તે બધું પરવારી તે કેમ જાણે અન્ય સૃષ્ટિમાં જ આવતી હોય એવો તેને ભાસ થયો.

( ૫ )

સુરત સ્ટેશન આવતાં મધુરિકા ટ્રિપનાં સુપરિન્ટેન્ડન્ટની રજા લઇ પોતાના બેગ બિસ્તરા સાથે ઉતરી પડી; અગાઉથી ચોક્કસ ખબર આપી ન હતી એટલે અનુકૂળ સામો લેવા આવવાની તો આશા જ ન હતી! એણે એક ઘોડાગાડી ભાડે કરી લીધી અને સીધી અનુકૂળના ઘર તરફ જ હેવડાવી. મધ્યાહ્નકાળ થઇ ગયો હતો અને અનુકુળ હમણાં જમીને બહાર આરામખુરશીમાં પડ્યો પડ્યો Married Love નામનું ડૉ. મેરી સ્ટોપ્સ કૃત પુસ્તક વાંચતો હતો—એણે મધુરિકાને ફોટોગ્રાફની નિશાનીથી ઓળખી કાઢી—તે સફાળો ઉઠ્યો અને ઘણા આદરમાન અને સ્નેહથી તેનું સ્વાગત કર્યું. એની બાએ પણ તેને અછો અછો વાનાં કર્યાં.

સાંજે ઉભય તાપી કિનારે ફરવા નીકળ્યાં. રસ્તે પણ મધુરિકાની વિચારસરિતા વહ્યે જતી હતી. ' અનુકૂળ, હા છે તો અનુકૂળ—નામ પ્રમાણે જ ગુણ ધરાવે છે! એનામાં અમુક અમુક બાબતોની તો ખામી નથીજ! બીલકુલ ગેલાડુ, શાંતવૃત્તિ, બરાવદાર હૃષ્ટપુષ્ટ શરીર! બેચાર કલાકમાં તો ગાઢી મિત્રાચારીનું સ્વરૂપ આવી ગયું! ", પણ ઘણીવાર પછી પાછું તેને લાગ્યું કે " મિત્રતા ખરી, પણ એની સાથે લગ્ન કરવાનું મને અનુકૂળ પડશે? નહિ, નહિ? સુચકુંદમાં કાંઇક પણ વિશેષ છે—અનુકૂળમાં તે નથી! સુચકુંદ, સુચકુંદ! ખરેખર! તું મને ને જ મળ્યો. હોત તો કેટલું સારૂં થાત? " તેનું એક મન કહેતું " અનુકૂળ સાથે સુચકુંદની સરખામણી કરતાં તને અનુકૂળ ઉતરતો લાગે છે?—પણ એવી એનામાં શી ઉણપ છે? સુચકુંદમાં પણ કાંઇક અવતરણ નહિ હોય એની શી ખાત્રી? " પરંતુ આ કલ્પના પર તો મધુરિકાને હસવું જ આવ્યું! તેમ છતાં કેવળ પોતાના મનને લાગે તેટલા જ પરથી તે પોતાના જીવનની સર્વ આશાઓ—આકાંક્ષાઓ પર પાણી ફેરવવાને તૈયાર ન હતી! વળી તેને શંકા પડી, " પણ સુચકુંદ મારો સ્વીકાર નહિ કરે તો?—" તેને કાંઈ સુઝ જ પડી નહિ. ક્ષણવાર પછી તેણે દાબી રાખેલી ભાવનાઓ પાછી ઉછળી આવી " મારે પાછળથી પસ્તાવા જેવું તો નહિ થાય? મારા લીધે અનુકૂળના જીવનની ધૂળધાણી તો નહિ થઇ જાય? " તેણે પોતાનું મન કાબૂમાં લેવાનો પ્રયત્ન કર્યો. માણસના મન પર આટલો કાબુ ન હોય તો પછી તેના શિક્ષણનો, ભણતરનો, સંસ્કારનો શો ઉપયોગ—એવું સ્વમાન તેનામાં જાગૃત થયું.

( ૬ )

અને આખરે જે બનવાનું હતું તે બની જ ગયું. અનુકૂળ સાથે લગ્નથી જોડાતાં દરેક ક્ષણે મધુરિકા ને સુચકુંદની મૂર્તિ દેખાઇ. તેને મનમાં થઇ આવતું " મારી કાંઇ ભૂલ તો થતી નથી? "

મુચકુંદ મધુરિકાના લગ્નમાં આવ્યો હતો. તેણે વંદન કરી તેના હાથમાં ભેટનું બંડલ આપતાં તે ખાસ તેના સામું તીક્ષ્ણ નજરે જોતી હતી.

મુચકુંદની આંખમાં મધુરિકાને તેનો સ્પષ્ટ ઉત્તર દેખાયો. મુચકુંદને પણ તે ક્ષણ પૂરતું ચોક્કસ લાગ્યું હતું કે-મધુરિકા પરતાઈ છે?

કાળક્રમનો પ્રવાહ શરૂ થતાં રફતે રફતે મધુરિકાને લાગી આવતું કે મારે થોડી રાહ જોવી જોઈતી હતી-તો કદાચ મારું જીવન કોઈ જુદા જ પ્રકારનું બની જાત! અને કોઈ કોઈવાર તે આ બીજું ચિત્ર પણ સાંગોપાંગ રંગી દેતી!

અહા! તે આજે કેટલી સુખી હતી! અનુકૂળ સાથે જોડાયેલો તેનો સંસાર કેટલો મજેમાં આગળ વધ્યે જતો હતો! તેમ છતાં કોઈ કોઈવાર અચાનક તેને મુચકુંદની યાદ આવતી તે વખતે તેનું મન અકળાઈ જતું. તેને લાગતું "જીવન એક કૂટ પ્રશ્ન-કકોયડો જ છે. એને છોડવો એ હાંસીખેલ નથી."

તે બે હાથવડે આંખો મીંચી દઈ રોઈ પડતી. તેને થતું, "મધુરિકા, પાગલ મધુરિકા! Ignorance is bliss!-નું શાળા કોલેજમાં શું કરવા ભણી? ને ભાવનાઓને વશ થઈને જીંદગીની કચુંબર કરી નાખી!"

સાદી સીધી કુમારિકાઓ માબાપે જોડેલા પતિઓ સાથે કેટલું સુખશાંતિથી જીવન ગુજારે છે! મારે બાઓ, એવી છે તેમ તેમને પણ કીકો, કીકી, કે બોડો, બોડી જન્મે છે-ઉછરે છે-ભણે છે, પરણે છે—

શિક્ષણ, સંસ્કાર, સંસ્કૃતિ...! તમારાં જડબાતોડ શબ્દપ્રયોગના ઓઠા હેઠળ કેટલીયે નિર્દોષ કુમારિકાઓનાં જીવનની ભાવનાઓ કચડાઈ જાય છે! પણ સંસાર સુધારકોના ખ્યાલમાં એ ક્યાં આવે છે!

વિચારોના વહેણમાં મધુરિકા ખૂબ જ આવેશમાં આવી ગઈ અને પ્રાતઃકાળમાં "બાઈ, દૂધ લ્યા-"ના શબ્દો સાંભળતાં જ તે સફાળી ઉઠી અને જીવનચક્રમાં પુનઃ જોડાઈ. પાછી એની એ જ ઘટમાળ!

---

## જીવન ગાન

શોધું...શોધું ક્યાં જીવન ગાન?

કુંજે કલાપી કેકામાં ન મળ્યું,
આમ્રે કોકિલ ટહૂકે ન મળ્યું,
ન મળ્યું જગતે, ખગમાં શોધ્યું! શોધું.

બંસી, વીણા સૂરમાં ન જડ્યું,
ઝરણાં, વાયુ ગાને ન જડ્યું
ન જડ્યું મંદિર-ઝાલર ગોત્યું! શોધું.

થાકી મૂક્યું શોધન પડતું,
ઓછી આશે હૃદ ધડધડતું,
હૃદ અણુઅણુમાં એ ગાન રવી રહ્યું?! શોધું.

શ્રી. પદ્માકર

# છાની વાત

[ રાસ ]

હાં....રે બ્હેની ! ધીમાં ચાલો તો કહું વાતડી,
હાં....રે બ્હેની ! છાની રાખો તો કહું વાતડી;
—કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
હાં....રે બ્હેની ! છાની રાખો તો કહું વાતડી.

વાળી અમ્બોડો, ગૂંથી ફૂલડાંની હાર જો !
પ્હેરી પીળી ઓઢણી, ને બ્હેન, બાની સાથ જો !
—કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
હાં....રે બ્હેની ! છાની રાખો તો કહું વાતડી.

છલકંતા હૈયે બ્હેની ! છલકંતા નીર ભરી,
મોતી ભરી ઉઢણીમાં ન્હાની શી ઘડુલી ધરી;
—કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
હાં....રે બ્હેની ! છાની રાખો તો કહું વાતડી.

કાળુડી રાત એક આડી છે આજ મ્હારે,
ભૂલું ભૂલું તોય સરવરીયું યાદ આવે;
—કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
કાલે મ્હારે ભરવા જાઉં છે બ્હેની ! નીર જો !
હાં....રે બ્હેની ! છાની રાખો તો કહું વાતડી.

શ્રી. સરસ્વતીચન્દ્ર મુઝુમદાર

# જાનવરોમાં જાગતા ક્રોધથી કરાતી અવનવી અંગચેષ્ટાઓ

લેખક : શ્રી. આ.

જંગલી લોકો ચિત્રવિચિત્ર રીતે મોઢાંને રંગીને, લડાઇના નાચ, તથા શત્રુ ઉપર હુમલો કરતી વખતે બૂમ બરાડા પાડે છે. રાજાના સિપાઇઓ લાલ પોશાક પહેરે છે, ધમાલીઆ ધાડપાડુઓ રાડો પાડીને તથા હથિઆરો વાપરીને સુલેહનો ભંગ કરે છે, ક્રોધે ભરાયેલા વૃદ્ધ ગૃહસ્થનું મોઢું ગુસ્સાથી લાલ લાલ થઈ જાય છે—આ બધી મનુષ્યજાતિની ક્રોધ અથવા આવેશ બતાવતી ક્રિયાઓ છે.

જાનવરોને તેમની પોતપોતાની, અને ઘણી વખત અચંબો ઉપજાવે તેવી, ક્રોધ બતાવનારી તથા દુશ્મનને બીવડાવવાની ક્રિયાઓ હોય છે.

**બિલાડીની** જાતનાં સઘળાં પ્રાણીઓ, જેમાં વાઘ તથા સિંહ પણ આવી જાય છે, તે જ્યારે ખીજાય છે ત્યારે પોતાના કાન મરડી નાંખે છે, પૂંછડી આમતેમ હલાવે છે, દાંત બતાવે છે, અને તેમની આંખો ઝગારા મારે છે.

સિંહ પોતાના પૂંછડાનું છોગું ઉંચે ઉછાળે છે, કેશવાળી પ્રસારે છે અને ઘુરકવા માંડે છે. બીજી ઘણીખરી જાતની બિલાડીઓ પોતાની પૂંછડીઓ આમથી તેમ હલાવે છે. ચિત્તો જ્યારે ઘૂરકે છે ત્યારે તેની આંખો ઘણીજ ચકચકિત બની જાય છે, અને પ્યુમા નામનું જાનવર જ્યારે તે સપડાય છે ત્યારે પોતાની આંખમાંથી લીલો પ્રકાશ ફેંકે છે.

**કૂતરાં, વરુ, શિયાળ અને લોંકડી** વગેરે પ્રાણીઓને તે ખીજાય છે ત્યારે પોતાના ખભા તથા વાંસા ઉપરના વાળ ઉભા કરી દેવાની ટેવ હોય છે, તે ઉપરાંત તે બધાં ઘૂરકે છે, ઘુરઘુર કરે છે અને પોતાના દાંત બતાવે છે. કૂતરાં અને વરૂ જ્યારે ખીજાય છે અથવા બીવડાવવા માગે છે, ત્યારે પોતાની પૂંછડી એકદમ ઉભી કરી દે છે, પરંતુ લોંકડી પોતાની પૂંછડી બિલાડીની માફક માત્ર આમતેમ હલાવે છે.

**ઘણી જાતનાં રીંછો** હુમલો કરતી વખતે પોતાના પાછલા પગ ઉપર ઉભાં થઇ જાય છે, અને પોતાના આગલા પંજા વતી મારે છે. હિમાલયનું કાળું રીંછ, ચારે પગે હુમલો કરે છે પણ દુશ્મનને મારતી વખતે ઉભું થઇ જાય છે.

**ગરોળીઓ** પાસે બચાવ કરવાનું એક વિચિત્ર હથિઆર હોય છે, જે તેમનું ગંધાતું અને ગુંગળાવી નાંખતું થુંક છે, જે તે પોતાના દુશ્મન ઉપર છાંટે છે. પરંતુ ખૂબી એ છે કે તેઓ જ્યારે અંદર અંદર લડે છે, ત્યારે તે થુંકનો ઉપયોગ કરતાં નથી. કૂતરા જેવો શત્રુ જો તેની પાસે આવે તો તે પહેલાં પોતાના પગ સ્થિર કરે છે, અને પૂંછડી પહોળી કરે છે, અને તેથી વધારે પાસે આવે તો પૂંછડીનો છેડો ઉંચો કરે છે. આ છેવટની ચેતવણી રૂપે હોય છે, અને તેમ છતાં જો તે પ્રાણી પાછું ન વળી જાય, તોજ તે પોતાના ગંધાતા થૂંકનો ઉપયોગ કરે છે, જે કૂતરાના મોઢા ઉપર છાંટે છે, અને તેની દઝાડતી તથા ડંખ વાગવા જેવી અસરથી તેને આગળ હુમલો કરતાં અટકાવે છે.

**બકરાં અને ઘેટાં** લડતાં હોય છે ત્યારે તે જોવાની મજા પડે છે. દાઢીવાળાં બકરાં-ઇબેક્સ પણ—એકબીજાં સામે ધસે છે, પણ બટકાતા પહેલાં તેઓ પોતાના પાછલા પગ ઉપર ઉંચાં થઇ, અરધાં ઉભાં થઇ જાય છે અને પછી પોતાનાં માથાં નીચાં લાવી ખોપરી તથા શિંગડાં એકબીજાની સાથે બટકાવે છે. ઘેટાં તથા દાઢી વગરનાં બકરાં ઉભાં થતાં

નથી પણ ચારે પગ ઉપર ઉભાં રહી, પોતાનાં માથાંનો બટકાવવાના હથિયાર તરીકે ઉપયોગ કરે છે.

**ઘોડા, જીબ્રા** અને તેવાં બીજાં પ્રાણીઓ લડતી વખતે પોતાનાં માથાં નીચાં કરે છે, કાન ફેરવે છે, જમીન ઉપર પગ પછાડે છે, અને પોતાના દાંત વડે હુમલો કરે છે, તેમજ પાછલા પગથી લાતો પણ મારે છે. જીરાફ બની શકે તેટલું પોતાનું માથું નીચું નમાવી તેને જોરથી આમતેમ હલાવે છે, ગ્નુ નામનું પ્રાણી બહુ અજાયબી ઉત્પન્ન કરે તેવું હોય છે. તે બેડોળ હોઇ તેના શરીર ઉપર વાળના ગુચ્છા હોય છે, અને તે બધા જ્યારે તે ગુસ્સે થાય છે ત્યારે ઉભા થઇ જાય છે. ગરદન ઉપર એક અક્કડ ગુચ્છો હોય છે, કાળી દાઢી, મોઢા ઉપર કઠણ વાળની ગુચ્છીઓ, તથા પીંછી જેવી પૂંછડી હોય છે. તે જ્યારે બીવડાવવાની ક્રિયા કરે છે. તે ક્વચિત જ પોતાની જગ્યાએ ઉભું રહે છે, અને જો તેનો શત્રુ બ્હી જાય નહીં તો છેલ્લી વખત તેના સામું તાકીને જોઇને કુદકો મારી પાછું ફરી છલંગ મારીને નાશી જાય છે.

**હાથી, ગેંડા અને ડુક્કરો** એ બધાં ખીજાય છે અથવા હુમલો કરે છે, ત્યારે પોતાની પૂંછડીઓ ઉંચી કરે છે. ડુક્કરની પીઠ ઉપરના વાળ દેખાઇ આવે એવી રીતે ઉભા થઇ જાય છે. હાથીને પોતાના કાન પહોળા કરી. સૂંઢ ઉંચી કરીને બરાડા પાડતો જોતાં, તે ખરેખર ભયંકર લાગે છે.

**પક્ષીઓનાં પીછાંનો ફડફડાટ:—** હવે આપણે આંચળવાળાં પ્રાણીઓને મૂકીને બીજાં પક્ષીઓ તરફ જોઇએ. આપણે બધાંએ પક્ષીઓને લડતાં જોયાં છે. પીછાંનો ફડફડાટ અને તે પણ ચમકતાં પીછાંનો, પાંખ પહોળી કરવી, પૂંછડી ઉંચી કરવી વગેરે બીવડાનારી ચેષ્ટાઓ, સુસવાટ કરતા અવાજો, બડબડાટ, તીણી ચીસ પાડવી અને ચાંચો બટકાવવી, આ બધી ક્રિયાઓ પક્ષીઓની લડાઇની ખાસ ક્રિયાઓ જોવામાં આવે છે.

કલગીવાળાં પક્ષીઓ પોતાની કલગી ઉંચી કરે છે, ગળાની આસપાસના પટ્ટા દેખાડે છે, અને પંખા જેવી પૂંછડી પહોળી કરે છે. કેટલાંક પક્ષીઓ ખ કરીને નીચે ગબડતાં ગબડતાં લડે છે;' ચ કેટલીવાર ચતાં. સૂઇ જઇને, પોતાના પંજા તથા ચાંચો મારતાં મારતાં લડે છે.

**કાકીડાઓ** ક્રોધ વ્યક્ત કરતાં જુ જુદી ક્રિયાઓ કરે છે. માથા ઉપરની કલ બતાવે છે, અને ગળા ઉપર પટ્ટા અથ કોથળી હોય છે તે ફુલાવે છે. ઓસ્ટ્રેલીયા કરચલીયોવાળા કાકીડા ખરેખર બીક લ તેવા હોય છે. તે ખીજાય છે ત્યારે તે ઉપર હુમલો કરનાર તરફ તે ફરે છે, અ મોઢું ઉઘાડીને પોતાની પીળી જીભ બત છે, સીસકારા કરે છે અને પોતાના શરી ઉપરનાં સિંદુરીયા પીળા તથા ભૂરા રંગ પટ્ટા તથા કરચલીયો પહોળાં કરે છે. કેટલા કાકીડાઓ પોતાનું માથું ધુણાવીને જાય કેટલાક પોતાના પાછલા પગ ઉપર ઉભ થઇ જઇને બીવરાવે છે. શીંગડાવાળા કાકી પોતાની આંખના ખૂણાંમાંથી લોહીની પીચ કારી પણ મારે છે.

**સર્પની** ક્રિયાઓ આપણે બધાં જાણી છીએ. કોબ્રા જાતના સર્પની ફેણનો પ્રસરા રેટલ નામના સર્પની પૂંછડીનો ખડખડા તેમજ બીજી કેટલી જાતોના સર્પોના ફુંફા અને સીસકારાની વાત પણ જાણીયે છીએ.

**દેડકાં અને મેડંકને** પોતાનું શરી બને તેટલું ફૂલાવી તે મોટાં તથા ભયંક દેખાવાનો પ્રયત્ન કરતાં પણ જોયેલાં દે કેટલાંક દેડકાંઓ પોતાના મોઢામાંથી ચીકણ કડવી અને ઝેરી લાળ કાઢવાની પણ શક્તિ ધરાવે છે. દાખલા તરીકે દક્ષિણ અમેરીકાન એક દેડકું એટલું ઝેરી હોય છે કે તેન લાળનો ઉપયોગ ત્યાં વસતા હિંદીઓ પોતાન બાણુનાં ફળાંને ઝેરી બનાવવા માટે ઉપયો કરે છે. તેવું એક દેડકું પચાસ બાણુન ફળાંને ચોપડી શકાય તેટલી લાળ-થુંક બહા કાઢી શકે છે.*

---

* ટા વી. ૨-૧૧-૪૨ માં આર એસ. ન લેખ ઉપરથી અનુવાદ

# જીવન—ની—કલા

લેખક : શ્રી. સલીલ મહેતા

કુદરત તો કલામય જ છે. કોઇપણ કુદરતી યોજના જુઓ, કોઇપણ કાર્ય જુઓ, કોઇપણ નિયમ જુઓ; બધું જ કલામય છે. એ સર્વ કલાઓ ઉપર તેણે કળશ ચઢાવ્યો-મનુષ્ય સર્જીને. સૃષ્ટા એ સર્જેલો મનુષ્ય જાણતો હતો કે તે કલાનું પ્રતીક છે. તેનું જીવન કુદરતની અન્ય કલામય પ્રવૃત્તિઓ સાથે વિંટળાયલું હતું. લીલીછમ વનરાઇઓમાં વહેતાં રમ્ય ઝરણાંઓનાં ગાનો, તેનાં નિર્મળ નીર, ફુલ, ફળથી લચી પડતાં તરૂઓ, સ્વર્ગના ફીરસ્તાઓ સમાન દીસતાં, કલ્લોલ કરતાં પંખીઓ· કલાનું પ્રદર્શન જ જેને જીવનનો નિત્યક્રમ છે એવો થનગનતો કલાપી અને બંધુકના ધડાકાના અભાવે નિર્ભય થઇને વિહરતો વનચરો, એમાં એનું જીવન હતું. પણ મનુષ્યના સર્જનમાં કલાનો અતિરેક થયો હતો. અને તે તેને આપેલી બુદ્ધિ. વિધાતાની ઇચ્છા વિરૂદ્ધ તેણે પોતાની બુદ્ધિનો ઉપયોગ કલાની વૃદ્ધિમાં નહિ પણ કલાના તામસી ઉપભોગોમાં કરવા માંડયો. કુદરતની કલામય સૃષ્ટિપર પોતે કેમ સવાર થઇ શકે તેનો તે ધીમે ધીમે વિચાર કરવા લાગ્યો. આમાં તો લાખો વર્ષ વીતી ગયાં. પણ ધીમે ધીમે તેનો મદ, ગર્વ, બુદ્ધિમતાનો કેફ વધતો જ ગયો. વનનાં નિર્દોષ બાકુડાંઓને હણવાને તેણે શસ્ત્રો શોધવા માંડયાં, પોતે જે ઝાડનાં ફળો ખાય છે, જે જાનવરો મારી ખાય છે તેને બીજો શું કરવા ખાતો હશે ? મારતો હશે ? તેને તેમ ન કરવા દઉં તો બધું મને જ રહેને ! આ હતું અસુયાનું, અસહિષ્ણુતાનું બીજ. અને પરિણામે કુદરતે ધારેલી તેમ સ્વાપર નહિ પણ અસૂયા, અને અસહિષ્ણુતાના પાયા પર જગતની, સમાજની રચના થઇ.

અને આજે આપણે એ અસહિષ્ણુતાના ચક્ર ( vicious circle ) માંથી છુટી શકતા નથી. પાશ્ચાત્યો આપણને ધિક્કારે તો આપણે તેમને કેમ ન ધિક્કારવા ! ઇસ્લામીઓ હિંદુઓના ધર્મને તિરસ્કારે તો આપણે શા માટે તેમને ન તિરસ્કારવા ! મહારાષ્ટ્રીયનો આપણી અદેખાઇ કરે તો આપણે શા માટે તેમને છુટા જવા દેવા ! જોડેના મહોલ્લાવાળા આપણી હંમેશા સરસાઇ કરે છે તો આપણે કેમ ન બતાવીયે કે હમે તેમનાથી ચઢીયાતા. છીએ. મારો પાડોશી પોતાને ઘેર તોરણો ને પડદા લટકાવી મને નીચો પાડવા માંગે છે. તો હું કેમ તેને નીચો પાડવાની કાંઇ તજવીજ ન કરૂં ! મારો ધણી રાત્રે ત્યારે બહાર જાય ને આવે ત્યારે હું શા સારૂ ઘરમાં ગોંધાઇ રહું. પેલી નવાં કપડાં પહેરીને મારી આગળ રોફ કરે છે તો હું કાંઇ તેનાથી કમ છું ? હું પણ તેને ઝાંખી પાડીશ. આમ આપણી રગોરગમાં અદેખાઇ, અસહિષ્ણુતા પેસી ગઇ છે.

આને કાઢવાનો પ્રયત્ન કરવો જ જોઇએ ને ? કદાચ શું કાઢી નાખવું અને શું રહેવા દેવું એને વિષે બધા સહમત નહિ થાય. પણ જેનું આપણે રક્ષણ કરવા માગીએ છીએ તેનું આપમેળે જ રક્ષણ થવાનું છે. સમાજ અને જગત જ્યારે આખું જ સહિષ્ણુ થઇ જશે ત્યારે કેટલી શાંતિ, સૌમ્યતા, નીખાલસતા, નૈસર્ગીકતા, પ્રસરી રહેશે ! આ આદર્શ આપણે ધારીયે તો સાચો બતાવી શકીયે. અને તેને માટે શરૂઆત તો આપણે અહિં જ કરવાની છે. કોઇ બીજું આપણે માટે તૈયાર કરી નથી દેવાનું,

અત્યારસુધી જેને ગાડરીયા પ્રવાહની માફક અનુસરતા આવ્યા છીએ, તેમાંથી દૂર છટકી જવું અને સુંદર સુંદર ધોરી રસ્તો પકડવો. એમાં ભોગો તો આપવા જ પડવાના, અંતે વિદ્યાપીઠની પદવી મળવાની છે. એમ ધારી વિદ્યાર્થીઓ વીસ વીસ વર્ષો સુધી કષ્ટો નથી ઉઠાવતા ! પ્રમોશન મળવાનું છે એમ માની સવારથી સાંઝ સુધી આંખોનું તેજ ને શરીરની તાકાત નથી ગુમાવતા ? અત્યારે કમાઇશું તો ઘડપણમાં આરામથી રહેવાશે એમ ધારી મરી નથી પીટતા ? તો પછી સહિષ્ણુતાનું મધુર ફળ ચાખવા માટે આપણે થોડુંક તો સહન કરવું જ જોઇએ. બધાં થોડા થોડા ભોગ આપીશું તો ટીપે ટીપે સરોવર ભરાઇ જશે. માથા સાટે માથું એ તો આસુરી નિયમ છે. જંગલી પશુનો ધર્મ છે, આપણે પશુથી શ્રેષ્ઠ-પણું બતાવવા ખાતર પણ તેનો ત્યાગ કરવો જોઇએ. આપણી બુદ્ધિ, આપણી વિચારશક્તિ, આપણા સંસ્કાર, આપણી કેળવણી, આપણામાં અધિક રીતે રહેલું ઇશ્વરી તત્વ, અને તે છતાં પશુથી આપણે આ બાબતમાં ભિન્ન નથી પડી શકતા એ ખરેખર શરમની વાત છે.

આપણે તો દૈવી ગુણો સંપાદન કરવા જોઇએ. આપણું ઔદાર્ય આપણી વીરતા તો ક્ષમામાં જ છે. સંયમમાં જ છે. સામો માણસ આપણું અનિષ્ટ કરે ત્યારે શાંત ગંભીર રહીને તેને સદ્બુદ્ધિ મળે તેમ ઇચ્છવું એમાં કેટલો અંતરનો આનંદ મળે છે તેતો અનુભવી જ જાણે. તેણે અનિષ્ટ કર્યું હોય તો આપણે પણ તેની પાછળ પડીને યેનકેન પ્રકારે પણ તેનું અનિષ્ટ કરવું જ એવો નિશ્ચય કરીયે તો એ અનિષ્ટ કર્યા પછી એનું Reaction એવડું બધું લાગશે કે આપણે માનસિક થાક અનુભવિયે છીએ. એ વેરે તૃપ્તિમાં રહેલો આનંદ બહુજ ઉપરનો ક્ષણભંગી હોય છે, અને અંતરને તે સ્પર્શતો નથી. અંતરનો તો તેની સામે સતત પોકાર ચાલુ હોય છે. દરેક જણ એટલો જ નિશ્ચય કરે કે એક વખત તો દિવસમાં, અંતરને આનંદ માણવા દેવો તો ઘણું છે. એકજ સમાજમાં, એકજ મંડળમાં આપણે તેનો અખતરો કરી જોઇશું તો માલમ પડશે. કોઇ આપણા પર ટીકા કરે, મેણું મારે ત્યારે સામો જવાબ દેવાની વૃત્તિને થોડીક ક્ષણ કાબુમાં રાખવા તો પ્રયત્ન કરો. એક વખતે તમે સામો જવાબ નહિ દો બીજી વખતે પેલાને એમ કરવામાં મઝા નહિ આવે. તમે ઉશ્કેરાશો તો પેલો ફરીથી જરૂર તેમ કરશે. તમે હસી પડશો, ગાંભીર્ય સાચવીને વાતને બીજી દિશામાં વાળવા પ્રયત્ન કરશો તો પ્રસંગ જળવાઇ જશે; અને બે ચાર વાર આમ કરશો એટલે પેલો, તમારો જાહેર વિરોધ કરવાનું છોડી દેશે. તેના અંતરમાંથી વિરોધ કાઢવા માટે તો તમારે તમારા પોતાના અંતરમાંથી તેને વિષેના ખ્યાલોને શુદ્ધ કરીને મન સ્વચ્છ કરવું જોઇએ. પેલાના મગજમાં કોણ જાણે શું ભૂત ભરાયું હશે તે જ્યારે ને ત્યારે મ્હારી પાછળ જ પડે છે. એનું કોણ જાણે શું કારણ હશે ! એ કારણ મળે તો દૂર કરી નાંખું. આથી પેલો જરૂર નિશસ્ત્ર થઇ જવાનો. યુરોપનું આજનું રાજકારણ પણ કહે છે કે સ્હામા પર વિશ્વાસ રાખીને ન્યાયપૂર્વક હક્કો આપીને તમે પોતે જ નિઃશસ્ત્ર થવા માંડશો તો નિઃશસ્ત્રતાનો અને પરસ્પર વિશ્વાસનો યુગ આવશે. સ્હામાવાળો એમ કરે તો હું કરીશ તેનાથી કદાપિ એ કાળ નથી આવવાનો.

ઈંગ્લેન્ડને જર્મનીને ન્યાય ન્હોતો દેવો કારણ કે તેના પર વિશ્વાસ નહોતો, આ અવિશ્વાસ અને આ અન્યાયને કારણે જ આજે પાછો તે મહાભયનક મૃત્યુપંજ થઇ રહ્યો છે. અને હવે પછી પણ ઈંગ્લેન્ડ છૂટશે તો એનું જ પુનરાવર્તન થશે એમ તેના રાજ્ય-

દારી પુરુષોના કહેવાથી લાગે છે. "લીગ ઑફ નેશન્સ"નું અંતઃકરણ ભૂતકાળની સંસ્થા જેવું જ હશે તો તેનો પણ એ જ કરણ ફેજ થવાનો છે.

સ્હામાપર વિશ્વાસ રાખતાં શિખવું જોઇએ. દુનિયામાં બધા દુષ્ટો જ વસે છે એમ નથી. બધા એકબીજાનું અહિત જ ઇચ્છે છે એમ પણ નથી. આપણા પોતામાં દોષ છે માટે જ સ્હામામાં વિશ્વાસ નથી મુકાતો. અવિશ્વાસની ખરી ચાવી આપણામાં જ છે. આપણું અંતર કલુષિત છે માટે જ બધાંને વિશ્વાસ નહિ કરવા લાયક ધારીએ છીએ. આપણે જ જરાક હિમ્મત ધરીએ, જરાક મન મક્કમ અને અડગ રાખીને બીજાના પર વિશ્વાસ મુકતાં શીખીએ; તેનામાં બુરાઇ હશે પણ ભલાઇ પણ હોવી જ જોઇએ; તે આપણે શોધી કાઢીએ. તેને ખેંચીને બહાર લાવીએ. એમ કરવાનો પ્રયત્ન કરીશું તો આપણી પોતાની બુરાઇ પણ અણુજાણે નાશ થશે.'

ચશ્મા પહેરેલા માણસને અનુભવ હશે કે પોતાનાં ચશ્માના કાચ સાફ નહિ હોય તો બધું અસ્પષ્ટ દેખાશે. કાચ સાફ કરી નાંખશો તો બધું સ્વચ્છ, સુન્દર, નૈસર્ગિક દેખાશે. આપણાં આંતરચક્ષુઓને આપણે સ્વચ્છ કરી નાખીએ તો દુનિયા સ્વચ્છ જ માલમ પડશે. આપણે માનીએ છીએ કે સામો માણસ આપણી સાથે સારું નથી રાખતો તો આપણે શા માટે એની સાથે સારું રાખીએ ! પણ થોડીવાર તેના સ્થાનમાં આપણી જાતને મુકીને જોશો તો માલમ પડશે કે તે પણ આપણી માફક જ વિચારતો હોય છે. માટે જો આપણે એક વખત પણ તેની સાથે સારી રીતે વર્તીશું તો તેને થશે કે, ઓહો, આજે કાંઇ આ ભાઇને વળી ડહાપણ આવ્યું છે કે શું,



કે આટલું બધું હેત ઉભરાઈ ગયું ! વળી એક બે વાર એમ કરીશું એટલે પેલાને લાગવા માંડશે કે આપણે તેની સાથે સારો સંબંધ બાંધવા પ્રયત્ન કરીએ છીએ. કુદરતી રીતે જ તેને તે બગાડવાનું નહિ ગમે. જરા મગરૂબ અભિમાની પ્રકૃતિ હશે તો થોડો વખત અણનમ રહેશે, પણ આપણાં સદ્વર્તન આગળ નમ્યા વગર તેનો છુટકો જ નથી.

સમાજમાં બધા માણસો માત્ર એક અખતરા તરીકે પણ આ અજમાવવાનો પ્રયત્ન કરશે તો નહિ કલ્પેલું લાધી જશે. અને ખ્યાલ કરો કે એકબીજા તરફ ભલી લાગણીઓ અથવા તો ખરાબ લાગણીઓના અભાવ પર રચાયેલો સમાજ કેવો સુંદર હશે ! આજ જીવનની કલા છે.

સમાજ એ જીવનનું એક અતિ મહત્વનું અંગ છે. જેટલાં મનુષ્યો છે એ બધાં સમાજનાં અંગ છે. તેઓ સમાજને આમ સુંદર બનાવે તો તેમાં રહેવાની કેવી મઝા આવે ? અત્યારે આપણે કેટલી વાર સમાજથી દૂર ભાગીયે છીએ, કારણ કે સમાજ આપણને ટીકાની દૃષ્ટિએ જુએ છે, નિંદે છે ત્રાસ આપે છે, જો સમાજ સુંદરજ હોય તો આપણે ઉલટા તેની તરફ આકર્ષાઇએ, અને એકવાર સમાજ આમ સંગઠિત થયો, આકર્ષણનું કેન્દ્ર બન્યો પછી તો તેનો કલામય વિસ્તાર આપમેળેજ થશે. વૃક્ષમાં જીવન આવ્યું એટલે કુંપળો અને ફળ, ફૂલ એની મેળેજ ફુટવા માંડશે, અને પંખીઓ પણ ત્યાં કલ્લોલ કરતાં આવશે.

આવાં મધુરાં સ્વપ્નાં શું મીઠાં નથી લાગતાં ? લાગે છે, તો પછી તે લાવવાં તો આપણા હાથમાંજ છે. આપણે અત્યારે પશુમય જીવન જીવીએ છીએ, અનેક જોડે લડીએ છીએ, કે અનેકજણ આપણી જોડે લડે છે. કેટલીવાર આપણે સમાજથી સારી માનવ-

જાતથી અલગ પડી જઈએ છીએ, ત્યારે એવું એકલવાયાપણું સાલે છે. સમાજને કાંઈ ઉજવવું હોય તો તેમાં સ્પર્ધા ચાલે છે. માન અપમાનનો પ્રશ્ન આવે છે; એક પ્રસંગ પાર પાડવા પાછળ હંમેશા કજીયાની કરણ કથાં આલેખાયલી હોય છે.

આ બધું ત્યજીને, જીવનનો, સમાજનો સુમેળ સાધીને જીવવું એમાંજ આનંદ છે, એમાંજ જીવનની કલા છે. એ જ્યાં લગી ન કરીયે ત્યાં લગી સમાજનો, આપણા ઈષ્ટનો અને આપણો પોતાના સુખનો પણ દ્રોહ કરીએ છીએ.

---

ઉંઘ ક્યારે આવે છે !

ડૉક્ટર : તમને ઉંઘ ક્યારે આવે છે ?

દર્દી : સાહેબ, તમારી દવા પીઉં છું ત્યારે !

ડૉક્ટર : પણ મારી દવા ક્યારે પીઓ છો ?

દર્દી : સાહેબ, ઉંઘ આવે છે ત્યારે !

# હું હોત સ્ત્રી તો

અરે હું હોત જો સ્ત્રી તો બનત સ્વાતંત્ર્ય પૂજારણ
આહુતી સર્વની આપી બનત સ્વાતંત્ર્ય પૂજારણ....

વળી હું થાત રસિકા(ને) સાચી ગૃહીણી પણ થાત
પતિને પ્રેરણા આપી નિરાશામાં તો મદદા થાત....

પવિત્ર કાર્ય માતાનું નથી નામોશી બનવામાં
સંતાનો કેળવું સારાં ન રાખું ખામી ભણુતરમાં....

વળી ફુરસદની વેળા પ્રવૃત્તિ કાંઈ કાંઈ સ્થાપું
નિરક્ષર બેનોને હું તો અક્ષર જ્ઞાન કંઈ આપું....

મહિલા મંડળો સ્થાપું સુધારક મંડળો સ્થાપું
સ્થપાવું દીન સંસ્થાઓ બેનોના દુઃખડાં કાપું....

શ્રી. મોહનલાલ પ્રાગજી પટેલ



# અનેરૂં

જગતનાં સર્વ કુસુમોમાં, અનેરૂં એક મ્હારૂં છે.
સુવાસોથી ભર્યું ભરપુર, પ્રભુ મ્હેં એક ન્યારૂં છે.

પરાગો ને પરિમલથી, સુવાસો તે પ્રસારે છે.
જીવનને સુક્ષ્મ તત્વોથી, છલોબલ તે ભરી દે છે.

જગતના અન્ય જીવોથી, જુદાં જીવન અમારાં છે.
પ્રિતી પરિશુદ્ધ તત્વોનાં, ભર્યાં હૃદયો રસાળાં છે.

પ્રભુતા ને પ્રભુમયતા, જીવનનાં ધ્યેય સાચાં છે.
સ્વદેહે સ્વર્ગ જીવનમાં, ઉભય માંહી સમાયાં છે.

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# અખિલ હિન્દ મહિલા પરિષદ્ તરફથી શરૂ કરેલા સ્ત્રી કાર્યકર

૧૯૪૧ ના ડીસેમ્બરના અંતમાં અખિલ હિન્દ મહિલા પરિષદનું વાર્ષિક સંમેલન આન્ધ્ર પ્રદેશમાં કોકેનાડ મુકામે ભરાયું હતું. તે વખતે ઠરાવ કરવામાં આવ્યો હતો કે પરિષદનું કાર્ય આગળ ધપાવવા માટે તેમજ ન્હાનાં ગામો તથા ગામડાંમાં તેનો સંગીન પ્રચાર કરવા માટે તાલીમબધ્ધ કાર્યકરોની જરૂર છે. એ જરૂરીઆત પુરી પાડવા માટે પરિષદ્ તરફથી એક તાલીમ વર્ગ ખોલવાનું નક્કી કરવામાં આવ્યું હતું. અને તે માટે સમિતિ નીમવામાં આવી હતી. શ્રી. કમળાદેવી તેનાં મંત્રી નીમાયાં હતાં.

સુરત જીલ્લામાં અબ્રામા ગામમાં સ્ત્રી કાર્યકરોની છાવણી રાખવામાં આવી હતી. અબ્રામા દરિઆ કાંઠાથી પાંચેક માઇલ દૂર હોવાથી હવા પાણી ખહુ સુંદર છે. રેલ્વે સ્ટેશનથી બે એક માઇલ દૂર હોવાથી શહેરોની ધમાલથી અસ્પર્શ્ય છે. ગામની વસ્તી લગભગ બે હજારની છે. સુરત જીલ્લાની ભૂમિ ઘણી ફળદ્રુપ અને રસાળ એટલે લોકો ઉજળા સંતોષી અને ભાવનાશીલ-કુદરત સાથે સતત સંબંધ ધરાવતા લોકોનું માનસ સામાન્ય રીતે આ પ્રકારનું હોય છે, છાવણીના સ્થળની પસંદગી સમિતિએ ઘણા વિચારપૂર્વક કરી હતી, કડકડીનો સમય આવવાની દેહશત ઊભેલી હતી એટલે અંદરના પ્રદેશમાં છાવણીનું સ્થળ પસંદ કરાયું હતું.

અબ્રામાના અગ્રગણ્ય નાગરિક શ્રી. ઇશ્વરભાઇ દેસાઇએ એમની વિશાળ આંબાવાડી, અંદરના મકાન સહિત વપરાશ માટે સોંપી હતી. એટલે એક મોટી મુશ્કેલી દૂર થઇ હતી.

છાવણીની કુટીરો હરિપુરા કોંગ્રેસના ધોરણ ઉપર કરાઇ હતી. કુટીરોની સવડ સઘળી રીતે યોગ્ય હતી. ન્હાવા ધોવાની તથા જાજરૂ વિગેરેની સવડ પણ સંપૂર્ણ સ્વચ્છતાના ધોરણ પર કરાઇ હતી. લગભગ પચીસ તાલીમ લેનાર બહેનો, તાલીમ સંચાલકો, શિક્ષકો, મુલાકાત લેનારાઓ, વ્યાખ્યાતાઓ, વિગેરે મળીને પોણોસો વ્યક્તિઓનો દરરોજનો વાસ હતો છતાં કોઇપણ ઠેકાણે ગંદવાડ કે ગંધ. માલુમ નહોતી પડતી. છાવણી ખૂલ્યા પછી લગભગ ત્રણ મહિનાને અંતે સર્વ સ્થળે સ્વચ્છતા હતી. છાવણી આંબાવાડીમાં હતી એટલે આખો દિવસ ઠંડક લાગતી હતી. અમદાવાદનો આકરો ઉન્હાળો વેઠયા પછી આ સુંદર સુરમ્ય જગ્યા બેચાર દિવસના આશરા માટે પણ આવકારદાયક લાગી. તાલીમ લેનાર બહેનો સમસ્ત દેશમાંથી દૂર દૂર પ્રદેશમાંથી આવી હતી. છેક માયસોર, હૈદ્રાબાદ, (દક્ષિણ) કર્ણાટક, કોચીન વીગેરે સ્થળેથી બહેનો આવી હતી. ૧૧ તો મુસ્લીમ બહેનો હતી. હિન્દુ પારસી, મુસ્લીમ, બધી બહેનો એક કુટુંબ માફક આનન્દથી શિક્ષણ લેતી જોઇને ખરેખર પૂર્ણ આનંદ થયો, સઘળી બહેનો સંપથી બિલકુલ ભેદભાવ રાખ્યા વગર કિલ્લોલ કરતી હતી.

વ્યાખ્યાતા ભાઇ-બહેનો પણ દૂર દૂરથી આવતાં હતાં-હિન્દનાં ઘણાં અગ્રગણ્ય અને નિષ્ણાત વ્યાખ્યાતા આવી ગયાં-અને પોતે જે માર્ગદર્શન કર્યું હશે તેના બદલામાં શિબિર માટે સુંદર છાપ લઇ ગયાં હશે. આરોગ્ય રક્ષણ, સ્વસંરક્ષણ, નાગરિક ધર્મ, ગ્રામ ઉદ્યોગ, ગૃહવ્યવસ્થા, ગામડાંઓનો સંસર્ગ ઇત્યાદિ અનેક વિષયોનું શિક્ષણ આ બહેનોને

# તાલીમ કેન્દ્ર (અબ્રામા) તથા અર્ધવાર્ષિક સંમેલનની ઝાંખી

આપવામાં આવ્યું છે. આ પ્રકારનો આ પ્રથમ જ અખતરો હતો. એટલે એમાં કેટલીક ત્રૂટિઓ હોવા સંભવ છે. અભ્યાસ-ક્રમ વધારે પડતો, ભારે અને વિષયોની સંખ્યા ઘણી વધારે, વિદ્યાર્થીનીઓ ઝીલી શકે તેના કરતાં વધારે પડતા લાગ્યા. વખત થોડો અને અભ્યાસક્રમ વિશાળ અને મુશ્કેલ એટલે થોડે ઘણે અંશે શક્તિનો વ્યય નિરર્થક થયો હોય, સમસ્ત હિન્દુસ્થાનની છાવણી એટલે ભાષાની પણ મુશ્કેલી. હિન્દુ-સ્થાનીમાં વ્યાખ્યાનો અને શિક્ષણ આપવામાં આવતું, તેમ જ અંગ્રેજી ભાષાનો તો ઉપયોગ હતો જ. છતાં ભાષાની મુશ્કેલી માલુમ પડતી હતી. કારણ કે ઉચ્ચ અભ્યાસ નહિ કરેલો એવી બહેનો પણ ઠીક સંખ્યામાં હતી. વળી કેટલાક વિષયો તો ઉચ્ચ અભ્યાસ કરેલી બહેનો માટે પણ મુશ્કેલ હતા. આ ત્રૂટિઓ દૂર કરીને હવે પછી વર્ગો ખોલવામાં આવશે તો ઉપયોગી કાર્ય થશે. આ શિક્ષણ લીધા પછી પણ સંસ્થાના કાર્યકર્તાઓની સાથે રહીને થોડો વખત આ બહેનો કામ કરશે તો સંસ્થાના કાર્યના પ્રચાર માટે યોગ્ય કાર્ય-વાહકો અને પ્રચારકો થઇ શકશે. હવે પછી પ્રાન્તિક છાવણીઓ કરવાનો ઠરાવ સંસ્થાએ કર્યો છે તે જો અમલમાં મૂકાશે તો મુશ્કેલીઓ દૂર થશે. થોડાં વર્ષ ઉપર મહારાષ્ટ્રમાં આ પ્રકારની છાવણી ઊભી કરવામાં આવી હતી. તેનો લાભ ઠીક પ્રમાણમાં લેવામાં આવ્યો હતો. પણ તેને માટે સમય ઓછો હતો.

અબ્રામામાં કરેલો અખતરો માર્ગદર્શક તો થશે જ અને પ્રથમ પગથીઆ તરીકે એણે સફળતા મેળવી છે. યુવાન ઉત્સાહી બહેનોને માર્ગદર્શક થવાનો પ્રયાસ કર્યો છે. કાર્યકર્તા બહેનોએ પોતાનો વખત અને શ્રમ વેઠીને આદરેલો પ્રયાસ પાર પાડ્યો છે તેને માટે જરૂર તેમને ધન્યવાદ ઘટે છે. શ્રીમતી કમળા-દેવી જેવાં બહેન ત્યાં જઇને સતત બેઠાં તોજ કામને સફળતા મળી.

આ પ્રકારની છાવણીઓ પ્રાન્તવાર ખૂલશે તો સ્ત્રી કાર્યકર્તા વધારે સંખ્યામાં તૈયાર થશે અને તોજ પરિષદ્‌ના કાર્યનો વિશાળ પ્રચાર થશે

આ વખતનું અખિલ હિન્દ મહિલા પરિષદ્‌નું અર્ધવાર્ષિક સંમેલન અબ્રામા મુકામે કરવામાં આવ્યું હતું. શ્રી. વિજયાલક્ષ્મી પંડિતના પ્રમુખપણા નીચે મળ્યું હતું. આ સમ્મેલન રાજસ્થાની સ્થળે કરવામાં આવે છે. અથવા મોટા શહેરમાં કરવામાં આવે છે. આ વર્ષે આ પ્રણાલિકા બદલીને અબ્રામા જેવા માત્ર બે હજારની વસ્તીવાળા નાના ગામડામાં કરવામાં આવ્યું હતું. તેનું મુખ્ય કારણ એ હતું કે પરિષદ તરફથી જે કાર્યકર્તા તાલીમ છાવણી ખોલવામાં આવી હતી તેની મુલાકાત લેવાનો સભ્યોને લાભ મળે, અને તાલીમ લેનારી બહેનોને પણ અગ્રગણ્ય સભ્યોને મળ-વાનો લાભ મળે, વળી સમ્મેલનોમાં સાદાઇ લાવવાનો પ્રયાસ, અને ખર્ચ કમી કરવાનો પ્રયાસ કરવામાં આવે છે તેને વ્યવહારમાં મુકવાની તક મળે.

આ બધા ઉદ્દેશો અબ્રામાના અધિવેશનમાં પાર પડ્યા હતા. મોટરોની ધમાલ નહિં, કપડાંનો ઠીમાક નહિં, રંજન કાર્યક્રમો મોટા પાયા ઉપરનાં નહિં—નાના ગામડાંમાં બધું હોઇ જ શી રીતે શકે ?

છાવણીમાં કુટીરોની સંખ્યા ઓછી હતી એટલે બધાં સભ્યોનો ઊતારો ગામડાંમાં જ એક સદ્‌ગૃહસ્થના મકાનમાં રાખ્યો હતો. જૂની ઢબનું મકાન હતું. પણ બધાનો સમા-વેશ થાય એટલું મોટું હતું. યજમાન કુટુંબે

પોતે અગવડ વેઠીને આખું મકાન સભ્યોના ઉપયોગ માટે સોંપી દીધું હતું. એટલું જ નહિ પણ ભોજન ચ્હાપાણી, બધી વ્યવસ્થા એનાં કુટુંબનાં બાઈઓ તથા બહેનોએ કરી હતી. અમે તો જાણે એમના ઘર ઉપર દરોડો પાડ્યો હોય એમ થયું હતું. અમારી મહેમાનગીરી અત્યન્ત ઊમળકાથી અને ઊંડા ભાવથી સારાએ કુટુંબે કરી હતી, કુટુંબીજનોએ બધાંએ અંદર અંદર કામ વહેંચી લીધું હતું. સવારના ચાર વાગેથી રાતના દસ અગીઆર વાગ્યા સુધી પ્રતિનિધિઓ બહેનો પ્રાન્ત પ્રાન્તમાંથી આવતી રહી હતી. પણ કોઈને વાહનની ખોરાકની પાણીની કે ન્હાવા ધોવાની અગવડ પડી નહોતી. પોતાનાં કુટુંબીઓની માફક જ અમને સર્વેને એ બાઈબહેનોએ અપનાવી લીધાં હતાં. આ સંસ્કૃતિ અને માયાળુપણું ગામડાંમાં ટકી રહ્યું છે. શહેરી જીવનમાં કૃત્રિમતા આવી ગઈ છે. ત્રણ દિવસ સુધી અમે આ યજમાનોની સુશ્રૂષાનો જે લ્હાવો લીધો તે કદી ભૂલાય તેમ નથી. સહજ રીતે જ એમણે આગતા સ્વાગતા કરી હતી, અને તેમાં જ સુંદરતા હતી, ઉન્હાળાના અત્યન્ત તાપના દિવસો હતા. અને મુસાફરી હાલમાં મુશ્કેલ હોવાથી સભ્યોની સંખ્યા ઓછી કહી શકાય. એકંદર એકસોએક સભ્યોએ હાજરી આપી હતી. બાકીનાએ ગેરહાજરી બદલ ખેદ પ્રદર્શિત કર્યો હતો.

૭ માસીક કાર્યમાં સહુથી વધારે ફતેહમંદ થએલું કામ તો તાલીમની છાવણી જ કહી શકાય. સ્વસંરક્ષણ વ્યાયામ વિગેરેની તાલીમનું કાર્ય, તેમજ કટોકટીનો સમય આવે શા શા ઉપાયો લેવા. કેવા પ્રકારની તૈયારી કરવી એ વસ્તુ પણ કેન્દ્રોમાં હાથમાં લેવાઈ હતી.

તાલીમ કેન્દ્રની બહેનોએ એક સારો પણ ઘણો સુંદર રંજન કાર્યક્રમ અમારી સમક્ષ મૂક્યો હતો. તાલીમમાં તેમને આરોગ્ય, સંરક્ષણ વિગેરેના જે પ્રયોગો શીખવ્યાં હતા તેના પ્રયોગો કરી બતાવ્યા હતા. શહેરની બહેનો ગામડાંની બહેનોની સેવા કરવા જાય તે વખતે કેવું વર્તન રાખવું જોઈએ તેનું રમુજી તેમજ બોધક દૃશ્ય બતાવ્યું હતું. સંગીત, ગરબાનો સુંદર ક્રમ કર્યો હતો. સાદી ભાષામાં સુંદર સરોદથી નૃત્ય, ગરબા ઇત્યાદિ કરી બતાવ્યું હતું, જૂન મહિનાના અત્યન્ત ઉકળાટ અને તાપના સમયે ભર બપોરે અમે ખુલ્લા મેદાનમાં આંબાવાડીઆની નીચે સભા રાખી હતી. પણ એટલી સુંદર હવા આવતી હતી કે તાપનું નામ નહોતું લાગતું. છાવણીના વર્ગો જે ચાલતા હતા તે પણ આંબા નીચે જ ચાલતા. અને રાત્રે બહેનો સૂવાનું પણ ખુલ્લા મેદાનમાં જ રાખતી.

સંમેલનના ઠરાવોમાં મુખ્ય બે મહત્ત્વના હતા, એક હીંદી સ્ત્રીઓની સૈનિકોને હાથે થતી રંજાડ બારેનો અને બીજો બર્મા, મલાયામાં હિજરતીઓમાં જે રંગભેદ દાખવવામાં આવ્યો હતો તે પરત્વે હતો.

બ્રહ્મદેશમાંથી હિન્દ આવતા હીજરતીઓને જે પારાવાર સંકટ પડ્યું છે તેથી દેશનાં નાગરિકોને અત્યન્ત દુઃખ થયું છે; તેમને જે ત્રાસ અને વિટંબણા સહન કરવી પડી છે તેનાથી જે ઘૃણાની લાગણી ઉત્પન્ન થઇ છે તે તરફ આંખ આડા કાન કરી શકાય તેમ નથી. વાહન, ખોરાક, કે બીજા આશરાની યોગ્ય વ્યવસ્થા નહોતી, હિજરત કરવામાં રંગભેદ સ્પષ્ટ માલુમ પડ્યો હતો, એ. આર. પી. અને બીજી વ્યવસ્થાની સંસ્થાઓ કામ કરતી અટકી ગઇ હતી એટલું જ નહિ પણ અન્ય વ્યવસ્થાનાં તંત્ર પણ ગાફેલ થઇ ગયાં હતાં. પરિણામે પ્રજામાં ભારે અવ્યવસ્થા પ્રસરી ગઇ

હતી. ભુખ અને રોગના ભોગ બનેલા સંખ્યાબંધ વતનીઓને અસહ્ય કષ્ટ અને ત્રાસ સહન કરવાં પડ્યાં. આ સર્વ જન પ્રત્યે અમારી સંસ્થા અંતઃકરણ પૂર્વક સહાનુભૂતિ બતાવે છે.

આ સમિતિ આ પ્રકારના વર્તન પ્રત્યે સખત વિરોધ પ્રદર્શિત કરે છે, અને અધિકારી, અને બિનઅધિકારીઓ તરફથી જે હીજરતીઓને રંગભેદને લીધે વિશેષ ત્રાસ પડ્યો છે તેમને તથા બીજા દુખિત થએલા હીજરતીઓને સહાય કરવાને પ્રાંતિક સમિતિઓને ખાસ આગ્રહ કરે છે.

બીજો ઠરાવ સ્ત્રીઓ પ્રત્યેના અત્યાચાર માટેનો હતો. તેમાં જણાવ્યું હતું કે—

દેશમાં સ્ત્રીઓ પ્રત્યે સૈનિકો તરફથી જે અત્યાચાર કરવામાં આવ્યો છે—જેનો ભોગ હીજરતી સ્ત્રીઓ પણ થઇ પડી છે—તેવા અનેક દાખલાઓ પ્રત્યે સમિતિનું ધ્યાન દોરવામાં આવ્યું છે.

આ પરિસ્થિતિ તરફ દરેક પ્રાન્તિક શાખાઓએ ચાંપતી નજર રાખવાની જરૂર છે. કોઇ પણ કીસ્સો જાણવામાં આવે તો તરત જ સ્થાનિક અધિકારી તેમ જ અખિલ હિન્દ મહિલા પરિષદની કાર્યવાહક સમિતિને તત્કાળ તે બાબતની જાણ કરવી. આ પ્રકારનાં અપમાન હિન્દ દેશની સ્ત્રીજનતા પ્રત્યે થતાં અટકાવવાં એ દેશની સ્ત્રીસંસ્થાઓ તેમ જ સમાજનું કર્તવ્ય છે.

કેટલાંક એંગ્લો ઇન્ડિઅન છાપાંએ આ વર્તણુંકને મશ્કરીનું સ્વરૂપ આપીને તુચ્છકારી કહાડે છે. એ લોકોને આ સમિતિ જણાવે છે કે આ વૃત્તિને લીધે હિન્દવાસીઓને અત્યન્ત ક્ષોભ થયો છે કારણ કે આવી વર્તણુક હિન્દી સંસ્કૃતિ સહન કરે તેમ નથી.

કટોકટીને સમયે સ્ત્રીઓએ સ્વરક્ષણની તાલીમ લેવાની જરૂર છે. હિન્દની સ્ત્રીઓને આત્મવિશ્વાસ કેળવવો જરૂરનો છે, અને ગમે તેવી કસોટીને પ્રસંગે પણ પોતાનું સર્વસ્વ બચાવવા માટે વ્યક્તિગત રીતે તેમજ સમૂહ રીતે રક્ષણ કરવાની કળા શીખી લેવી જોઇએ. સમાજે પણ સામાન્ય સમયનાં ધોરણ દાખવવાં ના જોઇએ, ભોગ બની ગએલી વ્યક્તિએ તેમજ સમાજે ઢાંક પીછોડો કરવો જોઇએ નહિ અને યોગ્ય પગલાં લેવાં જોઇએ.

આ ઉપરાંત કેટલાક ધારા ધોરણના ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા.

આવતી વાર્ષિક બેઠક માટે શ્રી. કમલાદેવીની પ્રમુખ તરીકે વરણી થઇ હતી.

સમિતિનું કામ પૂરું થયા પછી તાલીમ છાવણીમાં સ્ત્રી પુરૂષોની જાહેર સભા રાખવામાં આવી હતી. તેમાં પ્રમુખ બહેન શ્રી. વિજયાલક્ષ્મી પંડિત, શ્રી. રાણી લક્ષ્મીબાઈ રાજવડે, શ્રી. શારદાબહેન મહેતા, તથા શ્રી. કુસમુદ બહેન સયાણી એ ભાષણો આપ્યાં હતાં. બીજે દિવસે નવસારી પાસેના કરાડી ગામે જ્યાંથી ૧૯૩૦ માં દાંડી કુચ વખતે શ્રી. ગાંધીજીની ધરપકડ થઇ હતી તેની મુલાકાત થોડા સભ્યોએ લીધી હતી. આ સ્થળે એક રાષ્ટ્રીય શાળા ચાલે છે અને કોળી-ખલાસી છોકરાઓનો સુંદર આશ્રમ ચાલે છે. કાંતવાનું અને વણવાનું કામ-ખાદીનું સઘળું કામ અહીં સારું ચાલે છે. આશ્રમના સંચાલક ભાઇ દીલખુશ દીવાનજીએ સઘળી વ્યવસ્થા સમજાવી હતી. અને બધું બતાવ્યું હતું. ત્યારબાદ કરાડીના મેદાનમાં સ્ત્રી પુરૂષોની વિશાળ જાહેર સભા થઇ હતી. તેમાં શ્રી. વિજયાલક્ષ્મી બહેને અત્યારની રાજકીય પરિસ્થિતિ ઉપર બોધક વ્યાખ્યાન આપ્યું હતું. બહેનોએ પણ પ્રસંગાનુકૂલ વ્યાખ્યાનો આપ્યાં હતાં.

અર્ધ વાર્ષિક સમારંભ સુંદર રીતે પાર પડયો હતો અને તે માટે કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે.

સૌ. શારદાબહેન મહેતા

# વડોદરાની વાટિકાઓ

લેખક : મગનભાઇ ભીખાભાઇ પટેલ
બી. એસ. સી. (એગ્રીકલ્ચર)

વિહંગાવલોકન :

સારાયે ગુજરાતભરમાં વડોદરા જેવા રમ્ય અને લીલોતરીથી સભર જણાતા ઉમદા બગીચાઓ ઘણા ઓછા જોવા મળે છે. બાગ ઉછેરની દૃષ્ટિએ પણ નાંમી નિવડતી બાગની રમણીય શોભા, ગુજરાતના અન્ય સ્થળે ભાગ્યેજ સાંપડે છે.

વડોદરાના બાગોનો આછો પરિચય મળે એ હેતુથી અને આગંતુક વ્યક્તિઓની મનોરંજનની ઇચ્છાઓ સંતોષાય એ સબબથી અત્રે ટુંક માહિતી આપવી અસ્થાને નથી.

વિસ્તૃત અને સુંદર બગીચાઓની સરખામણીમાં હિંદુસ્તાનનાં થોડાં શહેરો ભાગ્યે જ મળશે જે અત્રેના બગીચાઓની હરોળમાં આવી શકે. અને હિંદમાં જેમ મથુરા એ મંદિરોનું કેન્દ્ર ગણાય છે તેવી જ રીતે વડોદરાને 'બાગબગીચાઓથી શોભતું કેન્દ્ર શહેર ગણવામાં' જરાયે અતિશયોક્તિ થતી નથી.

મકરપુરા, લક્ષ્મીવિલાસ તથા નજરબાગ એ વડોદરાના ઉમદા અને ઉત્તમ બાગો ગણાય છે. આ ત્રણે બાગો એજ નામના રાજમહેલોની હદમાં વિસ્તૃત કરવામાં આવેલા છે. વળી પ્રજાના ઉપયોગ અને ઉપભોગ માટે કમેટીબાગ તથા જ્યુબીલીબાગ મુખ્ય છે. ઉપરાંત સારાયે શહેરની દરેક મુખ્ય અને મોખાની જગ્યાઓ પર નાના નાના વિશ્રામસ્થાનો અને વિસામાઓ પણ આવેલા છે. આ શિવાય દરેક કચેરીઓના સરકારી બાગો પણ કચેરીઓના કામ કરનાર માનવીઓને માનસિક આલ્હાદ આપે છે.

ઉપર જણાવેલા બધા બગીચાઓનું ક્ષેત્રફળ આશરે ૧૫૦૦ એકર જેટલું છે. તદુપરાંત શહેરના સરકારી તેમજ ખાનગી બગીચાઓ પણ રમ્ય વાટિકાઓથી શોભી રહ્યા છે.

× × ×

વડોદરા પર્યટન પર આવી ચઢેલા માનવીઓ રાજ્યના મહેમાનગૃહમાંથી બહાર પડતાં, મહેમાનગૃહના સુંદર અને સારી રીતે નિભાવેલા બગીચાથી પહેલાં જ ખેંચાશે. અત્રેથી આગળ ચાલતાં રેઇસ કોર્સ રસ્તા પરના બંગલાઓની રમ્ય વાટિકાઓ તેમના નયનોનું આકર્ષણ બની રહેશે. અને ત્યાંથી આગળ સ્ટેશન પરના ચોગાનના બગીચા અને વિશ્રામસ્થાનો પર આગંતુક વ્યક્તિની દૃષ્ટિ મંડાયેલી રહેશે.

કૈ. શ્રીમંત સરકાર સયાજીરાવ ત્રીજાનું ગાદીનશીન ઢબનું ઉંચા તખ્ત પર વિરાજમાન કરેલું બાવલું આ સ્ટેશનના ચોગાનમાં અને બાગની મધ્યમાં ગોઠવેલું છે. આ બાવલાની આસપાસ બગીચાના સુંદર રીતે વિકસાવેલાં ફૂલઝાડો અને લીલોતરીની અટપટી ગુંથણી ભરેલી રચના કરવામાં આવેલી છે. આની પૂર્વમાં સયાજીગંજ ટાવરની નજીક, ન્હાનું અને રમ્ય વિશ્રામસ્થાન આસોપાલવની ઘટાઓ અને લીલોતરીથી આલ્હાદક બની રહ્યું છે.

શહેર તરફ આગળ ચાલતાં ડાબી બાજુએ વડોદરા સયાજી જ્યુબીલી વિજ્ઞાન વિદ્યાલય તથા વડોદરા કોલેજની આગળ આવી રહેલા બગીચાઓ બાગ નિરીક્ષણના દૃશ્યને ચાલુ રાખે છે. ત્યાર પછી તરત જ વડોદરાના બધા જાહેર બાગોમાં સર્વ રીતે શ્રેષ્ઠ અને

કપડાંને તદ્દન ઉજળાં બનાવે છે.



## અમે ૫૦૧ સ્પેશ્યલ કેમ વાપરીએ છીએ તેનાં ૩ કારણો

૫૦૧ સ્પેશ્યલ મેલને જલ્દીથી અને સંપૂર્ણ રીતે દૂર કરે છે. તે કપડાંને વધારે સફેદાઈ આપે છે



એ ઘરમાં કપડાં ધોવાનું વધારે સહેલું બનાવે છે. ૫૦૧ સ્પેશ્યલ તેના અસરકારક પુષ્કળ ગોટેગોટ ફીણને લીધે ઘરમાં કપડાં ધોવાનું કામ સરળ બનાવે છે.



મુલાયમ કપડાંને નુકસાન પહોંચાડતો નથી. ૫૦૧ સ્પેશ્યલ ધોવાના કામમાં તદ્દન બીનહાનીકારક છે. એના ગોટેગોટ ફીણને લીધે મુલાયમ વસ્ત્રોને નુકસાન થતું નથી

૫૦૧ સ્પેશ્યલ ઉપરાંત અમારો ૫૦૧ સાબુનો પણ છે કે જે કિંમતમાં સસ્તો અને ઘરના બધા ઉપયોગમાં આવે એવો ઉત્તમ સાબુ છે. તે ચોસલા, લાદા, જોડીઆ ગોટા અને લુખાના રૂપમાં બધી સારી દુકાને મળે છે. ૫૦૧ સ્પેશ્યલ બાકસમાં પેક કરેલા પણ છુટી છુટી સાઈઝોમાં મળે છે.

જનાવરોની ચરબી વિનાનો








**ટોમકો સેલ્સ ડીપાર્ટમેન્ટ**
પો૦ બો૦ નં. ૫૨૮ મુંબઈ

**ધી તાતા ઓઈલ મીલ્સ કાં. લી.**
તાતાપુરમ અને મુંબઈ

રમ્ય ગણાતો કમેટી બાગના નામથી ઓળખાતો સાર્વજનિક બાગ નજરે પડે. તે પડે તે પહેલાં જ, બાગના દરવાજાની સામે આવી રહેલા કૈ. શ્રીમંત સરકાર સયાજીરાવ ત્રીજાનું અશ્વારૂઢ બાવલું તેની ભવ્યતાનો ખ્યાલ આપતું પ્રથમ ધ્યાન ખેંચે છે. આ બાવલું વિખ્યાત શિલ્પકાર ડર્વેન્ટ વુડે ઇ. સ. ૧૯૦૭ ની સાલમાં બનાવેલું, જે સારાયે હિંદભરના અશ્વારૂઢ પુતળાઓમાં પ્રથમ શ્રેણીમાં આવે છે.

સાર્વજનિક કમેટી બાગને કુદરતના મિજાજને અનુકુળ થઇ પડે તેવી જગ્યાએ વિશ્વામિત્રી નદીના કાંઠા પર બનાવવામાં આવેલો છે. વાડોદરાના સાર્વજનિક બાગોમાં મુખ્ય અને સુંદર ગણાતા કમેટી બાગમાં આવેલા પ્રાણી સંગ્રહસ્થાન ( zoo ) અને વસ્તુ સંગ્રહસ્થાન ( Museum ) ખાસ અને અનેરું આકર્ષણ બની રહે છે.

સુશોભિત અને સુંદર ફૂલઝાડની ક્યારીઓ, વિસ્તૃત લીલોતરીની કમનીય રીતે કાપેલી હારમાળાઓ, લીલીછમ હરિયાળી તથા સરિતા પર ઝળુંબી રહેલા વૃક્ષોની ઘટાઓ, દૃશ્યને અવર્ણનીય રીતે કુદરતના પ્રેમીઓ સમક્ષ જકડી રાખે છે.

શહેરમાં પેસતાં, સાર્વજનિક બાગને ઘસાઇને વિશ્વામિત્રી નદીનો સુંદર પુલ આવી રહેલો છે; જેની ડાબી બાજુએ કૈ. શ્રીમંત સરકાર સયાજીરાવ ત્રીજાના પિતાશ્રી શ્રીમંત કાશીરાવ ગાયકવાડની છત્રી આવેલી છે. પુલ ઓળંગતાં જ, ડાબા હાથ પર કીર્તિમંદિર અને જમણા હાથ પર સયાજી મુખ્ય રુગ્ણાલયના ભવ્ય બગીચાઓ આંખોને પરોવાયેલી રાખે છે.

નિસર્ગનું બારીકાઇથી નિરીક્ષણ કરનારનાં નયનો, વિશ્વામિત્રી પુલની નજીકમાં આવેલો પૂરાતન વટવૃક્ષોની ઘટાઓનું એકમેકમાં ગુંથાઇને ઉપસ્થિત થઈ ગયા જેવું સ્વરૂપ આપતો ઈંદીરા એવન્યુનો રસ્તો, દ્રષ્ટિ પટમાંથી અળગા થવાનું હરગીઝ વિચારશે નહી.

ત્યાંથી આગળ ચાલતાં કોઠી કચેરીના બગીચાઓથી જમણી બાજુ ફંટાતા, લક્ષ્મીવિલાસ રાજવાડાના રસ્તા ઉપર આવી રહેલાં વિશ્રામસ્થાનો બગીચાઓનું નિરીક્ષણ ચાલુ રાખે છે; અને થોડેક જતાં લક્ષ્મીવિલાસ રાજમહેલનું ઉન્નત શિખર, તેની આસપાસના બગીચાઓથી ધ્યાન ખેંચે છે. અહીંથી આગળ જતાં, આગગાડીનું ફાટક ઓળંગતાં જ, પ્રથમ નજરે પડતું સુંદર વિશ્રામસ્થાન અને તેની ડાબી જમણી બાજુ આવી રહેલા, પ્રતાપવિલાસ રાજમહેલ અને ધૈર્યપ્રસાદ રાજમહેલના અત્યુત્તમ બગીચાઓ અત્યંત મનોહર જણાય છે. અહીંથી મકરપુરા સુધી છુટી છવાઈ વનશ્રીની શોભા જોતા નિરખતા, આંખોને ખુલ્લાં ખેતરો અને વિવિધ વૃક્ષોની ઘટાઓ થોડો આશાયેશ આપી જાય છે.

મકરપુરાથી પાછા ફરતા રસ્તામાં મિલિટરીના કવાયતના વિશાળ મયદાનોમાં થોડા થોડા અંતરે આવી રહેલા મિલીટરીના અમલદારના બંગલાઓની ન્હાની રમણીય વાટિકાઓ, સુકા રણની મીઠી વીરડી સમા આલ્હાદક જણાય છે. આથી વેરાનમાં અટવાયેલા ચક્ષુઓને, ગોયાગેટ રસ્તેથી માંડવી નજીકના નજરબાગ રાજમહેલ સુધીનો રસ્તો આનંદદાયક દૃશ્ય પૂરું પાડે છે.

નજરબાગ એ ન્હાનો છતાં સુંદર બાગ છે. જેની અંદર રાજમહેલની આસપાસ આરસના રસ્તાઓ તથા બે મુખ્ય ફુવારાઓની પાસેનું વાજીંત્રસ્થાન ( Band-stand ) કોઇ આનંદનીય દૃશ્ય પૂરું પાડે છે.

નજરબાગથી નીકળતાં માંડવીથી લહેરીપુરા દરવાજા સામે સુરસાગર નામનું રમણીય સરોવર અને તેની આજુબાજુના વિસામાઓ અને વિશ્રામસ્થાનો, સાયંકાળ સમયે અપૂર્વ દૃશ્ય રજુ કરે છે.

ત્યાંથી ફંટાતા જમણી બાજુએ, શહેરની ઘીચ વસ્તીની મધ્યમાં ઉંચા ભાગ પર આવી રહેલા જ્યુબેલી બાગ, શહેરના કંટાળેલા માનવીઓને થાક ઉતારવા અને આનંદ આપવા જાણે આમંત્રી રહે છે.

ગૌતમબુદ્ધના શાંત સ્વરૂપનું કાંસાનું જબ્બર બાવલું આ બાગની વચ્ચે સર્વનું ધ્યાન ખેંચી સ્થાનને અનુરૂપ બને છે. પ્રજાને સંગીતનો લાભ આપવા માટે બાગની મધ્યમાં વાજીંત્રસ્થાન ઉભું કરવામાં આવેલું છે, જ્યાં સાયંકાળના વખતે રાજ્ય વાજીંત્રો સમય પર વગાડવામાં આવે છે. તદુપરાંત ન્હાના બાળકો માટે રમતગમતના સાધનો જેવાં કે સી સો ( See-Saw ) ઓશનવેઇવ ( Ocian-wave ) મે-પોલ ( May-Pole ) અને સ્વીંગ ( Swing ) વગેરેનો પણ આ બાગમાં સમાવેશ કરવામાં આવેલો છે.

ઉપરોક્ત નિરીક્ષણ કર્યા બાદ વડોદરાના બગીચાઓનું વિહંગાવલોકન પૂરું થયેલું અત્રે ગણાશે.

× × ×

વિસ્તૃત વિગત :

સાર્વજનિક બાગ કમેટી ગાર્ડનઃ—નામ પ્રમાણે સાર્વજનિક બાગ જાહેર પ્રજાના ઉપયોગ માટે ખુલ્લો રાખવામાં આવેલો છે. નિરીક્ષણાર્થે આવતા પ્રેક્ષકો માટે આ સ્થાન મહત્વનું ગણાય છે.

આશરે દોઢસો એકર જેટલા વિશાળ ક્ષેત્રફળમાં આ બાગની સુંદર રીતે રચના કરવામાં આવેલી છે. બાગની શોભા, નદીની રમણીયતા અને તેની કિનાર પરના લચી રહેલા વૃક્ષોની ઘટા અને કોતરોને આભારી છે. નદીની કુદરતી ઉંચાણ નીચાણવાળી જમીન પર અહીંતહીં ઉગેલા વેલીવૃક્ષોને, બાગના સ્વરૂપની રચનાત્મક ઢબે ગુંથણી કરવામાં આવેલી છે, જે કુદરતના લાલિત્યને ઓર ખીલાવટ આપે છે.

ઉપરાંત અત્રે રાખવામાં આવેલાં પ્રાણીસંગ્રહસ્થાનમાં દુનિયાના જુદા જુદા પ્રદેશોમાંથી તરેહવાર જાતના જીવંત ઉમદા પશુઓ અને પક્ષીઓ એકત્ર કરેલા હોવાથી, બાગના આકર્ષણમાં મહત્વનો ઉમેરો થાય છે. કૈ. શ્રીમંત સરકાર સયાજીરાવ ત્રીજાની કારકીર્દીની શરૂઆતમાં, ઇ. સ. ૧૮૭૯ ની સાલમાં શ્રીમંત સરકારના શુભ હસ્તે આ સંગ્રહસ્થાન ખુલ્લું મૂકવામાં આવેલું.

બાગમાં પેસતાંજ, વિશ્વામિત્રી નદીનું નાળું ઓળંગતાંજ નદીની લીલોતરીથી છવાયેલી ઉંડી ખીણોના મનરમ્ય દેખાવો નજરે પડે છે. કુદરતના શોખીનોને આ દ્રશ્ય હૃદયંગમ થઇ પડે છે. તરતજ સામેની બાજુએ સફેત બંગલો, તેના નાના પણ ચોતરફના સુંદર બાગની વચ્ચે રાજહંસ સમો શોભી રહ્યો છે. સફેત બંગલાના પાછળના ભાગની હરિયાળી પર વિરલ મળી આવતા રાવણતાડનું જબ્બર ઝુંડ, નામ પ્રમાણે એની ભવ્યતાનો ખ્યાલ આપે છે. તેની બાજુમાંજ રસ્તા પર સોનગઢ પત્થરમાંથી બનાવેલો એક સળંગ કમાનવાળો પુલ કલાની દ્રષ્ટિએ નમૂનેદાર છે.

ત્યાંથી આગળ થોડે દૂર રસ્તાની ડાબી બાજુએ છત્રપતિ શિવાજી મહારાજનું ભવ્ય અશ્વારૂઢ બાવલું નજરે પડે છે. આ બાવલાની પાછળ નજીકમાંજ છત્રાકારે ઉડતા પાણીના ફુવારાથી રમ્ય બનેલ બગીચો સુંદર શોભા આપે છે. જુદા જુદા રંગના છોડવાઓથી બનાવેલો ગુજરાત-કાઠીયાવાડનો નકશો ઉત્તમ રીતે આ બાવલાની ડાબી બાજુએ રચેલો છે; જ્યારે જમણી બાજુએ હાલના શ્રીમંત સરકાર પ્રતાપસિંહરાવ નરેશનો મોનોગ્રામ, એવાજ રંગીન છોડવાઓની કિનારીની ગુંથણીથી બનાવેલો છે, જે બાગની રચનાત્મક દ્રષ્ટિએ પ્રશંસનીય છે.

નજીકમાંજ રાજ્યનું વસ્તુસંગ્રહસ્થાનનું શિલ્પની દ્રષ્ટિએ ભવ્ય દેખાતું મકાન આવેલું

છે. શિલ્પકળાના ઉત્તમ નમુનાઓના સંગ્રહ ઉપરાંત, તેની અંદર પ્રાચીન તેમજ અર્વાચીન વસ્તુઓના વીરલ નમુનાઓ અત્યંત આકર્ષક ઢબે ગોઠવવામાં આવેલા છે. આની સાથેજ ચિત્રકલા મંદિરનું આયોજન કરવામાં આવેલું છે, જેમાં વિવિધ જાતના મૂલ્યવાન ચિત્રોનું દર્શન ઉમદા રીતે ગોઠવવામાં આવેલું છે.

પશ્ચિમ દિશામાં બાગની મધ્યમાં લીલીછમ હરિયાળીઓની અને તરેહવાર ફૂલોના ક્યારાઓની વચમાં વાજીંત્રસ્થાન આવી રહેલું છે, જ્યાં દરેક રવિ તથા મંગળવારે સાયંકાળે રાજ્ય વાજિંત્રો થાકેલા મનને તાજગી આપે છે. સંગીત નિયોજનામાં રવિવારે હિંદી ઢબનું ઉસ્તાદી સંગીત તથા મંગળવારે વિદેશી બેન્ડની રાજ્ય તરફથી વ્યવસ્થા કરવામાં આવેલી છે, જેનો લાભ આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો સમુદાયમાં આનંદથી માણે છે. આ સમય પરનું દૃશ્ય બાગને જીવંત બનાવે છે.

વાજીંત્રસ્થાનની આસપાસ પ્રાચીન ગ્રીક કલાના ઉત્તમ નમુનારૂપ ચાર કાંસાના બાવલાંઓ મૂકવામાં આવેલાં છે. આની ચારે પાસ આંખોને અનેરો આનંદ આપતી હરિયાળીઓ, ઠેરઠેર વૃક્ષવેલીઓના જુદા જુદા રંગોના મનઆહ્લાદક ફૂલોથી શોભાયમાન બની રહેલા અહીંતહીં નજરે પડતાં ઝુંડો, રસ્તાની બંને બાજુએ રોપેલા સુંદર ઝાડોની કતારો-આ સર્વ કૃત્રિમ ભૂરચનાનો દેખાવ ઉત્તમ રીતે રજુ કરે છે.

વાજીંત્રસ્થાનની સામે લાકડાની જાળીની કમાનોની ગુંથણીવાળા, વિધવિધ રંગની સુગંધિત અને સુશોભિત ફૂલોવાળી વેલીઓથી દિપી ઉઠતા ત્રણ કોરીડોર (corridor) તેની અંદરની બેઠક પર આશ્રય લેનારને આનંદ અને આશાયેશ આપે છે. આ આખોયે દેખાવ લાંબી ગુફા જેવો જણાય છે, જે બાગની રચનામાં અનેરી રીતે ઉમદા વધારો કરે છે.

સરિતા વિશ્વામિત્રી આ બાગમાં ત્રણ વળાંકો લે છે, જેની ઉપર જવા આવવા માટે ત્રણ જુદી જાતના પુલો બાંધવામાં આવેલા છે. તેમાંનો એક પત્થરની સળંગ કમાન પર બાંધેલો છે, બીજો લોખંડી પુલ તરિકે ઓળખાય છે અને ત્રીજો બહુજ ખ્યાતિ પામેલા ઝૂલતા પુલ તરિકે ઓળખાય છે.

આ ઝૂલતો પુલ પાટીયાંઓની ગોઠવણ સાથે લોખંડના દોરડાઓથી ખેંચી રાખેલો છે. એની લંબાઈ ૨૧૫ ફુટ છે. આનાપર ચાલનારને ઝૂલાની જેમ ઉપર નીચે સમુદ્રના મોજાં જેવો થડકાટ જણાય છે. પુલની નીચેથી વહેતી સરિતાને પુલ પરથી નિરખતાં નદીના ઉંડાણનો અને પુલની ઉંચાઇનો સહેજે ખ્યાલ આવે છે. અટપટી કારીગીરીના નમૂના સમો આધુનિક ઢબનો આ પુલ સર્વને અજબ રીતે આકર્ષે છે.

સરિતાને કિનારે કિનારે પ્રયાણ કરતા પ્રેક્ષકને નદીના બંને કાંઠા પરનું ગીચ જંગલ, ઉંચા ઉંચા તાડની લાંબી લાંબી કતારો અને અહીંતહીં પથરાયેલા જુદી જુદી જાતના વાંસના ઝુંડો, અદ્ભુત પ્રદેશમાં લાવી મૂકે છે.

બાગના બાલવૃક્ષપાલનગૃહ (Narsery) માં દરેક સુશોભિત જાતના છોડવાઓના ઉછેર વૈજ્ઞાનિક ઢબે કરવામાં આવે છે અને ત્યાંથી છોડવાઓ મોટા થતાં બાગમાં રોપવાના કામમાં લેવાય છે. આવા જ બીજા બાલવૃક્ષ પાલનગૃહમાં સારાયે હિંદભરમાં ભાગ્યે જ મળી આવતા કૃષ્ણવડનું વિશાળ વૃક્ષ આવેલું છે. જેના પાનનો આકાર બાલકૃષ્ણ ઉપર છાયા પાથરતા આસન સમો લાગે છે.

સફેદ બંગલાની બાજુમાં વેલીઓથી છવાયેલું ગ્રીષ્મગૃહ (Summer house) આવેલું છે, જેની વચમાં રંગબેરંગી માછલીઓથી શોભતો સુંદર હોજ રચવામાં આવ્યો છે. તેની આજુબાજુએ ડુંગર આકારના દેખાવો વચ્ચે અટપટી પગથીઓની ભૂલ ભૂલામણી મૂકેલી છે. સુંદરતામાં વધારો

કરતાં આ કૃત્રિમ ડુંગરની ઉપર, નીચે તથા આસપાસ લીલી વેલીઓ તેમજ સુશોભિત ફૂલવાળા છોડવાઓ રોપવામાં આવેલા છે, જે બહારથી કંટાળેલા માનવીને માનસિક શાંતિ બક્ષે છે.

ગ્રીષ્મગૃહની બાજુમાં દિલ્હી પેલેસીયનને નામે ઓળખાતું સળંગ લાકડાના માળખાથી બનાવેલું બાંધકામ આવેલું છે. આ બાંધકામ ઇ. સ. ૧૯૧૧ની સાલમાં શહેનશાહ પંચમ જ્યોર્જના રાજ્યાભિષેક સમયે, અત્રેથી બનાવીને કૈ. શ્રીમંત સરકાર સયાજીરાવના મુકામ માટે દિલ્હી લઇ જવામાં આવેલું. જે રાજ્યાભિષેક પછી તુરત પરત લાવી અહીં ઉભું કરવામાં આવેલું છે. આની સામે કોન્ક્રીટના ત્રણ ટેનીસ કોર્ટ (Tennis Courts) જાહેર પ્રજાના ઉપયોગ માટે બનાવવામાં આવેલા છે, જ્યાં બુધ અને શનીવારે સ્ત્રીઓને રમવા માટેની ખાસ અલાહેદી સગવડ રાખવામાં આવેલી છે.

દિલ્હી પેલેસીયનની સામે રુપેરી ઓકનું યાદદાસ્ત વૃક્ષ કૈ. શ્રીમંત સરકાર સયાજીરાવ ત્રીજાના શુભ હસ્તે તા. ૫-૩-૧૯૦૭ના રોજ રોપવામાં આવેલું છે. આવું જ બીજું ઓરસલીનું યાદદાસ્ત વૃક્ષ હાલના નરેશ શ્રીમંત સરકાર પ્રતાપસિંહરાવ ગાયકવાડના રાજ્યાભિષેક સમયે તેઓ નામદારના શુભ હસ્તે તા. ૪-૫-૧૯૩૯ના રોજ વાઘઘરસ્થાન નજીક રોપવામાં આવેલું છે.

આ સાર્વજનિક બાગના વિશિષ્ટ વૃક્ષ-વેલીઓના તથા પ્રાણી સંગ્રહસ્થાનના પ્રાણીઓની ખાસીયતોના વૈજ્ઞાનિક વિગતોના નામવાળા એનેમલના પાટીયાઓ લગાડવામાં આવેલા છે, જે અભ્યાસીને સારી રીતે વિગતો પૂરી પાડે છે.

ઉપરાંત વસ્તુસંગ્રહસ્થાનનાં તળઘરમાં રાજ્યની બાલવીર અને બાલચમુ (Scouts & Cubs) પ્રવર્તક સંસ્થાની મુખ્ય કચેરીનો સમાવેશ કરવામાં આવેલો છે જેનો લાભ જાહેર પ્રજાના શિશુ અને કિશોર તરફથી ઉત્સાહપૂર્વક લેવાય છે.

સરિતા વિશ્વામિત્રીની સામી બાજુએ આ બાગખાતાની મુખ્ય કચેરી પાછળ, કામના મહાદેવનું ત્રણસો વર્ષનું જુનું દેવાલય આવે છે, જ્યાં મહાશિવરાત્રિ પર મોટો મેળો ભરાય છે. મંદિરની સાથે લાગીને આવેલ ઘાટ પર ભાવિક લોકો પવિત્ર વિશ્વામિત્રીમાં સ્નાન કરી પાવન થાય છે.

**પ્રાણી સંગ્રહાલય :**

આ સંગ્રહાલયમાં જુદી જુદી ૧૪ જાતના જીવંત પશુપક્ષીઓની કુલ સંખ્યા ૧૦૪૧ સુધીની છે. બાગની કૃત્રિમ લીલોતરી અને કુદરતી વૃક્ષવેલીઓના આકર્ષણ વચ્ચે પ્રાણી સંગ્રહાલયના અહીં તહીં નજરે પડતા ન્હાના મોટા રહેઠાણોમાં, આ પશુપક્ષીઓ કાળજીથી સાચવવામાં આવેલા છે, આ રહેઠાણો પ્રાણીઓને કુદરતી રીતે અનુકૂળ પડે તે મુજબ અને તેમની ખાસીયતોને માફક આવે તે પ્રમાણે, વૈજ્ઞાનિક ઢબે બનાવવામાં આવેલાં છે, જે બધા નીચે મુજબ છેઃ—

(૧) હરણખાનું (૨) પંખાકાર પૂંછડીવાળા સફેદ હોલાનું પીંજરું (૩) બતકનું (૪) સુવર્ણમૃગ ચોગાન (૫) બગલાઓનું તળાવ (૬) પીજન્ટ એવીઅરી (૭) ગ્રીન એવીઅરી (૮) પોપટખાનું (૯) બજરીગર અને ચકલીઓના પીંજરાં (૧૦) રાજહંસ તથા કલગીવાળા બગલાઓનું તળાવ (૧૧) પક્ષીગૃહ (૧૨) જળબિલાડીનું પાંજરું (૧૩) મગરખાનું (૧૪) વાંદરાઓના પીંજરા (૧૫) વાંદરખાનું (૧૬) આફ્રિકન મેન્ડ્રીલ વાંદરાનું ઘર (૧૮) રીંછની ગુફા (૧૯) વાઘખાનું (૨૦) શાહમૃગ ચોગાન (૨૧) જીયા ચોગાન (૨૨) અજગરનું પાંજરું (૨૩) રોઝખાનું (૨૪) જસ્બુસુલખાનું (૨૫) સિંહખાનું (૨૬) એલ્જાપુટન્ટ કમ્પાઉન્ડ (૨૭) સફેદ હરણ

ખાનું (૨૮) બતકનું તળાવ (૨૯) કબુતરખાનું (૩૦) મત્સ્યગૃહ.

ઉપર જણાવેલી સઘળી જગ્યાએથી જોઇ ફરીને થાકેલા માણસોને, બાગની મધ્યમાં આવેલું ન્હાનું પણ સુંદર ચાધર; ન્હા નાસ્તા અને ઠંડા પીણાની લીજ્જત આપે છે.

× × ×

**લક્ષ્મીવિલાસ રાજબાગ :**

આ બાગનું ક્ષેત્રફળ આશરે ૧૫૦ એકરનું છે. વડોદરાના સર્વ બાગોમાં આ બાગ મોટા અને વિશાળ છે. અંદર પેસતાં જ પ્રવેશદ્વારની નજીક રસ્તાની બંને બાજુની લીલીછમ ધરોની હરિયાળીઓ અને રંગ બે રંગી ફૂલોનો દેખાવ અતિ આલ્હાદક જણાય છે.

મહેલની સામેની વિશાળ વાટિકાને ટેરેસ ગાર્ડન્સ ( Terrace Gardens ) ના નામે ઓળખવામાં આવે છે. સારાયે બાગમાં આ સુંદર જગ્યા છે. તેની અંદરના ફુવારાઓ ચાલુ હોય છે ત્યારે મનરમ્ય દેખાવ ખરો થાય છે. ઉપરાંત આરસપહાણ તથા કાંસાના અતિ મૂલ્યવાન પુતળાંઓ તથા બાવલાંઓ અહીંતહીં ઉભા કરવામાં આવેલા છે, જે શોભામાં અભિવૃદ્ધિ કરે છે.

આ મુખ્ય બાગની બંને બાજુએ આશોપાલવ તથા સરુના ક્રમિક પદ્ધતિએ રોપેલાં અને શંકુ આકારે કાપેલાં વૃક્ષોની હારમાળા આવેલી છે, જે બંને બાજુના રસ્તાઓને શોભાયમાન કરે છે. વળી આ બાગને સાંકળાને છુપદા રસ્તે રોક ગાર્ડન (Rock Garden) માં જવાય છે. જમીનની નીચે બનાવેલા ગુફા જેવા રસ્તેથી રોક ગાર્ડનમાં પેસતાં જ, સામે નાજુક પણ ભવ્ય જાપાનીઝ ઢબનો લાકડાનો સળંગ પુલ આવેલો છે, જે રોક ગાર્ડનને આગળ વિસ્તૃત ફેલાવતો સુંદર સંકલના સમાન ભાસે છે.

ઉપરાંત મુખ્ય બાગની સામે હરણખાના નામે ઓળખાતું આશરે ૨૫ એકરનું વિશાળ ચોગાન આવેલું છે. અત્રે વિધવિધ જાતના ન્હાના મોટા હરણો ઉપરાંત જોવા લાયક જીરાફ તથા બાઇસન્સ પણ રાખવામાં આવેલાં છે. રાજમહેલના મજલા પરથી જોતાં આ બધો જ દેખાવ અત્યંત રમણીય અને હૃદયંગમ જણાય છે.

મહેલની ઉત્તરે સળંગ પત્થરમાંથી બનાવેલી બહુ જ પુરાણી નવલખી વાવ આવેલી છે. એના પત્થરના ઘુમ્મટો તથા પગથિયાંઓ અને સળંગ સ્તંભોપર વિકસાવેલી કોતરણીઓ કલાની દૃષ્ટિએ ઉત્તમ ગણાય છે.

મહેલની દક્ષિણે જુદી જુદી જાત અને રંગના ગુલાબો વડે શોભતો ઝનાના બાગ આવેલો છે. તેની સામે જ આરસની દિવાલોથી બનાવેલી કમળ તલાવડી આવેલી છે, જેમાં રંગબેરંગી માછલીઓ છૂટી મૂકેલી છે.

આ બાગની ઉપરની બાજુએ ઘીચ ઝાડોથી છાયા આપતો રમ્ય બાગ આવેલો છે, જે ભર ઉનાળામાં પણ અજબ ઠંડક આપે છે. અંદર દાખલ થતાં જ ન્હાની સફેત આરસમાં કોતરેલી બેઠક આવેલી છે, જેની નજીકમાં જ આમલીનું પાંચસોએક વર્ષનું જુનામાં જુનું ઝાડ આવેલું છે. આ ઝાડની પશ્ચિમે પીરઘોડા નામની મોગલાઇ વખતની પુરાતન મસ્જીદ ઘાટની કૃતિ આવેલી છે. પત્થરમાંથી કોતરેલા સ્તંભો, ઘુમ્મટો અને જાળીઓ પ્રાચીન સ્થાપત્યનો સચોટ ચિતાર આપે છે.

અહીંથી આગળ જતાં હિંદુસ્તાનના સર્વોત્તમ જાતના ટેનીસકોર્ટોમાંના સુંદર ટેનીસકોર્ટો આવેલા છે. તેમાનું વચ્ચેનું ટેનીસકોર્ટ ચોતરફથી મઢી લઇ ઉપરથી ઢાંકેલું છે. વર્ષા ઋતુમાં રમવા માટે આ ટેનીસકોર્ટ ખાસ બનાવવામાં આવેલું છે. આની આગળ ધરોની લીલોતરીથી બનાવેલું વિશાળ મોતીબાગ ક્રીકેટ ગ્રાઉન્ડ ક્રીકેટ પેવીલીયન તેમ જ રાજકુમારની શાળા આવેલી છે.

લક્ષ્મીવિલાસ બાગ એ સૌથી વિસ્તૃત અને વિશાળ બાગ છે. એનો અર્ધો ભાગ બાગના સ્વરૂપમાં ફેરવાયેલો છે અને બાકીના અર્ધા ભાગમાં આશરે સાડાપાંચ માઇલ લંબાઇની ઘોડેસ્વારી માટેનો રસ્તો, ગોલ્ફ કોર્સ (Golf Course)ની અંદર ચકરીઓ તથા ફળફળાદિ તેમજ શાકભાજીના બગીચાઓ આવેલા છે, જેનો ખાસ ઉપયોગ રાજકુટુંબની સુખસવલત માટે જ કરવામાં આવે છે. વળી નાનામોટા થઇને આશરે વીસ માઇલના પાકા સુંદર રસ્તાઓ બાગની હદમાં ફેલાયલા છે. આ ઉપરાંત રાજ બાળકોને ફરવાનો આનંદ આપવા અર્થે અને રાજમહેલમાંથી રાજકુમાર શાળાએ જવા આવવા માટે, વરાળથી ચાલતી નાનીશી સુંદર આગગાડીની સવડ પણ કરવામાં આવી છે.

× × ×

મકરપુરા બાગ :

આ બાગ વડોદરા શહેરથી સાડાચાર માઇલ દૂર મકરપુરા ગામ નજદીક મકરપુરા રાજમહેલની ચારે બાજુએ બનાવવામાં આવેલો છે. એનું ક્ષેત્રફળ આશરે ૧૨૦ એકર છે.

આ બાગની રચના વિખ્યાત કલાકાર ડબલ્યુ ગોલ્ડરીંગે અર્ધ ઇટાલીયન તેમજ અર્ધ દેશી પદ્ધતિએ કરેલ છે. મુખ્ય દરવાજાની અંદર રસ્તાની બંને બાજુએ પિરામીડના રૂપમાં, દેખાવે નાના છતાં ચાલીસ વર્ષ ઉપરની ઉમ્મરના આસોપાલવ આવેલા છે. અંદર દાખલ થતાં જ રસ્તાની બંને બાજુની લીલી હરિયાળીઓ તથા ફૂલોની સુંદર ક્યારીઓની વચમાં, રાજમહેલની સામે હરણના અને પાડાઓના ચાર મોટા કાંસાના પુતળાંઓ ગોઠવી રહેલાં છે. અહીંતહીં નજરે પડતા ચબુતરના મોટા કુંડાઓની અંદર રોપેલા ફૂલઝાડો સુંદર દેખાવ આપે છે. હરિયાળીની એક બાજુ નાનું પાણી જવાનું નાળું આવેલું છે, જેની ચારેબાજુએ પર્વતાકારનો બાગ બનાવેલો છે. એની પાસે પત્થરના પુલની સામે બતકોનું તળાવ નજરે પડે છે.

આ બાગની અંદર પાંચ મોટા ફુવારાઓ આવેલા છે; તેમાંના મુખ્ય બે મહેલની સામે જ આવેલા છે. આરસના કોતરેલા સુશોભિત પુતળાંમાંથી ઉડતી 'જુદી જુદી તરેહની શેડો' જોનારને અવર્ણનીય આનંદ આપે છે. બીજા ફુવારામાં પાણીનું નાનું સંચયસ્થાન આવેલું છે, જેમાંથી આરસના રાજહંસની ચાંચમાંથી ઉડતા ફુવારાઓ અત્યંત હૃદયંગમ જણાય છે.

રાજમહેલની પાછળના ભાગમાં ઇટાલીયન પદ્ધતિથી રચેલો ફૂલનો બગીચો છે, જેમાં થઇને આરસનો નાનો સુંદર રસ્તો પસાર થાય છે. આ રસ્તાની વચમાં આરસજડિત ફુવારો આવેલો છે. સારોયે રસ્તો અને ફુવારો ચારે બાજુએથી લાકડાની કોતરણીવાળી જાળીઓથી અને સ્થળે સ્થળે રચેલા ઘુમ્મટોથી આચ્છાદિત કરેલો છે.

આ રસ્તાની છેડે આરસનો મોટો ફુવારો આવેલો છે, જેની આસપાસ સહેત આરસની પગથીઓ તેમજ બેનમૂન કોતરણીના અત્યુત્તમ નમૂનારૂપ બનાવેલી આરસની બેઠકો ગોઠવેલી છે. આ ફુવારાની સાથે વિદ્યુત જોડાણ કરી, વિવિધ રંગોવાળા વીજળીક ગોળાઓ બેસાડવામાં આવેલા છે. રાત્રિના સમયે આ ફુવારો ચાલુ કરતાં, પાણીની મેઘધનુષ્ય રંગની શેડો ઉડતી જોતી એ પરિપ્રદેશમાં વિહરતા હોવાનો આછેરો આભાસ આપી જાય છે.

આ બધાની પૂર્વે મોટી હરિયાળીને છેડે સુંદર પણ કૃત્રિમ અને વિશાળ સરોવર બનાવેલું છે જેની કિનારે નાની ગિરિમાળાનો દેખાવ રજુ કર્યો છે. આમાંથી નાના નાના પાણીના ધોધની રચના કરવામાં આવેલી છે. ગુંફાઓ જેવા રસ્તાઓથી આ ગિરિમાળામાં જવા આવવાનો પ્રબંધ કરેલામાં આવેલો છે. આ ગિરિમાળના ઉચા શિખરે જાપાનીઝ પદ્ધતિનું પેગોડા, મંદિર ઢબના લાકડાના

બાંધકામથી બનાવેલું છે, જેની અંદર બેઠકોની સવડ કરેલી છે. ઉપરાંત કૃત્રિમ સરોવરને ઓળંગવા જાપાનીઝ ઢબનો લાકડાનો સુંદર પુલ બાંધવામાં આવેલો છે. પુલ અને પેગોડા, ઘેરા લાલ, લીલા તેમજ સુવર્ણ રંગથી દીપી ઊઠે છે.

આ સરોવરની ખાસીયતમાં જુદી જુદી જાતના ફક્ત સફેદ રંગનાજ ઉમદા પક્ષીઓ જેવાં કે સફેદ રાજહંસ, સફેદ બતક-બગલાં અને કિંમતી પેલીકન્સ ( Pelicans ) વગેરે છૂટાં મૂકવામાં આવેલાં છે.

સરોવરની ડાબી બાજુએ રંગબેરંગી જાતની બોગનવેલીયાની વેલીઓની મધ્યમાં નાનું સરખું વાજીંત્રસ્થાન આવેલું છે, જેના નીચાણના ભાગમાં, ગુલાબના બગીચાની મધ્યમાં સફેદ આરસપહાણની કોતરણીવાળી બેઠક આવી રહેલી છે. એની આસપાસ આરસની પગથીઓ વાજીંત્રસ્થાન પર જવા માટે બનાવેલી છે. વાજીંત્રસ્થાનનો આગળ જુદા જુદા સ્વરૂપમાં કાપવામાં આવેલા આસોપાલવનો કલાત્મક દેખાવ અદ્ભુત છે.

તદુપરાંત આ બાગની અંદર નાનું સુંદર પશુસંગ્રહાલય આવેલું છે, જેમાં જુદી જુદી જાતના હરણો, સાબર વગેરે રાખવામાં આવેલાં છે.

વડોદરાના ઉત્તમ બગીચાઓમાંનો મકરપુરા બાગ એક અત્યુત્તમ નમૂનો છે અને ગુજરાતભરના સારા બાગોમાંનો મુખ્ય ગણાય છે.

વડોદરાની વાટિકાઓ વિષે આટલું જાણ્યા પછી નીચેની ઉક્તિ અસ્થાને નથી.

વનિતા વિદ્યા વનશ્રી ને વડવાયોના ઝાડ;
વળવા ચાર અનુપ કલા વડોદરાની માંહ.

---

# કોકીલાના ગાન

નિલી આંબલીયા ડાળ ! ટહુકે કોયલડી
છેડે શું બેસી રસાળ, સાંભળ સાહેલડી

રૂડી વસંતનાં બોકાં વધામણાં,
ટહુકે વધાવે ઋતુરાજ.

ભાવના ભરેલ સખી ગીતડાં મધુરવાં,
ઉરે જગાવે અભિલાષ.

ન્યારા મધુરે ત્હારા ટહુકા કોયલડી,
પ્રેમના શું મંત્રો પઢાવ.

આવે વસંત સુણી ત્હારાં વધામણાં,
ઘેલી કોકિલા શું ગાય ?

શ્રી. જયંતિલાલ મોહનલાલ ઝવેરી

## જીવન લ્હાણુ

ઉજ્જવળ ચંદા જીવનમાં
લગ્ન પછી પથરાય
અજવાળાં ઉરમાં વસે
અંધારાં વહી જાય.
જીવન તિમિર હરવા શશી વ્યોમમાં ઉગે છે
શાંતિ સુખદ જીવનમાં અર્ધાંગીની પૂરે છે

એ જીવન વનમાં રસ વેલી
તનમન ધનમાં સૌ અસરેલી
મહેકે પરિમલ શી રસહેલી જીવન સભર ભરે છે

અમરાત્માને સાથી મળીયો
કે જનમ જનમ ફેરો ટળીયો
કલા ભેદુ જીવનમાંહી જડીઓ એને સ્ત્રી રૂપે લહે છે

પતિપરાયણ જાનકી જાણે
દમયંતી શો ધર્મ પિછાણે
અભિનવ દંપતી જીવન લ્હાણે સહુ ધર્મ મર્મ વહે છે
જીવન તિમિર......

શ્રી. અંબુભાઇ ઠક્કુર

卐

## શું ?

: : સૌનેટ : :

તડપતી પ્યાસ બુઝાઈ પછી વારિ મળ્યાથી શું ?
પરિમલ વાસ ગઈ ચાલી પછી પુષ્પો મળ્યાથી શું ?
જલાયા હોંસ ઉલ્લાસો પછી ઉષ્મા મળ્યાથી શું ?
ગઇ લાલી વૃથા ખાલી પછી ઐહિક મળ્યાથી શું ?...૧

તુટી નૌકા નૂતન આશા પછી ભરતી મળ્યાથી શું ?
ક્ષિતિજ નૈરાશ્ય ભગ્નાશા પછી સ્ફુર્તિ મળ્યાથી શું ?
પ્રીતિના વ્હેન પરવાર્યા પછી પ્રેમલ મળ્યાથી શું ?
દિલે જ્યાં ચૈન વણસાયાં મળે દિલદાર તો એ શું ?...૨

સુકાયા સ્નેહ અમૃતના પછી વૃષ્ટિ મળ્યાથી શું ?
ક્ષતિએ ક્ષેમ અવરોધ્યાં પછી દૃષ્ટિ મળ્યાથી શું ?
પ્રીતિ પાર્થિવ મતિમાંહી વહ્યાં સૃષ્ટિ મળ્યાથી શું ?
ગયાં સૌભાગ્ય સંચિત લૂંટતાં લાખો મળ્યાથી શું ?...૩

મળે સિંધુ સુનંદન કે પ્રભુના રાજ્ય દરબારો,
'હવે શા કામના અઘુરા સમય સંકેત બલિહારી..... .....૪

શ્રી. ભાનુ શુક્લ

# રંગભરી ચૂંદડી

—જે ચૂંદડીએ ફીરંગીઓના જુલ્માટને જેર અપાવી......

સંપાદક :
શ્રી. 'નારદ'

દીવમાં ફીરંગીઓનું રાજ હતું ને ફીરંગીઓના મુલક પોર્ટુગલમાં ધર્માંધ પાદરીઓનું રાજ હતું. એ પાદરીઓ સર્વસત્તાધીશ હતા અને દયાળું જીસસ ક્રાઇસ્ટના નામ ઉપર ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે ગમે તેવા અત્યાચારો કરવામાં પાછું વાળી જોતાં નહિ. મૃત્યુ પછીના નર્કમાંથી માનવીઓને જીવતા નરકાગારમાં પૂરી રાખવામાં એમને એમનો ધર્મપંથ લાગતો. માનવીઓના આત્માને બચાવવા માટે એમના શરીરના ટુકડાઓ કરવામાં એમને રજ પણ સંકોચ થયો જાણ્યો નથી.

એમની પ્રવૃત્તિ પોર્ટુગલમાં જ હતી ! પણ એકદા આપણે ફીરંગીઓના તાબાનાં સંસ્થાનો ઉપર પણ નજર દોડાવીએ. દૂર દરિયાપારના સંસ્થાનો સુધી એમના હાથો તો જાણે પહોંચે એમ ન હતું. પરતુ એમની કલમ તો પહોંચી શકતી હતી. ને એમના ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ ન હોય એવા મૂળ વતનીઓ માટે 'ચિત્રવિચિત્ર કાયદાઓ કર્યા.'

સૂબાઓ એ કાયદાઓનો મનસ્વી અર્થ કરતા. દાદ ફરિયાદનું તો કાંઈ સાધન નહતું. તારન્ટપાલના કાંઇ વહેવાર ન હતા. પાસ-વાનોની જાણ પિછાન વગર રાજાને મળી શકાતું નહિ. વહાણમાં સફર થઇ શકતી નહતી. ફીરંગી સંસ્થાનો વિશાળ નજર કેદની છાવણી સમા હતા ને એ છાવણીઓમાં સૂબો કહે એ કાયદો ચાલતો હતો.

પોર્ટુગલમાં રાજા ફર્ડીનાંડ અને રાણી ઇસાબેલાનાં શાસન ચાલતાં હતાં ત્યારે દીવમાં એક જુલમગાર સૂબાની હકુમત હતી. એ સૂબાના રાજ્યમાં ખ્રિસ્તી ધર્મની બહાર મરનાર માણસની મિલ્કત ખાલસા થતી હતી. ખ્રિસ્તી ધર્મની બહાર મરનાર માણસનાં લગ્ન ગેરકાયદે લેખાતાં. સ્વભાષાનો ઉપયોગ રાજદ્રોહ મનાતો. નીજ સંસ્કારની તાલીમની મનાઇ હતી. નીજ દેવપૂજાની પણ મનાઇ હતી. ખ્રિસ્તિ ધર્મની બહારના માણસને સૂબાની મનસ્વી મુનસફી સિવાય કાયદાનું સંરક્ષણ ન હતું.

જુલમગાર સૂબાના હાથમાં આવી જાતની રાજ્યપદ્ધતિ ભારે ક્લેશ, ભારે હેરાનગતી અને પારાવારની સતામણી પેદા કરતી.

દીવની વસતિના દુઃખનો કોઇ પાર ન હતો. વહુ દીકરીઓ સલામત નહોતી. આબરૂ ઇજ્જત સલામત નહોતાં. માલ-મિલકત સલામત નહોતા. ને એની સામે કાંઇ ઇન્સાફ ન હતો. દાદ ન હતી. ફરિયાદ પણ ન હતી. કેવળ સરકારી વહાણો જ દીવ અને પોર્ટુગલ વચ્ચે આવતાં જતાં ને એમાં સફર કરવાને માટે મૂળ વતનીને સૂબાની ખાસ પરવાનગી જોઇતી હતી. એટલે પોર્ટુગાલના રાજાને તો ક્યાં શું કેમ ચાલી રહ્યું છે એનો જરા સરખો યે ખ્યાલ પણ ન હતો.

એવા દીવમાં, એવા સૂબાના શાસનમાં એવી રીતે સતાવાતી દીવની પ્રજાની વચમાં જીજીબાઈ નામે એક ખત્રીની જુવાન છોકરી

વસતિ હતી. એનો બાપ ખત્રીનો ધંધો કરતો હતો. ને જેઠીબાઇ પણ લુગડાં રંગવાનું કામ કાજ કરતી. જેઠીબાઇનું રંગકામ બહુ વખણાતું.

જેઠીબાઇ પ્રમાણે ફીરંગી ભાષા શીખી હતી. એને લીધે ફીરંગી અમલદારોની ઓરતોમાં પણ એનો અવર જવર હતો.

એક દિવસે સૂબાની ઓરતે જેઠીબાઇને બોલાવીને કહ્યું: " અમારા દેશનાં અમારાં રાણી સાહેબનો શુભ જન્મદિન આવે છે ને એ દિવસની ભેટસોગાદ તરીકે અમારે દીવના રંગકામના નમૂના મોકલાવવા છે. માટે તમે અમને થોડા નમૂના જલ્દી તૈયાર કરી આપો. "

વરધી પ્રમાણે જેઠીબાઇએ મનને ગમે એવું કામ કરી આપ્યું. ને ઉપર આંખને ઠરે એવા વાદળી રંગની એક ચૂંદડી પણ રાખી: " બાઇસાહેબ ! હું યે રાણીસાહેબની રંક પણ રૈયત છું. આપની લાખેણી સોગાદોની સાથે મારી આ રંક ભેટ પણ મોકલાવજો હો. "

રાણી ઇસાબેલ એટલે રાજા ફર્ડીનાન્ડની કેવળ મહારાણી જ નહિ, પણ દિલપઝીર માશુક પણ હતી. રાજા કેવળ એનો પતિ ન હતો, આશક પણ હતો. ને રૂપસુંદરીના જન્મદિને રાજ રિયાસતનો ભારે દબદબો થતો. દેશદેશાવરથી ભેટ સોગાદો લઇને વહાણો આવતાં. ને પાટનગરમાં જાણે મેળાનો જમેલો રહેતો.

દીવથી સૂબાએ રાણીના કદમમાં ધરેલી સોગાદોમાં વાદળી રંગની ચુંદડીએ એકદમ રાણીનું ધ્યાન ખેંચ્યું: દરબારમાં પોતાના અંગ ઉપર ઉપરણાં તરીકે વાપરવાને એણે એ ચૂંદડી પસંદ કરી.

દરબારને હજી જરા વાર છે ને રાણી ઇસાબેલ સજેલાં વસ્ત્રો સાથે દર્પણમાં પોતાનું મુખ નીરખે છે, ને એના ગાલ ઉપર વાદળી રંગની ઝાંય ચોંટેલી એને દેખાય છે. અરે ! આ મનહર રંગની ચૂંદણીનો રંગ તો કાચો છે, ને એ રંગની ઝીણી ઝણ ઉડીને ચહેરાના જોબનવંતા રૂપને ઝાંખું કરે છે.

રાણીએ ચૂંદડી ઉતારીને પોતાની દાસીને ભેટ આપી દીધી. દાસીને થયું કે ભરદરબારમાં જો પોતે રાણી સાહેબની આપેલી ભેટ ઓઢીને જશે તો પોતાનો મરતબો એકદમ વધી જશે. રાણી સાહેબ તો અમીર માણસ કહેવાય. જરાક ધોઇ નાંખીયે તો વધારાના રંગની ઝણ ધોવાઇ જાય.

દાસી ઉતાવળે રંગ ધોવા ગઈ. એણે રંગ ધોયો ને એની આંખો ચમકી ગઈ. ઉપરનો વાદળી રંગ આખો ઉતરી ગયો ને વાદળી રંગને બદલે મેઘધનુષના રંગ ક્રમનો બીજો રંગ ગુલાબી રંગ ખીલી નીકળ્યો.

દાસી દોડી ને એણે રાણીસાહેબને ચૂંદડીના રંગ પરિવર્તનની કૌતુક કથા કહી. રાણીએ ચૂંદડી હાથમાં લીધી. ખરે જ ગુલાબી રંગ બહુ મનોહર હતો. પણ એય જરા હાથે ચોંટતો તો હતો.

દાસી ફરીને ધોવા ગઇ. ને ચૂંદડી ઉપરથી ગુલાબી રંગ ઉતરી ગયો. ને મેઘધનુષના રંગક્રમનો ચોથો રંગ ખીલતો લીલો રંગ નીકળ્યો.

આ અજબ રંગ કરામતથી રાણીને નવાઇ લાગી. એણે ચૂંદડી ફરીને ધોવરાવી. ને લીલો રંગ નીતરી જતાં ચૂંદડી ઉપર પાંચમો રંગ પીળો રંગ નીકળ્યો.

ફરીને ચૂંદડી ધોવાઇ. ને ધનુષના રંગક્રમનો છઠ્ઠો રંગ કેસરી રંગ નીકળ્યો. છઠ્ઠીવાર ચૂંદડી ધોવાઈ ને રંગ ક્રમનો છેલ્લો રંગ

લાલ રંગ આવ્યો. ને સાતમીવાર જ્યારે ચૂંદડી ધોવાઇ ત્યારે લાલ નીતરી ગયો ને ચૂંદડીનું પાન અસલ હતું તેવું સફેદ રંગનું બન્યું.

તદ્દન અસલ જેવું પણ નહિ, કેમકે સફેદ પાનની વચમાં આછા કાળા રંગની ભાત હતી.

રાણીએ એ ભાત જોઇ. એ ભાત નહોતી પણ અક્ષરો હતા. ફીરંગી ભાષામાં રાણી સાહેબને અરજી હતી.

એ અરજીમાં જેઠીબાઇએ રાણીસાહેબના રંક પ્રજાજનને દાવે રાણીસાહેબના કદમમાં હીંદના પ્રજાજનોની હાડમારીની વીતક-આલેખી હતી. અંતમાં જેઠીબાઇએ લખ્યું હતું:

'આ શુભ દિવસે બધા જ આપને ભેટ આપતા હશે. પણ હું દૂર દરિયાપાર વસેલી આપની ગરીબ રૈયત આપની પાસે આજ ભેટ માગું છું. મારા દેશના ભાઇ બ્હેનોને ન્યાય આપો! અમને ન્યાય આપવામાં આપનો ઇશ્વર નારાજ નહિ થાય."

અરજીની સાદી ભાષા, અરજી કરનારનું ચાતુર્ય, અરજી કરનારે પોતાની હીંમત ઉપર પાથરેલો પોતાની અજબ કારીગરીનો બુરખો ...રાણીનું દિલ દ્રવી ઉઠ્યું.

ને દરબારમાં જ્યારે રાજાએ એને મહામૂલ ઝવેરાત બક્ષીસ આપ્યાં ત્યારે એણે એ બક્ષીસ નકારીને કહ્યું: 'સ્વામી! મહારાજ! આજે મને રીઝવવી જ હોય તો માત્ર એકજ બક્ષીસ આપો! દરિયાપાર વસતિ મારી હિન્દની પ્રજાને ન્યાય આપો!'

તાબડતોબ ફીરંગીઓના પાટનગરથી ફરમાન છૂટ્યું. એ શાહી ફરમાનનું નામ 'પાનરે જેડી'-જેઠીબાઇની ચૂંદડી. એ ફરમાન પ્રમાણે પોર્ચુંગલની હિન્દી પ્રજા માત્રને ધર્મ, કોમના ભેદભાવ સિવાય સર્વ કોઇ વાતમાં ફીરંગી પ્રજાજન જેટલા જ સમાન અધિકારો આપવામાં આવ્યા.

ને બીજી રીતે પણ રાજા રાણીએ જેઠીબાઇનું બહુમાન કર્યું.

પરદેશી ચડાઇખોરોની વસાહતોમાં મૂળ વતનીઓને પણ ચડાઇખોરો જેટલા જ સમાન પ્રજા-અધિકારોની વાત 'પાનરે જેડી'ના પ્રસંગ પછી સર્વસ્વીકૃત બની. ફીરંગી પછીના સર્વ પરદેશી ચડાઇખોરોએ એ સિદ્ધાન્તને સ્વીકાર્યો છે. એ સ્વીકારના મૂળમાં સમગ્ર પ્રજાના પ્રજા-બળ કરતાં એક જુવાન ખત્રીની છોકરીની કારીગરીની કરામત ઉભી છે એનો ખ્યાલ ઘણાને નહિ હોય.

[ 'વંદેમાતરમ્'માંથી ]

---

લડાઈ કેમ શરૂ થાય !

પુત્ર : બાપા, આ મોટી મોટી લડાઇઓ કેમ શરૂ થતી હશે !

પિતા : જો સાંભળ, ધારો કે અમેરિકા ઇંગ્લેંડ સામે યુદ્ધમાં ઉતરે તો......

માતા : પણ અમેરિકા કોઇ દિવસ ઇંગ્લેંડ સામે યુદ્ધમાં ઉતરે જ નહિ !

પિતા : પણ ધારો કે ઉતરે તો !

માતા : અરે પણ ઉતરે જ નહિ ને !

પુત્ર : બાપા, હવે મને ખબર પડી કે લડાઇ કેમ શરૂ થાય !

# સંતાનોત્પત્તિ અને બાળઉછેર વિષે આપણી મનોદશા

લેખક : ડૉ. એ. એચ. પટેલ, ડી. પી. એચ.

આપણા દેશમાં કેટલાક અગત્યના સાંસારીક અને સામાજીક પ્રશ્નોનો ઉકેલ નસીબ અને રૂઢી ઉપર છોડી દેવામાં આવે છે અને તેમાં સાધારણ સમજ અને બુદ્ધિને સ્થાન હોતું નથી. સંતાનોત્પત્તિના વિષયમાં આપણી એવી માન્યતા છે કે અમુક સ્ત્રી અને પુરૂષ પરણે એટલે તેમને સંતાનોત્પત્તિ થાય જ અને ઇશ્વરે નિર્માણ કર્યાં હશે તેટલાં અથવા નસીબમાં લખાયલાં હશે તેટલાં બાળકો થશે જ. આવી માન્યતાને લીધે સન્તાનોત્પતિ અમુક મર્યાદામાં અથવા અમુક વર્ષને અંતરે થવી જોઇએ એવી જો કોઇ દલીલ કરે તો તેને હસી કાઢવામાં આવે છે.

આપણા દેશમાં ઉત્પન્ન થતાં કોઇપણ બાળકનો, તેના ગર્ભાધાનથી તે મોટી ઉમરનું થાય ત્યાં સુધીનો તેનો ઇતિહાસ જો વૈદકીય દષ્ટિથી તપાસો તો માલુમ પડશે કે આ દેશમાં ઉત્પન્ન થતાં દર સો બાળકમાંથી લગભગ ૯૫ ટકાને દરેક જાતના અન્યાય થાય છે. દલીલ ખાતર ધારો કે એક બાળકના આત્માને તે અમુક સ્ત્રીના ગર્ભમાં દાખલ થાય તે અગાઉ પૂછવામાં આવે કે તારે અમુક માબાપને પેટે જન્મ લેવો છે કે કેમ અને જો આવા બાળકના આત્માને વાચા હોય અને વિચાર કરવાની શક્તિ હોય તો તે અમુક સ્ત્રી-પુરૂષની વિષયવાસનાના આકસ્મિક પરિણામરૂપ ગમે ત્યારે, ગમે તેને પેટે અને ગમે તેવા અનિચ્છનીય સંયોગોમાં તે જન્મ ધારણ કરવાની સાફ ના પડશે.

સુપ્રજા-જનનશાસ્ત્ર અને વૈદકશાસ્ત્ર આપણને કહે છે કે નીચે વર્ણવેલા બાળકના જન્મસિદ્ધ હક છે અને તે દરેક બાળકને મળવા જ જોઇએ:—

૧. બાળકના જન્મતા અગાઉ જ્યાં સુધી તે તેની માતાના ગર્ભમાં હોય ત્યારે તેની અને માતાની યોગ્ય માવજત થવી જોઇએ અને બન્નેની યોગ્ય સંભાળ લેવાવી જોઇએ. બન્નેને સારી રીતે પોષણ મળે અને જન્મ્યા પછી બાળક દરેક જાતના રોગો સામે ટક્કર ઝીલવા શક્તિમાન થાય તેટલા ખાતર તેની માતાની સંપૂર્ણ સંભાળ લેવાવી જોઇએ. તેને ઋતુ અનુસાર કપડાં, પૌષ્ટિક ખોરાક અને જીંદગીના બીજા સુખનાં સાધનો મળવાં જોઇએ જેથી ગર્ભમાંનાં બાળકનો સંપૂર્ણ વિકાસ થાય. વધારામાં જે સ્ત્રીના પેટમાં બાળક ગર્ભરૂપે રહે છે તે સ્ત્રીની ગર્ભવતી તરીકેની નવ માસની જીંદગી હોંશિયાર અને અનુભવી ડૉક્ટરની દેખરેખ નીચે પસાર થવી જોઇએ.

૨. બાળકનો જન્મ અનુકુળ સંયોગો, સ્વચ્છ અને સાધનોથી ભરપુર મકાનમાં ડૉક્ટરી દેખરેખ નીચે થવો જોઇએ.

૩. બાળકના જન્મ્યા પછી તેની અને તેની માતાની યોગ્ય સંભાળ અનુભવી અને નિષ્ણાત ડૉક્ટરોથી લેવાવી જોઇએ. બાળકની માતાને પૌષ્ટિક ખોરાક પુરતા પ્રમાણમાં મળવો જોઇએ જેથી કરીને તેનું દુધ નિરોગી અને પોષક બને અને પુરતા જથામાં ઉત્પન્ન થાય જેથી બાળક સારી રીતે ઉછરી શકે, શક્તિવાન અને નિરોગી બને ઉપરાંત બાળક અને તેની માતાને ઋતુ અનુકુળ કપડાં ખુલ્લી હવાવાળું મકાન અને જીવનને સુખી અને તંદુરસ્ત બનાવવાનાં સઘળાં સાધનો મળવાં જોઇએ.

૪. બાળક મોટું થાય ત્યારે તે એ લાયક અને સ્વદેશાભિમાની શહેરી બની શકે તેની

તેને કેળવણી યોગ્ય સંસ્થાઓ દ્વારા મફત મળવી જોઇએ.

અહિં જણાવવું જરૂરી છે કે ઉપરની વસ્તુઓ બાળકને તેના જન્મસિદ્ધ હક તરીકે મળવી જોઇએ અને નહિ કે માબાપ અથવા રાજ્યકર્તાએ બતાવેલી મહેરબાની અને દયા તરીકે.

જે જે દેશોમાં ઉપર મુજબના બાળકના હક કબુલ કરવામાં આવ્યા છે તે દેશોમાં જો માબાપ, બાળકને ઉપર જણાવેલી બધી સગવડો ન આપી શકે તો તે સગવડો રાજ્ય તરફથી મફત પુરી પાડવામાં આવે છે. આવું જે દેશમાં બન્યું છે ત્યાં બાળમરણ પ્રમાણ અને સ્ત્રીઓનું પ્રસુતિમાં મરણ પ્રમાણ ઘણું જ ઓછું થઇ ગયું છે અને તે દેશની પ્રજાની શારીરિક અને માનસિક સ્થિતિ પણ સુધરતી ગઇ છે અને ત્યાંની પ્રજાનું સરેરાશ આયુષ્યનું પ્રમાણ પણ વધી ગયું છે.

હવે નસીબને આધારે અથવા કહેવાતી ઇશ્વર ઇચ્છાનુસાર સંતતિ પેદા કરનાર અને તે જ મન્તવ્ય મુજબ બાળકોને ઉછેરનાર આપણા દેશવાસીઓની શું સ્થિતિ થાય છે તે આપણે તપાસીએ.

આ દેશમાં બાળકોનું જન્મ પ્રમાણ પશ્ચિમના દેશો કરતાં ઘણું વધારે છે તેવું જ મનુષ્યોનું મરણ પ્રમાણ પણ વધારે છે. બાળકોનું મરણ પ્રમાણ પણ બીજા દેશો કરતાં ઘણું વધારે છે. મરણ પ્રમાણ અને અને ગરીબાઇને સીધો સંબંધ છે. મોટું મરણ અને જન્મ પ્રમાણ કુટુંબનો આર્થિક બોજો વધવાથી કુટુંબના માણસોને પુરતું ખાવાનું અને યોગ્ય કેળવણી મળતી નથી અને તેને લીધે કુટુંબની આર્થિક તેમ જ નૈતિક અને સમાજીક અધોગતિ થાય છે. આ કારણસર દેશનું જન્મપ્રમાણ ઘટાડવા દરેક દંપતિએ યત્ન કરવો જોઇએ. જન્મપ્રમાણ ઘટવાથી મરણ પ્રમાણ આપોઆપ ઘટશે. જન્મ પ્રમાણ ઘટાડવાનો આદર્શ ઉપાય બ્રહ્મચર્ય છે. પરંતુ જે લોકો આ આદર્શને અનુસરવા અશક્ત હોય તેમણે કૃત્રીમ ઉપાયથી પણ જન્મ પ્રમાણ ઘટાડવું જોઇએ. આમ કરવામાં પાપ, અનિતી કે અધર્મ જેવું કાંઈ નથી. અને છે તો પણ તે વધારે પડતાં સંતાનો ઉત્પન્ન કરી તેમને યોગ્ય ખોરાક, માવજત, અને કેળવણી ન આપવી તેનાં કરતાં ઓછું પાપ, અનિતી અને અધર્મ છે. સંતાનોત્પતિ અને બાળઉછેરને સીધો સંબંધ હોવાથી, સંતતિ-નિયમન વિષે આટલું લખ્યા પછી બાળઉછેર વિષેની આપણા અંધ માન્યતા વિષે હવે લખવામાં આવે છે.

આ દેશમાં બાળક જન્મે છે ત્યારથી જ તેને આપણી અંધ માન્યતા અને શ્રદ્ધાનો લાભ મળે છે

બાળકનો જન્મ ખુલ્લી હવા ઉજાશવાળા ઓરડામાં સ્વચ્છ કપડાં, સ્વચ્છ બાસણ, પથારી ચાદર ખાટલો અને જરૂર વૈદકીય સાધનો વડે થવો જોઇએ તેને બદલે તેનો જન્મ કેવા સંયોગોમાં થાય છે તે આપણે બધા જાણીએ છીએ. એમ દલીલ કરવામાં આવશે કે મોટા શહેરોમાં તો હવે હોસ્પીટલોમાં પ્રસુતિ થાય છે પણ હોસ્પીટલોમાં જન્મેલા બાળકોની સંખ્યા સેંકડે પચાસ ટકા જેટલી મુંબઇમાં છે, અમદાવાદ સુરત વગેરે શહેરોમાં ફક્ત ૨૫ ટકા જ છે જ્યારે ગામડામાં અને બીજા નાના શહેરોમાં તો ૯૯ ટકા બાળકો ઘરમાં કપરા સંયોગો, નજીવા સાધનો અને વૈદકીય સારવાર વગર જ જન્મે છે. કેળવાયલા લોકો વધારે નહિ તો, પ્રસુતિ કરાવવામાં નિષ્ણાત મીડવાઇફને પ્રસુતિ વખતે બોલાવે તો પણ બાળકોનું મરણ પ્રમાણ ઓછું થાય.

આ દેશમાં પ્રસુતિમાં થતી અયોગ્ય સારવારને લીધે દર હજાર જન્મે (    ) બાળકો તરત જ મરણ પામે છે. દર હજાર પ્રસુતિએ (    ) સ્ત્રીઓ મરણ પામે છે અને દર સો પ્રસુતિએ ઓછામાં ઓછી દસ ટકાને અયોગ્ય માવજતને લીધે અનેક રોગો જેવા કે સુવા રોગ, એનીમીયા, કમરનો ચાલુ દુઃખાવો અને જીર્ણતાવ લાગુ પડે છે.

જન્મ પછી બાળકનો કુદરતી ખોરાક તેની માતાનું દુધ આવે ત્યાંસુધી બાળકને ગ્લુકોઝ અથવા સ્વચ્છ ગોળનું પાણી આપવું જોઇએ. સ્વચ્છતાની ગોળ સીવાય અન્ય કોઇ વસ્તુ નાખવી ન જોઇએ. પ્રસુતિ પછી તરત જ સ્ત્રીને સ્તનમાંથી ચિકણો દુધ જેવો પદાર્થ નીકળે છે તે કુદરતે ઇરાદા પૂર્વક તૈયાર કરેલો પદાર્થ છે. બાળકને આ પદાર્થ પીવા મળવાથી પેટની અંદરના મળ જલદી નીકળી જાય છે. વળી જન્મ પછી બાળકને માતાના સ્તને વળગાડવાથી કુદરતી રીતે દુધની ઉત્પત્તિને ઉત્તેજન મળે છે.' માટે આ બાબતમાં જે કાંઇ માન્યતા હોય તે કાઢી નાખવી જોઇએ.

બાળકને કાજળ આંજવાથી આંખો સારી રહે તે માન્યતા પણ ખરી નથી. ઉલટું જે કાજળ બેદરકારી ભરેલી રીતે બનાવ્યું હોય, ઉઘાડું પડી રહ્યું હોય તો તેમાં જંતુઓ દાખલ થઇ બાળકને નુકશાન કરે છે. કાજળ બનાવવામાં વપરાતા પદાર્થો આંખને ફાયદો જ કરે છે તે વૈદકીય રીતે પુરવાર થયું નથી. જન્મ પછી તરત જ બાળકની આંખ સ્વચ્છ રૂના પોતાથી બોરીક એસીડના લોશનથી ધોવી જોઇએ. આ રીત તદ્દન બીન ખર્ચાળ અને સલામત છે. બાળકને કાજળ આંજતા તેની આંખોની આસપાસ કાળા લેપડા કરવામાં આવે છે. તેનાથી બાળક કદરૂપુ લાગે છે તે ઉપરાંત ચીકાસવાળા કાજળ ઉપર માખીઓ બેસે છે અને ધૂળ ચોંટે છે અને તેને લીધે બાળકની આંખો આવે છે. કાજળ આંખમાં આંજવા ઉપરાંત તેનાં ટપકાં કાન અને ગાલ ઉપર બાળકને નજર ન લાગે તેટલા માટે કરવામાં આવે છે. આ પ્રથામાં અજ્ઞાન અને અંધ શ્રદ્ધા સિવાય કાંઇ નથી. કુદરતી રીતે જ સુંદર દેખાતા બાળકને આવી રીતે બદસુરત કરવાનો માબાપને જરા પણ હક નથી. બાળકમાં જો શક્તિ અને સમજણ હોત તો તે જરૂર પોતાનું મોં ધોઇ નાંખશે.

( અપૂર્ણ )

# ચિત્રા

### કવિવર્ય રવિન્દ્રનાથ ટાગોર કૃત એકાંકી નાટિકા

અનુવાદક : શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી. એ.

[ જુન અંકના પાન ૧૮૪ થી ચાલુ ]

## દ્રશ્ય આઠમું

**પાત્રો :** ગ્રામ્યજનો. અર્જુન. પાછળથી ચિત્રા.

**ગ્રામ્યજનો :** હવે કોણ અમારું રક્ષણ કરશે ?

**અર્જુન :** કેમ, શું થયું ? કોનો ભય તમને ડરાવી રહ્યો છે ?

**ગ્રામ્યજનો :** પર્વતમાંથી આવતા પૂરની પેઠે, બહારવટિયાઓનું ધાડું ઉત્તર પર્વતોમાંથી અમારાં ગામનો નાશ કરવા આ તરફ નીકળી આવ્યું છે.

**અર્જુન :** આ રાજ્યમાં શું કોઇ તમારું રક્ષક નથી.

**ગ્રામ્યજનો :** સર્વ દુષ્ટોને દમન કરવાવાળી માત્ર રાજકુમારી ચિત્રાંગદા હતી–જ્યાં સુધી તે આ સુખી ભૂમિ પર હતી, ત્યાં સુધી અમને નૈસર્ગિક મૃત્યુ ભય સિવાય, બીજી કોઇ ભીતિ કે ઉપાધિ ન હતી. હમણાં તો તે યાત્રાએ ગઇ છે, અને તેની શોધ ક્યાં કરવી તે કોઇ જાણતું નથી.

**અર્જુન :** શું આ દેશની સંરક્ષક એક સ્ત્રી છે ?

**ગ્રામ્યજનો :** જી, હા, એક જ દેહે, એ અમારા રાજમાતા અને રાજપિતા છે.

[ પ્રયાણ, ચિત્રા પ્રવેશ કરે છે ]

**ચિત્રા :** આમ એકાંતમાં એકલા કેમ બેસી રહ્યા છો ?

**અર્જુન :** રાજકુમારી ચિત્રાંગદા કેવી સ્ત્રી હશે–એ સંબંધી હું કલ્પના કરી રહ્યો છું. ભાતભાતના માણસો પાસેથી હું તેના સંબંધમાં અનેક નવી નવી વાતો સાંભળું છું. તે કેવી હશે વારુ ?

**ચિત્રા :** પણ, તે રૂપસુંદરી નથી. તેને મારા જેવી મનોહર આંખો, અને કાળસમી કાળી ભમ્મર નથી. મનથી નક્કી કરેલા લક્ષ્યને તે બરોબર વીંધી શકે છે પરંતુ અમારા વીર હૃદયને તે વીંધી શક્તી નથી.

**અર્જુન :** પરંતુ મેં તો સાંભળ્યું છે કે પરાક્રમમાં તે પુરૂષ સમોવડી છે, અને સુકોમળતામાં સ્ત્રી સમાન છે.

**ચિત્રા :** ત્યારે તો એજ એનું સૌથી મહાન દુર્ભાગ્ય છે. જો સ્ત્રી એ માત્ર સ્ત્રીજ બની રહે; પોતાનાં સ્મિત, સુહાસ, વિભ્રમ–વિલાસ, અશ્રુ–વિલાપ, સેવા–સુહાગ અને આલિંગનાદિ અભિનય ચેષ્ટાઓ દ્વારા તે પુરૂષના હૃદયની આસપાસ વિંટળાઇ રહે તો જ તે સુખી થાય છે. જ્ઞાન–વિદ્યા અને ઇતર મહાન સિદ્ધિઓની એને શી ઉપયોગિતા ? નિર્જન વનવાટે આવેલા શિવાલયના ચોગાનમાં જો તમે તેને ગઇ કાલે જ જોવા પામ્યા હોત તો તમે તેની તરફ નજર નાખવાની પણ દરકાર કર્યા વિના, પસાર થઇ ગયા હોત.. પણ શું તમને સ્ત્રી સૌન્દર્ય માટે આટલો બધો અભાવ–ઉત્પન્ન થયો છે કે તમે તે સ્ત્રીમાં પૌરૂષત્વની અપેક્ષા કરી રહ્યા છો ? પ્રિયતમ ! પધારો, બુદબુદ થતા તરંગિત શીતલ જલધરાના સીંચન વડે ભીંજાયલા હરિયાળાં પર્ણોથી મેં આપના માટે,

રાત્રિ જેવી ઘોર ગુહામાં મધ્યાન્હ-શય્યા ( Noonday ) બીછાવી છે. શ્યામ, સ્નિગ્ધ, જલાર્દ્ર શિલા પટ પર ગાઢ જામેલ મૃદુ લીલી સેવાર ( Mosses ) આપની આંખોને નિદ્રાધીન કરવા ચૂમી રહી છે. ચાલો, હું તમને એ સ્થળે લઇ જઉં.

**અર્જુન** : આજે નહિ, પ્રિયે.

**ચિત્રા** : આજે કેમ નહિ ?

**અર્જુન** : બહારવટિઓનું ટોળું શહેરમાં છેક નજીક આવી રહ્યાના મેં સમાચાર સાંભળ્યા છે, મારે ચોક્કસ જવું જ જોઇએ, અને ભયસંત્રસ્ત થયેલી આમજનતાનું સંરક્ષણ કરવા મારે મારાં આયુધો તૈયાર કરવાં જોઇએ.

**ચિત્રા** : તેમના માટે ભય કે ચિંતા રાખવાની તમારે કાંઇ જ જરૂર નથી. યાત્રા માટે પ્રયાણ કરતાં અગાઉથી જ, રાજકુમારી ચિત્રાએ સરહદના સર્વ રસ્તાઓ પર મજબુત સંરક્ષકો મૂકી બંદોબસ્ત કરી દીધેલો છે.

**અર્જુન** : તો પણ મને જવાને અનુમતિ આપ કે હું અલ્પ સમયમાં જ મારા ક્ષત્રિયના કર્તવ્યનું પરિપાલન કરૂં. ઘણા વખતથી આળસુ બની રહેલી મારી આ ભુજાઓને હું નવીન કીર્તિગૌરવથી અલંકૃત કરી દર્શશ, અને પછી એ તારા મસ્તક નીચે મૂકવાને યોગ્ય ઉપધાન (ઓસિકું) બની રહેશે.

**ચિત્રા** : હું તમને જવા અનુજ્ઞા ન આપું, ને મારા બાહુપાશમાં જકડી રાખું તો ? તો શું તમે બળજબરીથી બંધનમુક્ત થઇ મને ત્યજી ચાલ્યા જશો ? તો જાઓ, ભલે ! પરંતુ એક વાત લક્ષ્યમાં રાખશો કે એક વખત વેલ (liana) તૂટી એ તૂટી; બે ભાગ પડી ગયા પછી તે ફરીથી સંધાવી મુશ્કેલ છે તમારી તૃષા છીપી ગઇ હોય, તો જાઓ; પણ જો તમે અતૃપ્ત જ હો તો યાદ રાખજો કે સુખદેવી ચંચલ છે અને તે કોઇની રાહ જોતી બેસી રહેતી નથી. પ્રાણનાથ ! જરા અહીં બેસો. મને કહો, કયા બેચેની વિચારો તમને સતાવી રહ્યા છે ? કોણે તમારા મન પર આજે સ્વામિત્વ મેળવ્યું છે ? તમારૂં ચિત્ત ચોરનાર ચિત્રા છે ?

**અર્જુન** : હા, તે ચિત્રા છે. મને આશ્ચર્ય થાય છે કે કયા વ્રતની સિદ્ધિ માટે તે યાત્રાએ નીકળી હશે ? તેને શાની જરૂર પડી હોવી જોઇએ ?

**ચિત્રા** : તેને શાની જરૂર ? કેમકે એ અભાગિની નારી પાસે કદી હતું પણ શું ? તેના ગુણો જ કેદખાનાની દિવાલો સમા છે, જે તેના સ્ત્રીહૃદયને ખાલી કાચલામાં બંધનમાં જકડી રાખે છે. તે બહુ દુર્ગમ અને વિચિત્ર છે, વળી અતૃપ્ત છે. તેના સ્ત્રીસહજ પ્રેમને ચીંથરાં પહેરી સંતોષ માનવો પડે છે. સૌન્દર્યથી એ વંચિત રહી છે. તે તો, શ્યામ મેઘથી કુંઠિત થયેલી પ્રભા વાળી, કોઇ શિલાયુક્ત ગિરિશૃંગ પર બેઠેલી નિરુલ્લાસ-નિષ્પ્રભ ઉષા સમી છે. એના જીવન સંબંધમાં મને કાંઇ પૂછશો નહિ. એની કથા કોઇ પુરૂષના કર્ણને કદિ પ્રિય નહિ લાગે.

**અર્જુન** : તેના સંબંધમાં હું સંપૂર્ણ હકીકત જાણવા ઉત્સુક બન્યો છું. હું તો મધ્યરાત્રીએ કોઇ અજાણ્યા શહેરમાં આવી ચઢેલા મુસાફર જેવો છું, ઘુમ્મટો, બુરજો અને વિપિન વૃક્ષો સૌ ઝાંખા અને છાયાભૂત જણાય છે, તથા સાગરની ઘેરી આર્તગર્જનાનો નાદ નિદ્રાની અગાધ પ્રશાંતિમાંથી યોગ્યપણે પસાર થઇને આવતો લાગે છે. પોતાના સઘળા ચિત્ર-વિચિત્ર આશ્ચર્યો વ્યક્ત કરવાને; તે અતિ ઉત્સુકતા પૂર્વક પ્રભાતની પ્રતીક્ષા કરી રહ્યો છે અહા, તેની સઘળી હકીકત તું મને કહે.

**ચિત્રા** : હવે વિશેષ શું કહેવાનું રહ્યું છે તે હું કહું ?

**અર્જુન** : મને એમ લાગે છે કે હું

ચિત્રાને મારા માનસિક ચક્ષુથી જોઇ રહ્યો છું. કે શ્વેત અશ્વ પર સ્વાર બની, વામ-હસ્તમાં અદબભરી રીતે લગામ પકડીને, જમણા હાથમાં ધનુષ્ય ધારણ કરતી તે વિજયદેવી ( Goddess of Victory ) શી શોભતી તેની આસપાસ ઉલ્લાસ અને આશા પુષ્પો વેરી રહી છે. સાવધાન રહેતી સિંહણની માફક તે પ્રદિપ્ત પ્રેમથી રક્ષણ કરી રહી છે. એ વીર રમણીની બન્ને ભૂજાઓ-( કંકણ વલય કે કોઇ આભૂષણથી) અલંકૃત નહિ હોવા છતાં. અમર્યાદિત બલ-વિક્રમ વડે સોહામણી દિસે છે ! શિશિરની ચિરગાધ નિદ્રામાંથી જાગ્રત થયેલા ભુજંગની માફક મારું હૃદય અશાન્ત બનતું જાય છે, સુન્દરી ! એ પ્રકાશગ્રહો જેમ અવકાશમાંથી વેગભરી ગતિ કરે તેમ, ચાલ, આપણે બન્ને સાથે સાથે ચંચલ ઘોડાઓને દોડાવી મૂકીએ. આપણે આ કુન્દ વાતાવરણના વર્તુળમાંથી બહાર નીકળી જઇએ; તીવ્ર ગન્ધની મદિરાથી નિદ્રાનું ઘોર ઘેન પાયું હોય એવા આ અરણ્યના-શ્વાસ રોધી લે એવા આ વનના-નિબિડ અંધ અંતરિય ભાગમાંથી આપણે બન્ને બહાર નીકળી જઇએ.

**ચિત્રા :** અર્જુન ! મને સાચું કહો; હું જાણે કોઈ જાદુથી આ વિલાસી લાવણ્ય, ઋજુતાથી, અને જગતના આરોગ્યપ્રદ પૌરૂપ સ્પર્શથી છટકવા મથતી આ નિર્માલ્ય સૌન્દર્ય પ્રભાથી એકદમ અત્યારે મારી જાતને મુક્ત કરૂં, અને ઉછીનાં પરાયાં વસ્ત્રોની જેમ હું તેને મારા દેહ પરથી દૂર કરી ફેંકી દઉં-તો શું તમે તે સહન કરી શકશો ? આલિંગનાદિ સ્ત્રીસહજ નિર્બળતાની કપટ-કલા અને કામિની કૌશલ્યને તિલાંજલી આપી સાહસપૂર્ણ હૃદયના ધબકારાસહ સબળ સામી જો હું ઊભી રહું, તથા લચી પડેલી લતાની પેઠે રહેજ પણ ધૂળમાં નહિ ઢસડાતાં, કોઇ ઉંચા તેજસ્વી અને તરૂણ ગિરિતરૂ-ફર ( fir ) પેઠે મારૂં શિર સમુન્નત રાખું તો હું શું પુરૂષની આંખોની આકર્ષણનું કેન્દ્ર બની શકીશ ? ના, ના, તમે જ તે સહન કરી નહિ શકો. બહેતર છે કે હું મારી આસપાસ અસ્થિર યૌવનનાં સઘળાં લલિત ક્રીડા સાધનો પાથરી રાખું; અને ધૈર્ય ધારણ કરી તમારી રાહ જોયાં કરૂં. જ્યારે તમને પાછા આવવાની ઇચ્છા થાય, ત્યારે હું તમારે માટે, હસતા મુખે, આ લાવણ્ય લલિત દેહપાત્રમાં આનંદ અમૃત રેડીશ; જ્યારે એ મધુરસથી તમે પરિતૃપ્ત થાઓ, એ આનંદપેયથી કંટાળો ત્યારે તમે તમારા કાર્ય અથવા ક્રીડા માટે જઈ શકો છો. અને હું જ્યારે વૃદ્ધ થાઉં ત્યારે મારે માટે જે ખૂણા જેટલી જગ્યા રહી હશે તેનો હું સાભાર વિનમ્રભાવે સ્વીકાર કરીશ. જો રાત્રિ સમયની સહચરી દિવસની ભાગીદાર બને, અને ભારે ઉદાત્ત જમણા હાથના ભારમાં ડાબો હાથ ભાગ પડાવતાં શીખે-( બન્ને હાથ અથવા તો સ્ત્રી પુરૂષને સાથ આપે )-તો તમારા જેવા વીર હૃદયને એ રૂચિકર લાગશે !

**અર્જુન :** સાચા સ્વરૂપે હું તેને કદી ઓળખતો લાગતો નથી. તું તો મને કોઇ સુવર્ણ પ્રતિમામાં છુપાઇ રહેલી દેવી સમી લાગે છે. તારી અમૂલ્ય કૃપાઓનો અયોચિત બદલો હું વાળી શકતો નથી-તને સ્પર્શી શકતો પણ નથી. આમ મારો પ્રેમ અપૂર્ણ રહે છે. કેટલીકવાર તારી ' ગમગીન દૃષ્ટિના માર્મિક ઊંડાણમાં પોતાના અર્થસો ઉપહાસ કરતા હોય એવા તારા રમુજી શબ્દોમાં, મને સ્મિતના બાષ્પ ભર્યાં આવરણમાંથી દુઃખની વિશદ જ્વાળામાં નીકળતા, દેહલાવણ્યની વિલાસયુક્ત લાલિત્યને વિદારવા મથન કરતી

[ અનુસંધાન પૃ. ૨૪૩ને છેડે ]



## [૧] ભૂતકાળની ભીતરમાં

કાઠીયાવાડનાં થરડાખેંરડીનાં પ્રદેશમાં વાછડદાદા નામે પાળીયો પૂજાય છે. અને તેને લીધે તે પ્રદેશનું નામ વાછડદાદા છે. તેનું એટલું બધું માન છે કે પ્રત્યેક ઘોડેસ્વાર એ સ્થાને આવે કે થોડાક માઇલ ચાલેજ. આ વાછડદાદાનું આટલું બધું કેમ માન હશે એ જાણવાની જીજ્ઞાસા સ્વાભાવિક થાય. તેને માટે આપણે ભૂતકાળનો સૌરાષ્ટ્રનો ઇતિહાસ જોવો પડશે. જ્યારે ગૂર્જર-ભૂમિમાં અણહીલવાડ પતનનાં સોલંકી રાજવંશનો દિપક ઓલવાયો અને પ્રત્યેક રાજપુતો તથા ઠાકોરો નાનાં નાનાં ગામમાં જઇ વસ્યા ને વંશોની જુદી જુદી શાખાઓ થઇ. તે સમયે સોલંકીઓની પણ એક શાખા થઇ. સિદ્ધપુર અને અણહીલવાડનાં પતનને પાવન કરનારી પ્રાચીન સરસ્વતી ઉર્ફે કુંવરકા નદી કચ્છનાં રણસાગરને મળતી તે સ્થળનું નામ કોલ્લાપુર હતું. પણ તે રણસાગર સુકાઇ ગયું અને આ બંદરનું પતન થયું. પણ તે સ્થળનો મહિમા જનસમાજને ઘણો હતો એટલે તે પ્રદેશનું નામ કુંવર પાડ્યું. આ કુંવરને આંગણે મુસલમાન યુગમાં પણ એક રજપુતી સત્તા તપતી હતી. આ વંશ કયો હતો તેની ખાત્રી નથી પરંતુ તે રાજવીનાં કુંવરીના વિવાહ કાલરીનાં વત્સરાજ સોલંકી સાથે થએલા. લગ્નનો પ્રસંગ આવ્યો. અને કાલરીથી જાન આવી ને વરકન્યા પરણવા બેઠાં. રાજકુમાર તો ખૂબ ઉન્માદ ને ઉત્સાહમાં હતા. તેવામાં તેમણે દૂર ભયકર ચીચીયારીઓ સાંભળી. કુંવરગામ ઉપર કચ્છના આયર તૂટી પડ્યા ને ગામનો નાશ કરવા લાગ્યા. આ ચીચીયારીઓ તથા ભાટીનું ગીત ચોરીમાં સંભળાયું.

> " પોપટ પારેવાં તણી,
> રાણા રમતો મેલ્ય;
> ધણ આવ્યુ ધણેસર,
> વેગડ ના આવી વાછંરા. "

મંગળફેરા ફરતાં હજી ત્રીજો ફેરો પુરો થયો ન થયો ત્યાં તો સોળ વર્ષનો એ મિંઢળબંધો રાજકુમાર ગાયોની વહારે ધાયો, ને આયરોની પુંઠ પકડી. ચાર પાંચ ગાઉને છેટે આયરો પકડાયા. કમભાગ્યે એ ધિંગાણામાં આ બહાદુર વત્સરાજ મરાયા. તેથી કાલરી ને કુંવરનાં પ્રદેશોમાં હાહાકાર વર્તી રહ્યો. વત્સરાજ ( વચ્છ-રાજ—વાછરો ) સોલંકીની એ બેટમાં લોકોએ ઉત્તરક્રિયા કરી પાળીઓ રોપ્યો. તેની સાથે તેનો વફાદાર કુતરો પણ હતો આ બન્ને પાળીયા હજી આજ પણ મોજુદ છે. ને લોકો એ વછરાજને પૂજવા માંડયા. તે સમયથી વછરાજ ઉર્ફે વાછરોદાદો કહેવાયા. અને તેમના નામ ઉપરથી એ બેટ પણ વછરાજબેટ કહેવાવા લાગ્યો. વત્સરાજ ગાયોનું રક્ષણ કરતાં મરાયા એટલે ચારણ અને રબારીઓ જેનું જીવન ગાયભેંસ ઉપર નભે છે તેમણે પૂજા કરવા માંડી અને ત્યાં બધાજ પોતાના બાળકો સમા પ્રાણીઓની સારી ખોટી બાધા રાખતા ને નૈવેદ વગેરે કરી પુણ્ય મેળવતાં. આ સ્થળે કોમનો ભેદ નથી. હિન્દુ કે મુસલમાન બધાજ આ વાછડાદાદાની પૂજા કરે છે ને સિદ્ધિ મેળવે છે. આવું ઐક્ય ભૂતકાળમાં હતું. અને હજી આજે પણ દેશનાં કેટલાએ પ્રદેશમાં દેખાય છે. કોણ કહેશે કે હિન્દમાં કોમી ઐક્ય નથી ?

( ' કુમાર 'માંથી )

## [૨] જ્યોતની ઝાંખી

" પ્રભુ કેવળ હૃદયમાં સંભળાતાં શાંત અવાજમાંજ નથી પરંતુ અગ્નીમાં અને ઝંઝાવાતમાં પણ તે રહ્યો છે. "

× × ×

" વિનાશ જેટલો વધારે વ્યાપક તેટલી સર્જનની શક્યતાઓ પણ વધારે મુક્ત; પરંતુ ઘણી વખત વિનાશ દીર્ઘ મંદ અને દુઃખપૂર્ણ હોય છે અને સર્જનનું આગમન અતિમંદ ગતિવાળું તથા તેનો વિજય વિછિન્ન હોય છે. પણ હે સુવક ! તું નીરાશ ન થઇશ. પ્રભુનાં સંહાર અને સર્જનનાં હેતુનો વિચાર કર અને અદૃશ્ય ઉત્સાહથી ઉઠ જાગૃત થા અને આ સંસાર સાગરમાં તારું નાવ હંકે રાખ ને તારી ઇચ્છાશક્તિમાં દ્રઢ વિશ્વાસ રાખ. "

× × ×

" પ્રભુ પોતાની સૃષ્ટિને આટલી સખ્ત રીતે હથોડાથી શા માટે ટીપે છે ? શા માટે કણકની જેમ તેને ગુંદે છે; મસળે છે શા માટે તેને રૂધિરમાં સ્નાન કરવા અને ભઠ્ઠીની લાલ ધગધગતી આગમાં ધકેલે છે ? કારણ કે સામાન્ય માનવસમૂહ હજી સખ્ત; અપક્વ અશુદ્ધ કાચો ધાતુ છે જેને બીજી કોઇ પણ રીતે ઓગાળીને આકાર આપી શકાય તેમ નથી. જેવું ઉપાદાન તેવી જ તેની રીત છે. માનવ જાતિને પોતાનું વધારે ઉદ્દાત અને શુદ્ધતર ધાતુમાં રૂપાન્તર કરવામાં મદદ કરવા દો તો તેટલા પ્રમાણે તેની સાથેનો પ્રભુનો વ્યવહાર પણ વધૂ નરમ અને મધુરતર થશે. તેનો ઉપયોગ વધૂ ઉચ્ચતર અને વધૂ સુંદર થશે. "

× × ×

સંપૂર્ણ પૂર્ણતાનાં સર્વ પ્રકારોમાં મહાન વીર નરનો અને અસુરનો પણ કંઇક અંશ હોવો જોઇએ. પરંતુ સૌથી મહાન શક્તિ તો સૌથી મહાન મુશ્કેલીમાંથી જ જન્મે છે. "

---

## [૩] ઝયાં હાંડી ફાબ્ર

આપણાં ઘરની ભીંત કે મોભીયા પર કબાટનાં ખાના કે છત્રીમાં કવચીત ખીંટીએ લટકતાં કોટ ટોપીમાં માટીના ઘર બાંધતી ભમરીઓ; જાળનાં જાળાથી ઘરનાં ખૂણા ખોચરા ભરી દેતા કરોળીયા; ઓરડાનાં ભીંપણની સંધિમાંથી વખતે કવખતે ઉભરાતાં કીડ મંકોડ; આ બધું જન્મ્યા ત્યારથી જોતા આવ્યા છીએ અને જોઇશું: કાઢી સાફ કરીશું પણ તેનો કદીએ વિચાર કર્યો છે ! તેનો હેતુ ! આ જંતુ કયા ભાવ ઉપર કામ કરે છે ? અંધ પ્રેરણા કે ટેવને લીધે તે જીવન નિર્ગમન કરે છે ! આ કશાનો વિચાર સરખોએ કર્યો છે ! આનો પ્રથમ વિચાર સૂઝ્યો ઝંયાહારી ફાબ્રને. ફ્રાન્સના એ પ્રતિભાસંપન્ન કીટકવિદે આવો વિચાર કરવાની પ્રણાલિકા શરૂ કરી અને ચાળીસ વર્ષનાં સતત અભ્યાસને અને અવલોકને કીટસૃષ્ટિનાં માનસવ્યાપારોની સમસ્યા ઉકેલવા ભગીરથ પ્રયત્નો કર્યો.

ઇ. સ. ૧૮૨૩ માં ફ્રાન્સમાં રહોન નદીનાં ફળદ્રુપ પ્રદેશમાં ગરીબ માબાપને ઘેર એમનો જન્મ થયો હતો. વારસામાં ગરીબાઇ ને ભરવાડનું જીવન હતું. પણ નાનપણથી અવલોકનનો રસ ઉત્પન્ન થયો હતો. આસપાસ અજ્ઞાનના અંધકાર વચ્ચે પણ તેમનામાં જ્ઞાનની ચિનગારી પ્રગટી અને તેની જ્યોત અખંડ જલતી જ રહી. તેમને નિશાળમાં મૂકયા પરંતુ ત્યાં તેમનું ચિત્ત ચોંટ્યું નહિ. ને દસમે વર્ષે પોતાનું ગામ છોડી ધાર્મિક શાળામાં દાખલ થયા. ભણવાની સાથે શાળામાં નોકરી પણ કરતાં છતાં તેમનો અવલોકનનો શોખ અટકયો નહિ. તેમના રજાના દિવસો ખેતરો તળાવ વાવ કે નદી કિનારે ઝીણા જંતુઓનું અવલોકન કરવામાં જતાં. પરંતુ ગરીબાઇએ તેમનો કેડો મૂકયો નહિ. અને ૧૮૪૩ માં પૂર્ણ ધંધો શરૂ કર્યો ને શિક્ષક થયા. ત્યાં તેમણે રસાયનશાસ્ત્ર શિખવવા માંડયું અને લોકપ્રીય થયા. તેજ અરસામાં કોર્સિકાની પાઠશાળામાં રસાયનશાસ્ત્રનાં અધ્યાપક તરીકે એ આવ્યા. પ્રકૃતિએ જ્યાં છૂટે હાથે સુંદરતા વેરી છે એવા એજેયાઓનાના પ્રદેશમાં જતાં જ એને

પ્રકૃતિનાં અવલોકનનું વિશાળ ક્ષેત્ર મળી ગયું. તેઓ કહેતા 'જો મારે 'જ્ઞ' અને 'ક્ષ'ની ચિંતા ન હોત તો હું પ્રત્યેક ક્ષણ અવલોકનમાં જ ગાળત. આ સમયે તેમની ઉમ્મર ભાગ્યે જ સત્તાવીસ વર્ષની હતી છતાં તેમનો અદમ્ય ઉત્સાહ, ઉગતી જુવાની, પરિશ્રમ કરવાની ટેવ; નમ્ર વૃત્તિ, સાદું જીવન અને વિશાળ જ્ઞાન સામગ્રી; તથા એથીએ વિશાળ ભાવના ને વિચારશક્તિથી એમણે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું. છતાં ગરીબાઇ તેમને બહુ જ ગુંગળાવતી; એ દુઃખમાં સાહાય આપનાર તેમના આ વિચારો તથા વાંચન. ડુફુર નામના પ્રાણીશાસ્ત્રીનો લખેલો કીટકવિદ્યાનો એક નિબંધ સંગ્રહ. આ નિબંધોએ જીવનમાં પલ્ટો લીધો અને તેમણે પણ પુસ્તકો લખવા માંડયા. એમનાં મનથી કીટકસૃષ્ટિમાં કોઇ હલકુ કે તુચ્છ ન હતું. પ્રત્યેક જંતુને તે પોતાનું સમકક્ષ ગણતો. એમના સુખદુઃખ સમભાવે જોતા. એમની વેદના અને આનંદની લાગણીઓ સાક્ષાત સમજી અનુભવી શકતો. કાઇ તો આ કીટકો સાથે વાતો કરે આનંદ કરે અને વળી તેમને મદદ પણ કરે. આવી રામવૃત્તિને લીધે જ એ કિટકવૃન્દનાં ચમત્કારી જીવન આલેખી શક્યા છે. Soybenirs Entomo logique." આ નિબંધોને લીધે જ તેમની પ્રતિષ્ઠા ખૂબ વધી. અંગ્રેજ પ્રાણીવંશ વિશારદ ડાર્વિને એક પ્રથમ પંક્તિના વૈજ્ઞાનિક રૂપે અભિનંદન કર્યું. એમનાં શાસ્ત્રો અને એમની ગુરૂ પરંપરા એ જીવડા પોતે જ. એમાં જ એમને તો કવિત્વના કળાના ને જીવનના ચમકારા દેખાય છે. તેમણે કહ્યું કે જંતુનો શિકાર કરવાથી જીવનમાં રહસ્યો નહિ ઉકેલાય જીવતાં જ ઉકેલાશે. અને પોતે કહ્યું છે કે "હું જેમ જેમ વિચાર કરૂં છું તેમ તેમ મને તો આ બધા અદ્‌ભૂત વ્યાપાર પાછળ એક ચોક્કસ યોજના જ નજરે પડે છે. એ યોજનાની ઉત્પાદક બુદ્ધિ-શક્તિને ઇશ્વર કહોઃ વિશ્વનું આદિકરણ કહો કે બ્રહ્મ અથવા અજ્ઞેય તત્વ કહો." જાતે શ્રદ્ધાળુ હોવાથી એ શક્તિને શ્રધ્ધ ઈશ્વર નામે સંબોધે છે. કીટક વૃંદ રૂપે બ્રહદ ગ્રંથનાં પરિશીલનને અંતે આ સત્યનું દર્શન કર્યું. ૧૯૧૦ માં નેવુ વર્ષની વયે આવીન્યોમાં તેમની જયંતી ઉજવાઇ. ફ્રાન્સનાં પ્રજાસત્તાક રાજ્યનો પોકારે એમને અભીનંદન આપવા સ્વયં આવીન્યોમાં આવ્યા. દેશભરના વિદ્વાનો ને રાજપુરૂષો આવ્યા. વિશ્વની અને અનેકવિધ પરિષદોએ પોતાના પ્રતિનિધીઓ મોકલ્યા. માન-ચાંદનો વરસાદ વરસ્યો. તેનો જવાબ આપતાં એક બાળકની માફક તેમનું કોમળ હૈયું ભરાઇ આવ્યું. અને આખી સભા તેમની સાથે રડવા લાગી. ઝાંખી થતી આંખો અને લથડતાં શરીરે જીંદગીનો અવશેષ ભાગ પૂરો કરતાં ૧૧ મી ઓક્ટોબરનાં સાંજના ૭ વાગે પોતાની પ્રિયભૂમીને સદાને માટે છોડી એમના મૃત દેહને ખ્રીસ્તી વિધિથી પ્રાર્થના મંદીરની પવિત્ર ભૂમિમાં માન અને ભક્તિ પુરઃસર ભંડાર્યો.

જેને જીવનમાં ઝાઝી સગવડો મળતી નથી, ઉદર પોષણ અર્થે, આનંદ કે શાંતિની માત્રા સિવાય જેની આખી જીંદગી જીવન સંગ્રામમાં જાય છે, છતાં સુંદરતા, સત્ય અને જ્ઞાન માટે સે તલસે છે એવા ગરીબમાં ગરીબ અભ્યાસીને પણ ઘર આંગણે જોવાનું શોધવાનું ને વિચારવાનું મળે છે. એ બધુએ ખર્ચાળ સાધનો વિના એની પ્રેરણા અને માર્ગદર્શન કાર્ય અને દિગંગરસ્ટનનાં આવલોકનમાંથી મળી આવે છે. વળી ભૌતિક જીવનથી પર જઇ વિશ્વની સારાસારતાનો કે આદિકારણ અને અંત્ય વ્યવસ્થાનો વિચાર કરનાર માનવીની જીજ્ઞાસા પણ અવલોકનથી સંતોષાય છે.

એ મહાન વિજ્ઞાનિક આગળ માનવીના મનોવ્યાપારનો ઉકેલ કરનાર વીલીયમ જેમ્સ, ફ્રોઇડ, તથા બાલમાનસની ચિત્રલેખા મોન્ટેસોરી જેવાની હારમાં વિરાજતાં ફ્રાન્સનાં આ મહાન ટિકા વિદનીની અસાધારણ પ્રતિભા આગળ મેટરલીન્ક અને ડાર્વિન જેવાએ પણ ઋણ ભારથી શીર નમાવ્યું છે.

જ. ઉ. દે.



—ગઇ તા. ૨૯ મીએ સુરતમાં શ્રી. ઇન્દુમતી બ્હેન મ્હેતાએ "કમળાશંકર વ્યાખ્યાન માળાનું" આ વર્ષનું વ્યાખ્યાન 'આપણું રાસ સાહિત્ય' એ વિષય ઉપર આપ્યું હતું. વ્યાખ્યાનકારે આપણા રાસસાહિત્યની શરૂઆત પ્રાચીન સમયમાં થઇ ત્યારથી માંડીને અત્યારસુધીનો તેનો ઇતિહાસ રસિકરીતે દ્રષ્ટાન્તો અને વિવેચન સાથે આપ્યો હતો.

—અમદાવાદમાં ગઇ તા. ૨ થી ૬ સુધી દાદાભાઇની પોળમાં આરોગ્ય પ્રદર્શન યુવક સંઘ તરફથી ભરવામાં આવ્યું હતું. તે પ્રદર્શન તથા સમારંભ અંગે સ્ત્રીઓને માટે ખાસ સભા 'આરોગ્ય' ઉપર રાખી હતી તેનાં મુખ્ય વક્તા ઇન્દુમતી બ્હેન શેઠ હતાં. તેમણે શારિરિક માનસિક ને તે ઉપરાન્ત આધ્યાત્મિક આરોગ્યની વાતો પણ કરી હતી. શરીરની સાથે મનનો વિકાસ જરૂરી છે. અને આપણા ધર્મોમાં પણ આરોગ્ય પર ખૂબ ભાર મૂકાયો છે. આ પછી શ્રી. જયવતીબ્હેન દેસાઇ તથા પુષ્પાબ્હેન મ્હેતાએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતા. જયવતીબ્હેને કહ્યું કે આરોગ્યનાં પાઠો તો આપણે સૌથી પહેલી ચોપડીથી શીખતા આવ્યાં છીએ. અને જ્યાં જ્યાં સ્વચ્છતા સૌન્દર્ય ને આરોગ્ય છે ત્યાંજ પ્રભુનો વાસ છે. માટે પોતાનાં શરીરનું આરોગ્ય સાચવવું એ એક જાનની મોટી ફરજ જ છે. આ ઉપરાન્ત વ્યાયામ ઉપર ભાર મૂકાયો હતો. અને પ્રત્યેક બ્હેન વ્યાયામ લે અને શરીરને ખડતલ બનાવે. માત્ર નાજુકાઇમાં જ સૌન્દર્ય રહેલું નથી. સુદૃઢ અને સુયોગ્ય બાંધો એજ શારિરિક સૌન્દર્ય છે આ શરીરનો બાંધો મજબુત કરવો અને જીવનને ઉપયોગી બનાવવુ તે વધારે સારૂં છે. આજે દેશને તંદુરસ્ત બાળકોની જરૂર છે અને માતાઓ તંદુરસ્ત હશે તો જ તેમનાં બાળકો તંદુરસ્ત થશે. માટે બ્હેનોએ ખાસ ધ્યાન આપવાનું છે કે ભાવી પ્રજાને ઘડનાર તે પોતે છે. શું તેમનાં દુબળાં શરીરો વીરપુત્રોને પેદા કરી શકે? આ મહાન જવાબદારી સમજી પ્રત્યેક બ્હેને આરોગ્યનાં નિયમો પાળી તન અને મનનો વિકાસ કરવો.

—અખિલ અખિલ મહિલા પરિષદ તરફથી તાલિમવર્ગો ખૂલ્યા હતા તેની પૂર્ણાહુતી ગઇ તા. ૧૦ મીએ હતી. શ્રી. વિજ્યાલક્ષ્મી પંડીતે સ્ત્રીઓમાં સ્વરક્ષણ કરવાની તાકાત ખીલવી જોઇએ અને જે દશા સિંધ વગેરેમા થઇ તેવી ન થવી જોઇએ. અને તાલીમ લીધેલી પ્રત્યેક બ્હેન પોતાના ગામમાં જઇ બીજી બ્હેનોને તાલીમ આપે અને આપત્તિકાળમાં પોતાનું રક્ષણ કરે. ભારતભૂમિની વિરાંગનાઓએ જે ગૌરવભર્યું પદ મેળવ્યું છે તે જારી રાખવા અને સ્રીત્વની ભાવના ખીલવવા તેમને પડકાર કર્યો હતો. તેમનું ભાષણ મનનીય ને સચોટ હતું.

—આવતા વર્ષના અખિલ મહિલા પરિષદના પ્રમુખ શ્રી. કમળાદેવી ચૂંટાયા છે.

—અમદાવાદમાં પ્રીતમનગરમા ચાલતાં સ્મૃતિમંડળમાં શ્રી. જયવતી બ્હેન દેસાઇએ "સ્રી પ્રવૃત્તિ" વિષે વાર્તાલાપ કર્યો હતો. અને તે વાર્તાલાપ બહુ અસરકારક હતો કારણ કે તેમણે પોતાના અનુભવો જ કહેલા. પ્રથમ તેમણે મંડળની રૂપરેખા તેનાં કાર્યો વગેરે જોઇ વાર્તાલાપ શરૂ કર્યો હતો.

—આ સ્મૃતિમંડળ તરફથી પ્રીતમનગરમાં A. R. P. તથા First Aidના class બુધવારે તા. ૧૮-૬-૪૨ થી શરૂ થઇ ગયા છે.

– મુંબાઇમા શ્રી. સરોજીની નાયડુએ યુની. માં ભાષણ આપ્યું હતું. અને 'જણાવ્યું' હતુ કે "સાહિત્ય એજ સંસ્કૃતિઓને ઘડે છે. આજે આખુંએ યુરોપ સંહારને પંથે છે; અને જગતમાં ભયે તિરસ્કાર જ વ્યાપી ગયો છે. આ વખતે જગતમાં સાક્ષરોએ એકઠા થઇને જાહેર કરી દીધું છે કે આદીકાળથી સંસ્કૃતિઓને ઘડનાર સ્વપ્ન દ્રષ્ટા અને કવિઓ જ હતા અને ખરૂં કહીએ તો એમની એ ભવ્ય સ્વપ્નો સાકારરૂપે આલેખી

જગતમાં મૂર્તિમંત થયાં છે. માટે સાહિત્ય એજ જીવનની આરસી છે. ને પ્રત્યેક રાષ્ટ્રોની સોનાસમી સાંકળ છે કે જેનાથી રાષ્ટ્રો એકબીજાના ઉત્કર્ષ સાધી શકે છે.

—શ્રી. જ્ઞાનમોયી સેનગુપ્તા આ વર્ષે પટના યુનીવરસીટીની ઇન્ટર આર્ટસની પરિક્ષામાં ફર્સ્ટ ક્લાસ પાસ થયા છે. છોકરા છોકરીઓમાં તેમનું નામ છઠ્ઠું છે. તે બ્હેન ડો. સૌમેન્દ્રનાથ સેનગુપ્તાનાં પુત્રી છે.

—શ્રી. ઇન્દીરા રાજવાડે ૧૭ વર્ષની ઉમ્મરે લન્ડનની ટ્રીનીટી કોલેજમાં મ્યુઝીકનો વિષય લઇ પહેલે નંબરે ઉત્તીર્ણ થયાં છે. આ ઉપરાન્ત તે બ્હેન વાર્તાઓ તથા નિબંધો લખે છે, કે જે જુદા જુદા મેગેઝીનન્સમાં બહાર પડેલા છે. તે Dr. એમ. જે. દવેનાં પુત્રી છે.

—વારસાહક્કના હિંદુ કાયદામાં સુધારા કરતું અને તેને સંકલિત કાયદારૂપે રજુ કરતું જે બીલ જુનના પહેલા અઠવાડીયામાં ગેઝેટમાં પ્રસિદ્ધ થયું છે તેમાં મુખ્ય ૩ બાબતો છે.

(૧) બ્રિટિશ હિંદમાંના તમામ હિંદીઓ માટે વારસા હક્કનો એક સરખો કાયદો ઘડવામાં આવ્યો છે, (૨) હિંદના જુદા જુદા ભાગોમાં મિલ્કતના વારસ થવા પરત્વે સામાન્ય રીતે હિંદુ સ્ત્રીઓ સામે જે પ્રતિબંધ છે તે જાતીય ભેદભાવ દૂર કરવામાં આવ્યો છે, અને (૩) હાલ હિંદુ સ્ત્રીઓને જે મર્યાદિત માલીકી હક્ક મળે છે તે કાઢી નાખવામાં આવેલ છે.

—ગયા માસમાં મીરતના શાહબાગ મહોલ્લામાં કેટલાક પોલીસો અને બે સબઇન્સ્પેકટરોની બનેલી એક ટુકડી ચોરનો પત્તો મેળવવા માટે એક મકાનમાં દાખલ થતાં મકાનમાંની સ્ત્રીઓએ પોલીસ પર પત્થરો અને ઇંટાનો સખ્ત મારો ચલાવ્યો હતો. તેથી કેટલાક પોલીસો અને એક ઇન્સ્પેકટરને સખ્ત ઇજા થઇ હતી. છેવટે પોલીસ મકાનમાં દાખલ થઇ શકી હતી પણ તે દરમ્યાન ચોર પલાયન થઇ ગયો હતો. પોલીસે તે મકાનમાંથી ચાર ઇસમોને ગીરફતાર કર્યાં છે જેમાં બે સ્ત્રીઓ છે.

—પંજાબના જાણીતા સ્ત્રીકાર્યકર શ્રીમતી સત્યવતી દેવીને વિગ્રહ વિરોધી વ્યાખ્યાન આપવા માટે ૧૮ માસની સજા થઇ હતી. તેમાં અપીલને પરિણામે અદાલતે ઘટાડો કરી સજા ૭ માસની કરી છે.

---

[ ચિત્રા : અનુસંધાન પૃ. ૨૪૧નું ]

તારી આત્મવિભૂતિની ઝાંખી થાય છે. મનોહર માયા, એ સત્યનું પ્રથમ દર્શન છે. છદ્મવેષે તે પોતાના પ્રિયતમ પ્રતિ પ્રયાણ કરે છે. પણ એક એવો સમય આવે છે જ્યારે તે પોતાના સર્વ આભૂષણો ને દુકુલ—આવરણો ફગાવી દઇ, નગ્ન ભવ્યતામાં સુહાતી ઊભી રહે છે. હું એ અંતિમ 'તું' ની ( Ultimate you ) સત્યની એ અપરિહિત સરળતાની ઝંખના કરું છું.

આ રૂદન—આ આંસુ શા માટે પ્રિયા ? તારા હાથ વડે તારૂં વદન શા માટે છૂપાવે છે ? મેં તને કાંઇ દુઃખ દીધું, પ્યારી ? મારાથી કાંઇ કહેવાઇ ગયું હોય તે ભૂલી જા. વર્તમાન સ્થિતિમાં જ હું સંતોષ માનીશ. અંધકારમાં અદ્રષ્ટ કોઇ માળામાંથી સંગીતનો સંદેશ લાવતા કોઇ અગમ્ય પંખીની પેઠે ભલે મને લાવણ્યની સૌન્દર્યની પ્રત્યેક અલગ અલગ પળ પ્રાપ્ત થાઓ. ભલે મારી મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિને કિનારે, મારી આશા ધરી હું સદાકાળ બેસી રહું અને મારા દિવસો પૂર્ણ કરૂં.

[ આવતા અંકે આ સુંદર નાટિકા સમાપ્ત થશે ]



### ગુરુવર્ય ટાગોરને અંજલી :

ઇગ્લેન્ડની અંદર ઇન્ડીયા સોસાયટી તરફથી સર ફ્રાન્સીસ યંગ હસબન્ડના પ્રમુખપદે એક શોકસભા સ્વ. ગુરુવર્યના માનાર્થે ભરાઇ હતી. તેમાં માર્કિવસ ઓફ઼ ઝેટલેન્ડ મી. લેરેન્સબીન યોન, યુનાઇટેડ સ્ટેટ્સ તથા ચીનનાં એલચીઓના સંદેશા વંચાયા હતા. ઘણા વિદ્વાનો તથા વિદ્યાર્થીનો મોટા ભાગ હતો.

હિન્દના પવિત્ર ત્રણ તીર્થંકરોમાંના તે એક હતા. રાયમોહનરાય, સ્વામી વિવેકાનંદ અને ત્રીજા તે ગુરુવર્ય પોતે. ટાગોર માત્ર કવિ નહોતા. કળાકાર હતા, તત્ત્વચિંતક હતા. એક મહાન વિભૂતિ હતા. તે મહર્ષિઓનાં મહર્ષિ હતા. સંસ્કૃતિના સાચા પ્રણેતા હતા. ઉન્નત આદર્શમય જીવન કેવું હોય ? તેનાં દૃષ્ટાન્તરૂપ બન્યા. તે ગૃહસ્થનાં ગૃહસ્થયોગીનાં યોગી હતા. તેમનાં જીવનની પાછળ આધ્યાત્મિક બળ હતું અને તેજ બળે તે એકજ દેશનાં નહિ પરંતુ સારીયે માનવજાતનાં આદર્શ નાગરિક બન્યા. " Citizen of the world. " છતાં સ્વદેશ પ્રત્યે તેમને પૂર્ણ ભક્તિ ને મમતા હતાં. દેશની સ્થિતિ જોઈ તેમનું હૃદય દ્રવતું અને દેશની આઝાદી જોવા તેમનું જીવન ઝંખતું; તેમનાં જીવનનું દૃષ્ટિબિન્દુ તદ્દન ભિન્ન હતું. વર્ડસ્વર્થ કુદરતનો કવિ હતા, ટાગોર પણ કુદરતનાં કવિ હતા. વર્ડસ્વર્થે ' Life is but an empty dream ' એમ માનતા. શેલીએ ગાયું કે " Our sweetest songs are those that tell us saddest thought. " જ્યારે ટાગોરે તેમનાં જીવન અને કવનથી " જીવન એ આનંદ છે ને સૌન્દર્ય છે " તે બતાવ્યા. તેનાં ગૂઢ રહસ્યો સમજાવ્યાં. યન્ગહસબન્ડ કહે છે કે ખરેખર તેમની કળા એ એક સર્જન હતું. તેનેજ લીધે આપણે તેમને માન અર્પીએ. ' ગીતાંજલી ' એ તેમનું મૌલિક સર્જન છે. એ પુસ્તકે યુરોપના કેટલાએ કવિઓને મહર્ષિ આગળ માથું નમાવ્યું છે. ટાગોરની મહત્તા ચીને પણ જોઇ. ચીનનાં એલચી કહે છે કે હિન્દે તેનો કરતું રત્ન ગુમાવ્યું. ત્યારે ચીને એક સાચો સલાહકાર; સહાનુભૂતિ ધરાવનાર વિદ્વાન પ્રેમાળ મિત્ર ગુમાવ્યો. હજી તો ચીને તેમનું ઋણ પૂર્ણ કર્યું પણ નથી ત્યાં પહેલાં મહર્ષિ તો સદાને માટે સંસારમાંથી સમાધિ લીધી.

આપણા દેશની દરેકે દરેક બહેને આ મહાન વિભૂતિની પિછાન તેમનાં પુસ્તકો દ્વારા જરૂર કરવી. અને તેમાંથી ઉન્નત પ્રેરણા મેળવી જીવનને ધન્ય બનાવવા ભગીરથ પ્રયત્ન કરવો. ( તેમનાં પુસ્તકોનાં ભાષાંતરો થયાં છે. )

*

### સ્વાગતમ્ :

હાલના યુદ્ધ સંજોગોએ અનેકોને એક કે બીજી મુશ્કેલીમાં મૂકી દીધા છે. એની અસર નાનેથી મોટા સૌના પર પડી છે. તેમાં પણ સાહિત્યવ્યવસાયને માથે ઉતરેલી આફતનો તો પાર જ નથી. જેમ તેમ પોતાનું સેવાકાર્ય ચાલુ રાખતાં-તીવ્ર આર્થિક મુશ્કેલીઓ વેઠતાં-આપણાં સાહિત્યવિષયક સામયિકો જેમ તેમ નિભે જાય છે. અને કેટલાંક તો બંધ થવાની સ્થિતિમાં આવી ગયાં છે. એવા સંજોગોમાં બૃહદ્‌ગુજરાત-ઠેઠ બંગાળ-માં રહે રહે આમવર્ગથી માંડી ખાસ-

વર્ગની ભિન્ન ભિન્ન રુચિને પોષતું શિષ્ટ સાહિત્ય પીરસનાર " **નવચેતન** "ને પણ એનો લાંબા ગાળાનો વસવાટ ત્યજવો પડયો છે; વીસ વીસ વર્ષોનાં એ સ્મરણો એ વખતે એની નજર સામે તરી આવે છે; છતાં હૈયું હળવું કરી એ એનું સ્થાન છોડી વડોદરા આવે છે; પોતાની ભોમ–ગુજરાત–માં આવે છે.

કોઇ સ્વજનના લાંબા કાળના પરદેશવાસ પછી એ સ્વજન ઘેર આવે અને તેથી જે આનંદ ઉપજે તેવો આનંદ આજે " **નવચેતન** " વડોદરામાં આવતાં ગુજરાતી સાહિત્યપ્રિય જનતા અનુભવી રહી છે. આબાલ-વૃદ્ધ સૌનું એ માનીતું માસિક વડોદરાથી પ્રકટ થશે જાણી તેના પ્રત્યેનું મમત્વ અને માન વ્યક્ત કરતાં આનંદ પામે છે.

એના આ વડોદરાને આંગણેના આગમનને અમે હાર્દિક આવકાર આપીએ છીએ, અને ગુર્જર સાહિત્યની એની સેવાનો લાભ વધુ ને વધુ જનતાને આપે એમ પ્રભુ પ્રત્યે પ્રાર્થીએ છીએ.

અને આજ આટલી જ પ્રાર્થના શા માટે ? જાહેર ગુજરાતી જનતાને – સૌ ભાઇ બહેનોને અમારી આગ્રહભરી વિનંતિ છે કે "**નવચેતન**"ને વધુ ને વધુ પ્રાણવંતુ રહેતું જોવા અને ચેતન–પ્રેરણા પાતું નીરખવા એમના વડોદરાના આગમન વખતે એકેક નવો ગ્રાહક તો જરૂર નોંધાવી આપે.

ગુજરાતીઓ સપળાં કાર્યોમાં મોખરે હોય છે તેમ આ પવિત્ર સાહિત્યવ્યવસાયમાં પણ સદાયમસ્ત જેવા જે પણ સાહિત્યપ્રિય એનાં ગ્રાહક ન હોય તે જરૂર થઇ જાય.

ફરી એક વાર અમે " **નવચેતન** "ના વડોદરામાંના શુભાગમનને આવકારીએ છીએ. " ભલે પધારો 'નવચેતન' "; " ભલે પધારો ચાંપશીભાઇ ! " " સ્વાગતમ્ "

•

**હિન્દ અને યુદ્ધ :**

આજે જગતની અંદર નવનવા બનાવો બને છે. પ્રત્યેક દિવસે નવીન સંહાર અને ખુનામરકી ચાલે છે. યુદ્ધ આપણે આંગણે તો ક્યારનુંએ હતું જ. પરંતુ આપણાં શહેનશાહે હમણાંજ પોતાના ભાઇ ડયુક ઓફ ગ્લોસ્ટરને એક પ્રેરક સંદેશો લઇને મોકલ્યા છે. તેમનો સંદેશો કંઇ નવીન નથી. એ પણ હિન્દની પ્રજાને એકરાંપણી આપ-બળે અનુમનાનું કહે છે, જે આપણે આજથી કેટલાંએ વર્ષો પહેલાં જાણીએ છીએ ને ભણતાં આવ્યા છીએ. આપણે તો ક્યારનીએ આ સાહેબોની આશા છોડી હતી. તેમની ધર્માની નીતિએ પૂર્ણ સમજાવ્યું હતું. હવે ફક્ત બોલ્યાબરી વાત છે. શા સારૂ એમને આ નંદનવન જેવી ભૂમિ માટે ચિંતા કરવી પડે ? શહેનશાહ તો નિર્લેપ ભાવે રહે તેજ યોગ્ય કારણ કે એ તો જગતના દેશોનાં સ્વાતંત્ર્ય માટે ઝઝુમે છે. હિન્દને માટે નહિ. ગાંધીજી તો સ્પષ્ટ કહે છે કે " ફાસી–નાઝીરાષ્ટ્રો અને મિત્રરાષ્ટ્રો વચ્ચે હું ફરીજ ફેર જોઇ શકતો નથી. બધાજ ચૂસવાવાળા છે. બધાજ પોતાનો હેતુ સિધ્ધ કરવા જરૂર હોય તેટલી ક્રૂર રીતો અખત્યાર કરે છે. અમેરીકા અને બ્રીટન ઘણા મહાન રાષ્ટ્રો છે ખરા, પણ આફ્રીકા તથા એશિયાની મુંગી માનવપ્રજાઓની સરખામણીમાં એ મહત્તા ધુળ જેવી છે. બગડેલું સુધારવાની શક્તિ માત્ર તેમનીજ પાસે છે. જ્યાં સુધી પોતાના પાપોને તેઓ ધોઇ ન નાખે ત્યાં સુધી " મનુષ્યની સ્વતંત્રતા " અને એવી મોટી મોટી વાતો કરવાનો તેમને અધિકારજ નથી. " હિન્દને તો કોઇ પણ રાજ્ય જોઇતું નથી. નહિ જાપાન કે જર્મન. બ્રીટિશરો તો નહિજ. ગાંધીજી કહે છે કે " શા સારૂં બ્રીટનો હિન્દની ચિંતા કરે ! પ્રભુ ચિંતા કરવાવાળો ક્યાં નથી છે ? તેમનાં કર્મોનો બદલો તેમને આપોઆપ મળશે. હિન્દ કોઇ પણ રીતે આ યુધ્ધના પક્ષકારોને ટેકો આપી શકેજ નહિ. કારણ એને તો અટલ શ્રદ્ધા છે અહિંસામાં ને આપબળમાં. "

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૨ : અંક ૭ પુસ્તક ૧૨ જુલાઈ : ૧૯૪૨

## વનવગડે

વન વગડે પિલુડાં પાક્યાં :
એ રે પિલુડાં કોણ ખાશે રે લોલ !
ભાઈએ ખાશે ને ભાભીએ ખાશે :
બ્હેનીને ભાગ શું રહેશે રે લોલ !
વન વગડે...

વન વગડે ફૂલડાં લચકે :
એ રે ફૂલોને કોણ ચૂંટશે રે લોલ !
ભાભીએ ચૂંટશે ને બ્હેનીએ ચૂંટશે :
વિરાને કાજ હાર ગુંથશે રે લોલ !
વન વગડે...

વન વગડે પંખીડાં ગુંજતાં :
એ રે ગુંજાર કોણ સુણશે રે લોલ !
ભાઇ ને ભાભી બન્નેય સુણશે :
બ્હેની એકલી ઊભી રહેશે રે લોલ !
વન વગડે...

શ્રી. કાન્તાગૌરી ચન્દ્રકાન્ત ભટ્ટ

# માજીની મુઠ્ઠી

" માજી, માજી ! આ શું કરો છો ? આજે રાંધવા માટે કાઢેલાં ચોખા–દાળમાંથી આ બબ્બે મૂઠી તમે કાઢી કેમ લો છો ? " નાની નીસુએ સવારના પહોરમાં દાદીમાને પ્રશ્ન કર્યો. એની પૂછવાની છટા જાણે કોઇ ચોરને પકડી પાડી તેને ઉઘાડો પાડવા પ્રયત્ન કરતી હોય તેવી હતી.

" નીસુ ! બેટા ! એ હું તને આજે નહિ કહું. વખત આવશે ત્યારે કહીશ. " દાદીમાએ ઠંડે પેટે જવાબ આપ્યો.

" ના, મા ! આજે જ તમારે કહેવું પડશે; નહિ તો તમે છૂપી રીતે ચોખા–દાળ સંતાડયાં છે એમ બાપુને કહી દઇશ. " નીસુએ કેમ જાણે ઘરડાં માજીને ધમકી આપતી હોય તેમ કહ્યું.

" કહેજે, જા; તારા બાપુને કહેજે, મોટાભાઇને કહેજે અને તારી માને પણ કહેજે. હું કંઇ એ બધાંથી બ્હીતી નથી." નીસુની ધમકીનો જવાબ આપતાં માજીએ બેધડક જવાબ દીધો.

માજીના આ શબ્દો સાંભળી નીસુ ગૂંચવાઇ, પણ તે કંઇ જેવી તેવી છોકરી ન હતી. તેણે પણ સામો છાતી ઠોકીને જવાબ દીધો: " જોજો ત્યારે, બાપુ જમવા આવશે ત્યારે તમારી વલે કરાવીશ. "

*

માજી રોજ નીસુને ધમકાવતી વખતે " વલે કરાવીશ " શબ્દ વાપરતાં તેનો નીસુએ આજે આબાદ પડઘો પાડયો અને છેડાઇ પડયાં હોય તેમ એની બાને કહેવા લાગ્યાં:

" અલી વહુ ! જોઈ તારી આ ટીચકુડી છોકરી ! ! મને આવડી મોટીને ' વલે કરાવીશ. ' કહે છે. આજે આમ કહે છે તો મોટી થશે ત્યારે તો કોણ જાણે શુંય કહેશે ! ! અને મારી કેવીય ' વલે ' કરશે. " નીસુની હુંશિયારી દાખવતાં માજીએ એની માને મીઠો ઠપકો આપ્યો.

" માજી ! એનામાં વળી સમજણ હોય તો જોઇએ જ શું ? એ તો જગબાં કહેવાય ! " નીસુની માએ એની છોકરમત જણાવી.

" ના ના, હું તો અમથી વાત કરૂં છું, પણ તારી આ છોડી કેટલી ચાલાક છે તે હું તો તને કહું છું. " કહી માજીએ હસી નાખ્યું.

બપોરે નીસુના બાપા જમવા આવ્યા ત્યારે નીસુ ઘરમાં રમકડાં સાથે રમતી હતી. તેમના જોડાનો અવાજ સાંભળતાં જ ' બાપુ આવ્યા ' કહેતી એકદમ તેમની સામે દોડી ગઈ. અને કેમ જાણે ' વલે કરાવીશ ' શબ્દોનું સતત રટણ કરી રહી હશે તેવો ખ્યાલ આપતાં એણે બાપુની પાસે ફરિયાદ કરી.

" બાપુ ! બાપુ ! આજે માજીએ ચોરી કરી છે. "

" શાની ચોરી ? ગાંડી છોકરી ! માજી માટે એવું બોલાય કે ? એવું કોઈ દિવસ ના બોલીએ, હોં, " કહી નીમુને એના બાપાએ રમવા ચાલી જવા કહ્યું. પરંતુ નીમુ કંઈ એમ એના બાપાનો પીછો છોડે તેમ નહોતી. એ તો ફરિયાદ કરવા માટે તળે ઉપર થઈ ગઈ હતી. એટલે જ્યારે માજીએ છાનામાના ચોખા–દાળ કાઢી લીધાની સઘળી વિગત કહી ત્યારે જ શાંત થઈ. એના બાપુએ પણ ' સારૂં, માજીને કહીશું ' જણાવી એને ઠંડી પાડી. અને એના બોલકણાપણાનાં વખાણ કરવા લાગ્યા.

માજીની ચોરીની વાત નીમુ જરાય ભૂલી નહોતી. એને તો એ કેમ જાણે હંમેશની યાદગીરી થઈ ગઈ હોય તેમ એના માનસમાં કોતરાઈ ગયું હતું. અને જ્યારે પણ માજી નવરાં પડે ત્યારે એમને પૂછે: " હેં માજી ! પેલાં છાનાંમાનાં કાઢી લીધેલાં ચોખા–દાળ તમે ક્યાં મૂક્યાં હતાં ? કોઈને આપી દીધાં હતાં ? " પરંતુ માજી હમેશાં એ વાતને ટાળી દેતાં.

અને માજીનો આ ચોખા–દાળની બબ્બે મૂઠી કાઢી લેવાનો તો રિવાજ હતો. રોજ સવારે ચોખા–દાળ ઝાટકી રાંધવા માટે તૈયાર કરવાનું કામ માજીને માથે હતું. રોજ એ પ્રમાણે તૈયાર કરે અને તેમાંથી રોજ ને રોજ બબ્બે મૂઠી કાઢી લે. એમની આ રીતની કોઈને કંઈએ ખબર નહોતી; જાણતી હતી માત્ર નીમુ; પણ તેને ખબર નહોતી કે એ કાઢી લીધેલા ચોખા–દાળનું માજી શું કરે છે ?

[ ૨ ]

" બા, બા ! આજે તો મને નોકરીમાંથી રજા મળી. મારા પર બેન્કમાં થયેલી ચોરીમાં મારો હાથ હોવાનો આરોપ મુકાયો છે અને આજકાલમાં પોલિસ આવી મને પકડી જશે. હાય ! હવે શું થશે ? "

નીમુના પિતાએ નોકરી પરથી આવી કપડાં કાઢતાં માજીને વાત કરી. અને એ વાત સાંભળી ઘડીવાર તો માજી હબકી ગયાં. માજી કંઈ પૂછે તેટલામાં પોલિસે આવી નીમુના પિતાને પકડી જવાનું વૉરંટ બતાવ્યું. અને એને પકડી ગયા.

બેન્કમાં થયેલી ચોરીમાં નીમુના પિતાનો મુદ્દલે હાથ નહોતો. પરંતુ એની સાથે કામ કરતા એક કારકુને કરેલી ગફલતના એને છાંટા ઊડ્યા હતા અને આરોપ એને માથે ઓઢાડવામાં આવ્યો હતો. બેન્કમાંથી ચોરાયેલી રકમ લાખો રૂપિયાની હતી અને એટલે એની તપાસ લાંબા દિવસો ચાલી. ૬ માસ સુધી કેસ ચાલ્યો. નીમુના બાપાની નોકરી તો છૂટી ગઈ હતી. એટલે પગાર આવતો નહોતો. પગાર ન મળે તો પછી ઘરમાં એની બા અનાજ શી રીતે લાવી શકે ? અને ઘરમાં અનાજ ન હોય તો એના ભાઈ, બા કે માજી ખાય પણ શું ? ઘરમાં ભરેલું અનાજ હવે થઈ રહેવા આવ્યું હતું. હવે માત્ર ૨–૪ દિવસ ચાલે તેટલું જ હતું. નીમુની બા કંઈક સીવણ–વેતરણનું કામ કરતી તેમાંથી દૂધ–શાકનો પરચુરણ ખર્ચ નીકળતો, પણ અનાજનું શું થાય ?

હવે નીમુની બાની મૂંઝવણ વધી. અનાજ કયાંથી અને શેનું લાવવું તેની તેને વિમાસણ થઇ પડી.

[ ૩ ]

" બા ! હવે શું કરીશું ? ચાર ચાર મહિના થયાં આપણે જેમ તેમ ગુજારો કર્યો; પણ હવે શું થાય ! અનાજ લાવવાના આપણી પાસે પૈસા નથી; તેમ ભીખ માગવા પણ જવાય તેમ નથી. હવે શું કરીશું ? આ બધાંનું પોષણ કેમ કરીને ચલાવીશું ? અને એમના પરના કેસનો નિવેડો તો કયારેય આવે ? " એક સાંજે માજી તથા તે બન્ને એકલાં બેઠાં હતાં ત્યારે વાત છેડી.

" બેટા શું કરીએ ? આપણે માથે આવી આ અણધારી આફત આવી પડી છે. કોણ જાણે ભગવાને શું ધાર્યું હશે ! પણ હવે દિવસો કાઢવા દોહ્યલા છે. " માજીએ પણ નીમુની મા સાથે સહમત થતાં કહ્યું.

" પણ કંઈ રસ્તો કર્યા વગર ચાલશે ? કંઇક પણ પૈસો પેદા તો કરવો જ પડશે. હમણાં હમણાં વળી સીવવાનું કામ પણ કંઇ મળતું નથી. "

" શું કરીશું ? કંઇક મજૂરી શોધી કાઢીએ. ઘર બેઠાં બને તેવું કામ કંઇક જોઇએ. હું પણ તને તેમાં મદદ કરીશ. " માજીએ આશ્વાસન આપતાં કહ્યું.

" પણ કામ શોધવાય કયાં જવું ? અત્યાર સુધી ઘેર બેઠાં રહ્યાં, ઘરની બહાર ન નીકળ્યાં એટલે આપણે અહીં ઓળખીએ પણ કોને ? " નીમુની બાએ મુશ્કેલી જણાવી.

હશે, ભગવાને ધાર્યું હશે તે થશે. જોઇએ, આપણા પાડોશી રતનલાલને એ માટે કહી જોઈએ. "

" પણ તે હવે તો જેમ બને તેમ જલદી જ. કેમકે નહિ તો ભૂખે મરવાનો વખત હવે આવી લાગ્યો છે. " અધીરી થતી નીમુની માએ માજીને કહ્યું.

" ગભરાવાનું કંઈ કારણ નથી ! જો આપણે ભૂખે મરવું નહિ પડે. છેલ્લાં ૬ વર્ષ થયાં આપણે અહીં આ શહેરમાં રહેવા આવ્યાં છીએ ત્યારથી મેં એક નિયમ રાખ્યો હતો કે રોજ રાંધવાના અનાજમાંથી બબ્બે મૂઠી કાઢી લેવી. અને એ બબ્બે મૂઠી થઈને કેટલું અનાજ ભેગું થયું છે તે પેલી *ઘડીઓમાં જો. " ઘડીઓ સામે આંગળી ચીંધતાં માજીએ કહ્યું.

નીમુની બાએ એ ઘડીઓ પરની ઉતરડો ઉતારી નાખી અને તેમાં જોયું તો તે તો દિંગજ થઈ ગઇ. ભારે વિસ્મય પામતાં તેણે જોયું તો એકમાં ચોખા હતા, બીજીમાં દાળ હતી અને ત્રીજીમાં બાજરી હતી.

" જો, બેટા ! તારી નીમુએ મને ચોર ઠરાવી હતી તે તો તને યાદ છે ને ! તમે કોઇએ મારી એ ચોરી તરફ જરાયે ધ્યાન આપ્યું ન હતું; પણ મારી એ ચોરી તમને આજે અણીને વખતે કેવી કામ લાગે છે ! " માજીએ પોતાની ચોરી પોતેજ ઉઘાડી પાડતાં કહ્યું.

* માટીની કોઠી.

નીસુની મા અને માજી આમ વાત કરતાં હતાં ત્યાં નિશાળે ગયેલી નીસુ આવી પહોંચી. એની બાએ આ માજીની ચોરીની વાત કહી સંભળાવી અને આવા દુઃખના વખતે માજીની એ યુક્તિ કેટલી ખપી થઇ ગઇ હતી એ બધું બતાવ્યું. માજીની આ કુનેહ અને દીર્ઘદર્શિતા જોઇને નીસુ તો છક જ થઇ ગઈ અને પોતે પણ મોટી થશે ત્યારે આવી માજીના જેવી ચોરી જરૂર કરશે, એમ કહ્યું.

સાચેજ, માજીની યુક્તિઓએ નીસુની બાના માથે આવી પડેલી આફતને ટૂંક વખત માટે તો ટાળી દીધી.

ધન્ય છે એ માજીને ! "પરાશર"

卐

## આઠ પેન્સ

રોમની ગાદીએ ટીટસ નામે રાજા રાજ્ય કરતો હતો. તે બહુ જુલમી હતો. તેણે ગાદીએ આવીને તરત જ એક હુકમ બહાર પાડયો કે "મારા મોટા રાજકુમારની વરસગાંઠને દિવસે કોઇપણ માણસ કામધંધો કરશે તો તેને દેહાંત દંડની સજા કરવામાં આવશે." હુકમ બહાર પાડતાં તો પાડયો, પણ તેને અમલમાં કેમ મૂકવો એ એક પ્રશ્ન થઇ પડયો. તેણે તેના એક મિત્ર–વરજીલને બોલાવ્યો ને આ વાત કહી, ને વધારામાં કહ્યું કે તું એક એવી વસ્તુ બનાવ કે જેથી એ હુકમનો અનાદર કરનાર આપણને તરત જ જડે.

વરજીલ એક સારો મંત્ર–તંત્ર જાણનાર માણસ હતો. તેણે એક બાવલું બનાવ્યું. તે બાવલાને શહેરની વચ્ચોવચ્ચ ગોઠવાવ્યું. તે બાવલામાં જાદુઈ શક્તિ હતી. તેથી રાજ્યમાં જે કંઇ ખોટું થતું તે તરત જ તે રાજાને ખબર કરતું. આમ ઘણાયે માણસો માર્યા ગયા.

તે વખતે રોમમાં એક સુથાર રહેતો હતો. તેનું નામ 'ફોકસ.' તેને લાગ્યું કે રાજા જુલમ કરે છે. એક રાત્રે તેને તેના બાવલાના જ વિચારો આવવા લાગ્યા. મન સાથે વિચાર કર્યો કે આનું કાંઇક કરવું જ પડશે. બીજી જ સવારે તે બાવલા પાસે પહોંચ્યો ને તેને સંબોધીને કહેવા લાગ્યો–"હે બાવલા, તારા કહેવાથી અમારા ઘણા માણસો માર્યા ગયા છે. જો તું મને ગુનેગાર ઠરાવીશ તો તે જ દહાડે તારું માથું ભાંગી નાખીશ." અને તરત જ ઘેર આવી કામે વળગ્યો.

રાજકુમારની વર્ષગાંઠને દિવસે રાજાએ કેટલાક સિપાઈઓને પેલા બાવલા પાસે ખબર કઢાવવા મોકલ્યા ને રાજાનો હુકમ સંભળાવ્યો. તરત જ પેલું બાવલું બોલ્યું–"મિત્રો ! મારા કપાળે શું જુઓ છો ?" સિપાઇઓએ ઉપર જોયું. ત્યાં લખેલું હતું કે–"વખત બદલાઈ ગયો છે. માણસો બગડતા જાય છે. જે સત્ય બોલે છે તેનું જ માથું જાય છે."

બાવલું બોલ્યું: "વાંચ્યું ? જાવ, આ સમાચાર રાજાને કહો." સિપાઇઓ

રાજા પાસે ગયા ને સમાચાર કહી સંભળાવ્યા. રાજાએ હુકમ કર્યો કે જાવ, બાવલાનું રક્ષણ કરો. ને જોજો, બાવલાને કોઈ નુકસાન ન કરે. ને કરે તેને મારી પાસે હાથપગ બાંધી હાજર કરો.

સિપાઈઓ પાછા પેલા બાવલા પાસે ગયા. ને પૂછ્યું કે રાજા પુછાવે છે કે "ધમકી આપનાર માણસ કોણ છે?" બાવલાએ કહ્યું કે પેલો "ફ્રોકસ! જે સુથાર છે દરેક વર્ષાંઠે તે કાયદાનો ભંગ કરે છે. ને જો હું તેનું નામ બહાર પાડું તો મારું માથું તે ભાંગશે એવી ધમકી આપી છે."

આથી 'ફ્રોકસ'ને પકડી મંગાવવામાં આવ્યો. ને રાજા સમક્ષ ખડો કરવામાં આવ્યો.

રાજાએ પૂછ્યું—"ફ્રોકસ! આ તારા માટે હું શું સાંભળું છું? શા માટે તેં મારા હુકમનો અનાદર કર્યો?"

"નામદાર" ફ્રોકસે જવાબ આપ્યો "આપનો હુકમ હું ઉઠાવી શકું એવી સ્થિતિમાં નથી. કારણ મારે દરરોજના આઠ પેન્સ તો કમાવા જ જોઈએ. તે હું મારું ચાલુ કામ ન કરું તો ન મેળવી શકું."

"આઠજ પેન્સ શા માટે?" રાજાએ પૂછ્યું.

"વરસ દરમ્યાન્ દરરોજ મારે બે પેન્સ મારા દેવા પેટે આપવા પડે છે, જે મેં મારી જુવાનીમાં ઉધાર લીધા હતા. બે પેન્સ હું ઉધાર આપું છું, બે પેન્સ ખાઉં છું ને બે પેન્સ હું વાપરું છું." ફ્રોકસે કહ્યું.

"તું એમ શા માટે કરે?" રાજાએ પૂછ્યું.

"મારા નામદાર" ફ્રોકસે કહ્યું "સાંભળો, દરરોજ બે પેન્સ હું મારા માબાપને આપવા બંધાયેલો છું. કારણ કે જ્યારે હું નાનો હતો ત્યારે તેમણેજ મને પાળીપોષીનેજ મોટો કર્યો ને આજે તેઓ ઘરડાં છે, અશક્ત છે. માટે નાનપણમાં ઉધાર લીધેલા પૈસા આજે હું દેવા પેટે ભરું છું. બીજા બે પેન્સ હું મારાં છોકરાં પાછળ ખર્ચું છું કે જેથી તેઓ જાણે ને હું અશક્ત થાઉં તો તેઓ મારી ચાકરી ઉઠાવે. ને બે પેન્સ હું ખાઉં છું કારણ મારી સ્ત્રી રોજની માંદી રહે છે, તેના દવા-દારૂમાં વપરાય છે ને બે પેન્સ મારા ખાધાખર્ચમાં વાપરું છું. આથી ઓછું હોય તો મારો ઘરસંસાર નભે જ નહિ. અને તે મેળવવા મારે દરરોજ કામ કરવું પડે છે. આ મારી વાત જાણો છો! ફક્ત હું તો નિષ્પક્ષપાત ન્યાય જ માગું છું."

'ફ્રોકસ'ને રાજાએ કહ્યું "ખરે જ તેં સત્ય વાત કરી છે. આજે મારી આંખ તેં જ ઉઘાડી છે. હું તારો કેટલો ઉપકાર માનું? જા, આજથી તું તારું કાર્ય કર. ને એ હુકમને હું આજથી રદ કરું છું."

ઉપરનો બનાવ બન્યા પછી રાજ્યમાં ઘણો ફેરફાર થઈ ગયો. પણ તે બે વર્ષથી વધારે રાજ્ય કરી શક્યો નહિ ને મરી ગયો. ને રોમના રાજા તરીકે નગરજનોએ 'ફ્રોકસ'ને ચૂંટી કહાડ્યો. તેણે ડહાપણ અને નીતિને રસ્તે ચાલી રોમની કીર્તિ દુનિયામાં ફેલાવી.

નરહરિપ્રસાદ ભટ્ટ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૦-૬-૪૨

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ




વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી બાલવિભાગ :
નાગરદાસ ઇ. પટેલ

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

સહતંત્રીઓ :
શ્રી. રમા ઠાકોર, બી. એ.
શ્રી. વનમાલા દેસાઇ, બી. એ.

વર્ષ ૧૯મું
પુસ્તક ૩૮મું

ઑગસ્ટ ૪૨
અંક ૬ ઠ્ઠો

આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી. જયકૃષ્ણ વર્મા, હાલ દિવાન સાહેબ, લુણાવાડા રાજ્ય

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

સહતંત્રીઓ :
શ્રી. રમા ઠાકોર
શ્રી. વનમાળા દેસાઇ

પુ. ૩૮ મું ]　　ઑગસ્ટ : ૧૯૪૨　　[ અંક ૬ ઠ્ઠો.

## અનુક્રમણિકા



— બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના



પુસ્તક ૩૮મું ઑગસ્ટ : ૧૯૪૨ અંક ૬ ઠો

## જુવારી વ્રત

આવ્યો અષાડ મહીનો ગાજંતો
અજવાળીયાના ઉજાસ
બહેની ખેલ ખેલીયે. ૧

પંચ ધાન્યના જુવારા વાવંતા
મેઘરાજાને વધાવા કાજ
બહેની ખેલ ખેલીયે. ૨

રૂડાં ઉગ્યાં જુવારનાં ઝુમખડાં
રંગ લીલુડાં એમાં લહેરાય
બહેની ખેલ ખેલવા. ૩

હું તો વાળી ભોળી કુમારીકા
મેં તો માંડ્યા છે મોટા તપ
બહેની ખેલ ખેલીયે. ૪

ચાલો મંદિરના દ્વારે મલપન્તા
રૂડાં ન્હાવાના નદીના નીર
બહેની ખેલ ખેલીયે. ૫

રૂડાં ફુલડાંને શ્રીફળ શોભંતા
ઉર ઉલ્લાસના સંગીત
બહેની ખેલ ખેલીયે. ૬

શ્રી. ધૈર્યચન્દ્ર ૨. બુદ્ધ

# બાર બાર વર્ષે કંથ પધાર્યા

[ ઢાળ:—સોળ સોળ ગોપીઓ હાળે મળી રે ]

બાર બાર વર્ષે કંથ પધાર્યા;
આવ્યા મંદિરીએ બેની ! હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

જીવન આધાર જોને પિયુ પરદેશથી;
આવ્યા મંદિરીએ બેની ! હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

માળી તું ફૂલડાંની છાબ ભરી લાવજે;
તેના ગૂંથીશું ગજરા ! હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

વન વનના બારણે વસંત બિરાજતા;
તેના કંઇ વાયરા લઈશું ! હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

વ્હાલમનું વ્હાલ પેલી ગાતી કોયલડી;
તેનો ભણીને પાઠ રહીશું ! હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

પૃથ્વીને પાટ ચારૂ ખેલંતી ચાંદની;
તેમાં ફરીશું સાથે હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

પ્રિયતમના પ્રેમનો ભાસે રસ ચાંલ્લો;
કંગન પહેરીને ફરશું હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

યૌવનના દેવ મારે મંદિર પધાર્યા;
તેને તો પ્રાણમાં પુરશું હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.
આવ્યા મંદિરીએ બેની ! હો રાજ !
બાર બાર વર્ષે કંથ પધાર્યા.

શ્રી. કાન્તિલાલ શેઠ

# પૂનમપરી [ બ્રહ્મદેશની એક પરીકથા ]

લેખિકા : કુ. વીણાબેન રમેશનાથ ગૌતમ

એક રાજા હતો. એને એક કુંવર હતો. કુંવર ઘણો જ તેજસ્વી દેખાવડો, અને સાચું બોલવાવાળો હતો. રાજા ઘરડો થયો એટલે એણે કુંવરને પરણાવવાનું નક્કી કર્યું, કારણ કે એ રાજ્યમાં એવો રિવાજ હતો કે જો લગ્ન ન કર્યું હોય તો ગાદી ઉપર ન બેસાય.

રાજાએ કુંવરને બોલાવીને વાત કરી. પણ કુંવર કહે કે મારે લગ્ન કરવું જ નથી. રાજાએ એને બહુ જ સમજાવ્યો, ને કહ્યું કે હું હવે ઘરડો થયો છું એટલે તારે પરણવું જ જોઇએ. આખરે કુંવરને વાત માનવી પડી.

રાજાએ બ્રાહ્મણોને બોલાવ્યા, ને કહ્યું કે વધારેમાં વધારે રૂપાળી જે કુંવરી હોય તેને શોધી લાવો; યુવરાજનાં લગ્ન કરવાં છે.

બ્રાહ્મણો ચાલ્યા. ચાલતાં ચાલતાં એક શહેર આવ્યું. એ શહેરના રાજાની કુંવરી અત્યંત રૂપાળી હતી. એના વાળ ભુખરા, અને એની આંખો પણ ભુખરી. બ્રાહ્મણોને આ કુંવરી પસંદ પડી. દરબારમાં જઇને એમણે ત્યાંના રાજાની પાસે કુંવરીની માગણી કરી. રાજાએ રાજી થઇને પોતાની કુંવરીની છબી આપીને કહ્યું-" જો તમારા કુંવરને મારી કુંવરી ગમે, ને પરણવાની મરજી બતાવે, તો અમે રાજ-કુંવરીનાં લગ્ન તેની જોડે કરવા ખુશી છીએ."

બ્રાહ્મણો રાજી થતા થતા પોતાના રાજ્યમાં પાછા આવ્યા. આવી સુંદર રાજકુંવરી શોધી લાવ્યા બદલ પુષ્કળ ઇનામ મળવાના મનોરથો તેઓ રસ્તામાં સેવતા હતા. જઇને રાજકુંવરને છબી બતાવી. પણ રાજકુમાર તો બોલ્યો, " આ તો ભૂરી ભૂરી છે. મારે ભૂરીયાં જ પરણવાં હોય તો દરીયો પણ ભૂરો છે, આકાશ પણ ભૂરું છે. આને જોઉં તેટલી વાર મને દરીયો ને આકાશ જ યાદ આવ્યા કરે. એને પરણવા કરતા તો દરીયા કે આકાશને જ કેમ ન પરણું. "

બ્રાહ્મણો નિરાશ થઇને બીજી કુંવરી શોધવા ચાલ્યા, અને બીજા શહેરમાં આવી પહોંચ્યા. ત્યાંના રાજાની કુંવરી પણ અત્યન્ત રૂપાળી હતી. એની આંખો કાળી હતી, અને વાળ પણ કાળા હતા, રાજાને વાત કરી એટલે એણે પણ બ્રાહ્મણોને છબી આપી. જઇને કુંવરને છબી બતાવી, પણ કુંવરને એ પણ પસંદ ન પડી-' આના કરતાં રાત ક્યાં ઓછી કાળી છે ! રાતને જ ન પરણું ? આને પરણું તો એમ જ લાગ્યા કરે કે હું રાતને જ પરણ્યો છું. મને એ ન ગમે. "

બ્રાહ્મણોનાં મોઢાં વીલાં પડી ગયાં અને એ પાછા ફર્યા. આ વખતે એમણે પાકો નિશ્ચય કર્યો કે કોઇ પણ ઉપાયે કુંવરને ગમે એવી કુંવરી લાવવી. કેટલાય શહેરો માર્ગમાં આવી ગયાં. કેટલીય રૂપાળી છોકરીઓ જોઇ, પણ બે વખત થયેલા અનુભવ પછી એમની મગદુર નહોતી કે વારે ઘડીએ ફેરા ખાય. એમ કરતાં છેવટે કેટલાય મહિના નીકળી ગયા, રખડતાં રખડતાં તેઓ પતાળ પ્રદેશમાં પહોંચ્યા. ત્યાંની રાજકુંવરીને જોઇને તો એ લોકો છક થઇ ગયા. મોટી મોટી સોનેરી આંખો, સોનેરી વાળ, ને હેમવરણી કાયાની એ કુંવરી હતી. એને પાસે ઉભી રાખી હોય તો જાણે સોનાની પુતળી જ ઉભી હોય એવું લાગે. રાજાને એમણે વાત કરી, એટલે એણે પણ રાજી થઇને છબી આપી.

છબી લઇને બ્રાહ્મણો પાછા પોતાના

રાજ્યમાં આવ્યા. દરબારમાં જઇને કુંવરને છબી બતાવી. કુંવરે મોં મરડયું–"આટલા આટલા વખતથી તમે કુંવરી શોધો છો, ને આખરે લાવ્યા ત્યારે આવી નકરી સોનાની પુતળી લાવ્યા ? સોનાની મારે શી ખોટ છે ? એવી તો હજારો પુતળીઓ બનાવીને એની સાથે હું પરણી શકું છું."

બિચારા બ્રાહ્મણોને આ વખતે તો નિરાશાનાં તમ્મર આવી ગયાં. રાજા પણ ક્રોધે ભરાયો. "તારે તે કેવી કુંવરી જોઇએ છે ?" એણે પૂછ્યું.

કુંવરને મૂળ પરણવું જ નહોતું, એટલે બહાનાં કાઢતો હતો. એણે જવાબ આપ્યો, "મારે તો પ્રકાશ જેવાં ગોરાં વાન, આકાશ જેવા ભૂરા કેશ, અને મેઘ જેવાં કાળાં નેનવાળી કુંવરી જોઇએ છે."

રાજા હવે ખરેખર અધીરો થઇ ઉઠયો. બ્રાહ્મણોને કુંવરની ઇચ્છા પ્રમાણે કુંવરી શોધી લાવવાની એણે આજ્ઞા કરી. બ્રાહ્મણોએ કહ્યું–"મહારાજ, અમે લગભગ આખી દુનિયામાં ફર્યા, પણ કુંવર કહે છે એવી કુંવરી કયાંય ન મળી. આવા રંગોની મિલાવટવાળું માનવી તે વળી હોય ખરું ?"

ગુસ્સાથી લાલચોળ થઇને રાજાએ છેવટે કુંવરને કહ્યું–"હવે તું જ જા, અને પ્રકાશ જેવી ગોરી, આકાશ જેવી ભૂરી, ને મેઘ જેવી શ્યામ કુંવરી શોધી લાવ. જો ન શોધી શકે તો તારું મોઢું મને બતાવીશ નહિ."

કુંવર હઠે ભરાયો. "મને ગમે એવી જ કુંવરી શોધી લાવું ત્યારે ખરો" એમ વિચારીને ઘોડે ચઢીને એ ચાલ્યો કુંવરીની શોધમાં. ગામો ખૂંદ્યા, શહેરો શોધ્યાં, પણ પણ કયાંય એને જોઇતી કુંવરી જોવામાં ન આવી. છેવટે થાકયો, ને એણે નક્કી કર્યું, કે મારે પૂર્વ દિશા તરફ જ ચાલ્યા કરવું. જો કુંવરી મળે તો ઠીક; નહિ તો એક દિવસ સૂર્યોદય થતાં જ શમી જવું. આમ પ્રતિજ્ઞા લઇને એણે પૂર્વ તરફ ચાલવા માંડયું, એને ભૂખ લાગે ત્યારે જંગલમાંનાં ફળ ખાય, તરસ લાગે ત્યારે ઝરણાંનાં જળ પીએ, નહિ તો લીલાં પાંદડાં ચાવીને તરસ છીપાવે. એમ કરતાં કરતાં એ બહુ દૂર નીકળી ગયો. એ તો બસ રાત ને દિવસ ચાલ્યા જ કરે.

એક દિવસ ચાંદની રાત, ને વળી પૂનમ હતી. અને એ જમાનામાં ચાંદો સાવ નિષ્કલંક, સ્વચ્છ અને શ્વેત હતો, એટલે એનાં અજવાળાં પણ ખૂબ ધોળાં દૂધ શાં હતાં. કુંવર ચાલતો ચાલતો ઘોર અરણ્યમાં આવી ચઢયો. એ જંગલમાં એક ઘણું જ સુંદર સરોવર હતું. એ સરોવરમાં કમળનાં ફુલ હતાં, ને હંસલા તરતા હતા, એટલે એટલું તો સુન્દર એ લાગતું હતું, કે બસ વાત જ ન પૂછો. વળી જંગલ લીલું છમ હતું. અને એ સરોવરની પાસે જ એક મોટું બધું વડનું ઝાડ હતું. રાજકુંવરે જરા આરામ લેવા વિચાર કર્યો. સરોવરનું મીઠું પાણી પીને વડની પાસે આરામ લેવા એ બેઠો. મધરાત થઇ, પણ કોણ જાણે કેમ, રાજકુમારને ઉંઘ જ ન આવી. વિચારમાં મગ્ન થઇને એ બેઠો હતો. જરાક સરખી મશ્કરી કરવા જતાં એને તો ધર્મસંકટ આવી પડ્યું. હવે શું કરવું ? ગોરું તન, ભૂરા કેશ અને કાળી આંખોવાળું માણસ ભગવાને સરજાવ્યું હશે ખરું ? નહિ જ. અને એમને એમ વીલે મોઢે પાછા ફરીએ તો દુનીયા હસે, અને કહે કે ભાઈ કન્યા લેવા નીકળ્યા હતા, તે ધોયેલા મૂળા જેવા આવ્યા પાછા. વળી પિતાજીએ પણ મોઢું નહિ બતાવવાનો હુકમ કર્યો હતો. એમ પાછા જઇને ટેક ગુમાવવા કરતાં તો મરવું સારું.

એને થયું, "લાવ આ સુન્દર સરોવરમાં જ ડૂબીને પ્રાણ છોડું, એટલે બધી પીડા

પતે. આ સરોવરના ગોરા હંસ, ભૂરાં પાણી, ને કાળી વાદળના પડછાયા પણ મેં માગેલી કુંવરી જેવા જ છે. આ સરોવરને જ પરણી લઉં."

આમ વિચાર કરીને જ્યાં સરોવર તરફ જવા ઉઠે છે, ત્યાં એકાએક અતિ મધુર ગીતના સૂર સંભળાયા. ચારે બાજુ તેજ તેજના અંબાર રેલાયા. એક તો સુન્દર ચાંદની, ને તેમાં પાછું બીજું તેજ ઉમેરાયું, એટલે ચારે બાજુ ઝળહળ ઝળહળ થઇ ગયું. રાજકુમારે ચારે બાજુ જોયું કે ક્યાંથી અવાજ આવે છે. એની નજર ઉપર ગઇ, તો એણે જોયું કે સાત પરીઓ મધુર ગીત ગાતી ગાતી ફુલનો ગલીચો ચારે છેડેથી પકડીને ઉડતી ઉડતી આવે છે. પરીઓ તો એવી રૂપાળી, કે જાણે સુન્દર સ્ફટિકની પુતળીઓ. ગાલીચા ઉપર એમની રાણી બેઠેલી હતી. એ તો જાણે બિલોરી કાચની ગોરી પુતળી જ હોય એવી લાગતી હતી.

આપઘાત કરવાની વાત તો ક્યાંય રહી, ને કુંવરે તો સ્તબ્ધ થઇને જોયા જ કર્યું. પરીરાણીના સુંદર સોનેરી કેશ, હસતી ખુમારી આંખો, અને મલકાતું મુખડું જોઇને એ તો ઘેલો થઇ ગયો.

પરીઓ પાસેના વડ નીચે આવી. નીચે ઉતરીને ગાતી નાચતી સરોવરમાં દોડી ગઇ. અંદર જઇને એક બીજી ઉપર પાણી છાંટતી જાય, રુપેરી ઘંટડીના રણકાર જેવું હસતી જાય, ગાતી જાય, ને રાજહંસ ઉપર સવારી કરીને આનંદથી તરે.

રાજકુમારને વિચાર થયો કે મારા બાપના રાજ્યમાં આટલી બધી સમૃદ્ધિ અને સોનાની નૌકાઓ છે, પણ આ રાજહંસ જેટલી સુન્દર તેમાંની એકેય નથી લાગતી.

ખૂબ જળક્રીડા કરીને, પાણીમાં ખૂબ આનંદ કરીને એ બહાર આવી. બહાર આવીને પાછી ગાવા અને રમવા લાગી. રમતાં રમતાં એમણે ફુલના હાર બનાવ્યા. એ હાર ગૂંથીને મઝાની ફુલની ચાદર બનાવી દીધી. આમ ખૂબ આનંદ કર્યો, અને જ્યારે પરોઢીયું થવાની તૈયારી થઇ, ત્યારે પેલી ફુલની ચાદર ઉપર પરીઓની રાણીને બેસાડીને બધી પરીઓએ ચાંદની ગીત ગાતાં ગાતાં ઉડવા માંડયું:

*ચાંદનીગીત

ઉંચા ઉંચા ને નભોમંડળે રે લોલ
પંખીડાંની થાકે ઠળી જાય
કુંળી પાંખડી રે લોલ
તોયે અમ ચન્દ્રલોક દોહ્યલાં રે લોલ.

ઘેરા ઘેરા તે અંતરીક્ષમાં રે લોલ,
કવિઓની કલ્પનાનાં તીર
જ્યાં ભૂલાં પડે રે લોલ—તોયે.

ફોરી ને ધોળી રૂનાં રી રે લોલ
વાદળીની કોર વળી જાય
ઉંચે ઉડતાં રે લોલ—તોયે.

જેની તે નેહ ભરી આંખડી રે લોલ
ઉંચી ચંદ્રલોકની મહોલાત
કેરી મેડીએ રે લોલ,
રોપાળુલાં-સોપાને ચડી
આવજો રે લોલ.

આમ ચાંદની ગીત ગાતી ગાતી પૂર્વ તરફ ઉષાના અંબારમાં એ અદૃશ્ય થઇ ગઈ. રાજકુમાર તો બાધા જેવો થઇને બસ જોયા જ કરતો હતો. પરીઓના ગયા પછી એને ભાન આવ્યું, અને પછી પસ્તાયો, " અરે ભગવાન ! મને ગમે એવી કુંવરી માંડ મળી હતી, તે હવે મેં બાઘાવેડામાં ખોઇ." છેવટે એમ નિશ્ચય કર્યો કે આ પરીઓનું ક્રીડાસ્થાન અહીં છે, એટલે એ જરૂર પાછી અહીં આવશે. માટે અહીં જ ધામા નાખવા, અને આવે ત્યારે જરા કાળજું ઠેકાણે રાખવું

---

* ગીતકાર રમેશનાથ રંગનાથ ગૌતમ.

કે જેથી પાછી એમ ને એમ પરીરાણી ઉડી ન જાય.

ઘણા દિવસ સુધી એણે પરીની રાહ જોઇ, પણ એ તો દેખાઇ જ નહિ. આખરે થાકીને એણે વિચાર કર્યો કે પરીઓ પૂર્વ દિશા તરફ ઉડી ગઈ છે, તેથી એમના આવાસ એ તરફ જ હશે. માટે એ દિશામાં ચાલ્યા કરવું. પણ આગળ તો પેલું સરોવર હતું. બિચારો રાજકુમાર ! હવે શું કરવું એનો વિચાર કરતો એ સરોવરના કાંઠા ઉપર બેઠો. વિચાર કરતાં કરતાં એની આંખમાં આંસુ આવી ગયાં, ને પાણીમાં ટપ ટપ પડવા માંડયાં. હવે આંસુ ખારાં હોય એટલે પાણીના જેટલા ભાગમાં એ આંસુ પડયાં, એટલા ભાગનું પાણી ખારું થવા માંડયું. અને જે સ્થળે ખારું પાણી થવા માંડયું, ત્યાં બેચાર માછલીઓ તરતી હતી. એમને પાણી ખારું લાગ્યું એટલે ગભરાઇને બેનપણીઓ પાસે જઇને કહેવા લાગી, "અલીઓ જોતો ખરી, પણે પાણી ખારું છે." બધાંએ જઇને જોયું તો સાચે જ પાણી ખારું લાગ્યું. હવે શું કરવું ? એ તો ગભરાઇને એમની રાણી આગળ ફરીયાદે ગઈ. એમને બીક લાગી કે રખેને એમ કરતાં આખું સરોવર ખારું થઇ જાય !

મત્સ્યરાણી એ વખતે સિંહાસન ઉપર બેઠી હતી. પેલી માછલીઓ એની આગળ જઇને નમન કરીને ઉભી રહી. મત્સ્યરાણીએ એમના આવવાનું કારણ પૂછયું, એટલે એમણે પાણીની વાત કરીને કહ્યું, "પાણી હજી તો વધારે ખારું થતું જાય છે. માટે ઝટ કૈં ઉપાય કરો. નહિ તો આખું સરોવર ખારું થઇ જશે.

રાણીને આ વાત સાચી ન લાગી. તો યે એણે કહ્યું "ચાલો હું તમારી સાથે જોવા આવું છું." એમની સાથે જઇને એણે જળ ચાખ્યું તો ખારું લાગ્યું, એ સમજી ગઇ કે આમાં કશોક ભેદ છે, નહિ તો થોડીક જગ્યામાં પાણી શા માટે ખારું થાય ! થાય તો બધે જ ખારું થાય. એણે માછલીઓને આજ્ઞા કરી, "તમે બધીઓ દૂર ચાલી જાઓ, હું હમણા તપાસ કરીને આવું છું"

આમ કહીને રાણી પાણીની સપાટી તરફ ઉપર ચઢવા માંડી. એણે પાછળ વળીને જોયું તો પેલી માછલીઓ દૂર ગઇ હતી, છતાં છાનુમાનું સંતાઇને જોતી હતી, કે રાણી શું કરે છે. એકદમ પાછી ફરીને મત્સરાણી બોલી, "લુચ્ચીઓ મને ઠગવા માંડી કે ?" માછલીઓ બીંડી પડી દૂર ચાલી ગઇ.

પાણીની સપાટી ઉપર જઇને રાણી જોય છે તો રૂપાળો રાજકુમાર લમણે હાથ દઇને રોય છે. એને બહુ નવાઇ લાગી અને પૂછયું, "કુમાર, શા માટે રડો છો ?" કુંવરને પણ આશ્ચર્ય થયું કે માછલી તે વળી બોલતી હશે ! સૂર્યના તેજમાં ચમકતી આ સોનેરી માછલીને બોલતી સાંભળીને એને અત્યંત નવાઇ લાગી. છતાં, એણે મધરાતના દસ્યની રાણીને બધી વાત કરી. વાત સાંભળતાની સાથે જ રાણી બોલી ઉઠી, "ઓહો ! એમાં શું ! એટલા માટે રડો છો શું કરવા ? ચાલો મારી સાથે, હું તમને બધો બંદોબસ્ત કરી આપીશ. મારા ઉપર વિશ્વાસ રાખીને મારી સાથે ચાલો. હું તમારું થોડું ઘણું દુઃખ તો જરૂર ટાળીશ."

માછલીની વાત સાંભળીને કુંવર વિચારમાં પડયો, કે પાણીમાં તે માછલી એને કયાં લઇ જવાની હતી ? પણ વળી એને વિચાર થયો માછલીઓ કોઇ દિવસ બોલે નહિ, આ માછલી તો બોલે છે, માટે જરૂર આમાં કંઇ ભેદ છે. એમ વિચાર કરીને એણે માછલી સાથે જવા કબુલ્યું. માછલીના કહેવાથી એણે પાણીમાં પડતું મૂકયું.

પરંતુ આ શું ? રાજકુમારને પાણી અડ્યું જ નહિ. રાણીની સાથે ઉંડો ને ઉંડો ઉતરતો જ ગયો, પણ એના શરીરને પાણી રહેજ પણ ન લાગ્યું. જેમ જેમ ઉંડો ઉતરતો ગયો તેમ તેમ મોટા બગીચા, ફુવારા, ને ઘણોજ સુન્દર મ્હોલાતો દેખાઇ. એ બધું જોઇને એને થયું કે દરીયાની નીચે આપણા કરતાં કેટલી વધારે સુન્દર અને સરસ દુનીયા છે ! રસ્તામાં મોટા મોટા મગરો, અને એથી પણ ઘણાંજ વધારે ભયંકર પ્રાણીઓ મળ્યાં, પણ એ બધાં કુંવર તથા મત્સ્યરાણીને નમન કરીને ચાલ્યા જતાં હતાં. કુંવર સૌથી વધારે નવાઇ એ લાગી કે ત્યાં નાની મોટી બધી માછલીઓ સોનેરી હતી. છેવટે એ લોકો મોટા બધા. ઘણા જ સુન્દર મહેલમાં આવી પહોંચ્યાં. પરવાળાંની ત્યાં જમીન હતી. ભીંતો ચળકતી છીપોની, રૂપાથીયે વધારે ચળકતી હતી, ચારે બાજુ હીરાજડિત બિલોરી કાચનાં બારણાં હતાં. કુંવર તો બસ, આંખો ફાડીને જોયા જ કરે. રાણી એને પોતાના સિંહાસન પાસે લઇ ગઇ અને એના ઉપર બેસાડયો. થોડી વારમાં રાણીની દાસીઓ ( માછલીઓ ) હાજર થઇ ને પ્રણામ કરીને ઉભી રહી. રાણીએ કહ્યું, જાઓ રાજકુમારને ગુલાબ-જળથી નવરાવો અને સુન્દર પોશાક પહેરાવો.

જોતજોતામાં જાતજાતનાં અત્તરોથી કુંવરને નવરાવ્યો અને પોશાક પહેરાવ્યો. ભાતભાતનું ખાવાનું હાજર થઇ ગયું, તે કુંવરે આરોગ્યું.

આમ થોડા દિવસ તો એણે લહેર કરી, પણ પછી એને પેલી પરી યાદ આવી. એણે રાણીને વાત કરી, એટલે રાણીએ કહ્યું, " ભલે તમારો એવો આગ્રહ હશે, તો હું તમને સામે કિનારે પહોંચાડી દઇશ. પણ એટલું વચન આપો, કે પાછા વળતે અહીં થોડા દિવસ તમારે રહેવું. " કુંવરે વચન આપ્યું. રાણીનો હુકમ થયો કે પ્રવાસપાલખી સત્વર હાજર કરો. જોતજોતામાં બધી માછલીઓ ભેગી થઇ ગઇ, અને એક બીજાની પાંખમાં પાંખ ભેરવીને સુન્દર સોનેરી ચાદર રૂપ બની ગઇ. પહેલાં તો તેના ઉપર બેસતાં કુંવરને બીક લાગી, કે વખતે પાંખ છુટી જાય તો ! પણ પાછું યાદ આવ્યું, કે પાણી તો એના શરીરને અડકતું પણ નથી, અને મત્સ્યરાણી પાસે જ છે પછી ભય શો છે ? આમ વિચાર કરીને એ બેસી ગયો. બેસવાની અત્યન્ત મજા પડી શું કામ ન પડે ? તરાપાની જેમ ધીમે ધીમે માછલીઓ તરવા માંડી, ને જોતજોતામાં કિનારે આવી પહોંચી.

રાજકુમારને ઉતારીને મત્સ્યરાણીએ કહ્યું, " કુમાર, તમારે જ્યારે પાછા આવવું હોય ત્યારે મને ત્રણ વખત બોલાવજો. " કુંવરે માછલીનો ઘણો ઉપકાર માન્યો. રાણીએ કહ્યું " એમાં ઉપકાર હોય જ નહિ. પણ મારી એક બીજી વાત સાંભળો. તમે આગળ જશો, ત્યાં રસ્તામાં એક મોટો ભયંકર નાગ આવશે. એટલો બધો મોટો, કે તમે ગભરાઇ જ જશો, પણ તમે આટલું સાહસ ખેડયું છે, એટલે એમાં તમે હિમ્મત તો નહિ જ હારી જાઓ એનો મને પૂરેપૂરો વિશ્વાસ છે. એવડો મોટો નાગ કોઇથી ન મરે, પણ હું તમને આ તીર આપું છું, તે તીર નાગના કપાળ ઉપર મોટો બધો કાળો ડાઘો છે તેના ઉપર મારજો, એટલે નાગ મરી જશે. " આમ કહીને એણે એક તીર રાજકુમારને આપ્યું. રાણી ખૂબ સંભાળથી કામ લેવાનું કુંવરને કહીને વિદાય લઇને ચાલી ગઇ.

રાજકુમાર આગળ ને આગળ ચાલ્યો જાય છે. થોડો દૂર ગયો, ત્યાં એને કેટલાંક ગાડાં ચાલતાં હોય એવો અવાજ સંભળાવા માંડયો. એ વિચારમાં પડી ગયો:—" આવા નિર્જન વનમાં વળી ગાડાં ક્યાંથી હોય ? "

વિચારમાં ને વિચારમાં થોડેક આગળ ગયો, તો અવાજ ઘણો જ મોટો સંભળાવા માંડયો. આખરે જ્યારે અવાજની સાવ નજીક પહોંચ્યો ત્યારે એણે શું જોયું ? એનાં તો ગાત્ર જ ગળી ગયાં, અને ધ્રુજવા માંડયો. આવડો મોટો પર્વત જેવડો નાગ ! એને કેટલાં માણસ ખાવા જોઈતાં હશે ? કુંવરને તરત જ રાણીની વાત યાદ આવી. હિંમત કરીને એ આગળ વધ્યો; ધ્યાનથી જોયું, તો નાગના કપાળની બરાબર વચમાં મોટો કાળો ડાઘો હતો. નાગ ઉંઘતો હતો અને એના નસકોરાંનો જે અવાજ થતો હતો, તે એટલો બધો મોટો હતો કે ગાડાં ઘસડાતાં હોય એવો રાજકુમારને દૂરથી ભાસ થયો હતો.

સારા નશીબે નાગ ઉંઘતો હતો એટલે એને નીરાંત હતી. એણે ધીમે રહીને પેલું તીર છોડયું; બરોબર પેલા ડાઘ પર વાગ્યું. ભયંકર ગર્જના કરતો એ નાગ તરફડીયાં મારવા લાગ્યો. ગર્જના સાંભળીને બે ઘડી કુમાર તો સુનમુઢ થઇ ગયો.

પણ આ શું આશ્ચર્ય ! એવડા મોટા નાગની જગ્યાએ એક સૈનિક તરફડતો હતો ! કુંવરે તરત જ દોડી જઇને એને પાટો બાંધ્યો અને એનું માથું ખોળામાં લઇ લીધું.

" રાજકુમાર, " સૈનિકે કહ્યું. " તમે મારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. હું એક સિપાઇ જ હતો, પણ પુર્ણિમાને શોધવા નીકળેલા એક રાજકુમારની સાથે અહિં આવી પહોંચ્યો હતો. રાજકુમારને ડાકણ ખાઇ ગઇ અને મને એણે નાગ બનાવી મૂકયો હતો. આજે તમે મને બચાવી લીધો છે, તેથી હું તમારો જીવનભર ઋણી છું, અને તમારે માટે જીવ પણ આપવા તૈયાર છું. "

" ડાકણ કેવી વળી ? " રાજકુમારે પૂછયું. સૈનિકે જવાબ આપ્યો, " અહિંથી થોડે દૂર એક ઝુંપડી છે, એમાં એક ડાકણ રહે છે. એ ડોસલીએ મને નાગ બનાવીને ચોકી કરવા અહીં રાખ્યો હતો. એવો કોણ વીર હોય કે જે આવડા પર્વત જેવડા ભયંકર નાગને મારી શકે ? હું તો નિરાશ થઇને પડયો હતો અને પાછો મનુષ્ય થવાની આશા છોડીને ઉંધ્યા કરતો હતો ત્યાં તમે આવીને મને છોડાવી મારા ઉપર ઘણો જ મોટો પાડ કર્યો છે. "

રાજકુંવરે પોતાની વાત પણ સૈનિકને કરી. સિપાઇએ કહ્યું " એ જ, એ પૂનમપરી ! પણ એને પહોંચવા આડે એક મોટું વિધ્ન ઉભું છે, પેલી ડાકણ જેના સામું જોય છે, તે પથ્થર બની જાય છે. આપણે એનો ઇલાજ કરીશું, ફિકર કરશો નહિ. ચાલો આપણે જઇએ. હવે મને આરામ થઈ ગયો છે. "

બન્ને જણ ચાલ્યા. જ્યાં ડોશીનું ઘર આવ્યું એટલે સૈનિકે કહ્યું. " કુંવર, તમારો મારા ઉપર ઘણો ઉપકાર થયો છે, માટે હું જ પથ્થર થઇ જઇશ; મને આગળ ચાલવા દો."

" મને એક સરસ રસ્તો સુઝયો છે, " કુંવરે કહ્યું, " એ ઉપાય પાર પડે તો ઠીક, નહિ તો હું પથ્થર થઇશ. મને કશો વાંધો નથી. મને જ આગળ ચાલવા દો. "

કુંવર આગળ અને સૈનિક પાછળ, એમ ચાલ્યા. દૂરથી ડોશીને જોઇ એટલે એણે પોતાની જે ઢાલ હતી, તે પોતાના મોં આગળ આડી ધરી, ઢાલ એકદમ ચકચકતી હતી, એટલે પોતાનું જ મોહું એમાં ડોશીને દેખાયું, અને ત્યાં ને ત્યાં એ જાતે જ ઢરી ગઈ.

બે જણાએ છુટકારાનો દમ ખેંચ્યો, અને આગળ ચાલવા માંડયું. અન્તે એ લોકો પૂર્ણિમાને મહેલે પહોંચ્યા, મહેલના દાસ દાસીઓએ એમનો સારો આદરસત્કાર કર્યો. કુંવરે પરીરાણીને મળવા ઇચ્છા દર્શાવી એટલે દાસીઓએ જવાબ આપ્યો કે કુંવરીબાની

તબીયત ઠીક નથી, એટલે થોડા દિવસ પછી તમને મળશે.

પંદરેક દિવસ પછી પૂર્ણિમાએ કુંવરને પોતાની પાસે બોલાવ્યો, અને પૂછ્યું કે તમારે શું જોઈએ છે? પહેલાં તો કુંવર અચકાયો. પણ તરત જ પેલી જંગલમાં પૂર્ણિમાની મધરાત યાદ આવી અને વિચાર્યું કે એકવાર હાથથી ગયેલી કેટલી મુશીબતને અંતે પાછી મળી છે; હવે ખોવાનો અર્થ નથી. એણે પોતાની બધી વાત એને સમજાવી. એના ઘણા જ આનંદ વચ્ચે એણે કુંવરીને બોલતાં સાંભળી—"તમારી વીરતા જોઈને ખરેખર મને ઘણો જ અચંબો તથા આનંદ થયો છે. હું તમારી સાથે આવવા ઘણી જ ખુશી છું. મારો બાપ આકાશ અને કાકો દરિયો છે. હું દર પૂનમે મારા કાકાને મળવા જાઉં છું. મને મળવા એ ઘણાયે ઉછાળા મારે છે પણ મને ભેટી શકતો નથી. આવતી પૂનમે જ આપણે જઈશું, અને એમની રજા લઈશું, પરંતુ આપણે જે સરોવર પાર કરવાનું છે તેને સામે કાંઠે અમાસ પહેલાં પહોંચી જવું જોઈએ. અમાસ આવશે અને જો આપણે નહિ પહોંચ્યાં હોઈએ, તો કિનારા ઉપર મોટા મોટા રાક્ષસો અમને લેવા આવશે."

હરખથી મલકાતા કુંવરે વચન આપ્યું અને એ બાબત નિશ્ચિંત રહેવા કહ્યું.

પૂનમનો દિવસ આવી પહોંચ્યો એટલે પેલો સૈનિક, રાજકુંવર અને કુંવરી, ત્રણે જણાં ફુલ વિમાન ઉપર બેસીને નીકળ્યાં. ઉડતાં ઉડતાં એ લોકો પેલા સરોવર આગળ આવી પહોંચ્યાં, એટલે રાજકુંવરને પોતે માછલીને આપેલું વચન યાદ આવ્યું અને ત્યાં એણે વિમાન થોભાવ્યું.

કિનારે જઈને મત્સ્યરાણીને ત્રણ વાર બોલાવી, એટલે એ કિનારે આવી. બધાને જોઈને એની આંખમાં આંસુ આવી ગયાં. રાજકુમારે આંસુનું કારણ પૂછ્યું એટલે એણે કહ્યું:—"કુમાર, હું કંઈ સાચે જ માછલી નથી. હું તો નાગકન્યા છું, અને આ મીઠો દરીયો મારું ઘર છે. એક વાર હું કિનારા ઉપર જરા આનંદ લેવા ઉભી હતી ત્યાં એક દુષ્ટ જાદુગર આવ્યો અને મને એની સાથે જવા કહ્યું. મેં ના પાડતાં એણે મને માછલી બનાવી દીધી. મેં ઘણા કાલાવાલા કર્યા, એટલે એનું પત્થર જેવું હૃદય કોણ જાણે કેમ પીગળી

## તારે ભરોસે રામ !

હું તો તારે ભરોસે છું . રામ !—  
સકળ પદારથ આપે તું જગમાં  
ને આપે અંતે સુખ ધામ—૧  
દ્રૌપદીને સાચો તારો ભરોસો  
તેની લાજ રાખી તેં ઘનશ્યામ—૨  
નરસીં મહેતાની હુંડી સ્વીકારી  
શેઠને શુકવ્યાં તેં દામ—૩  
તારો આધાર છે ભક્તજનોને  
તેં કીધાં ભક્તોનાં કામ—૪  
કનકને તું પ્રાણથી પ્યારો  
ઘટ ઘટ નો તું રામ—૫

શ્રી. કનકકુંવરબા

નોંધઃ—માળિયા (કાઠીયાવાડ)નાં રાણીસાહેબ ગં. સ્વ. શ્રી કનકકુંવરબા ભક્તિમાર્ગના ગ્રંથોના અધ્યયનમાં ખૂબ રસ લે છે. પરિણામે તેમણે ભક્તિભાવભર્યાં કેટલાક પદો રચ્યાં છે, જેમાંની આ એક વાનગી ગુણસુંદરીનાં વાંચક બ્હેનો માટે અત્રે રજૂ કરી છે. —તંત્રી

ગયું. અને મને કહ્યું, " આ સરોવરને તીરે ઘણા રાજકુમારો પૂર્ણિમાને શોધવા આવશે. પરંતુ તેમાં જે સફળતા પ્રાપ્ત કરશે, તેને હાથે તારો ઉદ્ધાર થશે. તેથી હું અહીં વસું છું. કેટલાય કુંવરો આવ્યા, એમને મેં આ સરોવર પાર કરવામાં સહાય કરી, પણ કોઇ પાછો આવ્યો નહિ. માત્ર તમે તમારો વીરતાથી સફળતા પ્રાપ્ત કરી છે, એટલે મને આશા આવી છે, કે આપને હાથે મારો ઉદ્ધાર થશે. આજે પૂનમપરી સાથે તમને જોયા એટલે મારી આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. "

ત્રણે જણ નાગકન્યા સાથે પાણીની અંદર ગયાં. મહેલ તરફ જતાં રસ્તામાં એક મોટા ગોળા જેવું લાંબા લાંબા તંતુઓવાળું ઘણુંજ ભયંકર જનાવર આવ્યું. તેણે રાજકુમારને એકાએક પકડયો, પણ એટલામાં નાગકન્યાની નજર તેના તરફ પડી કે એણે બે પાંખોથી તાળી પાડી. તાળી પાડતાંજ લાંબી તરવારો લઇને મોટા મચ્છ હાજર થઇ ગયા. રાણીનો ઇશારો થતાં ખચાખચ તરવારો ફરી વળી, ને એ રાક્ષસના રામ રમી ગયા. પોતાને મહેલે લાવીને એ નાગકન્યાએ મેમાનોની પુષ્કળ આગતાસ્વાગતા કરી. એક દિવસ એણે કુંવર તથા પૂર્ણિમાને એના માથા ઉપર હાથ મૂકવા વિનંતી કરી. જેવા બે જણના હાથ અડકયા કે તરતજ...ઓહો ! કેવી સુન્દર કન્યા ! કુંવર આભોજ બની ગયો. પહેલાં તો એણે માન્યુ જ નહિ કે આ પેલી માછલી છે, પણ પછી અવાજ તરત ઓળખ્યો અને માછલીએ કહેલી વાત પણ યાદ આવી ત્યારે માન્યું.

દિવસ ઉપર દિવસ આનંદમાં વીતતાં વાર ન લાગી, અને અમાસનો દિવસ નજીક આવતો ગયો. રાજકુંવર અધીરો થયો. નાગકન્યા એને જવા દેતી નહોતી. આખરે રાજકુમારે પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવ્યું એટલે એણે એક શરતે એને જવા દેવા કબુલ્યું. " મને સાથે લઇ જાઓ તો જવા દઇશ. હું તમને ઉપયોગી થઇ પડીશ, 'અકલ્યાણકારક નહિ થઇ પડું. તમે મને જીવિતદાન આપ્યું છે; હવે તમને છોડીને કયાં જઉં ? "

આમ કુંવર, પૂર્ણિમા, નાગકન્યા, તથા સૈનિકની ટોળી પ્રવાસ પાલખીમાં ચઢીને નીકળી પણ એ લોકો કિનારે પહોંચવાની તૈયારીમાં હતાં તેટલામાં અમાસ આવી ગઇ. હવે શું કરવું ? એ લોકો ગભરાયાં. પણ હૈયે હામ રાખીને છેવટે કિનારે તો આવ્યાં. પણ ત્યાં " કુંવરી લાવો, કુંવરી લાવો " કરતા, અને નાચતા અંધાર રાક્ષસો આવી પહોંચ્યા. કુંવર ભાથામાંથી તીર છોડવા માંડયો. પણ રાક્ષસો તરતજ સાવધાન થઇ ગયા અને અદશ્ય થઇ ને એમને હેરાન કરવા માંડયા. હવે નાગકન્યા મદદે આવી, " કુમાર પૂનમપરીને મારામાં સમાઇ જવા દો. રાક્ષસો એને નહિ શોધી શકે. તમારી રજા હોય તો હું તે પ્રમાણે કરું. "

" કબુલ છે. " કુમારે કહ્યું.

નાગકન્યા તરતજ એક મંત્ર બોલી. તરત જ કુંવરી અલોપ ! રાક્ષસોની આંખ ફાટી ગઇ. કુંવરી કયાંય ન દેખાય. ઘણી શોધી, પણ શું વળે ? સામેજ ઉભેલી નાગકન્યાના શરીરમાં જ પેસી ગઇ હશે એવો વહેમ પણ કેવી રીતે આવે ? છેવટે હતાશ થઇને તેઓ ચાલ્યા ગયા.

" પરીને પાછી તો જરૂર કાઢીશ કુમાર ", નાગકન્યા બોલી. " પણ બહાર નીકળતે એ મારું રૂપ પણ ખેંચતી આવશે. હું કાળીભઠ પડી જઇશ." એમ કહીને એણે મંત્ર ભણ્યો, પૂર્ણિમા પહેલાં કરતાં પણ વધારે તેજથી ઝળહળતી બહાર આવી. અપૂર્વ ત્યાગની મૂર્તિ જેવી નાગકન્યા સાવ કાળી પડી ગઇ હતી. બધાંની આંખમાં આંસુ ચમકયાં.

થોડે દિવસે કુંવર પોતાના રાજ્યમાં બધાની જોડે સુખરૂપ આવી પહોંચ્યો.

પરંતુ હજી એના નસીબમાં શાંતિ લખાયેલી નહોતી. પોતાની બે રાણીઓને લઈને કુંવર પિતા આગળ દરબારમાં આવી ઉભો રહ્યો, એટલે રાજા ખુશ તો ઘણો થયો, પણ પહેલેથી ખીજાયલો હતો, એટલે એટલું કહ્યા વગર એનાથી ન રહેવાયું, "તું પ્રકાશ જેવી ધોળી ને રૂપાળી કન્યા તો જરૂર લાવ્યો, પણ મેઘવરણી આંખો વાળી અને આકાશ જેવા ભૂરા વાળ વાળી એ ક્યાં છે ?"

કુંવરના મુખ ઉપર ઝાંખપ આવી ગઇ. પણ હજી નાગકન્યા એની મદદે ઉભી હતી. "ચિન્તા ન કરશો કુમાર, હું તો કાળી થઇ ગઇ છું, એટલે કોઇને મોઢું બતાવવાની હોંશ મને રહી નથી. ગઇ વખત પૂર્ણિમા મારામાં સમાઈ ગઇ હતી. અત્યારે મારો વારો." હજી તો પૂરું બોલી ન બોલી ત્યાં તો સભાની અજાયબી વચ્ચે નાગકન્યા ગુમ ! રાજાની નજર પૂર્ણિમા ઉપર પડી, તો એની આંખો પહોળી થઇ ગઇ. એની ભમરો અને કીકીઓ મેઘવરણી થઇ ગઈ હતી. રહ્યા સહ્યા કાળા પડી ગયેલા શરીરનો ઉપયોગ પણ નાગકન્યાએ કુંવરને ખાતર પૂર્ણિમાનું રૂપ વધારવામાં કર્યો.

હજી રાજાને સાન ન આવી. "આકાશ જેવા ભૂરા વાળનું શું ?" એ બોલ્યો. કુંવરથી બોલાઇ ગયું—"વાળ તે વળી ભૂરા હોતા હશે ? ભૂખરા કે સોનેરી હોય."

પણ હવે પૂર્ણિમાનો વારો હતો. "એ હો એટલું જ ને ! કુમાર ખોટા પડે જ નહિ. આકાશ મારો સગો બાપ છે. હવેથી તમે મને આકાશરૂપી ભૂરા કેશકલાપની વચમાં જ જોવા પામશો. તમારે ત્યાં શોભતી છતાં હવે સદૈવ આકાશમાં મારા પિતાને ત્યાં જ હું વાસ કરીશ."

આટલું કહીને પરીએ પાંખો પ્રસારી. પળવારમાં એ અંતરીક્ષમાં પહોંચી ગઇ. બાપ દિકરો ઉપર જોય, તો ભૂરા ગંભીર આકાશ વચ્ચે ગોરી પૂનમપરી ઝગે છે, તેમાં એની કાળી ભમરો અને આંખો શોભે છે; એની ચાંદની દુનીયા ઉપર બધે રેલાય છે અને સૌ કોઇને શીતળ કરે છે.

હવે પૂનમપરી આકાશમાં જ વસે છે. મહિનામાં ચૌદ દિવસ એ ધરતી ઉપર પોતાની જ્યોતિ ચાંદનીને મોકલે છે, જગતમાં એ બધાંને આનંદ આપે છે.

પરંતુ પૂર્ણિમાની રાતે એ પૂનમપરી જાતે ઉતરીને કુંવર સાથે રમે છે. પેલા અંધાર રાક્ષસોના ભયથી એ થોડા દિવસ સંતાઇ જાય છે. એને આપણે અંધારીયાં કહીએ છીએ. પણ પૂનમે પૂનમે તો રાજકુમારને ત્યાં પૂનમપરી હોય જ.

---

## શાળા

જ્ઞાન અર્પતી મન એંચતી
સર્વ દિલોમાં રસ પૂરતી
આનંદી જીવન તું ઘડતી
જ્યોત ખરે તું જ્ઞાનની જલતી
મઝાની શાળા
અમારી મઝાની શાળા.

કાલા ઘેલા બાળો આવે
પત્થર પાટી સાથે લાવે
સમાન સહુને તું તો ગણતી
પ્રાણ પરાગ સમરસે ભેટતી
મઝાની શાળા
અમારી મઝાની શાળા.

શ્રી. મણીલાલ કસ્તુરચંદ શાહ

## ભિક્ષા

:: ભીમપલાસ ::

મુજ રંક તણું જીવન આખું યે ઉજાળી દે ! ઉજાળી દે !
ઉરનાં દુઃખ દારિદ્ર, તાપ સંતાપ, મીટાવી દે ! મીટાવી દે !
પ્રભુ ! રશ્મિ જીવનમાં આપી દે !
આ રંક જીવનને ઉજાળી દે ! ૧

વિશ્વ અખિલને ખૂણે ઢુંઢતાં કહેને પ્રભુજી ! ક્યાં તું હશે ?
ઉર ક્યાં તું જશે ? પ્રભુ ! ક્યાં વસે ? ઉત્તર એના ક્યાંય હશે ?
પ્રભુ ! ખોળે ભરી તું ભક્તિ દે !
મુજ અંતર – વેદન કાપી દે ! ૨

ઉર – તંતુ સચેતન કાજ પ્રભુજી ! જ્યોતિ એક જગાવી દે !
પ્રભુ તુજ અણુમાં જાઉં ભળી એ અંતર ધૂન લગાવી દે !
પ્રભુ આપી દે ! તું આપી દે !
મને અંતર – ચક્ષુ આપી દે ! ૩

મીનુ બરજોરજી દેસાઇ



## અમ રંક ઘેર પધારો !

:: દુર્ગા ::

અમ રંક ઘેર પધારો....
પ્રભુ અમ રંક ઘેર પધારો....

નહિ સતાવું સોનું માગી કે
દુઃખમાં કંઈ ઘટાડો;
ભીખ માગીશ હું નાનકડી એક
માનવ પૂર્ણ બનાવો ! અમ.

ધૂપ, દીપ, નૈવેદ્ય અને એ
સુમન – હાર ઠઠારો,
એવું કને કૈં મારી ન મળે
હૃદયભાવ સોહાવો ! અમ.

" પદ્માકર "

# શ્રી શારદાબ્હેન મહેતા




પરિચય કરાવનાર

પ્રભુદાસ બાલુભાઇ પટવારી
બી. એ. એલએલ. બી.


શ્રીમતી નાથીબાઇ ઠાકરશી યુનીવરસીટીએ તાજેતરમાં શ્રી શારદાબહેન મહેતાને વાઇસ-ચેન્સેલર તરીકે ચુંટી કાઢી તેમની અનન્ય સેવાની જે કદર કરી છે તેથી સૌને આનંદ થયો છે. મહર્ષિ ધોંડો કર્વેની ખાલી પડેલ ખુરશી પર શ્રી શારદાબહેન બેસે એથી વધારે સુયોગ્ય બીજું શું હોઇ શકે ?

ઠાકરશી યુનીવરસીટીના સંસ્થાપક અને સંચાલક તરીકે શ્રી કર્વે હતા પરંતુ આરંભથી જ તેના નિર્માણ, વિકાસ અને તેની ઉન્નતિમાં શ્રી શારદાબ્હેનનો ફાળો કમ નથી.

પચીસ વર્ષથી તેઓ આ યુનીવરસીટીની સેનેટ અને સીન્ડીકેટમાં રહી સ્ત્રીઓની કેળવણીની પ્રગતિ માટે અવિરત કામ કરી રહ્યાં છે. યુનીવરસીટીની દરેક અગત્યની સમિતિઓમાં તેમને ચુંટવામાં આવ્યાં છે અને તેમણે તે દરેક જગ્યાએ સુયશ પ્રાપ્ત કરેલ છે. શ્રી કર્વે તેમની કાર્યશક્તિ અને ઉત્સાહ પરત્વે મુગ્ધ હોઇ તેમનો સહકાર મેળવવા સદાય તત્પર રહ્યા છે.

ઇઠ ૧૯૦૮ થી તેમણે સ્ત્રી કેળવણીના અને માતૃભાષા દ્વારા શિક્ષણ કાર્યમાં ઉંડો રસ લેવા માંડ્યો છે. સ્ત્રીઓને પોતાના જીવનને અનુકુળ કેળવણી હોવી જોઇએ અને તે માતૃભાષાં દ્વારા અપાવી જોઇએ એ બાબતમાં તેમણે જેહાદ ઉપાડી હતી. ૧૯૨૫ માં અખિલ હિંદ સમાજ-સુધારા પરિષદમાં શ્રી કર્વેએ સ્ત્રીઓની અલગ યુનીવરસીટી માટેની હાકલ પાડી હતી. એ અરસામાં શ્રી શારદાબ્હેને ગુજરાતની અને વિશેષતઃ સ્ત્રીઓની સેવાનું ધ્યેય લક્ષમાં રાખી જાહેર સેવામાં ઝંપલાવ્યું હતું. આ કાર્ય માટે અમદાવાદમાં કાંઇક અનુકૂળતા મળશે તેમ જણાયાથી વડોદરાથી ઘરબાર ઉપાડી અમદાવાદમાં સ્થળાંતર કર્યું. થોડાક મિત્રોના સહકારમાં સ્ત્રીઓની કેળવ-

ણીના કાર્યને મૂર્ત સ્વરૂપ આપ્યું. ૧૯૩૬ માં મહિલા વિદ્યાલયનું સુકાન હાથ ધર્યું. સ્ત્રીઓ સમાજની પરિસ્થિતીને અનુકૂળ અને વ્યાવહારિક શિક્ષણ પ્રાપ્ત કરી શકે તે હેતુપુરઃસર ખાસ અભ્યાસક્રમ ઘડી કાઢી મહિલા વિદ્યાલયની વિદ્યાર્થીનીઓને શાળાંત પરીક્ષાનું જુદું સરટીફીકેટ આપવાની યોજના અમલમાં મૂકી. આ કાર્યમાં રા. ઇન્દુલાલ યાજ્ઞિક તથા ડૉ. સુમન્તે તેમને ઘણો સુંદર સાથ આપ્યો હતો. ગુજરાત સ્ત્રી કેળવણી મંડળનું સંચાલન હાથ ધરી તેમણે એ સંસ્થા મારફત સ્ત્રી કેળવણીના પ્રશ્નને આગળ ધપાવ્યો. આજે મહિલા વિદ્યાલયનું નાવ કેવી સુંદર પ્રગતિ સાધી રહ્યું છે?

આજે પણ જ્યારે સ્ત્રી કેળવણીના વિરોધીઓનો એક મોટો સમૂહ અસ્તિત્વ ધરાવે છે ત્યારે ત્રણ દાયકા પહેલાં સ્ત્રી શિક્ષણના કાર્યમાં કેટલી મુશ્કેલીઓ અને વિટંબણાઓ હશે તેનો સહેજે ખ્યાલ આવી શકે તેમ છે. અનેક પ્રતિકુળ સંજોગોમાં પણ શ્રી શારદાબ્હેન હસતે મુખડે આશાવાદી બની પોતાના કાર્યને આગળ ધપાવવામાં મશગુલ રહ્યાં છે અને અનેક કામો પોતાને સહજ સુલભ સરળતાથી પાર પાડ્યાં છે.

અનેક સમસ્યાઓમાં સંસ્થાના નિભાવનો પ્રશ્ન વિકટ હોય છે. એક પાઇની પણ મુડી વગર તેમણે છોકરીઓની ઉચ્ચ કેળવણી માટે તેમણે મહિલા વિદ્યાલયની સ્થાપના કરી, પોતાના આત્મ વિશ્વાસના બાળ ઉપર તથા એ ત્રણ સહૃદયી મિત્રોના બળ ઉપર તેમણે આ કામ આરંભ્યું. અમદાવાદમાં ફંડ એકઠું ન થઇ શક્યું એટલે મુંબઇ ઘેર ઘેર ભટકી રકમ એકત્ર કરી. કંઇએ કસોટીમાંથી પસાર થઇને આજે આ સંસ્થા પમભર બની છે તેનો લાભ અસંખ્ય સ્ત્રીઓએ લીધો છે, અને તેમાંથી ગુજરાતે અનેક સેવિકાઓ મેળવી છે.

અમદાવાદની માફક જ વડોદરામાં મહિલા પાઠશાળા તેમના તેમજ ડૉ. સુમન્તના તથા શ્રી. મટુભાઈ કાંટાવાળાના પ્રયાસથી જ શરૂ થઇ હતી અને આજ સુધી તેનો વિકાસ થઇ રહ્યો છે. શ્રી. મહારાણી સાહેબ ચીમનાબાઇ ગાયકવાડે સારી રકમ ભેટ આપીને આ સંસ્થાના આરંભમાં સહાય તેમના અને ડૉ. સુમન્તના પ્રયાસથી મળી હતી. વડોદરાની શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજ તેમના ઉત્સાહથી શરૂ થઇ હતી, અને વડોદરાની જાગૃતિ આ સમાજને જ આભારી છે. તેમના દરેક કાર્યમાં ડૉ. સુમન્તની સહાનુભૂતિ અને સક્રિય મદદને લીધે ઘણે અંશે તેમના કાર્યમાં સરળતા મળી છે. આ વસ્તુ પુરૂષ વર્ગે ધ્યાનમાં લેવા જેવી છે

યુગયુગના અન્યાય, અને અત્યાચારોથી પ્રપીડિત હિંદના નારી વર્ગમાં આજે જાગૃતિનાં વહેણુ વહી રહ્યાં છે. પોતા પર લદાયેલાં કાયદાનાં, સામાજીક, અને રૂઢીગત એવાં અનેક બંધનો તોડવા આજે સ્ત્રીએ માથું ઊંચક્યું છે. ગુજરાતમાં આ પ્રવૃત્તિનો આરંભ કરવાનો યશ શ્રી વિદ્યાબ્હેન તેમજ શ્રી. શારદાબ્હેનને જ મળે તેમ છે. જે જે ક્ષેત્રમાં તક મળી છે ત્યાં ત્યાં સ્ત્રીઓના હક્ક માટે શ્રી. શારદાબ્હેને આંદોલન જગાવ્યાં છે. અને વિશેષ અખિલ હિંદ મહિલા પરિષદ્ દ્વારા તેમણે આ દિશામાં ઘણું કામ કર્યું છે. ત્રણ ત્રણ વખત આ પરિષદ્નાં તેઓ ઉપપ્રમુખ ચુંટાયાં છે.

જૂના રૂઢી પ્રવાહને ફેરવવાનું કાર્ય ઓછું કઠીન નથી. ઘણા ય સમાજ સુધારકોનાં ભાષણો અને લેખો કરતાં શ્રી. શારદાબ્હેનના મુંગા કાર્ય વડે આ પ્રશ્ન કેટલો આગળ ધપ્યો છે તે હકીકત તો સમાજ સુધારામાં રસ લેનારાઓથી અજાણ નથી.

આ ઉપરાંત તેમણે અનેક ક્ષેત્રોમાં

પોતાની સેવાઓ આપ્યા કરી છે. મુંબઇ યુનીવરસીટીમાં સૌથી પ્રથમ ચૂટાયેલ સ્ત્રી સભ્ય તરીકે જવાનું. મ્યુનિસીપાલીટી અને લોકલબોર્ડમાં તેમણે સરસ કામગીરી બજાવી છે. રાજકીય કાર્યમાં પણ સદાય ઉદ્દામ રહ્યાં છે.

રા. સા. મહીપતરામ અનાથાશ્રમ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, જ્યોતિસંઘ અનેક સંસ્થાઓના ઇતિહાસમાં તેમનું કાર્ય કોઇ ભૂલી શકવાનું નથી.

સાઠ વર્ષની વયે ઘણાખરાને આરામ અને નિવૃત્તિ જોઇએ છીએ ત્યારે આજે આ બ્હેનની કાર્યપ્રવૃત્તિ જરા પણ શિથિલ થઇ નથી. ગમે તે વ્યક્તિ જાહેર કાર્ય માટે તેમની પાસે જાય તો તેઓ ઉમંગ અને ઉત્સાહથી પોતાથી બનતું બધું કરી આપવા તત્પર રહે છે. પ્રતિદિન જીર્ણ થતા જતા માનવદેહના કારણે તેઓ બહુ ધુમાધુમ કરતાં નહિ જણાય પરંતુ પ્રબળ માનવશક્તિથી પોતાના કામમાં સ્થિર પગલે આગળ વધી રહ્યાં છે. ઘડપણની હીલાશ કરતાં જુવાનીઆની સાહસવૃત્તિ હજુ તેમનામાં વિશેષ દેખા દે છે.

તેમની અથાગ કાર્યશક્તિ વડે જ નહીં પરંતુ તેમના ઉમંગી સ્વભાવ વડે આજે તેમણે અનેકને આકર્ષ્યાં છે. સ્વાભાવિક નિરાડંબરતા અને નિખાલસ હૃદય વડે એ સૌમ્ય મૂર્તિએ અનેકને જીત્યાં છે. વિચારોના ગમે તેવા મતભેદ હોય છતાં તેમણે કોઇ દિવસ ઉંચા અવાજે અક્ષર કાઢ્યો નથી. ઉલટું પોતાનું દષ્ટિબિંદુ નમ્રતાથી મૂકીને સામા પક્ષવાળાને હસતાં હસતાં હરાવવાની કળા તેમણે હસ્તગત કરી છે. આપણા મોટા નાના જાહેર કાર્યકર્તાઓ પોતાને ફાવતું ન થાય ત્યારે કેવા છંછેડાઇ પડે છે અને તેમનામાં ઉદ્વેગ, દુરાગ્રહ અને ક્રોધ કેવું જોર કરે છે તે આપણે ક્યાં નથી જોતા ? અહિંસા, સત્ય અને શિસ્તપાલન વિષે લેખો લખનારાઓ અને ભાષણ કરનારાઓમાં નાનીશી વાતોમાં પણ ઘરમાં અને બહાર કેટલી બધી સ્વાભાવિક હિંસાવૃત્તિ દેખાય છે ? તે બધાને આ બહેન પાસેથી ઘણું શીખવાનું મળશે. તેમણે પોતાના વિચારો માટે આગ્રહ ધરાવ્યો છે પરંતુ કોઇ દિવસ ઉગ્ર વાદવિવાદ કર્યો નથી. કદાચ કોઇને પણ નારાજ કરવાની આવડત તેમનામાં ન હોય તે પણ બનવા જોગ છે. સર્વ પ્રત્યે સમાન લાગણી એ આજે એમના સ્વભાવનું અભિન્ન અંગ બની ગયેલ છે. આજે અનેક તેમની પાસે પોતાનાં દુઃખો રડવા જાય છે અને ખરેખર તેઓ હસીને જ પાછા ફરે છે. આ કારણે ઘણાને એમની પાસે વારંવાર જવાનું મન થયા કરે એ સ્વાભાવિક છે.

જીવનના અનેક વિષાદ અને વિટંબણાઓને તેમણે હસતાં હસતાં ઝીલ્યાં છે. જગત સુંદર છે અને આપણો પંથ ઉજ્જવળ ધ્યેય પ્રતી જાય છે એમ ગણીને જીવનમાર્ગની વિકટતાઓને તેમણે હળવી લેખી છે. અનેક નિરાશાઓમાં તેમણે આશાઓ સેવીને હસતું મુખ રાખ્યું છે. ઉદાત્ત કાર્યને જીવન અર્પણ થયેલું જીવન એ જ સાચી અને ખરી જીવેલી જીંદગી છે એ સૂત્રને તેમણે બરોબર અપનાવ્યું છે.

આવા નિરાડંબરી અને ઉમંગી સેવીકાને ચૂંટીને કર્વે યુનીવરસીટીએ પોતાને જ ઉંચી કક્ષાએ મૂકી છે તે નિઃશંક છે.

# ચાંદની

: રાસ :

જોને સખી આકાશે આજ—
ચંદા....કે—વી ખીલી છે. (૨)
ગાઢ પાન સર્વ સખી હેતે ઝૂલે છે,
ભાન સર્વ ભૂલી બાળક સૌ રમે છે,
દીસે રઢિયાળી આજ રાત—
ચંદા....કે—વી ખીલી છે.
જોને સખી૦

તેજના અંબાર આભમાંથી અરે છે,
તારલા ચમકે ને-સખી ચંદા સોહાય છે,
રજની સજે છે એના સાજ—
ચંદા....કે—વી ખીલી છે.
જોને સખી૦

વિશ્વ બધું આજ સખી રૂપલું દેખાય છે,
હર્ષઘેલા ધુવડનો સ્વર કંઈ સૂણાય છે,
હરખે છે વિશ્વનો સમાજ—
ચંદા....કે—વી ખીલી છે.
જોને સખી૦

અમૃત સમ શાન્તિનું સિંચન કરે છે,
એની જ્યોતિથી જગ આખું જગે છે,
તેજ એને દે રવિ રાજ—
ચંદા....કે—વી ખીલી છે.
જોને સખી૦

ચાંદનીનો રાસ આજ સર્વ સખી ગાય છે,
સ્વર મીઠો સૂણી સુસ્વરમ્ હરખાય છે,
રૂપે મઢી છે આજ રાત—
ચંદા....કે—વી ખીલી છે.
જોને સખી૦

શ્રી. સુસ્વરમ્

# ભાઈબંધ "નવચેતન"નો મંગલ મહોત્સવ

અમદાવાદના કેટલાક સાહિત્યરસજ્ઞ સજ્જન-સન્નારીઓ લેડી વિદ્યાગૌરી નીલકંઠ, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી. રવિશંકર રાવળ, શ્રી. કેશવ શેઠ, શ્રી. પુરુષોત્તમ પરીખ, શ્રી. રમણિકલાલ દલાલ વગેરે તરફથી 'નવચેતન' મંગલ મહોત્સવ ઉજવવાની એક યોજના ઘડી છે તેને અમે આવકારીએ છીએ. બૃહદ્ ગુજરાત-ઠેઠ કલકત્તાથી પ્રસિદ્ધ થતા (હાલ વડોદરાથી) અને 'વીસમી સદી'ની ખોટને ભુલાવી દેતા એ માસિકનો મંગલમહોત્સવ ઉજવાય એ ઇચ્છનીય હોઈને હરેક સાહિત્ય રસિકની એ અત્યંત અગત્યની ફરજરૂપે માનીએ છીએ. 'નવચેતન'ના તંત્રી અને સંચાલક શ્રી. ચાંપશીભાઈ અનેક આર્થિક મુશ્કેલીઓનો ભાર સહન કરતા એને એના ઉત્તરોત્તર વિકાસ પામ્યે જતા સ્વરૂપે પ્રકટ કરતા રહ્યા છે. એને અંગેની ભારે ખોટ પણ ભોગવવામાં એ પાછા પડયા નથી. અને હજીયે એના પગ પર સંપૂર્ણ રીતે ઊભું રહી શકે તેવી તેની આર્થિક સ્થિતિમાં આવ્યું નથી.

આ સંજોગોમાં એને ફૂલ નહિ તો ફૂલની પાંખડી તરીકે પણ ગુજરાતી સાહિત્યપ્રિય જનતા તરફથી એનો સત્કાર કરે એ ખાસ વાંચ્છનીય છે. એને અંગેનો એ માટે નિમાયેલી સમિતિએ પ્રકટ કરેલો પરિપત્ર અમે આ નીચે આપીએ છીએ.

"ગુણસુન્દરી"નાં સુજ્ઞ વાચકો એને આવકારી પોતાની સક્રિય સહાનુભૂતિ એ સમિતિ પર પાડશે એમ ઇચ્છીએ છીએ. — તંત્રી 'ગુણસુન્દરી'

## પરિપત્ર

### શ્રી બૃહદ્ ગુજરાત 'નવચેતન' મંગલ મહોત્સવ

પ્રમુખ,
લેડી વિદ્યાબ્હેન ર. નીલકંઠ
ઉપપ્રમુખ,
ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

C/o પ્રજાબંધુ પ્રેસ, ખાડીઆ
અમદાવાદ, તા. ૧૮ : ૭ : ૧૯૪૨

સુજ્ઞ સજ્જન / સન્નારી

વિ. તા. ૧૯ : ૫ : ૧૯૪૨ને રોજ નીચેનો પરિપત્ર, સાથે દર્શાવેલી સહીઓથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો:—

"ગુજરાતનું અદ્વિતીય માસિક 'વીસમી સદી' તેના સાહસિક સંચાલકની આંખ મિંચાતે અસ્ત થયું છે, છતાં, મિત્રો ને પ્રશંસકોના મંતવ્ય અનુસાર 'નવચેતન' માસિક એનાં સંસ્મરણોને સતેજ રાખે છે. 'નવચેતન' માસિક, કલકત્તા (બંગાળ) જેવા દૂરદૂરના પ્રાંતમાંથી પ્રસિદ્ધ થાય છે અને જીવનમાં ઉચ્ચ સંસ્કાર સિંચાય એવું વાચન, બૃહદ્ ગુજરાતને બબ્બે દાયકા થયાં પીરસી રહ્યું છે. એની પ્રતિષ્ઠા ઝાંખી ન પડે, બલકે ઉત્તરોત્તર સમૃદ્ધ બને તે વાસ્તે તેના ખંતીલા તંત્રી ભાઈ ચાંપશીભાઈ નાણાં, જહેમત અને વિદ્વતા

જેવી વિવિધ શક્તિ ખર્ચી રહ્યા છે; આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઇ, 'નવચેતન' માસિકની પ્રશસ્ય સેવાને સન્માનવા-યોગ્ય કદરનો વિચાર કરવા, તેના ગુણાનુરાગીઓ તથા પ્રશંસકોની પ્રાથમિક સભા રાખવામાં આવી છે. આપને સમયસર પધારવા સાચદ નિમંત્રણ છે– સ્થળ કુમાર કાર્યાલય; સમય-સાંજના સાડા છ; દિવસ તા. ૨૧ : ૫ : ૧૯૪૨, ગુરૂવાર.

વિદ્યાબ્હેન ર. નીલકંઠ — રવિશંકર મ. રાવળ
હરિપ્રસાદ વ્ર. દેસાઇ — પુરુષોત્તમ . પારેખ
કેશવ હ. શેઠ

પરિપત્રમાં દર્શાવ્યા પ્રમાણે તા. ૨૧ : ૫ : ૧૯૪૨ ને ગુરૂવારે 'કુમાર કાર્યાલય'માં લેડી વિદ્યાબ્હેન નીલકંઠના અધ્યક્ષપદે સભા થઇ હતી. સભામાં, 'નવચેતન'ના લેખકો, વાચકો તેમજ સાહિત્યરસજ્ઞોએ હાજરી આપી હતી. સમભાવપૂર્વક ઘટતી વાટાઘાટ થઇ હતી અને બૃહદ્ ગુજરાતનું પ્રતિનિધિત્વ જાળવવા પ્રયત્ન કરી, અમદાવાદ મુકામે આવતી શરદ્ઋતુ દરમિયાન નવચેતન મંગલ મહોત્સવ ઉજવવાનો ઠરાવ સર્વાનુમતે થયો હતો.

મહોત્સવસમારંભની સ્વાગતસમિતિનાં અધ્યક્ષ તરીકે લેડી વિદ્યાબહેનની, ઉપાધ્યક્ષ તરીકે ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇની અને મંત્રી તરીકે કેશવ હ. શેઠની વરણી થઇ હતી–જરુર જણાય તો વધુ મંત્રી અથવા મંત્રીઓ ઉમેરવાની છૂટ રખાઇ હતી.*

એ ઉપરાંત, નિયત હોદ્દેદારોએ, પરિપત્રદ્વારા, મંગલમહોત્સવને લગતી ખબર સિવો ને પ્રશંસકોમાં પહોંચાડી, તેમની સહાનુભૂતિ મેળવી, વિસ્તૃત વ્યવસ્થાપકસમિતિ નીમવાનું પણ ઠરાવ્યું છે.

આ સભાની ખાસ અપેક્ષા એ છે, કે મંગલમહોત્સવ ઉજવી, 'નવચેતન'ના તંત્રી ભાઇ ચાંપશીભાઇ, જે માસિકપ્રકાશનના ખર્ચને અંગે ચાલુ આર્થિક બોજ ભોગવી રહ્યા છે, એને યથાશક્તિ પહોંચી વળવા ક્રમમાં કમ હજારેક રૂપિયાની થેલી તેમને સમર્પણ કરવી.

—એટલે, લગભગ રૂ. એક હજારની નાણાંથેલી અને બૃહદ ગુજરાતના પ્રતિનિધિત્વ સાથેના સમારંભને અંગે સુમારે પાંચસોએક રૂ. જેટલું ખર્ચ ગણીએ તો ઓછામાં ઓછા રૂપિયા પંદરસોનું ભંડોળ આપણે એકઠું કરવું જ જોઇએ.

આ પ્રમાણે થયેલા ઠરાવ અને સંકલ્પને સફળ બનાવવા પ્રયત્ન શરૂ થયો છે. આપનાં સમભાવ, કદરદાની ને ઔદાર્ય પ્રત્યેના દૃઢ યકીન સાથે, આપની પાસે નમ્ર બોલ નાંખીએ છીએ કે :

૧. સમારંભસમિતિના વ્યવસ્થાપકમંડળમાં સભ્ય તરીકે આપનું નામ આપવાનો સમભાવ દર્શાવશો.
૨. આપના વસવાટવાળા સ્થળેથી બની શકે એટલા પ્રતિનિધિઓની નામાવલિ મોકલવા કૃપા કરશો.
૩. સમારંભના ભંડોળમાં યથોચિત ફૂલપાંખડી એકત્ર કરી મોકલવાનું ઔદાર્ય દર્શાવશો.
૪. મહોત્સવસમારંભ ઉજવવાને લગતાં આવશ્યક સૂચનો કરી આપના વિચારનો લાભ આપી આભારી કરશો.

પ્રત્યુત્તર વેળાસર લખી વિશેષ આભારી કરશો.

નમ્ર સેવકો,
કેશવ હ. શેઠ
પુરુષોત્તમ પારેખ
રમણિકલાલ દલાલ
માનદ મંત્રીઓ

* ને ત્યારબાદ ભાઇ પુરુષોત્તમ પારેખ તથા શ્રી. રમણિકલાલ જ. દલાલને સહમંત્રીઓ તરીકે લીધા છે.

# શરાફને મળેલો — નાણાંનો બદલો

લેખક : થી. આ.

સાંજના ૭ વાગ્યાની લોકલ ગાડી પરાં તરફ ધસી જતી હતી. એક ડબ્બાના ખાલી કમરાના ખૂણામાં બેઠેલી ચમેલી વિચારશૂન્ય નજરે આમતેમ જોયા કરતી હતી. કુદરતનાં અનુપમ સૌન્દર્ય તરફ તેણીનું લક્ષ્ય બિલકુલ નહોતું, કારણ તેણીએ પરીક્ષામાં બરાબર લખ્યું નહોતું.

થોડા વખતમાં ગાડી દાદર સ્ટેશને ઉભી રહી, અને ચમેલી ઝડપથી ચોપડીઓનો થોકડો ઊંચકીને નીચે ઉતરી. કીરમજી રંગની સાડીમાં સજ્જ થયેલી ખૂબસુરત લાગતી તે બાળા પ્લેટફોર્મમાં દાખલ થતાં માણસો તરફ આતુરતાથી જોતી હતી. એકાએક તે સહેજ હસી, અને તેણીની પાસે આવતા એક આધેડ ઉમ્મરના પુરૂષને પોતાની ભૂરા રંગની આંખોથી આવકાર આપ્યો. ઘેર જતાં રસ્તામાં તેણીના પિતાએ પરીક્ષાની બાબતમાં પૂછેલા સવાલના ઉડાઉ જવાબો આપતાં તેણી બોલી કે 'પરીક્ષાનું પરિણામ બહાર પડતાં સુધી પોતે તે સંબંધી કાંઇ વિચાર જ કરવાની નથી.'

ચમેલીનો પિતા ફીસન મુખ્ય કારકુનની જગ્યા ઉપરથી થોડા વખતથી નિવૃત્ત થયેલો હતો. તેની માતા તેને બે વર્ષની મુકીને અઢાર વર્ષ પહેલાં ગુજરી ગયેલી હતી, અને તે દરમિયાન ફિસને તે બાળાને ઉછેરવામાં પ્રેમ ભરેલી કાળજી, હાલની કુમળા કુસુમસમી નરમ આંખોવાળી સુંદર છોકરીને જોતાં ધાર્યા કરતાં વધારે ફળીભૂત થયેલી લાગતી હતી. બીજે દિવસે ગણપતિનો તહેવાર ઉજવતા આજુબાજુના લોકોના આનંદોદ્ગાર સંભળાતા હતા, અને નવાં કપડાં પહેરીને પસાર થતાં લોકોનાં ટોળાં જાણે રંગ બેરંગી કપડાં અને સૂર્યના તેજમાં ચમકતા અલંકારોનો સમુદ્ર પસાર થતો હોય તેવાં લાગતાં હતાં.

ચમેલી પિતા પાસે આવી હર્ષથી બોલી 'પિતાજી ! હું તથા મારી સહીપણીઓ પણ, સુખસંપત્તિદાતા એવા ગણપતિની શહેરમાં નીકળનારી સ્વારીમાં જવાનાં છીએ.' તેણી આમ બોલતી હતી તેટલામાં તેની બે સહીપણીઓ મીનાક્ષી અને અન્નપૂર્ણા, રેશમી સાડીઓ અને રૂપાનાં સાંકળાં પહેરીને તેમના બંગલાના દરવાજાપાસે આવી.

થોડીવારમાં તે ત્રિપુટી રસ્તે ચાલવા લાગી, અને તેમની પાસે ચકચકીત થાળમાં ગણપતિની મૂર્તિ અને તેમની ધરાવેલી સામગ્રી લઇને એક નોકર ચાલતો હતો. લાકડાની શણગારેલી બેઠકો ઉપર મૂકેલી સેંકડો દેવોની મૂર્તિઓની સ્વારી વિજયગીતો તથા આનન્દોદ્ગારનો કોલાહલ સાથે સમુદ્ર તરફ જવા લાગી.

મૂર્તિઓને ડુબાડવાની ક્રિયામાં એકદમ ભંગાણ પડ્યું. ચમેલી અને તેની સાહેલીઓ ઊભી ઊભી આજુબાજુ જોતી હતી તેવામાં એક મોટો સર્પ તેમના તરફ ધસી આવ્યો. તેમની ચીસોએ રસ્તા પર ચાલ્યા જતા બે યુવાનોનું ધ્યાન ખેંચ્યું, અને તેમાંના એકે ચાલાકી વાપરીને એકદમ લાકડીના ફટકાથી સર્પને બેભાન બનાવી દીધો અને થોડી વાર આમતેમ તરફડિયાં મારી પાણીમાં પેસી ગયો.

ચમેલી આશ્ચર્ય પામીને તે પહોળા ઉંચા અને સફેદ વસ્ત્ર પહેરેલા તે યુવાન તરફ જોઇ રહી. તે ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો—"સહેજમાં જ બચી ગયાં, દેવો દયાળુ છે. આપણું બન્ને માટે આ કટોકટીની ઘડી હતી." આટલું બોલી તે યુવાન જેનું નામ નરેન

હતું તે પોતાના મિત્ર સાથે ચાલતો થયો અને ચમેલી ધડકતે હદયે, ઘેર જતાં ગીતો ગાતાં અને બૂમો પાડતાં લોકોનાં ટોળામાં ભળી ગઇ.

* * *

બીજે દિવસે સવારે, ચમેલી લાલ ફૂલવાળા ગુલમોરના ઝાડ નીચે ધીમે ધીમે હીંચકા ખાતી, અને આગલે દિવસે બનેલા બનાવનો, તથા નરેનનો વિચાર કરતી બેઠી હતી ત્યાં તેના પિતા ઉદાસ ચહેરે તેની પાસે આવ્યા, અને પાસેની બેઠક ઉપર બેસીને તે બોલ્યાઃ " ચમેલી ! જો કે હું બહુ પૈસાદાર માણસ નથી તો પણ તારે માટે મેં ઉત્તમમાં ઉત્તમ રસ્તો લીધેલો છે. તને ઉચ્ચ કેળવણી આપવાનું મારૂં ધ્યેય હતું અને તે પાર પાડવામાં મારી સ્થિતિ કફોડી થઇ ગયેલી છે. પહેલાં નિશાળમાં અને પછી તને કૉલેજમાં ભણાવવા માટે ઘણાં નાણાં ઉછીનાં લેવાં પડયાં છે."

તે બોલતા અટક્યા, અને ગભરાઇ ઉઠેલી ચમેલીએ દીનતાથી પૂછ્યું: " પિતાજી ! શું હું આવી ખરચાળ નિશાળ અને કૉલેજમાં ન ગઇ હોત તો ન ચાલત ? શું તેથી તમે મને ઓછી ચાહત કે મારી કેળવણી કોઇ વાતે અધુરી રહી જાત ? "

કીસન ચૂપ રહ્યો; ચમેલી હિંચકા પરથી ઉઠીને તેના પિતા પાસે ઘુંટણિયાભર બેસી ગઇ અને બોલી :"પિતાજી ! તમને દુઃખી જોવા કરતાં હું મરી જવાનું વધારે પસંદ કરૂં છું. તમારી આટલાં વર્ષોની ચિંતાગ્રસ્ત સ્થિતિ માટે હું જ જવાબદાર છું. આનો નિકાલ લાવવા માટે હું કાંઇ કરી શકું એમ છે ?"

" હા!" તે બોલ્યો "તેનો એક જ ઉપાય છે. આ ગલીમાં સામે રહેતા તે બુઢ્ઢા સરાફે તને જોઇ છે, તેથી તેણે બે મહિનાની અંદર તેનાં પૂરાં નાણાં આપી દેવાનો ઉઘરાણી કરી છે, નહિતર......"તે બોલતાં અચકાયો.

" નહીંતર શું ? તેણી બોલી ઉઠી. "

" નહીંતર મારે તને તેનો પુત્ર કે જે કલ્યાણમાં તેની જમીનોની દેખરેખ રાખવા માટે રહે છે તેની સાથે પરણાવવી. "

આ સાંભળી ચમેલીનું મોઢું લેવાઈ ગયું. થોડી વારમાં તેણીએ પોતાની લાગણીઓ ઉપર કાબુ મેળવ્યો, અને ઉભી થઇ દિલાસો આપતી હોય તેવી રીતે પોતાના બન્ને હાથ પિતાના ખભા ઉપર મૂકયા.

કીસને આગળ ચલાવ્યું કે " વળી આ મૂંઝવાડાભરેલી સ્થિતિમાં મેં એક બીજી મોટી ભૂલ કરી છે. દેવું વાળી દેવા માટે હું થોડી થોડી રકમ દર માસે બચાવતો હતો, પરંતુ જ્યારે તેણે આવી માગણી કરી ત્યારે હું મરણીઓ બન્યો, અને રનો સટ્ટો કર્યો. પરિણામ વિપરીત આવ્યું, અને હું બચાવેલી રકમ પણ ગુમાવી બેઠો છું. હવે આપણી પાસે મારા પેન્શન શિવાય બીજું કાંઈ જ સાધન નથી. "

આ સાંભળી ચમેલી ઘણી નિરાશ થઇ, તો પણ થોડી વાર પછી હિંમત રાખીને બોલી– " પિતાજી, મને લાગે છે કે હું આનો કાંઇ રસ્તો કાઢી શકીશ. કૉલેજની મારી કેટલીક સખીઓ પૈસાદાર છે અને તેમની મદદ હું લઇ શકીશ. "

' ના, આમ ભીખ માગવાની નથી." કીસન બોલી ઉઠયો–' હજી આપણે સ્વમાન ગુમાવ્યું નથી. મને માત્ર દિલગીરી એટલી જ થાય છે કે તારે હવે કૉલેજ છોડવી પડશે, અને જલદી પરણી જવું પડશે. કારણ તે સિવાય મને બીજો કોઇ રસ્તો સૂઝતો નથી."

ચમેલી બોલી–"પિતાજી, આમ નાસીપાસ ન થાઓ. આપણે સારાની જ આશા રાખવી જોઇએ. "

* * *

કીસનને તેણીની ધીરજ માટે અચંબો થયો, અને તે ઉઠીને ઘરમાં ગયો. વ્યગ્ર ચિત્તવાળી અને અધીરી બની ગયેલી ચમેલીએ તેમના બગીચાની નીચી દિવાલ તરફ ચાલવા માંડયું, ત્યાં તેણે એક નાનું હરણનું બચ્ચું તેના બાગમાં દોડી આવતું જોયું, અને તેણી આનંદમાં આવી જઇ એકદમ મોટેથી હસી પડી. તેવામાં તેની પાછળ કોઇને દોડતું આવતું જોયું, અને પછી— મને લાગે છે કે હું તમને ત્રાસ આપવાને જ સરજાયેલો છું. આ શબ્દો સાંભળી તેણીએ સાદ ઓળખ્યો, અને ચમકીને સ્હામે જોયું તો પોતાની પાસે માફી માગતો હોય તેમ નરેનને ઉભેલો જોયો.

તેણીએ પૂછ્યું—"આ બચ્ચું તમારૂં છે ?"

'હા—તે છુટી ગયું અને અહીં દોડી આવ્યું. અને તમારા બાગમાં ઘુસી આવવા માટે માફ કરશો," અને તેણીને તે બચ્ચાને હેતથી પંપાળતી જોઇને લાગણીપૂર્વક બોલ્યોઃ " તમને ગમતું હોય તો તમે તે રાખી શકો છો. "

"તમે બહુ સારા છો." ચમેલી બોલી—"કાલે તમે મારી જીંદગી બચાવી તે માટે હું તમારો આભાર માનવાનું તો ભૂલી જ ગઇ હતી. મારા પિતાજી પણ તમારો આભાર માનવાને ઇંતેજાર છે. વળી હાલમાં તેમને કોઇ આનંદમાં રાખી શકે તેવા સોબતીની જરૂર પણ છે."

" હું તેમને મળીને ઘણો ખુશી થઇશ, આજે સાંજે આવીશ. "

* * *

કીસન છાનોમાનો, આ બનાવ ઘરમાંથી જોઇ રહ્યો હતો, અને નરેનના ગયા બાદ પોતાની પુત્રીના મોઢા ઉપર પ્રસરેલી લાગણીઓ જોઇ, તે સહેજ હસ્યો, અને આ યુવાન કોણ છે તેની તપાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો. આખો દિવસ ચમેલી પોતાના પિતાને મળી શકી નહી, પરંતુ સાંજે તેને નરેન સાથે ઘણા જ ઉત્સાહમાં ઘેર પાછો ફરતો જોયો અને તેથી તેણીને લાગ્યું કે તે બન્નેએ સાંજે ઘણા આનંદમાં પસાર કરેલી હોવી જોઇએ.

* * *

થોડા દિવસો બાદ ચમેલી પરીક્ષામાં નાપાસ થયાના સમાચાર આવ્યા, જે સાંભળી ચમેલીની આગળ અભ્યાસ કરવાની આશાના તથા તે શરાફના છોકરાને ન પરણવાની ઇચ્છાના ચૂરેચૂરા થઇ ગયા. તેણીએ હવે જે કાંઇ તે સ્વીકારી લેવાનો નિર્ણય કર્યો. જો કે આમાં તેણીને એક આશાનો તંતુ દેખાતો હતો તે એ કે હમણાં હમણાં પોતાના પિતાની નરેન સાથેની મૈત્રી ગાઢ સ્વરૂપ લેતી જતી હતી.

* * *

અને ખરેખર, એક દિવસે લાગ જોઇને નરેને, ચમેલીને પોતે ચાહે છે એ હકીકત સ્નેહભર્યા શબ્દોમાં કહી. આ સાંભળી ચમેલીનું હૃદય જો કે આનંદથી ઉભરાઇ ગયું, તો પણ તેણી બોલી ઉઠી કે "હવે તમે વધારે બોલશો જ નહિ. મારાં લગ્ન તો તે લુચ્ચા શરાફના છોકરા સાથે કરવાનું મારા પિતાએ ચોક્કસ કરી નાખ્યું છે, કારણ તેઓ, તે શરાફનું કરજ વાળી શકે તેમ નથી."

નરેને કહ્યું—"પણ હું તે કરજ ધીમે ધીમે વાળી આપીશ."

" નહિ, નરેન ! તે લુચ્ચો શરાફ હવે વધારે ઢીલ કરવા ના કહે છે. તેમ તેનો પુત્ર કે જેને પોતાનાં લગ્ન માટે બિલકુલ કાળજી નથી—તે પણ ગમે તે કન્યા સ્વીકારવા તૈયાર થયો છે. તોપણ મને એક કિસ્સો સૂઝ્યો છે, અને એક તદબીરથી આપણે કદાચ તેનાથી છૂટી શકીએ."

નરેન હસીને બોલ્યો "શું તમે તે શરાફના છોકરાને એટલો બધો મૂર્ખ ધારો છો ? મેત

કહેવા માગો છો ? શું તમે તેની પાસેથી તેના પૈસા કઢાવવા માગો છો ? "

ના, એમ નહિ. ચમેલી બોલી–"મારા પિતા સે તે શરાફ પાંચ હજાર રૂપિયા માગે છે. ર તમે વેપારી બનીને તે શરાફ પાસે જઇને ચ હજાર રૂપિયા-ધંધા માટે ઉછીના માગો. ને સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવે કે તમે મારા મિત્ર છો. પછી જે નાણાં તમે ઉછીનાં વો તે મારા પિતા તે શરાફને ભરી દો, ને તમે ધીમે ધીમે તે નાણાં શરાફને છાં આપી દેજો. આમ કરવાથી હું તે રાફની પકડમાંથી છૂટી થઇશ, અને આપણાં ગ્ન થઇ શકશે."

નરેન આ તદબીર સાંભળી બહુ ખુશી થયો. ચમેલી આગળ બોલી–"મારે એક કાંતા નામની સખી છે, તેની પાસેથી જો કે આ રકમ હું ઉછીની માગી શકું નહિ, પણ તેનો પતિ આ રકમ માટે તમારો જામીન થાય; તો તમને નાણાં ચોક્કસ ઉછીનાં મળશે."

નરેન બોલ્યો–"જો તું આ પક્કા શરાફને તારી આ યુક્તિથી ફસાવી શકે તો હું માનીશ કે તું એક ઘણી જ હોશિયાર છોકરી છે..." એમ કહી તેણે શંકાસ્પદ રીતે પોતાનું માથું ધુણાવ્યું.

ચમેલી બોલી–" કેમ, નરેન ! તમે આ બાબતમાં બહુ આશાવંત જણાતા નથી ? "

"ના ના, ખરેખર હું આમાં સંમત છું... વારૂ...આપણે પ્રયત્ન તો કરી જોઇએ."

આટલી વાત કરી બન્ને જણાં છૂટાં પડ્યાં.

* * *

કાંતાને જ્યારે પોતાની સખીની આ ખુશાલીની ખબર પડી, ત્યારે તુરત પોતાના પતિ પાસે નરેનને કાગળ લખાવી આપ્યો, અને બધું સીધેસીધું પાર ઊતર્યું. નરેનને પાંચ હજાર રૂપિયા આપ્યા, ને તેણે કીસનને આપ્યા. તેણે તે રકમ તે શરાફને ભરી દીધી. અને પછી તે-શરાફ કે જે તે છોકરીને પોતાના પુત્રને પરણાવવા ઘણો મક્કમ હતો, તેણે આગળ કાંઇ પગલાં ભર્યાં નહિ.

આખરે ચમેલીનો નરેન સાથે વિવાહ કરવાનો દિવસ નક્કી થયો, અને તેણી નવાં લૂગડાં પહેરી શણગારીને ઉત્સુક હૃદયે, પોતાના ભવિષ્યના સસરા માધવની આવવાની રાહ જોતી બેઠી. સસરો પણ પોતાની પુત્રવધૂ જેનાં તેણે બહુ વખાણ સાંભળ્યાં હતાં, તેને જોવાને ઇંતેજાર હતો અને તેથી વખતસર કીસનને ઘેર આવ્યો.

જેવો તેણે પોતાના હાથમાં એક ચાંદીની પેટી લઇને ઘરમાં પ્રવેશ કર્યો કે તેને જોઇને ચમેલી શરમાઇને નીચું જોઇ ગઇ. માધવ લાગણીપૂર્વક બોલ્યો–"વહુ, બેટા ! તારે માટે આ શુકનમાં પહેલી ભેટ લાવેલો છું અને તને સંપૂર્ણ સુખ ઇચ્છું છું."

ચમેલીએ શરમાતે શરમાતે તે પેટી હાથમાં લઇને ઉઘાડી, અને અંદર શું છે તે જોયું કે તુરત તેના "મોઢામાંથી અરે......" એવા શબ્દો નીકળી પડ્યા, અને તેણીએ ચમકીને પોલે અકલ્પીત દૃષ્ટિએ પોતાના સસરા સામે જોયું. કારણ, પેટીમાંની હીરાની બંગડીઓ ઉપર કાંતાના પતિએ નરેનને લખી આપેલો જામીનગીરીનો કાગળ વીંટાયેલો હતો.

" તમે ! " તે બોલી ઉઠી.

" હા ! " તેણે નમ્ર અવાજે કહ્યું. " હું જ તે લુચ્ચો શરાફ છું. "*

* ટા. વી. તા. ૯-૧૧-૪૧ માંની ઇનાક્ષી રામરાવની વાર્તા ઉપરથી અનુવાદ.

# ભવિષ્યની ગુજરાતણ

લેખક :
ડૉ. સુમન્ત મહેતા

આજથી પાંચેક વર્ષ પહેલાં બનેલો એક પ્રસંગ યાદ આવે છે. એ વિશે મેં એક વખત લખ્યું છે તે છતાં ફરી વર્ણન કરતાં હું અચકાતો નથી. હું એક મિત્રને ત્યાં મુંબઇમાં જમવા ગયેલો ત્યાં એક નવું ઓળખાણ થયું. એ ગુજરાતી ભાઇ દસબાર વર્ષથી પારીસમાં રહેતા હતા અને લાંબા સમય પછી હિંદ-દેશમાં પાછા આવેલા. મેં તેમને પૂછયું કે તમે લાંબા વખત પછી સ્વદેશ આવો છો ત્યારે તમને આપણા દેશમાં કાંઇ ખાસ મોટો ફેરફાર જણાઇ આવે છે ખરો? એમણે કહ્યું કે "પરિવર્તન તો ઘણું થયું છે, પણ આપણી ગુજરાતી સ્ત્રીઓ અને છોકરીઓ જે છૂટથી બાહોશીથી અને આત્મવિશ્વાસથી ફરે છે અને પોતપોતાનું કામ કરે છે તે જોઇને હું આશ્ચર્યચકિત થઇ ગયો છું. યુરોપમાં તો આપણે સ્ત્રીઓને આવી રીતે કામ કરતી જોઇએ છીએ પણ આટલાં થોડાં વર્ષોમાં આપણી સ્ત્રીઓ આટલી બધી હોશીઆર અને કાબેલ થઇ જશે એવી આશા મેં કદી રાખી નહોતી."

આ વાત સાચી છે. છેલ્લાં વીસેક વર્ષની અંદર અને ખાસ કરીને છેલ્લાં ૧૦-૧૨ વર્ષની અંદર આપણી હિંદી સ્ત્રીઓએ અજબ પ્રગતિ કરી છે અને આત્મશ્રદ્ધા મેળવી છે-લાજ અને ઘુમટો કાઢતી સ્ત્રીઓમાંથી અમુક ભાગે સ્વતંત્ર વાતાવરણમાં ફરવાનું અને કામ કરવાનું શરૂ કરી દીધું છે. સ્ત્રીઓ નોકરી કરે છે, પુરુષો સાથે બોલતાં અને ચર્ચા કરતાં અચકાતી નથી, અને ભણવા તથા કામ કરવામાં બાહોશી બતાવી રહી છે. સાથે સાથે આપણે કબૂલ કરવું જોઇએ કે આજે હિંદી સ્ત્રીઓમાંથી ૯૧ ટકા જેટલી ઓગણીસેક કરોડો સ્ત્રીઓ તદ્દન નિરક્ષર છે, અને ગામડાંની સ્ત્રીઓમાં હજી સ્વતંત્રતા, સ્વમાન અને નાગરિક ધર્મની ખીલવણી નહિ જેવી જ છે.

### ગુજરાતણ અને વિશ્વયુદ્ધ

પણ જે પ્રગતિ થઇ છે તેનાથી આપણે સંતોષ માનીને બેસીએ એવી આજે પરિસ્થિતિ નથી. જેવી રીતે જંગલોમાં આગ લાગે છે ત્યારે તેનો ફેલાવો ભયંકર ઝડપથી થાય છે અને હજારો લાખો ઝાડને બાળી મૂકવા ઉપરાંત તેમાં વસી રહેલાં પ્રાણીઓ, હરણ, ગાય, સસલાં, વાઘ, વરૂ અને શીઆળવાં વગેરે, અનેક પશુ પક્ષીઓને બાળી મૂકે છે તેવી રીતે આ વિશ્વયુદ્ધની અંદર માત્ર બ્રિટિશરો અને જર્મનો નહિ, કે ફ્રેન્ચ અને રૂશીઅન નહીં પણ યુરોપના દરેક દેશની, તથા અમેરિકા, એશિઆ, અને આફ્રિકાના મોટા ભાગની પ્રજાઓ તેમાં સંડોવાઇ ગઇ છે. ગમે તે દિવસે પૂર્વમાંથી જાપાનીઓ અથવા પશ્ચિમમાંથી જર્મન અથવા તેમના સાથીઓ આપણા દેશ પર આક્રમણ કરવાને ઊતરી પડે એવી વસ્તુસ્થિતિ છે.

આવો પ્રસંગ ઊભો થાય ત્યારે હિંદીઓનો જે ભાગ લડાઇ માટે લશ્કરમાં જોડાયો નથી તેવા એટલે સિવિલિયન પ્રજાજનોના રક્ષણ માટે જે પગલાં ભરવાં જરૂરી તેની વ્યવસ્થા આપણા જ સ્ત્રીપુરુષોએ કરવી પડશે. લાખો કરોડો માણસોને અમુક શહેરો ખાલી કરવાં પડે. તેમ થાય તો કેવી રીતે શહેરો છોડે, ઉચાળા ભરનારાઓ ક્યાં સૂએ, તેમને કેવી રીતે થોડો ખોરાક અને સ્વચ્છ પાણી પૂરાં પાડવાં અને સુરક્ષિત સ્થાને વસાવવાં એ બધી વ્યવસ્થા આપણે ( એટલે બિનસરકારીઓએ ) જ કરવી પડશે.

પછી પ્રશ્ન ખરો થાય છેઃ ઘાયલ થના-રાની માવજત કરવાની તથા તાત્કાળિક વૈદ્યકિય મદદ કરવાની. લડાઈમાં ઘાયલ થાય, બૉમ્બમારાથી ઘાયલ થાય, આગમાં સપડાયલાંને વૈદ્યકિય મદદ આપવી પડે, તો હજારો નહીં પણ લાખો સ્ત્રીઓ અને છોકરીઓએ એવા કામ માટે યોગ્ય તાલીમ લેવી પડશે, નર્સિંગ કરવું પડશે.

### સાચી તાલીમ

પણ ખરી અને મોટી તાલીમ તો નિડર-તાની છે. નિડર રહીને સમયસુચકતાથી, ધીરજથી, યોગ્ય વખતે યોગ્ય કામ કરવાની બાહોશી કેળવવાની છે. આ કામ માટે શિક્ષણવર્ગો ન કાઢી શકાય પણ એવી બાહોશી દેખાદેખી આવે છે. ૧૯૨૮ માં બારડોલીની સ્ત્રીઓએ હિંમત તથા સમયસૂચકતા બતાવ્યાં હતાં અને અંગ્રેજ સરકારના હિંદી અમલદારોને હંફાવ્યા હતા. ૧૯૩૦-૩૧ ની લડતમાં આખા હિંદની સ્ત્રી પડદો ફગાવી દઈને રણમેદાનમાં ચઢી આવી હતી. તે છતાં એટલું કહેવું જોઈએ. કે ૧૯૪૨-૪૩ ની કસોટી ઘણી જ કપરી હશે, જો કસોટી થશે તો. જો જર્મન કે જાપાની હલ્લો આવશે તો સેંકડો નહીં પણ લાખો મનુષ્યો મરશે, લાખો ઘવાશે, કરોડો ઘરબાર વિનાનાં થઈ જશે, લોકોને ખોરાક વિના ટળવળવું પડશે, પીવાનું પાણી નહિ હોય, રોગચાળો ફાટી નીકળશે, આવા સંજોગોમાં રાહત આપવા માટે પુરૂષ કાર્યકરોની સાથે સ્ત્રીઓને તનતોડ મહેનત કરવી પડશે.

એ પણ બનવા જોગ છે કે હિંદી પુરુષો ગેરિલા (એટલે ઝડપથી છાપો મારવાની) લડત ઉપાડશે તો તેમાં અનેક રીતે સ્ત્રીઓને ભાગ લેવાનો પ્રસંગ આવશે.

આવી કસોટીમાંથી જે સ્ત્રીઓ સફળતાથી પસાર થશે તે સીતા સાવિત્રીનાં નામો ભુલાવી દેશે, અને હિંદ દેશમાં નવો યુગ પેદા કરશે.

---

## ક્યાં છે ?*

ઃ ઃ તમે રીઝો ચાંદરણે રે અમો રીઝું ચંદ્ર મધ્યે ઃ ઃ

કહો ઈશ્વર ! ક્યાં છે રે,
ત્હમારાં મંદિરિયાં ?
હું તો ઝંખી રહી છું રે,
ત્હમારાં મંદિરિયાં.—

હું તો તારાના ઝુમખે રે,
ચાંદનીમાં જોતી રહી;
હું તો પુષ્પોને ઝુમખે રે,
હવેલી ગોતી રહી.
નવ દીઠા મીઠડલા રે અમીભર મ્હેલુલિયા.
કહો ઈશ્વર ! ક્યાં છે રે ત્હમારાં મંદિરિયાં ?

ઝગમગતો મિનારો રે,
કિનારો ક્યારે હશે ?
હું તો ઢુંઢતાં થાકી રે,
સફર ક્યારે ખૂટશે ?
મારા હૈયામાં પગલાં રે પાડો પ્રભુ ! પાવનિયાં
કહો ઈશ્વર ! ક્યાં છે રે ત્હમારાં મંદિરિયાં ?

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

* અપ્રસિદ્ધ "રાસપૂર્ણિમા" માંથી.

# શ્રી. નાથીબાઈ દામોદર ઠાકરસી

## ( ઇન્ડીયન વીમેન્સ યુનીવરસીટીની )

# મહિલા વિદ્યાપીઠનો પદ્વીદાન સમારંભ

"સ્ત્રી એ શક્તિ છે." સર નલિની રંજન સરકારના પ્રમુખપદે તા. ૪-૬-૪૨ ના રોજ મુંબઇમાં મહિલા વિદ્યાપીઠનો પદ્વીદાન સમારંભ યોજાયો હતો. ઓનરેબલ મી. એન. આર. સરકારના શુભ હસ્તે પદવીઓ એનાયત થઇ હતી. તેમાં માંગલિક પ્રવચન કરતાં સર નલિની રંજન સરકારે નીચેના ઉદ્‌ગારો કાઢ્યા હતા:

આપણે હિન્દની પ્રજાએ કદીએ સ્ત્રીઓને અબળા માની જ નથી; પણ તે તો શક્તિરૂપે જ પૂજાઇ છે. અર્ધનારીશ્વર એ આપણું ઉચ્ચકલાનું સ્વરૂપ છે. સ્ત્રી વગર પુરુષ પુર્ણ નથી, અને પુરુષ વગર સ્ત્રી પૂર્ણ નથી. તમે પશ્ચિમનાં દેશોનું અનુકરણ કરશો નહિ. આજે યુરોપમાં સ્ત્રીઓ પોતાના હક્કો માગે છે અને પુરૂષ સમોવડી થવા પ્રયત્ન કરે છે. તેમાં નથી તેમના ચારિત્રની ઉન્નતિ, કે નથી તેમનાં જીવનની. તેમનાં જીવન સર્વાંગ સુંદર થતા નથી. તમારે તેનું અનુકરણ કરવાનું નથી, પરંતુ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓનો સમન્વય કરવાનો છે. એટલે કે ભણીને તરત જ નોકરીઓ જ ન કરતાં સમાજમાં અનેક વર્ગો પડ્યા છે કે જેમાં તમારી એટલે ભણેલી સ્ત્રીઓની જરૂર છે. તમારી જવાબદારી મહાન છે. આજની સંસ્કૃતિ જે સડી ગઇ છે તેને પુનઃજીવન આપવાનું છે. તદુપરાન્ત ભાવિ પ્રજાની જવાબદારી પણ તમારે શિર છે. આજે જ્યાં જુઓ ત્યાં સંહાર અને અત્યાચાર ચાલી રહ્યો છે. હરીફાઈ, લોભ ઇર્ષા વગેરે ઝેરો પ્રજાઓનાં જીવનને દૂષિત કરી રહ્યાં છે. ક્યાંએ શાન્તિ નથી, સંસ્કૃતિની સલામતી નથી. આવે ટાંકીને સમયે તમે બહેનો જેમને ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી છે અને ફરજ શું એ સમજો છો ત્યારે જગત તમારી તરફ આશાની મીટ માંડે છે ને પૂછે છે: "ક્યાંએ શાન્તિ છે?" ક્યાંએ પ્રેમનાં સામ્રાજ્યો સ્થપાય છે? ત્યારે તેમને શાન્તિ અર્પવી; તેમનાં અણઉકેલ્યા કોયડા ઉકેલવા અને સન્માર્ગે વાળવા એ તમારી ફરજ છે. તમે જે ઉચ્ચ કેળવણી લીધી છે તેનો સુંદર ઉપયોગ તમારા ગૃહજીવનમાં કરજો. અને આદર્શ સ્ત્રીજીવન જીવજો. આજકાલ જે આંધળાં અનુકરણો થાય છે તેવા ન કરશો પરંતુ સમજીને સંસારમાં તમારી નૌકાને ઝુકાવજો.

જો સંસ્કારનું એકીકરણ નહિ કરો અને નોકરીઓ જ કરશો પશ્ચિમનું આંધળુ અનુકરણ કરશો તો પુરૂષો બેકાર બનશે. અને બેકારીને પરિણામે લગ્નો ઓછા થશે. અને લગ્નોના અભાવે અનીતિ વધશે. સમાજ છીન્નભીન્ન થઇ જશે. અને ભાવિ પ્રજા નિર્બળ ને નિર્માલ્ય થશે. માટે આજની જ પ્રજા માટે નહિ પરંતુ ભાવિ પ્રજાર્થે પણ તમે સંસ્કારનું એકીકરણ કરજો. હિન્દની સ્ત્રીઓ તો પહેલેથી જ બહાદુર છે. તેમને પુરૂષોની સાથોસાથ રહીને માતૃભૂમિની આઝાદી માટે વિરાંગનાઓની માફક સામી છાતીએ ઝઝુમી છે. જેલો સેવી છે; અપમાનો સહ્યાં છે. જગતભરનાં

ઇતિહાસમાં જુઓ તો હિન્દના ઇતિહાસમાં સ્ત્રીઓનાં સુંદર અને સુદઢ કાર્યોનાં પાનેપાના સુવર્ણાક્ષરે લખાઇ ગયા છે. અને હવે તો ખાત્રી જ થઇ ગઇ છે કે આપણા દેશમાં સ્ત્રીત્વનો આદર્શ કદી નાશ પામ્યો નથી. સ્ત્રીનું સ્વમાન ભાન ક્યારનુંએ અસ્તિત્વ ધરાવે છે. ભૂતકાળની એ વીર નારીઓનાં લોહી તમારી રગેરગમાં ઉછળી રહ્યા છે. તેથી મને ખાત્રી જ છે કે તમે ગમે ત્યાં સમયસર બહાદુરીનાં કાર્યો કરતી વખતે પાછી પાની કરશો નહિ. અને ભારતભૂમિને ગૌરવ અપાવશો. આ પછી ઉપાધિ લેનારી બ્હેનોને આશીર્વાદ આપતાં કહ્યું કે "આ સમયે હું પ્રભુને પ્રાર્થું છું કે તમે સ્ત્રીજીવનનાં ઉચ્ચ આદર્શો ધારણ કરો. આ જમાનાને અને હવે પછીના જમાનાના બાળકોને તમે એવી રીતે ઘડો કે જેથી ભવિષ્યના સમાજમાં રસિકતા આવે; બુદ્ધિબળ આવે; અને આધ્યાત્મિક ગુણો ખીલે, જીવનનું સાચું ધન એ જ છે. સ્ત્રી પોતાના ગુણોમાં સંપૂર્ણ ક્યારે થઇ ગણાય કે જ્યારે એ સૌન્દર્યની સાચી ઉપાસક બને અને જનસમાજનું કલ્યાણ કરતી થાય. તમે આજે આ વિદ્યાપીઠમાંથી પસાર થઇને સંસારક્ષેત્રમાં પ્રવેશ કરો છો તે સંસાર જુદો જ છે. આ જગતમાં હિંસા, કાપાકાપી અસહિષ્ણુતા સંસાર અને નિર્દયતા વ્યાપી રહ્યા છે. એવી ખુનસથી ભરાએલી દુનિયામાં તમે પ્રવેશ કરો છો. ત્યારે તમારી જવાબદારી અધિકતર બને છે. જે થોડીક બ્હેનો ભણેલી છે તેમાંની પણ તમે આગેવાન બનજો. જ્ઞાનના પ્રકાશવડે હાલનું જગત જે રૂંધાએલું છે, હણાએલું છે ને અસ્થિર થએલું છે તેને ફરીથી સ્થિરતા અને શાન્તિના પાયા ઉપર મુકવાનું મહાન કાર્ય તમારે શિર છે. કારણ મનુષ્યત્વને જે પોષકનાં તત્વો છે તે સ્ત્રીઓ જ આપી શકે છે. પુરુષોએ સામ્રાજ્યો સ્થાપ્યાં તેને પરિણામે આ અશાન્તિ અરાજકતા ને સંહારના કડવાં ફળો દુનિયાને ચાખવાં પડે છે. પરંતુ સ્ત્રીઓ પણ સંસ્કૃતિ ઘડવાનાં કાર્યોમાં પડે અને સુરાજ્યો સ્થાપે તો મનુષ્યજાતિના જે ગુણોનો વિકાસ હજી થયો નથી એવા ગુણોને ખિલવે તથા પ્રેમ અને શાંતિના સામ્રાજ્યો સ્થાપે. સમાજસેવાની આવી ઉત્તમ તકો તમને મળી છે. તેનો જગતમાં જોટો નથી. ઇતિહાસે આવી તકો આલેખી નથી. જેટલી તકો મહાન છે તેટલી જવાબદારી પણ મહાન છે. આપણા અજ્ઞાન ગરીબ દેશમાં આવું ઉચ્ચ પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કરવું એ દુર્લભ છે. આ દેશના મોટા ભાગનાં માણસો અભણ છે. તે સમયે તમારું સદ્ભાગ્ય છે કે તમે આવી ડીગ્રીઓ મેળવી શકો છો. જીવનમાં તમે જ્ઞાનનો સદુપયોગ કરજો. એક વસ્તુ ખાસ યાદ રાખજો કે આ શિક્ષણથી તમારા ઉપર ત્રણ જાતનાં ઋણો ચઢે છે. તમે કુટુમ્બનાં, સમાજનાં ને દેશનાં ભાર તળે દબાયા છો. એ ઋણ તમારે ફેડવાં પડશે. એક ક્ષેત્ર તમારે માટે નક્કીજ છે અને તે નાગરિક જીવનની સુધારણા ( મ્યુનિસિપાલીટી લોકલબોર્ડ ). આજે આપણું નાગરિક જીવન કોમવાદ અને ધર્મવાદ વચ્ચે ઝોલા ખાય છે. સહિષ્ણુતાનો ગુણ લોકો ગુમાવી બેઠા છે. સ્ત્રીઓ જ આ સડાને દૂર કરીને નાગરિક જીવનની પુનર્ઘટના કરી શકશે. જગત સ્ત્રીઓની જ પાસેથી કંઇક સારાની આશા રાખે છે.

આમ તેમની શુભાશિષો પાઠવી પ્રવચન પુરું કર્યું હતું.*

**કુ. વનમાળા દેસાઇ બી. એ.**

* ' ક્રોનીકલ 'માંથી ભાષાન્તર.

પોતાના તાબાના ખંડીઆ રાજાઓ બનાવવા હતા. રાણી દુર્ગાવતી પોતાનાં હથીઆરો નીચે મૂકી અકબરનું શરણ સ્વીકારે અને ગઢ મંડળાનું રાજ્ય અકબરના તાબાનું ખંડિયું રાજ્ય બનીને રહે તો જ અકબર સલાહ કરે અને અસફખાનના સૈન્યને ગઢ મંડળા ઉપર હુમલો લઇ જતાં અટકાવે. આવી રીતે માનભંગ થઇને, પોતાની સ્વતંત્રતા નષ્ટ કરીને, તથા પોતાના પુત્ર વીર નારાયણને એક મુસ્લીમ શહેનશાહના તાબાના ખંડિયા રાજા બનાવીને અકબર સાથે સલાહ કરવાનું રાણી દુર્ગાવતીએ, તેના પ્રધાન અધરસિંહે તેમ તેના અઢાર વર્ષના વીર પુત્ર વીર નારાયણે નાકબૂલ કર્યું. આથી ઇ. સ. ૧૫૬૪ માં ૧૬૦૦૦ ઘોડેસ્વારો, ૧૮૦૦૦ પાયદળ સૈન્ય તથા અનેક તોપો સાથે ગઢ મંડળા તરફ અસફખાએ પોતાની કુચ શરૂ કરી.

ગઢ મંડળામાં પણ આ ખબર તરત જ પહોંચી ગઇ. પ્રજામાં ગભરાટ ફેલાઈ ગયો; કારણ કે તે સમયે આખા હિન્દ દેશમાં શહેનશાહ અકબરનું સૈન્ય અજિત મનાતું હતું; અને તેનો તો કદી પરાજય થાય જ નહિ એવી તે સમયે આખા હિન્દમાં સામાન્ય માન્યતા હતી. ગઢ મંડળા જેવા એક નાના અને નબળા રાજ્યે હિન્દના મહાન સમ્રાટ શહેનશાહ અકબરની સામે યુદ્ધમાં ઊતરવું એ તો કેવળ મૂર્ખાઇભરેલું સાહસ છે એમ ગઢ મંડળાની પ્રજા તેમ આજુબાજુના બીજા રાજાઓ સમજવા લાગ્યા. પણ પ્રજાના ગભરાટની તેમ આજુબાજુના રાજાઓના અભિપ્રાયની અસર વીર રાણી દુર્ગાવતી ઉપર બીલકુલ થઇ નહિ. તે તો ધૈર્ય તથા ઉત્સાહથી શહેનશાહ અકબર સાથે યુદ્ધમાં ઉતરવાની તૈયારીઓ કરવા લાગી. અલ્પ સમયમાં તેનું સૈન્ય પણ ગઢ મંડળાથી કુચ કરવા તૈયાર થઇ ગયું. આ વખતે દુર્ગાવતીના પુત્ર વીર નારાયણની ઉમ્મર માત્ર અઢાર વર્ષની હતી.

રાણી દુર્ગાવતી તથા પ્રધાન અધરસિંહનો વિચાર એવો હતો કે યુદ્ધ શરૂ થાય ત્યાર પહેલાં વીર નારાયણને કોઇ સુરક્ષિત સ્થળે મોકલી દેવો. પણ વીર નારાયણ તો તેના નામ પ્રમાણે ખરેખરો વીર હતો. તેને પોતાના પિતા તથા માતા બંનેના તરફથી હિંમત અને શૌર્યનો વારસો મળ્યો હતો. તેથી તેણે આવે સમયે સુરક્ષિત સ્થળે નાસી જવાની સાફ ના પાડી અને રણક્ષેત્રમાં ઝંપલાવવાનો સત્યાગ્રહ શરૂ કર્યો. છેવટે રાણી તથા પ્રધાનને નમતું મૂકવું પડ્યું. અને તેમણે વીર નારાયણને યુદ્ધ માટે સજ્જ થવાની આજ્ઞા આપી. રાણી દુર્ગાવતીએ પોતે સૈન્યનું સેનાધિપતિપણું લીધું. તે શસ્ત્ર સજી બખતર પહેરી યુદ્ધમાં ઊતરવા નીકળી પડી. તેના શિર ઉપર રાજમુગટ શોભી રહ્યો હતો. તેના એક હાથમાં ચળકતી બરછી હતી તથા બીજા હાથમાં તેજસ્વી તલવાર હતી. પોતાના તેજી અશ્વ ઉપર સવાર થઇ તેણે રણક્ષેત્રમાં ઝંપલાવ્યું. તેના કોમળ હૃદયમાં દેશપ્રેમ તેમ તેની રગે રગે સ્વાતંત્ર્યનું ઝનુન પ્રસરી રહ્યું હતું. ઘોડા ઉપર સ્વાર થઈ, પેંગડામાં પગ ઘાલી ઉભા થઈ તેણે ભયંકર સિંહનાદ કર્યો. આ સિંહનાદ સાંભળીને દુર્ગાવતીના સૈન્યમાં નવીન ચેતન આવ્યું. સર્વના હૃદયમાં બલિદાનનો અગ્નિ પ્રજ્વળવા લાગ્યો. રાણી પ્રત્યેના પ્રેમ તથા સ્વદેશાભિમાનના ઉત્સાહમાં દુર્ગાવતીના વીર રજપૂત સૈનિકો પોતાના પ્રાણની પણ આહુતી આપવા તૈયાર થઇ સંગ્રામમાં નીકળી પડયા. સૌથી મોખરે વીર રાણી દુર્ગાવતી અને પાછળ તેના વફાદાર વીર સૈનિકો એ રીતે ગોઠવાઇ તેમણે અસફખાનના સૈન્યને યુદ્ધ આપવા પોતાની કુચ શરૂ કરી.

( ૩ )

રાણી દુર્ગાવતી ૮૦૦૦ ઘોડેસ્વારો, ૧૫૦૦૦ પાયદળ સૈન્ય તથા ૧૪૦૦ હાથીઓ

વખતે ગઢ મંડળા અને સિંહગઢની વચ્ચે હતું. રાણીને ખબર પડી કે શત્રુએ દગો કર્યો છે અને ઊંઘતા સૈન્ય ઉપર ઓચિંતો છાપો માર્યો છે એટલે તે તરત જ સફાળી પોતાના પલંગ ઉપરથી ઊભી થઇ ગઇ. પળવારમાં તેણે બખતર પહેરી શસ્ત્રો સજી દીધાં અને એક ભયંકર સિંહનાદ કરી પોતાના ઊંઘતા સૈન્યને જાગ્રત કરી દીધું. અસફખાનની બધી તોપો વખતસર આવી નહિં પહોંચવાથી તેમ દુર્ગાવતીની સમયસૂચકતાથી મોગલોનો આ હુમલો પણ નિષ્ફળ ગયો. દુર્ગાવતીના રજપૂત સૈન્યને આમ ત્રીજી વાર પણ વિજય મળ્યો. પરંતુ દુર્ગાવતીના સૈન્ય ઉપર ઓચિંતો હુમલો થયેલો હોવાથી શરૂઆતમાં જ્યારે એ સૈન્ય તદ્દન અવ્યવસ્થિત હતું અને તેમાં નાસભાગ થવા લાગેલી હોવાથી એ સૈન્યના ઘણા માણસો માર્યા ગયા. જો કે દુર્ગાવતીની કાર્ય-કુશળતાએ એ સૈન્યને ટૂંક સમયમાં વ્યવસ્થિત કરી દીધું અને શત્રુને હરાવી તેનો હુમલો પાછો વાળ્યો પણ એ હુમલામાં હિન્દુ રાણીના સૈન્યની ખુવારી પુષ્કળ થઇ. પરિણામે બીજે દિવસે જ્યારે અસફખાનની બધી તોપો આવી પહોંચી અને તેની મદદથી તેણે દુર્ગાવતીના સૈન્ય ઉપર ફરી હુમલો કર્યો ત્યારે દુર્ગાવતીના સૈન્યથી એ હુમલાનો બરોબર સામનો થઈ શક્યો નહિ અને હિન્દુ રાણીના સૈન્યને ઘણું નુકસાન પહોંચ્યું, અને તેથી સૈન્ય નાસીપાસ થવા લાગ્યું. આ વખતે દુર્ગાવતી પોતાના જયમંગળ નામના હાથી ઉપર સ્વાર થઇ સૈન્યને મોખરે આવીને ઊભી રહી અને સૈન્યને પ્રોત્સાહન આપવા મંડી પડી. અસફખાનની તોપોના ગોળા એક ભયંકર દાવાનળની માફક રજપૂત સૈન્યની ખુવારી કરી રહ્યા હતા.

કુમાર વીર નારાયણે પણ પોતાની માતાની માફક આ યુદ્ધમાં અતુલ પરાક્રમ બતાવ્યું. અઢાર વર્ષના આ વીર યુવકે યુદ્ધની મધ્યમાં ધસી આવી અસંખ્ય શત્રુઓનો નાશ કર્યો પરંતુ તેને પુષ્કળ ઘા વાગ્યા હતા. દુર્ગાવતીને આ વાતની ખબર પડતાં જ તે તરત જ પોતાના એકના એક પુત્રની મદદમાં દોડી ગઇ. પુત્રને કાંઇક વધારે સહીસલામત સ્થાન ઉપર મોકલી દઈ તેનું સ્થાન માતાએ લીધું. શત્રુની ફોજે વીર નારાયણને ચારે તરફથી ઘેરી લીધો. તોપોના ગોળા અને તીરોના ઘાથી એનું આખું શરીર ઘવાઇ ગયું હતું અને ચાળણીના જેવું બની ગયું હતું. દુર્ગાવતીએ આ બધું જોયું. ચતુર રાણી તરત જ સમજી ગઇ કે વીર નારાયણ હવે આ જગતમાં ઘડી બે ઘડીનો મહેમાન છે. પળવાર તો તેના હૃદયમાં માતૃપ્રેમ ઊભરાઇ આવ્યો. આંખમાં આંસુ આવી ગયાં અને ડુમો ભરાઈ ગયો. પણ એક ક્ષણમાં જ તેણે જોઇ લીધું કે જો અત્યારે હું લાગણીવશ થઇ નમળાઇ બતાવીશ તો આખા સૈન્યમાં નિરુત્સાહ ફેલાઇ જશે અને તેનું પરિણામ ભયંકર આવશે. હૃદયની લાગણીઓને અંકુશમાં રાખી તેણે યુદ્ધ તરફ પોતાનું મન પરોવ્યું. અને શત્રુસૈન્ય ઉપર ભયંકર હુમલો કર્યો.

રણક્ષેત્રની પાસે એક નદી હતી. રાત્રે તો એ નદી લગભગ સૂકી હતી. અને દુર્ગા-વતીનું સૈન્ય એ નદી ઓળંગી આગળ ધસ્યું હતું. પણ સવારે એ નદીમાં એકાએક ઘોડાપૂર આવ્યું. દુર્ગાવતીએ જોયું કે હવે મારું સૈન્ય આ નદી ઓળંગી ગઢ મંડળા તરફ પાછું ફરે એ અશક્ય હતું. હવે તો શત્રુઓની તોપોની સામે જ ઊભા રહી આપણું વીરત્વ બતાવવું એ સિવાય બીજો રસ્તો રહ્યો નથી. મોગલ સૈન્ય તરફથી ઉપરાઉપરી આવતા તોપોના ગોળાઓએ અસંખ્ય રજપૂતોના પ્રાણ લીધા હતા. આખું રણક્ષેત્ર ભયંકર બની ગયું હતું. અસફખાંએ નદીમાં આવેલા પૂરનો લાભ લઇ દુર્ગાવતીના સૈન્યને ઘેરી લીધું અને એ સૈન્યના ઉપર ચારે તરફથી તોપોનો મારો

ચલાવવા માંડ્યો. વીર રજપૂત સૈનિકોએ પણ પોતાનું પરાક્રમ બતાવવામાં કાંઈ બાકી રાખ્યું નહિ. મોગલોને શરણે જઈ પોતાનો જીવ બચાવવાનો વિચાર સરખોએ કોઈને આવ્યો નહિ.



—વીર ચંડીની માફક તેણે શત્રુના સૈન્યમાં આમતેમ ધસવા માંડયું.

દુર્ગાવતીના સૈન્યમાં હવે માત્ર ૩૦૦ વીર યોદ્ધાઓ જીવતા રહ્યા હતા. બાકીના બધાએ ખપી ગયા હતા. એવામાં 'શત્રુનું' એક તીર દુર્ગાવતીની આંખમાં વાગ્યું. એ તીર આંખમાંથી બહાર ખેંચી કાઢવાને રાણીએ બહુએ પ્રયાસો કર્યા, પણ એના એ પ્રયત્નો નિષ્ફળ નીવડયા. આવા કટોકટીના સમયે પણ આ વીરાંગનાએ હિંમત છોડી નહિ. આંખમાં તીર લાગેલું હોવા છતાં તે બહાદુરીથી શત્રુઓની સામે લડયા જ કરતી હતી. દાંતવતી ઘોડાની લગામ પકડી એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ભાલો ઝાલી વીર ચંડીની માફક તેણે શત્રુના સૈન્યમાં આમતેમ ધસવા માંડયું. જે તરફ તે ધૂસતી ત્યાં શત્રુના સૈન્યની આખી હારની હાર તેની કાતીલ તલવારના ઘાથી નાશ પામતી હતી. પરંતુ તેનાથી હવે વધુ વખત ટકી શકાયું નહિ. આખરે શત્રુના સૈન્ય તરફથી દૂરથી આવેલું એક તીર તેના ગળામાં વાગ્યું અને તે બેશુદ્ધ થઈ ઘોડા ઉપરથી નીચે પડી. ચોતરફ તેને અંધકાર દેખાવા લાગ્યો. જે વીર રાણી પોતાના એકના એક પ્રિય પુત્રને મરણતોલ ઘાયલ થયેલો જોઈ બિલકુલ ગભરાઈ નહોતી. તે હવે ગભરાઈ ગઈ. વિજયની આશા તો હવે બિલકુલ રહી નહોતી. તેના વીર સૈનિકોમાંથી હવે માત્ર ગણ્યાંગાંઠ્યા જીવતા રહી શકયા હતા. બેભાન રાણીને તરત જ તેના વફાદાર સૈનિકોએ ઊંચકી લીધી અને હાથીની અંબાડી ઉપર સુવાડી. થોડી વારે તેને ભાન આવ્યું. હાથીના મહાવતે રાણીને આજીજી સાથે કહ્યું કે "આપ આજ્ઞા આપો તો હું નદી ઓળંગી આપને સહીસલામત ગઢ મંડળામાં પહોંચાડી દઉં." પણ આ વીર રમણીએ આવે સમયે પણ રણક્ષેત્રમાંથી નાસી જવાની ચોખ્ખી ના પાડી. તે પોતાનો ક્ષાત્ર ધર્મ બીલકુલ ચુકી નહિ. શત્રુને શરણે જઈ પોતાનો પ્રાણ બચાવવાનો તો એને તેમ બીજા. કોઈ સૈનિકને વિચાર સરખોએ આવ્યો નહોતો. શત્રુને પીઠ બતાવ્યા

વગર રણક્ષેત્રમાં જ પોતાના પ્રાણની આહુતિ આપવાનો રાણીએ નિશ્ચય કરી દીધો. મ્લેચ્છને હાથે જીવતા કેદ પકડાવવું કે તેને હાથે મરવું તેના કરતાં તો પોતાને હાથે જ પોતાનો પ્રાણ લેવો એ તેને વધારે યોગ્ય લાગ્યું. હાથમાં હથીઆર પકડવાની તેનામાં શક્તિ રહી નહોતી. શરીરમાંથી ઠેકાણે ઠેકાણેથી લોહીના ફુવારા ઊડી રહ્યા હતા. પ્રત્યેક ક્ષણે તેની જીવનશક્તિ ક્ષીણ થયે જતી હતી. એવે વખતે એકાએક તેનામાં જુસ્સો આવ્યો. એકદમ તેણે હાથીના મહાવતના હાથમાંથી પોતાની તલવાર ઝુંટાવી લીધી. અને પોતાની છાતીમાં ભોંકી દીધી. તરત જ આ વીરાંગનાના સુંદર શરીરમાંથી પ્રાણ પંખેરૂ ઉડી ગયું. આ રીતે આ વીર રાણી દુર્ગાવતીએ ક્ષાત્ર ધર્મ અને કર્તવ્યની વેદી ઉપર પોતાના પ્રાણનું બલિદાન આપ્યું.

જે સ્થળે રાણી દુર્ગાવતીએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો હતો તે સ્થળ આજે પણ ત્યાંના રહેવાસીઓ અભિમાનથી મુસાફરોને બતાવે છે. આ સ્થાન દરેક હિન્દુને મન તો પવિત્ર તીર્થસ્થાન થઇ રહેવું જોઇએ. "આજે પણ એ સ્થળે બે ગોળ પથ્થરો પડેલા જોવામાં આવે છે. લોકોક્તિ એવી છે કે એ બે પથ્થરો રાણી દુર્ગાવતીના સૈન્યના બે ડંકાઓ છે. આ બે પથ્થરો જોઈ ઇતિહાસકારો તથા કવિઓના હૃદયમાં અનેક જાતના ભાવો ઉદ્‌ભવે છે.

સિંહગઢના યુદ્ધની સરખામણી તો હલદીઘાટ યુદ્ધ સાથે થવી જોઇએ. અને ઇતિહાસકારોએ રાણી દુર્ગાવતીને વીર રાણા પ્રતાપની હારમાં સ્થાન આપવું જોઇએ. પરંતુ આપણા દુર્ભાગ્યે આપણા દેશના ઇતિહાસકારોએ રાણી દુર્ગાવતીની જીવનકથાને યોગ્ય ન્યાય આપ્યો નથી. આપણે આશા રાખીશું કે ભવિષ્યના ઇતિહાસકારો આ વીર રમણીને ન્યાય આપશે અને ઇતિહાસમાં તેને યોગ્ય સ્થાન આપી તેની કીર્તિને અમર કરશે.

# સંતાનોત્પત્તિ અને બાળઉછેર વિષે આપણી મનોદશા

લેખક : ડૉ. એ. એચ. પટેલ, ડી. પી. એચ.

[ જુલાઇ અંકના પાન ૨૩૮ થી ચાલુ ]

## લેખાંક ૨ જો

જન્મ પછી છઠ્ઠે દિવસે આપણે અંધશ્રદ્ધાથી બાળકનું ભવિષ્ય નિર્માણ કરવાનો યત્ન, છઠ્ઠીના પ્રયોગથી કરીએ છીએ. સુરત અને અમદાવાદમાં તો આ પ્રયોગ હૉસ્પિટલોમાં પણ કોઇ કોઇ વખત થાય છે! પાટલા ઉપર કલમ, કંકુ અને કાગળ મૂકીને વિધાતાને બાળકનું નસીબ લખવા માટે આમંત્રણ કરવામાં આવે છે! છઠ્ઠી મૂકવાનો રિવાજ શાસ્ત્રનિયુક્ત નથી; ફક્ત અંધશ્રદ્ધાનું પરિણામ છે.

બાળકના કમનસીબે તેની દરેક સલામતી અને પ્રગતિમાં વહેમ અને અંધશ્રદ્ધા આગળ આવે છે. આપણા દેશમાં સૈયડ ( માતા )નો રોગ લગભગ દરેક વરસે ચાલુ હોય છે. કોઈ જીલ્લામાં ઓછા પ્રમાણમાં અને કોઇ જીલ્લામાં ઘણા જોરથી આ રોગ ચાલુ રહે છે. આ રોગ ખાસ કરીને બાળકોને વધારે લાગુ પડે અને તેમાંથી બચવાનો એકમાત્ર ઉપાય બાળકને શિતળા કઢાવવા તે છે પરંતુ આપણા દેશનાં બાળકોને કમનસીબે આ રોગ માટે અનેક ધાર્મિક માન્યતાઓ આ દેશમાં પ્રચલિત છે અને તેને લીધે બાળકને શિતળા કઢાવવામાં આવતા નથી. અથવા જો તો વખતસર કઢાવતા નથી જેને લીધે હજારો નિર્દોષ બાળકો આ રોગના ભોગ થઇ પડે છે. આ દેશમાં જેટલા આંધળા માણસો છે તેમાંથી ૯૦ ટકા તો આ રોગને લીધે જ આંધળા બને છે. જો બાળકને જન્મ્યા પછી પણ ચાર માસમાં જ શિતળા કઢાવવામાં આવે અને પછી સાત, ચૌદ અને એકવીસમે વર્ષે જો શિતળા કઢાવવામાં આવે તો આ રોગથી મનુષ્ય તદ્દન બચી જાય છે અને જો કદાચ તેને આ રોગ લાગુ પડે તો પણ તેમાંથી તે સંપૂર્ણ રીતે આરામ મેળવે છે અને તેના શરીરને બદસુરત કરનાર ચાઠા પડતા નથી, આંખો બગડતી નથી તેમજ શરીરના કોઈ અંગ ખોટા પડી જતા નથી. અમુક કુટુંબમાં આ રોગ માટે ધાર્મિક માન્યતા હોવાથી બાળકોને શિતળા બિલકુલ કઢાવવામાં આવતા નથી.

કેટલાક માણસો એવી માન્યતા ધરાવે છે કે સૈયડનો રોગ લાગુ પડે તો ડૉકટર કે વૈદની દવા જ થાય નહિ. જોતને સીધું આમંત્રણ આપે તેવી આ માન્યતા છે. સૈયડનો રોગ તે બીજા રોગોના જેવો એક રોગ છે. તે કાંઇ માતાનો કે ઇશ્વરનો કોપ કે અવતાર નથી અને તે રોગ માટે ડૉકટરની દવા લેવી જ જોઇશે જેથી તે જલદી સારો થઇ જાય અને તેના પરિણામરૂપે શરીરમાં ખોડ—ખાંપણ રહે નહિ.

અમુક કુટુંબો બાળક બહુ મોટી ઉંમરના થાય પછી જ તેને શિતળા કઢાવે છે. અમુક ને અમુક મહિના, ઋતુઓ ધાર્મિક પર્વો બાદ આવે છે. આ બધાનું પરિણામ એ આવે છે. બાળકને સૈયડનો રોગ લાગુ પડે છે. જ્યારે આ રોગ બહુ જ જોરમાં ચાલે ત્યારે તો દસ દીવસની ઉંમરના બાળકને પણ શિતળા કઢાવી લેવા જોઇએ.

આધુનિક વૈદકના સિદ્ધાંત મુજબ શિતળા કાઢવામાં આવે છે છતાં તે કાર્યને ધાર્મિક ગણવામાં આવે છે અને અમુક દિવસે શિતળા કઢાવાય જ નહિ એવી ઘણાની માન્યતા છે. એક બે દિવસ ઢીલ કરવામાં પણ સૈયડનો રોગ બાળકને લાગુ પડી જાય છે. કેટલાક ભણેલા પિતાઓ પણ પોતાના બાળકને શિતળા કઢાવ્યા પછી ત્રણ ચાર દિવસ હજામત કરાવતા નથી, એકાદ દિવસ ટાઢું પણ ખાય છે અને શિતળા કઢાવ્યા નિમિત્તે સૈયડ દેવીની પૂજા પણ કરે છે ! આમ કરી તેઓ બાળકના કુમળા મગજ પર અંધશ્રદ્ધાની

આપણા દેશમાં એટલી બધી વિચિત્ર માન્યતાઓ છે કે તેને વિષે તો એક નાનું પુસ્તક લખાય. માતાના દૂધ મારફતે તુરિયા અને ભીંડાની વાયડાઈ, લીંબુની ખટાશ અને કેળાનો ભારે પડવાનો ગુણ બાળકને નડે છે, એમ ઘણા લોકો માને છે. આ અંધ માન્યતા કાઠિયાવાડમાં તો એટલું વર્ચસ્વ ધરાવે છે કે બાળકને થતા દરેક રોગનો દોષ માતાના ખોરાક ઉપર નાખવામાં આવે છે. અહીં એટલું જણાવવું યોગ્ય થઇ પડશે કે સ્ત્રીની હોજરી કે આંતરડામાંથી કોઇ સીધી નળી સ્ત્રીના સ્તનમાં જતી નથી ! સ્ત્રી જે કાંઈ ખાય છે તેનું લોહી બને છે અને લોહી સ્તનમાં જાય છે અને કુદરતની અકલ્પ્ય કરામતથી આ લોહીમાંથી દૂધ ઉત્પન્ન થાય છે અને તેમાં માતાએ ખાધેલા તુરીયાની વાયડાઈ અને લિંબુની ખટાશ બીલકુલ દાખલ થઇ શકતી નથી !

# ફુલડાં

પ્યારાં લાગે છે મને રસીલાં ફુલડાં,
મહેંકતા બાગ તણી માંય રે,
રમ્ય, રસ ભરેલાં ફુલડાં.

જાગી રવિ તાત કરો ભેટી મલકાવતાં,
અર્પે ઉલ્લાસ તો અપાર રે,
રમ્ય, રસ ભરેલાં ફુલડાં.

ભ્રમરો આકર્ષાતાં જોઈ એ ફુલડાં,
મીઠું મીઠું ગુંજતા અમાપ રે,
રમ્ય, રસ ભરેલાં ફુલડાં.

ફુલડાની ફોરમે હૈયાં ઉભરાય રે,
આનંદે ટહુકે મન-મોર રે,
રમ્ય, રસ ભરેલાં ફુલડાં.

મણિલાલ કસ્તૂરચંદ શાહ



# ફરિયાદ

હરિ ! પ્રેમપારાવારમાં ડૂબાડયાં,
ને સ્નેહીના સ્નેહ દીધા;
પછી ઝેર તણે સાગરે ઝબોળ્યાં,
કે વેરીનાં વેર લીધાં ?—૧

હરિ ! સુખશાંતિનાં ન્હોતા પાર,
ને સ્નેહીના સ્નેહ દીધા;
પછી દુઃખપાપના તો બહુ માર,
કે વેરીનાં વેર લીધાં ?—૨

હરિ ! માનવતાનાં દૂધે ઉછેર્યાં,
ને સ્નેહિના સ્નેહ દીધા;
પછી પાશવતાનાં ઝેરે તો માર્યા,
કે વેરિના વેર લીધા ?—૩

હરિ ! સ્વતંત્રતાના સુખ આપ્યા,
ને સ્નેહિના સ્નેહ દીધા;
પછી પરતંત્રતામાં શાને નાખ્યા ?
કે વેરિના વેર લીધા ?—૪

શ્રી. રમણ કાટવાલા

# આકર્ષક ચહેરા માટે

# કાન્તિ

## ટૉઇલેટ સાબુ




જાનવરની ચરબીથી મુક્ત




KS 108

ગુજરાતના ડીસ્ટ્રીબ્યુટર્સ: મેસર્સ મગનભાઇ પુરૂષોત્તમદાસ એન્ડ કં. વડોદરા અને કલોલ

# ચિત્રા

## કવિવર્ય રવિન્દ્રનાથ ટાગોર કૃત એકાંકી નાટિકા

અનુવાદક શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી. એ.

[ જુલાઇ અંકના પાન ૨૪૧ થી ચાલુ ]

### દ્રશ્ય નવમું

**પાત્રો :** ચિત્રા ( બુરખામાં છુપાએલી ) અને અર્જુન.

**ચિત્રા :** મારા સ્વામી શું પ્યાલુ પૂરેપૂરું છલકાઈ ગયું ? આપનો મનોરથ સિદ્ધ થઇ, ખરેખર, આ એનો અંત આવી ગયો ? ના, ના, સર્વ કાંઇ થયું ગયું, પણ હજુ કાંઇક બાકી રહી ગયું છે; અને...તે આપના ચરણોમાં મારું અંતિમ આત્માર્પણ.

મારા હૃદયમંદિરના દેવ ! તમારી પૂજા માટે તો હું સ્વર્ગના નંદનવનમાંથી અનુપમ સૌન્દર્યને સૌરભયુક્ત પુષ્પો લાવી. જો પૂજાવિધિ પૂર્ણ થઇ ગયો હોય, કુસુમો કરમાઇ ગયાં હોય, તો આજ્ઞા આપો. હું તે સર્વને મંદિરમાંથી બહાર ફેંકી દઉં. ( બુરખો કાઢી નાખી, મૂળ પુરુષવેશમાં પ્રગટ થઇ ) હવે, તમારી પૂજારિણી તરફ કૃપાદૃષ્ટિથી જુવો.

જે પુષ્પોથી હું તમારી પૂજા કરતી હતી તે પુષ્પોની સમાન હું સંપૂર્ણ સુકોમલ કે સૌન્દર્યપૂર્ણ નથી. મારામાં અનેક ક્ષતિઓ અને દૂષણો છે. વિશાળ વિશ્વપંથની—અખિલ સંસારમાર્ગની હું તો એક પ્રવાસિની છું. મારાં વસ્ત્રો મલિન છે, અને મારા ચરણ કાંટાઓથી લોહિયાળ બન્યા છે. ક્ષણિક જીવનનું નિષ્કલંક લાવણ્ય—સંપૂર્ણ પુષ્પ સૌન્દર્ય મને ક્યાંથી પ્રાપ્ત થાય ? પણ, હું, અભિમાનપૂર્વક આપની પાસે એક ઉપહારરૂપે ધરવા નારીહૃદય લાવી છું. અહીં, સર્વ સુખદુઃખ, આશાનિરાશા અને માનવ દુહિતાની ( Daughter of the dust ) લાજમર્યાદા એકત્ર થએલાં છે. અમર જીવન માટે ઝઝૂમતો પ્રણય અહીં જ પ્રકટી ઉઠયો છે. અહીં જ એક અસીમ અનંત અપૂર્ણતા રહેલી છે—જે હજી ભવ્ય અને ( noble and grand ) ઉદાત્ત છે. પુષ્પ પરિચર્યા જો પૂર્ણ થઇ હોય, સુમનસૌરભે આપ તૃપ્ત થયા હોય તો મારા સ્વામીનાથ ! આનો ભવિષ્યના દિવસોની દાસી તરીકે સ્વીકાર કરો ?

હું રાજકુમારી ચિત્રા છું. કદાચ તમને યાદ હશે કે એક દિવસે એક સ્ત્રી તેના શરીરને આભૂષણ અને આકર્ષણ સામગ્રીથી લાદીને શિવમંદિરમાં તમારી પાસે આવી હતી. જાણે કોઇ પુરુષ હોય તેમ તે નિર્લજ્જ નારી તમારી આરાધના કરવા આવી; તમે તેનો ( તેના સ્નેહનો અસ્વીકાર કર્યો; તે તમે ઠીક કર્યું. મારા નાથ, હું તેજ સ્ત્રી છું. તે વખતે મારો વેશપલટો હતો, પછી દેવોના વરદાન વડે મેં એક વર્ષ લગી, મર્ત્ય જીવોને કદી ધારણ ન કર્યું હોય એવું અનુપમ પ્રોજ્જ્વલ સ્વરૂપ પ્રાપ્ત કર્યું, અને કપટકલાની માયાના પ્રભાવથી મેં મારા વીરનું હૃદય થકવી નાખ્યું...ચોક્કસપણે કહું છું કે તે સ્ત્રી હું આજે નથી જ.

હું ચિત્રા છું. પૂજાને પાત્ર હું કોઇ દેવી નથી કે પતંગિયાની પેઠે બેપરવાઇથી હડસેલી દેવાને યોગ્ય તુચ્છ કરુણાપાત્ર કોઇ સાધારણ સ્ત્રી પણ નથી.

સંકટ, ભય અને સાહસના વિકટ પંથમાં મને જ્યારે તમે તમારા સાથમાં રાખવાની કૃપા કરશો, તમારા જીવનનાં કઠણ કાર્યોમાં, મહાન કર્તવ્યો અને જવાબદારી ભરી ફરજોમાં ભાગ લેવાની મને અનુમતિ આપશો,–જ્યારે તમે મને સુખદુઃખની સમાન સહચરી બનાવશો ત્યારે જ તમે મારા સત્યસ્વરૂપને ઓળખી શકશો. જેને હું મારા ગર્ભવાસમાં પોષી રહી છું તે તમારું બાળક જો પુત્રરૂપે પ્રકટ થશે, તો હું તેને મારી જાતે જ યોગ્ય શિક્ષણ આપી બીજો અર્જુન બને એમ કેળવીશ, અને વખત વીતતાં હું યોગ્ય સમયે તેને તમારી પાસે મોકલીશ, અને છેવટે ત્યારે તમે મને યથાર્થ સ્વરૂપે ઓળખશો. આજ તો હું તમને **રાજપુત્રી ચિત્રાનું** જ માત્ર સમર્પણ કરી શકું એમ છું.

અર્જુન : પ્રિયે ! મારું જીવન કૃતકૃત્ય, પરિતૃપ્ત થયું છે.*

( સમાપ્ત )

* આ અનુવાદ સને ૧૯૩૪–૩૫ માં કવિવર્ય ટાગોરના પોતાના અંગ્રેજી પુસ્તક ઉપરથી કરવામાં આવ્યો છે.

## બસ હસ હવે

જે જે ભૂલો મ્હેં છે કીધી, શિક્ષા સહીશ હું એકલો,
જે કંઈ કર્યાં કૃત્યો કુંડાં, ચાખીશ ફળ હું એકલો.

છો ને મધુર તે નહીં હશે, કડવાં અને કરપીણ હશે,
સાંખીશ હું હસતે મુખે, નહિં ભાગ ત્હારે આવશે.

રહેજે અહીં તું હર્ષમાં, મીઠી મઝાઓ માણજે,
શચી સુખે સૃષ્ટીતણાં, વિશ્વે સદા તું મ્હાલજે.

છે મ્હેં દીઠું સ્થળ એ સખે, જ્યાં છે દશ તળ શાંતિ ભરી,
હું જાઉં છું, હું જાઉં છું, જ્યાં, છે પ્રબળ શક્તિ ભરી.

દારૂણ દુઃખ માયા તણાં, નવ ત્યાં કદી સ્પર્શી શકે,
અવરોધ અંતરનાં ભર્યાં, માનવ નહિં ત્યાં કો' જડે.

નવ દામશે ત્યાં દુઃખને, નવ પીડશે અંતર મ્હને,
શીતળ સરોવર ત્યાં હશે, જે ઠારશે મુજ દાહને.

દાવાનળો ત્યાં નહિં હશે, જે આવતા અહિંયાં ધસી,
ત્યાં છે મીઠાં ઝરણાં સખે, જે જખમની છે રૂઝ પટી.

જાતાં મ્હને દુઃખ થાય છે, વસમું તને ! પણ લાગશે,
વસમી વિદાયો આપજે, તુજ માર્ગથી કંટક જશે.

શિદ તું ઉદાસીનતા ધરે, નયનો નિરે તું કાં ભરે,
ઉદ્વેગ અંતર કાં કરે, હસ હસ હવે બસ હસ હવે,

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

## ઉષા

સુવર્ણ પાને ઉષા ઝળકે,
જનસમાજ સૌ મનમાં મલકે,
મિષ્ટ મનોહર સંગીત સળકે,
સુવર્ણ ઉષાએ.

શશીતારક દષ્ટિએ ના'વે,
વાતાવરણે શાંતિ લાવે,
મધુર ગુલાબી સમીર વહાવે,
સુવર્ણ ઉષાએ.

ઘંટી ઘરઘર નાદે ફરતી,
દીન જનોના દુઃખડાં હરતી,
મધુર રવે શું મનને હરતી,
સુવર્ણ ઉષાએ.

પુષ્પ વનશ્રી પુલકિત થઈને,
અરૂણ દેવને નમન કરીને,
હાસ્ય કરી ખેલે ઘુમીને !
સુવર્ણ ઉષાએ.

પૂર્વ દિશા સોનેરી સોહે,
પ્રકાશ દિવ્યે મન સહુ મોહે,
મનુ હૃદયમાં ઉષા સોહે,
સુવર્ણ ઉષાએ.

વોરા મનહરલાલ ન્યાલચંદ



## રજની

: : રાગ—કાલિંગડો : :

છુપાયો આભના આવાસમાં
રજની શોધે ચાંદલીયો
છાયાં તિમીર શાં આકાશમાં
રજની શોધે ચાંદલીયો

થાકયાં હૃદય પાપ રસ રાજ શોધતાં
વ્યાકુળ ચીત નીર નયને વહી જતાં
વિચી વિરામનાં ઉલ્લાસનાં. રજની૦
ચંદ્રીયે ચોર્યો કે શું ? પોયણીની પાંખમાં
પુરાયો કેદી બની સ્નેહીની આંખમાં
! કોઈ અતુટ પ્રેમ પાશમાં. રજની૦
ચેરે મધુર હાસ્ય મંદ ડોલી આવતો
સખી મનાવી સ્નેહ સુધા રેલાવતો
ઘુમે અનંત ભુમિ રાસમાં. રજની૦

સૌ. કપિલાબ્હેન ત્રિવેદી



## [૧] કોને વાંકે ?

વસોના એક ભાઇએ એક સ્ત્રીનું પુનર્લગ્ન કરીને આણેલી. એ સ્ત્રી તે વખતે ગર્ભવતી હતી, પણ તે વાત તેણે તે વખતે તેની સાથે પુનર્લગ્ન કરનાર પતિને કહેલી નહિ. આ નવા પતિ સાથે થોડા માસ રહ્યા પછી કુટુંબને જાણ થઇ કે તે તો સગર્ભા છે; એટલે તેના આ પતિએ અને તેની સાસુએ તેને સતાવવા માંડી, પજવવા માંડી; આજુબાજુને સમાજે પણ તેની ચર્ચા કરવા માંડી. અને એવામાં તેને દીકરી અવતરી. પણ એવી એ દીકરીને એ ઘરમાં ઉછેરી શી રીતે શકે ? આખરે કંટાળીને તેણે દશ દિવસની એ બાળકીને ઠેઠ લોકના કૂવામાં જીવતી નાખી અને તેથી તે બાળકી મરી ગઇ. બાઇ ઉપર ખૂનના આરોપસર કેસ થયો. સેશન્સ જજે એ બાઇને જન્મકેદની સજા ફરમાવી. વડોદરા હાઇ કોર્ટમાં કેસ જતાં હાઇ કોર્ટે તેને જન્મકેદની સજાની મુદત ૨૦ વર્ષની ઠરાવી છે. આમ એક નિર્દોષ બાળકીનું ખૂન થયું અને એની માતાને ૨૦ વર્ષ કેદની સજા થઇ: એ કોને પાપે ?

આપણા સમાજની વૃત્તિ જ એવી નીચ થઇ ગએલી છે, કે જે આચારવિચાર આપણે જાતે પાળી શકતા નથી, તે બીજાઓએ પાળવા જ જોઇએ એવી અપેક્ષા રાખીએ છીએ. પુરૂષને રામ થવું નથી, તેને પોતાની સ્ત્રી સીતા જેવી જોઇએ છે: સૌ સ્ત્રીઓ જાણે સાધ્વી સતી સીતાઓ હોય, તેમ એક વાર ફસાએલીને પણ નિંદાથી મૂંઝવી મારે છે! સમાજમાં એવા માણસ વિરલ છે, જેઓ તલવારની ધાર ઉપર રહીને ધર્માચાર પાળે. विकारहेतौ सति विक्रियन्ते, येषां न चेतांसि त एव धीराः-" વિકાર વસ્તુ સામે હોવા છતાં જેમનું મન વિકાર પામતું નથી તેજ ખરા ધીર છે." અને એવાં ધીર જન તો વિરલ છે. બાકી, આપણે સૌ તો ન મળ્યાના સાધુ છીએ, જો ઇચ્છેલી વસ્તુ મળી આવે તો ઉપર જણાવેલી કૂવામાં બાળકીને નાખી દેનારી બાઇ કરતાં સારાં ન નીવડીએ ત્યારે આપણાં જેવાંને એ બાઇની નિન્દા કરવાનો કે સતાવણી કરવાનો અધિકાર શો ? છતાં આપણે તેની નિન્દા કે સતાવણી કરીને તે બાઇને પોતાની પેટની જણી બાળકીની હત્યા કરવાની ફરજ પાડી અને તેને પોતાને ૨૦ વર્ષની કેદની સજામાં ધકેલી. ત્યારે હવે સ્પષ્ટ સમજાશે કે એ બધું થયું તે કોને પાપે ? સ્પષ્ટ રીતે આ ભ્રષ્ટ ઢોંગી સમાજને પાપે !

['પાટીદાર'માંથી]

---

## [૨] એક બંગાળી માતાના બે પ્રશ્નો

પ્ર૦—બંગાળ ઉપર જપાનના હુમલાનો ભય ઝઝૂમી રહ્યો છે એ પરિસ્થિતિમાં તો બંગાળના રાજકીય કાર્યકર્તાઓએ પોતાના મતભેદો દફનાવીને એક થવું જ જોઇએ. મારો એવો વિશ્વાસ છે કે, જો કોઇ યોગ્ય વ્યક્તિ વચ્ચે પડે તો તેઓ સત્વર આપસઆપસમાંના ઝઘડા ભૂલી જશે. આપ પોતે જ એ દિશામાં પ્રયત્ન કરીને બંગાળને ઝઝુમી રહેલી આપત્તિમાંથી નહિ ઉગારો ?

ઉ૦—તમારી વાત બિલકુલ સાચી છે, પરંતુ એ કામને માટે હું યોગ્ય છું કે કેમ એ વિષે મને શંકા છે. કોઇ બંગાળીએ એનો ઉકેલ કાઢવો ઘટે. હું એ કાર્ય પાર પાડી શકું એવો મને વિશ્વાસ હોત તો આજેજ હું બંગાળ જવા રવાના થાત. જ્યારે આપણે એ મતભેદો વિષે વિચાર કરીએ છીએ ત્યારે તે એટલા બધા

નજીવા જણાય છે કે તે મિટાવવા માટે કોઇએ વચ્ચે પડવાની ભાગ્યેજ જરૂર હોય.

પ્ર૦—મારા ધણી કલકત્તાની એક શાળામાં શિક્ષક છે. તેમની કમાણી બહુ જ ઘટી ગઇ છે. એકાદ માસ પછી તેમની કમાણી બિલકુલ બંધ થઇ જાય એવો ભય રહે છે. આજ સાત જણાં એને આશરે રહે છે તે અગાઉ તે પોતાના કુટુંબનો માંડ ગુજારો કરી શકતાં હતાં. આજે એમની પાસે આજીવિકાનું કશું સાધન રહ્યું નથી. મારા પતિ દેશભક્ત અને મહાસભાવાદી છે એ હું જાણું છું. પરંતુ અમારું ઉદરપોષણ કરવાને માટે યુદ્ધખાતામાં નોકરી લીધા સિવાય તેમને માટે બીજો કોઇ ઉપાય રહ્યો નથી. એ બીજું કરી પણ શું શકે? આવી કફોડી સ્થિતિમાં મુકાયેલા બીજાઓને આપ શી સલાહ આપો?

ઉ૦—આ બહુ જ ગંભીર સવાલ છે. હું જાણું છું કે યુદ્ધખાતામાં જોડાવું એ ઉદરપોષણ મેળવવાનો સૌથી સહેલો ઉપાય છે. જો તમે તથા તમારા પતિ મારી પેઠે યુદ્ધમાત્રનાં વિરોધી હો તો ભૂખમરો વેઠીને પણ તમારે તમારા યુદ્ધ પ્રત્યેના વિરોધનું પારખું આપવું રહ્યું. ઇશ્વર તમને ભૂખમરામાંથી ઉગારશે. સંભવ છે કે, તમારે તમારો જીવનવ્યવહાર બદલવો પડે. મધ્યમ વર્ગને પોતાના જીવનનું ધોરણ ખેડૂતોના ધોરણ જેવું કરવું પડશે. તો જ આપણે સાચા હિંદને પિછાની શકીશું તથા કરોડોની દિનપ્રતિદિન વધતી જતી આપત્તિનો ઉકેલ કાઢવાનો ઉપાય શોધી શકીશું. પરંતુ તમને યુદ્ધ પ્રત્યે એવા પ્રકારનો વિરોધ ન હોય તો પછી તમારા ધણી યુદ્ધખાતાની નોકરી લે એમાં મને કશી હાનિ જણાતી નથી એમ કરવાથી બીજા ઘણાઓ આજે જે કરી રહ્યા છે તેનાથી બૂરું તે કરે છે એમ ન કહેવાય.

સેવાગ્રામ, ૨૯-૬-૪૨

('હરિજન'માંથી) મોહનદાસ કરમચંદ ગાંધી

---

## [૩] આવતી કાલની હિંદની જવાબદારી સ્ત્રીઓની છે.

અમદાવાદ—ગઇ તા. ૧૮ મીએ સાંજના સાડાચાર વાગે જ્યોતિસંઘના મકાનમાં, મુંબઇ કોર્પોરેશનના મેયર અને જાણીતા સમાજવાદી નેતા શ્રી. યુસુફ મહેરઅલ્લીએ જ્યોતિસંઘના સભ્યો અને ઇતર સ્ત્રીઓ સમક્ષ એક પ્રવચન કર્યું હતું.

શરૂઆતમાં શ્રી. યુસુફ મહેરઅલીની પિછાણ અપાયા બાદ સંઘના સ્થાયી પ્રમુખ શ્રી. લીલાવતીબહેન દેસાઇએ સંઘની કાર્યવાહીનું બયાન દીધું હતું: જ્યોતિ સંઘના ૯ મા વર્ષની રૂપરેખા આપતાં હુલ્લડ પછી સંઘની ઘટી ગયેલી સંખ્યાનો ઉલ્લેખ કર્યો હતો, અને દૂર દૂરથી બહેનો આવી શકતી નહિ હોવાથી વોર્ડ-વોર્ડ વર્ગો ચલાવવાની યોજના આંકી બતાવી હતી. તેમ જ અત્યાર આગમચ જ્યોતિ સંઘે ચલાવેલા ફર્સ્ટ એઇડ અને એ. આર. પી. ના વર્ગોનો ઉલ્લેખ કરી છેલ્લે તેમણે સંસ્થાની તંગ આર્થિક સ્થિતિ અંગે પણ ઇસારો કર્યો હતો.

તે બાદ શ્રી. યુસુફ મહેરઅલીએ બોલતાં જણાવ્યું હતું કે જે સંસ્થા આવું સુંદર કામ કરતી હોય તેની મુલાકાતે આવવું એ ખુશીની વાત છે. જ્યોતિ સંઘની વિખ્યાતિ અમદાવાદમાં જ નહિ પરંતુ આખા હિંદુસ્તાનમાં છે, શ્રી. મૃદુલાબહેન Walking Newpaper જેવા છે. જ્યાં જાય ત્યાં સંઘની તેઓ વાત કરે છે જ.

કેટલાં પુરૂષો સ્ત્રીઓ લખતાં શીખે એ અંગે વિરોધ કરે છે, એમ તમે રિપોર્ટમાં સાંભળી ગયા. અને એ ઉપરથી પુરૂષો કેટલા સ્વાર્થી છે તે તમને સમજાશે. પરંતુ હવે જમાનો બદલાયો છે, નવા ખ્યાલોને આપણે અપનાવવા જોઇએ. આજે તો હિન્દ બદલાતો દેશ છે. ક્રાન્તિમય દેશ થઇ ગયો છે.-સામાજિક કાર્ય જે જાગૃતિ સ્ત્રીઓમાં નથી લાવી શક્યું તે જાગૃતિ એક રાજકીય ચળવળ લાવી શકે છે. ગાંધીજીની અસહકારની ચળવળે સ્ત્રીઓમાં ખૂબ જાગૃતિ આણી છે.

આજે તો બલિદાનની કિંમત છે. એ કસોટીમાંથી પસાર થનારા નેતા થઇ શકે. આવતી કાલના હિન્દની જવાબદારી બહેનોની છે. હિન્દને દરવાજે તાળું છે અને કુંચી તમારી પાસે છે. બારડોલીની લડત વેળાએ ત્યાંની બહેનોએ અપૂર્વ બહાદુરી બતાવી હતી.

[ અનુસંધાન પૃ. ૨૯૨ને છેડે ]




**'મોઢમહોદય' રજત મહોત્સવ અંક:** મોઢ વણિક જ્ઞાતિના માસિક મોઢ મહોદયે પોતાનો રજત મહોત્સવ અંક પ્રગટ કર્યો છે. અંક જેટલો દળદાર છે તેટલો જ માહિતી ભરપૂર છે. કેવળ મોઢ વણિકોને જ નહિ, પરંતુ સામાન્ય વાચકને પણ એમાંથી ઘણું જોવા જાણવાનું મળશે એમાં શંકા નથી.

આ અંક તૈયાર કરવાની બધીયે જવાબદારી જાણીતા લેખક શ્રી. તારાચંદ્ર પો. અડાલજાએ સફળતાપૂર્વક પાર પાડી છે એમ આ ખાસ અંકનું નિરીક્ષણ કરતાં ખાતરી થાય છે.

'વીરની વાતો'ના આ લોકપ્રિય લેખકે આજસુધી ઐતિહાસિક વાર્તાઓ, સામાજિક નવલકથાઓ અને હુન્નરઉદ્યોગના વિષયો ઉપર પોતાની કલમ ચલાવીને ખૂબ નામના મેળવી છે. આ ખાસ અંકનું સંયોજન સ્વીકારીને અને આવો સર્વાંગ સુંદર અંક પ્રગટ કરીને કોઇપણ માસિકના તંત્રી બનવાની પોતાની લાયકાત તેમણે સિદ્ધ કરી બતાવી છે.

સંયોજક તરીકે તેમણે કરેલું નિવેદન ખાસ વાંચવા જેવું છે. મોઢ જ્ઞાતિના નામાંકિત પુરુષોની ટૂંકી જીવનરેખા 'જીવનપરિચય' વિભાગમાં આપીને તેમણે મોઢ જ્ઞાતિના અનેક સુપ્રસિદ્ધ નરોના પરિચયનો માત્ર મોઢ જ્ઞાતિને જ નહિ, પરંતુ સામાન્ય વાચકવર્ગને પણ લાભ આપ્યો છે. 'ગામવાર માહિતી' એ આ અંકની ખાસ વિશિષ્ટતા છે.

ગોળ (અથવા એકડા)નો પ્રશ્ન ચર્ચતા સંખ્યાબંધ લેખો મનનીય હોઇ માત્ર મોઢ કોમોને નહિ, પરંતુ અન્ય અનેક કોમોને માર્ગદર્શક થઇ પડશે. હૃદયપલટો, લગ્નનો લહાવો, ઉંમર વગેરે વાર્તાઓ, સંવાદો, હાસ્યરસિક ચૂચો; મોહન-જો-ડેરો, વેરી નાગ, કાશ્મીર વગેરે સ્થળવર્ણનો; ગાંધીજી, શિવભીલડી, શ્યામ તેરી રાહમેં તથા બીજાં કાવ્યો અને ભાવનાઓ ચરિત્રો, લેખો, વગેરે બીજી એટલી બધી વિવિધ અને રસપ્રદ સામગ્રી આ અંકમાં પીરસવામાં આવી છે કે આખો ય અંક વાંચવા તથા વિચારમાં લેવાનું સૌ કોઇને મન થાય.

મોઢ જ્ઞાતિમાં મહાત્મા ગાંધીજી, સર પુરુષોત્તમદાસ, દિ બા. કૃષ્ણલાલ મો. ઝવેરી, શેઠ ધરમદાસ શામળદાસ કોઠારી, શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી જેવા મહાન પુરુષો, અનેક ધનાઢ્યો, પરોપકારી સજ્જનો, લેખકો અને લેખિકાઓ છે એ આ અંકઉપરથી જાણવા મળે છે. મોઢ જ્ઞાતિ માટે એ ખરેખર ગૌરવનો વિષય છે.

મોઢ જ્ઞાતિના સેવાભાવી અને સાહિત્યપ્રેમી લેખક શ્રી. અડાલજાને આ અંકનું સંયોજનકાર્ય સોંપી લાયકને લાયક માન આપવા માટે અમે મોઢ મહોદયની વ્યવસ્થાપક સમિતિ તથા તંત્રીમંડળને ધન્યવાદ આપીએ છીએ, અને શ્રી. અડાલજા આવી સેવા સતત કરતા રહે એમ ઇચ્છીને આ રજત મહોત્સવ અંક જરૂર વાંચી જવા અમે સૌ કોઇને ભલામણ કરીએ છીએ

**વેદામૃત :** મૂળલેખક: શ્રીપાદ દામોદર સાતવળેકર, સંપાદક: નટવરલાલ જે. મહેતા, પ્રકાશક: સ્વાધ્યાય મંડળ (ગુજરાત શાખા, વડોદરા.)

ઔંધ સંસ્થાનમાં દેશના એક ખૂણે રહીને આપણા પ્રાચીન વૈદિક સાહિત્યનું સંશોધન કરી તેને જનતા સમક્ષ રજૂ કરવાનું જે સાહસ શ્રી.

સાતવલેકરજીએ ઉપાડયું છે તે પ્રશંસાપાત્ર છે. એમની આ સાહિત્યપ્રવૃત્તિથી હિંદી ભાષાભાષી તેમ જ ઇતર ભાષાઓમાં એ સાહિત્યના પ્રકાશનથી જનતાને સારો અધ્યાત્મલાભ પ્રાપ્ત કર્યો છે.

ગુજરાતમાં આ સાહિત્યનો પૂરતો પ્રચાર ન હતો તે હાલ ટૂંક સમયથી સ્થપાયેલી એની ગુજરાત શાખાએ આપવાનું સ્તુત્ય સાહસ કરવા માંડયું છે.

એના પ્રથમ પુસ્તક તરીકે વેદામૃતનો ચારે વેદોનું રહસ્ય સમજાવતો ગ્રંથ પ્રકટ કર્યો છે. એમાંથી વેદજ્ઞાનના જિજ્ઞાસુઓને પ્રાચીન વેદનું મહત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થાય તેવું છે.

કેટલીક ભાષાશુદ્ધિ અને જોડણીદોષો બાદ કરવામાં આવે તો પુસ્તક વેદવિષયમાં રસ લેનારાઓને અતિ ઉપયોગી થઈ પડે તેવું છે. ત્રણ રૂપિયા જેટલા અલ્પ મૂલ્યમાં આટલું દળદાર પુસ્તક સસ્તું જ લેખાય.

## સ્વીકાર

(૧) આપણા કવિઓ-ખંડ ૧ લો, (૨) કેનોપનિષદ, (૩) ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ, (૪) જીવવિજ્ઞાન, (૫) પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના, (૬) બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ ભા. ૨ જો, (૭) મુઘલ રાજ્યવહીવટ, (૮) ગુ. વ. સોસાયટીનો અહેવાલ સન ૧૯૪૦-૪૧. પુસ્તકોનો રિવ્યુ આવતા અંકે આવશે.

---

[ ફૂલવેણી : પૃ. ૨૯૦નું ચાલુ ]

ગાંધીજી લડતના પ્રણેતા હોય ત્યાં બહેનોમાં જાગૃતિ આવવી જોઇએ, આજે દુનિયાના મોટામાં મોટા પુરુષ ગાંધીજી આપણી વચ્ચે છે. આપણે તેમને ગમે ત્યારે મળી શકીએ છીએ. એ ગાંધીજીના ગુજરાતમાં આટલી સુંદર સંસ્થા તમારે છે, એ આનંદની વાત છે. હું આશા મધ્યમ વર્ગને દવે પછી મહાત્માજી તરફથી શરૂ ધોરણ જેવું કરવું પડશે તેનો અચૂક પોતાનો હિંદને પિછાની શકીશું તથા કરો.
દિન વધતી જતી આપત્તિનો ઉકેલ [illegible] ઉપાય શોધી શકીશું. પરંતુ તમને યુદ્ધ પ્રત્યે એવા પ્રકારનો વિરોધ ન હોય તો પછી તમારા ઘણી યુદ્ધખાતાની નોકરી લે એમાં મને કશી હાનિ જણાતી નથી એમ કરવાથી બીજા ઘણાઓ આજે જે કરી રહ્યા છે તેનાથી બરું તે કરે છે એમ ન કહેવાય.

સેવાગ્રામ. ૨૯-૬-૪૨

## [ ૪ ]

સ્ત્રી પ્રત્યે સ્નેહ અને માન-દૃષ્ટિથી જુઓ. એનામાંથી માત્ર સુખ શોધો નહિ, પ્રેરણા શોધો, તમારી બૌદ્ધિક અને નૈતિક શક્તિને વધારનારી પ્રેરણા શોધો. સ્ત્રી કરતાં તમે ઊંચા છો, એ ખ્યાલ તમારા મનમાંથી એકવારે કાઢી નાખો, તમે ઊંચા નથી જ. લાંબા વખતનો એ ભ્રષ્ટ ખ્યાલ, હલકા પ્રકારની કેળવણી અને તેના પ્રત્યે રખાતી સતત અસમાનતા અને તેને અપાતો સતત અન્યાય, એ બધાને લીધે બુદ્ધિએ પુરુષ આજે તો નીચી છે એવો ખ્યાલ પુરુષમાં ભરાઇ દેશ થઇ ગયો છે. જ દલીલથી તેના ઉપર જુલમ સ્ત્રીઓમાં નથી લાવા શક્ષના એક જ ઘરમાંથી રાજકીય ચળવળ લાવી કે જેવાં માનવજાતિમાંથી કારની ચળવળે સ્ત્રીઓમાં ખૂણાહ જુદા પુરુષોમાં જે તો બલિદાનની રૂમાં જે પ્રકારની



—સૌ. ઉપેન્દ્રબાળા સુરેન્દ્રરાય દેસાઇના પ્રમુખપણા નીચે ક્લોલમાં ભગિની સેવા સમાજનો વાર્ષિક ઉત્સવ ઉજવાયો હતો.

—મીસ હીરાબાઇ ભાગવત એમ. એ. ઇંદોર સ્ટેઇટના વિદ્યાધિકારી નીમાયાં છે. આવી જવાબદારીભરેલો હોદ્દો પહેલો આ સ્ત્રીને જ મળ્યો છે તે માટે અમે મુબારકબાદી આપીએ છીએ.

—જેતપુરમાં ત્રણ બહેનો સતી થઇ છે. એની પુરેપુરી વિગત મળી હોય તો સારૂં.

—વડોદરા રાજમહેલરોડ સ્ત્રી સમાજનો ઇનામ સમારંભ પાકશાસ્ત્રની હરીફાઇને અંગે થયો હતો તે પ્રસંગે સૌ. શકુંતલા શેઠજી તરફથી ચાર્ટી અપાઇ હતી.

—શ્રીમતી મહારાણી શાંતાદેવી ગાયકવાડને હસ્તે મસુરીમાં ગર્લ્સ હાઇસ્કૂલનો ઇનામ સમારંભ થયો હતો.

—સૌ. કસ્તુરબેન આચાર્યના પ્રમુખપણા નીચે વીસનગરમાં સ્ત્રીઓની સભા થઇ હતી. કુ. માલતીબેન મણીભાઇ પરીખ બી. એ. માં પાસ થયાં તેમને અભિનંદન આપવાનો મેળાવડો થયો હતો. આશરે અઢીસો બેનોએ ભાગ લીધો હતો. વીસનગરની જુદી જુદી સંસ્થાઓ આ અભિનંદનના મેળાવડામાં જોડાઇ હતી. તેમાં મુખ્ય મહિલા મંડળ, મહિલા પુસ્તકાલય, નગર વિદ્યાશ્રમ, કન્યાશાળા અને બાલિકા પાઠશાળા હતા.

—કુ. અનસૂયા બેન બરતીઆને હસ્તે ખેડા જીલ્લા વિદ્યાર્થી પરિષદનું ઉદ્ઘાટન થશે. આ પરિષદનું પ્રમુખસ્થાન સરદાર પૃથ્વીસિંહ લેશે.

—મિસતી ફ્રિપ્સે લંડનથી વાયુપ્રવચન કર્યું. આ પ્રવચનમાં તેઓ ચીનને આર્થિક મદદ કરવા માટે લોકોનું ધ્યાન ખેંચતા હતા. વ્યાખ્યાન સુંદર અને અસરકારક હતું.

—અમદાવાદમાં ગોમતીપુરમાં સ્ત્રીઓ, કે જેઓ બોબીઓ વાળવાનો ધંધો કરે છે તેઓ હડતાલ પર ગયાં હતાં. મોંઘવારીને લીધે મહેનતાણું વધારવા માટે આ હડતાલ હતી. પાછળથી તેમની જીત થઇ છે.

—અમરેલીમાં સૌ. ગજરાબેન ઠાકોરભાઇ દેસાઇના પ્રમુખપણા નીચે કન્યાશાળાનો ઇનામ સમારંભ થયો છે.

—સરકારે યુદ્ધવિષયક યોજનામાં વૃદ્ધ સ્ત્રીઓને નોંધવાનું કામ શરૂ કર્યું છે. આ બેનો એકતાલીસ બેતાલીસ વર્ષની છે. ઘણી પરણેલી અને ગૃહકાર્યમાં સંડોવાયેલી છે.

—લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપણા નીચે અમદાવાદમાં અ. હિં. મહિલા મંડળની સમગ્ર સભા મળી હતી. તે પ્રસંગે અથામા મુકામે ભરાયેલી અ. હિં. મ. પરિષદની અર્ધવાર્ષિક પરિષદનો હેવાલ શ્રી. શારદાબેન મહેતાએ રજુ કર્યો હતો. અથામામાં ખોલેલા તાલીમ વર્ગમાં અમદાવાદથી ગયેલી બહેનોએ હાજરી આપી હતી અને શ્રી. લીલાબેન દેસાઇએ ત્યાંના કામનું વર્ણન કર્યું હતું. ત્યાં ગયેલાં બધાં બેનનાં શરીર સારાં થયાં હતાં. સ્ટેન્ડીંગ કમીટી મેમ્બર હરકોર બેન તેમનાં લગ્ન થયાં બહારગામ જવાનું છે તેથી છુટાં થયાં અને બેન નલિનીબેન પણ બહારગામ ગયાં તેથી વ્યવસ્થાપક મંડળમાં બે જગ્યા ખાલી પડી હતી. તે જગ્યામાં શ્રીમતી આયમાય અંકલેસરીઆ તથા શ્રીમતી જયવતીબેન દેસાઈ નીમાયાં છે

—શ્રીમતી નર્મદાબેન દેસાઈના પ્રમુખપણા નીચે વડોદરાની રાજમહેલ રોડ સ્ત્રીસમાજનો મેળાવડો થયો હતો, જેમાં શ્રી. હીરાબેન ત્રીવેદીને માન M. A. માં ફર્સ્ટક્લાસ લાવવા બદલ માન આપ્યું હતું.

—સૌ. શારદાબેન મહેતા હવે યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર નિમાયાં છે.

—સુરતમાં તા. ૧૭ મી જુલાઇએ બેનો માટે તાલીમ છાવણી ખુલનાર છે. તેની ઉદ્દ્ઘાટનક્રિયા પંડિત જવાહરલાલને હસ્તે થશે. આ છાવણીમાં ત્રીસ બેનોને કોંગ્રેસના રચનાત્મક કાર્યક્રમની તાલીમ આપવામાં આવશે. શ્રીમતી સુચેતા કૃપલાની આ છાવણી ચલાવશે.

—મહારાણી તારાબાઇને કોલ્હાપુરની રાજસત્તા સોંપાઇ છે. તેઓ રીજંટ નીમાયાં છે. કોલ્હાપુરમાં તેઓને સુધરાઇ તરફથી તેમ જ રાજ્ય પરિષદ તરફથી માનપત્રો આપવામાં આવ્યાં છે. અમે આશા રાખીએ છીએ કે મહારાણીશ્રી એમના દાદા શ્રીમંત સ્વ. સયાજીરાવ ગાયકવાડને પગલે કોલ્હાપુરનું રાજ્યતંત્ર ચલાવે.

—શ્રીમતી સરલાબેન મહેતાના પ્રમુખપણા નીચે વડોદરાની ફતેગંજના ઉદ્યોગાલય મહિલા શીવણવર્ગ તરફથી શ્રી સરસ્વતીબેન દલાલને માનપત્ર આપ્યું હતું.

—શ્રીમતી નાથીબાઇ ઠાકરશી યુનિવર્સિટીનો પદવીદાન સમારંભ શ્રી નલિની રંજન સરકારને હસ્તે થયો હતો.

—શ્રી નલિની રાયજી ટેબર બી. એ માં ફર્સ્ટ ક્લાસ પાસ થતાં ભાવનગરની કોલેજમાં ફેલો નીમાયાં છે. એ કોલેજમાં એ પહેલપહેલા સ્ત્રીફેલો છે.

—શ્રીમતી હરવિદ્યાબેન ઝાલાએ વડોદરાની રાજમહેલ રોડ સ્ત્રીસમાજની બેનોને ગરબા ગવડાવી પાર્ટી આપી હતી.

—શ્રીમતી રાજરત્ન બાઇમાય દાબુએ નવસારીમાં શ્રાવકસહિરાવના પ્રમુખપદે ઉજવાએલી દાદાભાઈ જયંતી પ્રસંગે પ્રવચન કર્યું હતું. તે પ્રસંગે કુ. નાજુબેન કોટવાલ તથા કુ. નાજુબેન કરંજીઆનાં સુંદર પ્રવચનો થયાં હતાં.

—શ્રીમતી ગજરાબેન ઠાકોરલાલ દેસાઇના પ્રમુખપણા નીચે અમરેલીમાં ગૌરી ઉત્સવ ઉજવવા માટે સમિતી નીમાઇ છે.

—સૌ. યશાબાળાના પ્રમુખપણા નીચે બેટ શંખોદ્ધારમાં સ્ત્રીઓની સભા વડોદરા રાજ્યના રેકાઉટ કમિશ્નર સ્વ. દવે માટે શોક પ્રદર્શિત કરવા સારૂ મળી હતી.

—અમદાવાદમાં જ્યોતિ સંઘના આશ્રય નીચે સ્ત્રીઓની જાહેર સભામાં મુંબઇ કોરપોરેશનના મેયર મહેરઅલીનું ભાષણ હતું.

—શ્રી. સૌ. મહારાણી શાંતાદેવી ટ્રસ્ટ ફંડમાંથી વડોદરા રાજ્યના દરેક તાલુકામાં એક વધારે નર્સ આપવામાં આવનાર છે.

—અમદાવાદ-વાડીગામમાં શાન્તાબેન નામે એક સ્ત્રી તેના પતિ સાથે પોતાના પિતાના મકાનમાં ભાડે રહેતાં-ભાડા બાબતમાં પોતાની મોટી બેન ચંદન સાથે તકરાર થવા પામી દરમીયાન ત્રીજી બેન જશોદા ત્યાં આવી પહોંચતાં ઉશ્કેરાઇ જઇ ચંદનનું નાક ચાકુ વડે કાપી નાખ્યું હતું. પોલીસ તપાસ ચાલુ છે. બેનને સિવીલ હોસ્પીટલમાં ખસેડવામાં આવેલ છે.

—મુંબાઇ-ઉમરખાડી પર આવેલી ચીલ્ડ્રન્સ હોમનાં બાનુ મેજીસ્ટ્રેટ મીસ એર્ડન ડેવીસ ગઇ તા. ૧૮ મીના રોજ અવસાન પામ્યાં છે.

—વડોદરા-બ્રહ્મપુરીમાં બે આખલા લડતાં એક બાઇને હડફેટમાં ઇજા થવાથી દવાખાને ખસેડતાં ત્યાં મરણ પામી છે.

—પ્રજામતને કચરી નાખવાના જોધપુરના દમન ચક્રને થીજવી નાખવા મારવાડની મહિલાઓએ પણ મોરચા માંડયા છે.

—પૂનામાં કુમારી ચિત્રલેખા જેરાજાણી મહિલા વિદ્યાપીઠની જી. એ ( ગૃહિતગમા )ની પરિક્ષામાં ઉત્તીર્ણ થયાં છે-પૂનાની ભાટીયા સમાજમાં તેઓ પહેલાં જ ગ્રેજ્યુએટ બ્હેન છે.

—પાલી ( મારવાડ ) ખાતે એક ઓસવાળ યુવકનું અવસાન થતાં એની પાછળ માત્ર સાડા બાર વર્ષની એક બાળા વિધવાને મુકી ગયા છે.

—મુંબાઇના ભગિની સમાજના એક વધુ આજીવન સભ્ય શ્રી. તારા પ્રતાપ કામદાર થયા છે અને રૂ. ૧૦૦ ભેટ આપ્યા છે—શ્રી. કુસુમબ્હેન ચંપકલાલ મોદીએ રૂ ૫૦) તેમની બાળાના સ્મરણાર્થે અને મેન મરચંટ એસોસીએશન તરફથી રૂ. ૫૧) મળ્યા છે.

—નડીઆદમાં આ વર્ષની સુધરાઇની સામાન્ય ચૂંટણીમાં સૌ. કપિલાગૌરી ચંદુલાલ દલાલ પ્રજાપક્ષે ફરી ચૂંટાયા છે—તેઓ છેલ્લાં કેટલાક વર્ષથી ખેડા જીલ્લાની સારી સેવા કરી રહ્યા છે—

—જાપાનીસો પોતાના લડાયક વિમાનોમાં સ્ત્રી વિમાનીઓનો પણ ઉપયોગ કરી રહ્યા છે.

કિંમતમાં ૭૫ થી ૯૦ ટકા વધારો થયો છે. બળતણમાં ૫૦ થી ૮૦ ટકાનો વધારો થયો છે. માલની અછત એ મોંઘવારીનું એક કારણ જરૂર છે, પણ વધારે પડતી અધીરાઈ એ પણ મોંઘવારીનું કારણ છે. વેપારીઓ ભવિષ્યમાં માલ નહિ મળે એ બીકે અને વધારે નફો મેળવવાના કારણે માલ વેચતા નથી એટલું જ નહિ પણ સંગ્રહ કરવા ખરીદી પણ કરે છે. વાપરનારા પણ જરૂર કરતાં વધારે ખરીદી કરી ભરી રાખવા લલચાય છે. ભવિષ્યમાં જરૂરી વસ્તુ મેળવવાની કાળજી જરૂર સૌ કોઇએ રાખવી જોઇએ; પણ આપણા દેશ જેવા ખેતીપ્રધાન દેશમાં સ્થાનીક પેદા થતું અનાજ નહિ મલે એ બીક રાખવી બહુ જરૂરી નથી. સરકાર બધો પાક લઇ જશે, જે પ્રજા પર રાજ્ય ચલાવી તેમને સહકાર મેળવવો છે તેને અનાજ પણ ન મલે એ પગલાં સરકાર લે એ માનવું સહેલું નથી. જો આપણામાં આપણાપણું હશે તો આપણું અનાજ સરકાર લઇ જઇ શકશે નહિ એટલી શ્રદ્ધા રાખી સંગ્રહવૃત્તિ પર અંકુશ રાખતા સાધનસંપન્ન માણસોએ શીખવું જોઇએ. સંગ્રહવૃત્તિને કારણે પણ જરૂરીઆતની વસ્તુઓ મોંઘી થાય છે અને સામાન્ય વર્ગ જે સંગ્રહ કરવા શક્તિવાન નથી તે મુશ્કેલીમાં મુકાય છે. આ અધિરાઈ સ્ત્રીઓ ન રાખે અને હરહંમેશ જેમ જરૂરી વસ્તુઓનો સંગ્રહ કરે તેમજ કરે એવી અમારી તેમને વિનંતી છે.

*

**ગુણસુંદરીઓ માટે નવી સગવડ :**

વડોદરામાં કાપડ રંગવા તથા છાપવાનું તેમજ કપડા ધોવા (ક્લીનીંગ)નું નવું કારખાનું શરૂ થયું હોઇ તેનો શો રૂમ વડોદરા રાવપુરામાં ટાવરની બાજુમાં ઉઘાડવામાં આવ્યો છે. કપડાંનું આયુષ્ય જળવાઇ રહે એ રીતે ધોવાની 'ડ્રાઇ ક્લીનીંગ'ની ગોઠવણ પણ આ કારખાના તરફથી થઇ છે. નવી નવી ડીઝાઇનોની સાડીઓ છાપવી એ આ કારખાનાનો મુખ્ય આશય છે.

આ શો રૂમનું ઉદ્ઘાટન વડોદરા રાજ્યના ઉદ્યોગ ખાતાના અધિકારી મે. એ. બી. પંડ્યા સાહેબે કર્યું હતું અને મે. કાળે, શ્રી. તા. પો. અડાલજ વિગેરેએ પ્રાસંગિક વિવેચન કરી શો રૂમને સફળતા ઇચ્છતાં આશીર્વાદ આપ્યા હતા.

*

**'ગુણસુન્દરી'ની નવા વર્ષની ભેટ :**

આવતા અંકથી-સપ્ટેમ્બરથી "ગુણસુન્દરી" ૨૦ મા વર્ષમાં પ્રવેશે છે. આવતો સપ્ટેમ્બરનો અંક ૨૦ મા વર્ષના પહેલા અંક તરીકે બહાર પડશે. નવા વર્ષથી વિષયો, વાર્તાઓ, લેખો, કાવ્યો પણ જેમ બને તેમ વધુ ને વધુ ઉપયોગી અને સુંદર સાહિત્ય રજુ થશે. તેમજ નવા વર્ષની ભેટ જે સમાજમાં નવીન જ વસ્તુ રજુ કરતી એક સાંસારીક નવલકથા છે તે છપાઇ રહી છે. જે તૈયાર થયેથી જેનાં લવાજમ મળી ગયાં હશે તેમને મોકલી આપવાની વ્યવસ્થા કરવામાં આવશે.

*

**લવાજમ મનિઓર્ડરથી મોકલો :**

"ગુણસુન્દરી"ના જે ગ્રાહકોનું લવાજમ આ ઓગસ્ટ અંકથી ખલાસ થાય છે, તેઓ આ અંક મળેથી ૨૫ મી ઓગસ્ટ ૧૯૪૨ સુધીમાં તેમનાં લવાજમ મનીઓર્ડરથી મોકલી આપે. મનીઓર્ડરની સ્લીપમાં **ગ્રાહકનો નંબર તેમજ** પૂરૂં નામ, એડ્રેસ જરૂર લખી મોકલે. જેમના તરફથી એ રીતે લવાજમની રકમ જો મનીઓર્ડરથી નહિ આવે તેમને આવતો અંક વી. પી. થી મોકલવો પડશે, જે ગ્રાહકો સ્વીકારી અમને આભારી કરશે એવી અમારી નમ્ર વિનંતિ છે.

જેઓને ગ્રાહક તરીકે ન રહેવું હોય તેઓ પોતાનો ગ્રાહક નંબર તેમ જ પૂરૂં નામ ઠેકાણું લખી એક કાર્ડથી ખબર આપશે તો નાહકનો વી. પી. ખર્ચ, તથા અમારી તકલીફ બચાવશે. પાછળથી વી. પી. પાછું મોકલી નાહકના ખર્ચના બોજામાં ન ઉતારવા આથી વિનંતી છે. જેમનાં લવાજમ મળી જશે તેમને નવા વર્ષની ભેટ ચોપડી જે હાલ છપાઇ રહી છે તે તૈયાર થતાં તરત જ મોકલી આપવામાં આવશે.

*

**ગ્રાહકોને વિનંતી :**

અત્યાર સુધી ગુણસુન્દરીના ગ્રાહક તરીકે ચાલુ રહી અમોને જે જે ગ્રાહકોએ આભારી કર્યા છે તેમનો આ તકે અમે આભાર માનીએ છીએ. તેઓને વિનંતી છે કે નવા વર્ષમાં તેઓ તો ચાલુ જ રહે. ઉપરાંત તેમનાથી બને તેટલા તેમના સ્નેહી મિત્રોને આ માસિકના ગ્રાહક તરીકે નવા ગ્રાહક તરીકે નોંધાવવા બનતો પ્રયત્ન કરશે તો અમોને આવા લડાઇના વખતમાં બહુ ઉપયોગી થઇ પડશે. ચાલુ લડાઇના લીધે કાગળો વિ. ની મોંઘવારી એટલી બધી વધી ગઇ છે કે જેને પહોંચી વળવું પણ મુશ્કેલ થઇ પડયું છે એવા વખતે ગ્રાહકો પોતે ચાલુ રહી નવા ગ્રાહક થવા પોતાના મિત્રમંડળને ભલામણ કરી અમોને મદદ કરશે તો અમોને ઘણી મદદ કરી લેખાશે.

મનીઓર્ડર મોકલવાનું ઠેકાણું :

વ્યવસ્થાપક : "ગુણસુન્દરી"
C/o લુહાણામિત્ર પ્રિં. પ્રેસ,
રાવપુરા-વડોદરા.

# ભેટ પર ભેટ

એક મોટું નગર હતું. નગરમાં ઘણાં બજારો હતાં. એક બજારનું ના ઘોડાબજાર હતું. કાઠિયાવાડ, કચ્છ વગેરે જુદાંજુદાં સ્થળોએથી અહીં ઘો વેચાવા આવતા. સારા ઘોડા ખરીદવા હોય તે આ નગરમાં આવતા, ને ઘો બજારમાંથી ખરીદતા.

આ નગરમાં એક ગરીબ રજપૂત રહે. તેનું નામ સજ્જનસિંહ. ઘોડાઓ માટે ઘાસ કાપી લાવી તેના ભારા બાંધી તે ઘોડાવાળાઓને વેચતો. એ દરરોજન ચાર આના કમાતો. તેમાંથી બે આના ખરચતો અને બે આના બચાવતો.

તેણે પોતાના નાના ઘરમાં એક ખાડો ખોદ્યો હતો. ખાડામાં એક માટીન હાંડી મૂકી હતી. દરરોજ તેમાં પોતે બચાવેલા બે આના એ નાખતો. આ રીતે પૈસા બચાવતો હતો.

આ રીતે સજ્જનસિંહે એક, બે, નહિ પણ કેટલાં યે વરસો પસાર કર્યાં. એ દિવસે તેને વિચાર આવ્યો કે લાવ, જોઉં તો ખરો, કેટલા પૈસા ભેગા થયા છે જમીનમાંથી બેઆનીઓથી ભરેલી હાંડી કાઢી. હાંડી તો ભરાઈ ગઈ હતી. બે આની ઓથી ભરાઈ ગયેલી હાંડી જોઇને તે ઘણો ખુશ થઈ ગયો. તેને ફરી વિચાર આવ્યો હું આટલા બધા પૈસાને શું કરીશ ? એ કેવી રીતે ખરચવા ? પૈસા કેમ ખરચવ તેનો વિચાર આવતાં તે એકદમ આનંદમાં આવી ગયો, અને બોલી ઊઠ્યોઃ ' બસ એમ જ કરવું. '

બીજે દિવસે સવારે એ એક સોનીને ત્યાં ગયો. સોનીએ તેનો આદરસત્કાર કર્યો.

સજ્જનસિંહે કહ્યુંઃ ' ભાઈ, તમારી પાસે કિંમતીમાં કિંમતી અને સુંદરમ સુંદર વીંટી હોય તે બતાવો. '

સોનીએ વીંટી કાઢીને બતાવી. વીંટી ઘણી કિંમતી અને સુંદર હતી. આવ વીંટી તો રાજા-રજવાડાઓમાં જ વપરાય.

સજ્જનસિંહે પોતાની પાસે જેટલા પૈસા બચેલા હતા તે બધા સોનીને આપ્યા અને સોની પાસેથી વીંટી ખરીદી.

વીંટીનું કોતરકામ સરસ હતું. વીંટીમાં એક પાણીદાર સફેદ હીરો જડેલો હતો. અંધારામાં પણ હીરો ચકચકતો હતો.

સજ્જનસિંહને એક મિત્ર હતો. તેનું નામ રામદાસ હતું. તે જુદાં જુદાં રાજ્યોમાં જઈ પોતાનો માલ વેચતો હતો. સજ્જનસિંહે પેલી વીંટી રામદાસને બતાવી. રામદાસ પણ વીંટી જોઇને ખુશ થયો,

સજ્જનસિંહે પૂછ્યું: 'અરે દોસ્ત, તું ચારે દિશામાં ફરે છે. તને ખબર છે કે સૌથી સુંદર રાજકુમારી કોણ છે અને ક્યાં રહે છે?'

રામદાસે જવાબ આપ્યો: 'ઓહો, એટલું જ જાણવું છે ને! સાંભળ, આપણા નગરની ઉત્તર દિશાએ સુંદરપુર નામનું રાજ્ય છે. તેના રાજાની એકની એક પુત્રી છે. તેનું નામ રૂપસુંદરી. ભગવાને એને ભારે રૂપ આપ્યું છે. એ સૌથી રૂપવતી છે.'

સજ્જનસિંહ બોલ્યો: 'ઠીક, તો મારૂં એક કામ કરીશ?'

રામદાસે પૂછ્યું: 'શું?'

સજ્જનસિંહે કહ્યું: 'આ વીંટી મારા તરફથી રૂપસુંદરીને ભેટ આપજે, અને કહેજે કે આ ભેટ મોકલનારને ધનની ઈચ્છા નથી.'

રામદાસે વીંટી લીધી અને કહ્યું: 'ઠીક'

બીજે દિવસે રામદાસ ઊપડ્યો. ફરતાં ફરતાં તે સુંદરપુરમાં આવી પહોંચ્યો. તે રાજકુંવરી પાસે ગયો અને વીંટી આપતાં કહ્યું: 'એક માણસે આપને આ વીંટી ભેટ મોકલી છે અને કહ્યું છે કે એ ધનની ઈચ્છા રાખતો નથી.'

રૂપસુંદરી વીંટી જોઈને ઘણી ખુશ થઈ. તેણે રાજકુમારને શોભે એવાં કીંમતી કપડાં રામદાસને આપ્યાં અને કહ્યું: 'આ પેલા માણસને આપજે અને કહેજે રૂપસુંદરી તમારૂં નામ જાણવા માગે છે.'

રામદાસ થોડા દિવસ પછી ઘેર આવી પહોંચ્યો. સજ્જનસિંહને ખબર પડી કે રામદાસ આવ્યો છે એટલે એ તેને મળવા ગયો. બન્ને મળ્યા, બેઠા અને વાતો કરવા માંડી. રામદાસે સજ્જનસિંહને કપડાં આપતાં કહ્યું: 'લે ભાઈ, આ રૂપસુંદરીએ મોકલ્યાં છે અને તારૂં નામ પૂછાવ્યું છે.'

સજ્જનસિંહ બોલી ઉઠ્યો: 'આ કપડાંને લાયક હું નથી. મારા જેવા ગરીબને આવો કિંમતી પોષાક ન શોભે.'

રામદાસે કહ્યું: 'હવે રાખી લે ને.'

સજ્જનસિંહ બોલ્યો: 'ના ભાઈ! ના, મારે એ ના જોઈએ. આ કપડાં તો કોઈ રાજકુમારને શોભે એવાં છે. મારૂં એક કામ કર. જે રાજકુમાર પોતાને પ્રજાનો સેવક માનતો હોય તેને મારા તરફથી ભેટ તરીકે એ આપી દેજે. તારા ધ્યાનમાં એવો કોઈ રાજકુમાર છે?'

રામદાસે જવાબ આપ્યો: 'અરે હા, આ રામદાસની ધ્યાનમાં બધું જ છે. આપણા નગરની પૂર્વ તરફ એક આદર્શપુર નામનું રાજ્ય છે. તેના રાજકુમારનું નામ સેવકસિંહ છે, એ પોતાને પ્રજાનો સેવક માને છે.'

સજ્જનસિંહે કહ્યું: 'ઠીક; આ પોષાક એ કુંવરને જ આપજે.'

રામદાસ ફરતો ફરતો આદર્શપુરમાં આવી પહોંચ્યો. તેણે સેવકસિંહને જઈ સજ્જનસિંહે મોકલેલો પોષાક આપ્યો.

સેવકસિંહે રામદાસને દસ ઘોડા આપતાં કહ્યું: 'આ ઘોડા તે માણસને આપજે અને તેને કહેજે કે સેવકસિંહ તમારૂં નામ જાણવા માગે છે.'

રામદાસ તો દસ ઘોડા લઈને પોતાના ઘર તરફ આવવા નીકળ્યો. સજ્જનસિંહ ઘોડાવાળાઓની રાહ જોતો હતો. એટલામાં તેને દૂરદૂરથી ઘોડા આવતા દેખાયા. તેને વિચાર આવ્યો કે ક્યારની રાહ જોતો હતો કે કોઈ ઘોડાવાળા આવે તો ઘાસ વેચી ઘર ભેગો થઈ જાઉં. ઘોડા પાસે આવતા ગયા. ઘોડા ખૂબ પાસે આવતાં તેણે જોયું તો ઘોડાવાળો રામદાસ હતો. તેણે પૂછ્યું: 'રામદાસ, આ શું? તેં ઘોડા ખરીદ્યા?'

રામદાસે જવાબ આપ્યો: 'ના ભાઈ, આ ઘોડા મારા નથી પણ તારા છે.'

સજ્જનસિંહ બોલ્યો: 'મારી મશ્કરી શું કરવા કરે છે ભાઈ!'

રામદાસ બોલ્યો: 'સાચી વાત છે. ચાલો ઘેર સઘળી હકીકત કહું છું.'

બન્ને જણા ઘોડા સાથે ઘેર આવ્યા. રામદાસે સઘળી હકીકત કહી.

સજ્જનસિંહ બોલ્યો: 'આ ઘોડાઓને સાચવવા માટે માણસ રાખવો, તેઓને માટે ઘાસ લાવવું ને દાણો ખવરાવવો એ બધું આપણને ફાવે તેમ નથી. હું તો ઘરડો થઈ ગયો છું. તું આ ઘોડા રૂપસુંદરીને આપી દેજે અને મારૂં નામ જણાવજે.'

થોડા દિવસ બાદ રામદાસ પાછો સુંદરપુર ગયો. ત્યાં જઈ તેણે રૂપસુંદરીને ઘોડા આપ્યા અને સજ્જનસિંહનું નામ કહ્યું.

રાજકુમારી તો ઘોડા જોઈ વિચારમાં પડી ગઈ. તેણે રામદાસને પૂછ્યું: 'આ સજ્જનસિંહ છે કોણ?'

રામદાસે ખોટું કહ્યું: 'તે એક બહુ પૈસાપાત્ર માણસ છે ને આપને મળવા માગે છે.'

રામદાસની વાત તેણે સાચી માની. તેણે સઘળી હકીકત રાજાને કહી અને કહ્યું: 'હું એના તરફની ભેટો લઈને થાકી ગઈ છું. હવે એને રોકવો કેમ?'

રાજાએ કહ્યું: 'તું એવી ચીજ મોકલ કે જેનાથી તે બીજી કોઈ વધુ કિંમતની ચીજ મોકલી ન શકે. પછી ભેટ આપવી બંધ થઈ જશે.'

આ વખતે રાજકુમારીએ ચાંદીથી ભરેલાં વીસ ઊંટ મોકલ્યાં.

સજ્જનસિંહ ચાંદીથી ભરેલાં ઊંટ જોઈને ગભરાઈ ગયો. આ ચાંદી સાચવવી ક્યાં? મારા દુઃખનું કારણ ક્યાંથી આવ્યું? તેણે રામદાસને કહ્યું: 'તું આ ચાંદીથી ભરેલાં ઊંટને પેલા રાજકુમારને આપી દેજે, અને મારૂં નામ આપજે.'

થોડા દિવસ બાદ રામદાસ આદર્શપુર આવી પહોંચ્યો. રામદાસ સેવકસિંહ પાસે ગયો અને કહ્યું: 'પેલા માણસે ચાંદીથી ભરેલાં વીસ ઊંટ આપને મોકલ્યાં છે. તેનું નામ સજ્જનસિંહ છે.'

સેવકસિંહે વિચાર કર્યો કે આ સજ્જનસિંહ કોઈ પૈસાદાર માણસ હોવો જોઈએ, અને તેથી જ તે આટલી બધી ચાંદી ભેટ તરીકે મોકલી શકે છે. કાંઈ વાંધો નહિ. હું એનાથી વધુ ભેટ મોકલીશ.

સેવકસિંહે વીસ ઊંટ પર સોનું ભરીને મોકલ્યું. રામદાસે આવી સજ્જનસિંહને સોનું આપ્યું. સજ્જનસિંહ તો સોનું જોઈ ગભરાઈ ગયો. તેણે રામદાસને કહ્યું: 'ભાઈ! આ પીડા ક્યાં ઊભી થઈ? તું હમણાં ને હમણાં જઈ આ બધું સોનું રૂપસુંદરીને ભેટ આપી આવ. હવે જો તે કાંઈ આપે તો લાવતો જ નહિ.'

રામદાસ તરત સોનાથી ભરેલાં ઊંટને લઈને સુંદરપુર તરફ ચાલી નીકળ્યો. તેણે આવીને તે રૂપસુંદરીને આપ્યાં. રાજકુમારી તો આભી બની ગઈ. તે તો તરત પોતાના પિતાજી પાસે ગઈ, અને બોલી: 'પિતાજી! મે વીસ ઊંટ ચાંદી મોકલી તો તેણે વીસ ઊંટ સોનું મોકલ્યું. હવે હું શું કરું?'

રાજાએ કહ્યું: 'ચાલો આપણે એને મળવા જઈશું.'

રામદાસ તો સુંદરપુરથી પાછો આવતો રહ્યો.

આ તરફ સેવકસિંહ પોતાના દરબારીઓને પૂછવા લાગ્યો: 'આ સજ્જનસિંહ કોણ હશે? તેને મને ભેટો મોકલવાનું શું કારણ હશે? આપણે તેની મુલાકાત લઈએ તો કેમ?'

સૌએ સજ્જનસિંહના નગર તરફ જવાનું નક્કી કર્યું.

આ તરફથી રૂપસુંદરી અને તેનો પિતા પોતાના લશ્કર સાથે સજ્જનસિંહને મળવા નગર તરફ આવવા લાગ્યો, અને બીજી તરફથી સેવકસિંહ પણ સજ્જનસિંહને મળવા માટે આવવા નીકળી પડ્યો.

બન્ને પેલા નગરની બહાર ભેગા થઈ ગયા. સુંદરસિંહ રાજા સમજ્યો કે સજ્જનસિંહ મારો આદરસત્કાર કરવા આવી રહ્યો છે; પણ તે સજ્જનસિંહ નહોતો, તે તો સેવકસિંહ હતો. સેવકસિંહ સમજ્યો કે સજ્જનસિંહ પોતાની પુત્રી સાથે મારો આદરસત્કાર કરવા આવ્યો છે. પણ તે તો સુંદરસિંહ હતો.

બન્ને એકબીજાની નજીક આવી પહોંચ્યા. સજ્જનસિંહ આ લોકોને દૂરથી ઊભો ઊભો જોઈ રહ્યો હતો.

સુંદરસિંહે સેવકસિંહને પૂછ્યું: 'તમે સજ્જનસિંહ છો?'

સેવકસિંહે જવાબ આપ્યો: 'ના, હું તો સેવકસિંહ છું. આપ કોણ છો?'

સુંદરસિંહે જવાબ આપ્યો: ' હું સુંદરપુરનો રાજા સુંદરસિંહ છું અને સજ્જનસિંહને મળવા આવ્યો છું. '

સેવકસિંહ પણ બોલ્યો: ' હું પણ સજ્જનસિંહને મળવા આવ્યો છું. '

બન્ને નગરમાં આવવા માંડયા. રસ્તામાં સજ્જનસિંહ મળ્યો. સુંદરસિંહે તેને પૂછ્યું: ' તમે સજ્જનસિંહને ઓળખો છો ? '

સજ્જનસિંહે જવાબ આપ્યો: ' હા, મહારાજ ! '

' તમે તેમનું ઘર જોયું છે ? '

' હા, મહારાજ ! '

' અમારે તેને મળવું છે. અમને તેનું ઘર બતાવો. '

' નહિ, નહિ, તેમને ઘેર ન જતા. '

' કેમ ? '

સજ્જનસિંહ જૂઠું બોલ્યો: ' તેઓ તો મરી ગયા છે. '

બન્ને કંઈ પણ તપાસ કર્યા વગર પાછા ચાલ્યા ગયા.

થોડા વખત પછી રૂપસુંદરી અને સેવકસિંહનાં લગ્ન થયાં. તેઓ આનંદથી રહેવા લાગ્યાં.

સજ્જનસિંહ પોતાનું ઘાસ વેચવાનું કામ હજીએ કરે છે અને આનંદથી રહે છે.

હર્ષદ પટેલ

卐

# ડોશીમાનું ડહાપણ

...તાં ડોશીમા.

જરા શોખીન તો ખરાંસ્તો.

છીકણીની ડાબલી લઈને બેસે ને ચપટો ભરી નાકે તાણે. એક દિવસમાં તો ડોશીમાને બે ડાબલીઓ ભરી છીકણી જોઈએ. બધાં તેમને ગંગા ડોશી કહી બોલાવે.

ગંગા ડોશી અક્કલનાં ઇજારદાર પણ ખરાં. અક્કલનો તો એમણે ઇજારો રાખેલો. જરૂર પડે ત્યારે જોઈતી અક્કલ કાઢી ગમે તેમ કરી કામનાં પાટિયાં બેસાડે.

ડોશીમા પાસે પૈસા પણ ખરા. પૈસાના વિચારમાં તો તેમને રાત્રે ઊંઘ ન આવે. રાતના રાજા ઉંદરમામા કદાચ ડોશીમાની ખબર લેવા આવે તો ખાસી દોઢ મણની જોખીને આપી દે.

એક વખત ડોશીમાને ત્યાં ચોર લોકો ખાતર પાડવા આવેલા. ગંગા ડોશી તો જાગતાં જ ખાટલામાં પડયાં હતાં. બહારના ખળભળાટથી તેમને ખબર પડી કે રાતના રાજા ચોર આવ્યા છે. એમ ચોરથી કાંઇ ગભરાઇ જાય તેમ ન હતાં.

" ચેતવા દેને મારા બાપ ! નહિ તો મારા રડયા કયાંક દાટ વાળી દેશે. " એમ વિચારી ડાશીમાએ પોતાનું હથિયાર સાંબેલું સંભાળ્યું. અને અવાજ ન થાય તેમ ધીમેથી ખાટલો ઓઢેલી જગ્યા નજીક લઈ ગયાં અને વિચારમાં ને વિચારમાં ડાબલી ખોલી છીંકણીના તડાકા મારવા બેઠાં.

ચોર લોકો ખોદી રહ્યા એટલે અંદર અંદર વાતો ચાલી.

"અલ્યા પાતળો હોય તે પગ અંદર ઘાલે. " સરદારે કહ્યું. અને એક જણે આસ્તે આસ્તે પગ અંદર ઘાલ્યા.

ડાશીમા તો તાકી જ રહ્યાં હતાં. એમણે તો મેલ્યું પગમાં સાંબેલું.

" ઉં....હે.........ઉંહ...." કરતો પેલાએ પગ ખેંચી લીધો.

" અલ્યા ! ડાશી જાગે છે કે શું ? "

" નારે ના. શાની જાગે ! એ તો કયાંય ખૂણામાં ઘોરતી હશે. " સરદારે બધાને હિંમત આપી.

"ઊભા રહો, મને હાથ ઘાલી જોવા દો." બીજો બોલ્યો. અને ચાલાકીભરી રીતે પોતાનો હાથ તેણે અંદર ઘાલ્યો. ડાશીમા તો તૈયાર જ હતાં. મેલ્યું હાથમાં સાંબેલું.

" ઉંહ....ઉંહ....આ શો ચમત્કાર ? જરૂર ડાશી જાગે છે. "

" આઘા ખસો તમે બધાય બાયલા જ છો. કહ્યું છે ને કે આપ મુવા વિના સ્વર્ગે ન જવાય. તેમ તમારા જેવાથી જ બધું બનતું હોય તો પછી મારા જેવા જવાંમર્દોની જરૂર જ શી પડે !"

મૂછ પર તાલ દેતાં સરદાર બોલ્યો અને તેણે પોતાનું અંગ ધીમેથી વાળીને જોયું. છતાં કાંઈ જણાયું નહિ. તેણે પોતાનો એક પગ અંદર ઘાલ્યો.

" ઘાલ મારા પિટયા ! બહુ બડાશો હાંકતો'તો. લે તને ઉનો ઉનો શિરો ખવડાવું. " ડાશીમા બબડયાં અને જોરથી સરદારના પગમાં તેમણે બે સાંબેલાં માર્યાં.

સરદારે અપાટાબંધ પગ ખેંચી લીધા.

" અરે રામા ! આ ડાશી તો જાગતી જ જણાય છે, નહિ તો બધાંયની આ વલે ન થાય. બડી પાકી છે. " સરદારે કહ્યું.

ડાશીમાથી સરદારના આ શબ્દો ન સંખાયા. તે બોલી ઉઠયાં:

" ઉભા રહો મારા રડયાઓ. તમારો છેડો વાળો. આ ડાશીના ઘરમાં ખાતર પાડવું છે ખરૂં ? પણ આ ગંગા ડાશી તમારાથી ગાંજી જાય એવી તો આશા જ ન રાખશો. હું તો ભલભલાને ખોટીમાં રાખી આ ઝૂંપડીમાં પડી રહી છું. "

ડાશીમાના આ શબ્દો સાંભળી ચોર લોકો તો સજ્જડ થઈ ગયા. અને ઠુંઠીઆ હાથપગ લઈ ત્યાંથી પલાયન થઈ ગયા. આજની ઘડીને કાલનો દહાડો. ફરી દેખાયાં જ નહીં.

ચંદ્રકાન્ત મ. ભટ્ટ.

